ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પઃ :સાતમું

# બ્રહ્માંડનો ભેદ

ચીન દેશના બૌદ્ધ મઠોમાં છૂપાયેલા
રહસ્યોનો સ્ફોટ કરતી સાહસ અને
કુતુહલભરી અદ્‌ભુત નવલકથા.

પ્રયોજકઃ
ઇશ્વરલાલ વીમાવાળા
તંત્રીઃ ગાંડીવ



પ્રગટકર્તાઃ
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦ કેળાંપીઠ
સુરત

કિમ્મતઃ રૂા.૧૩ા "ગાંડીવ"ના ગ્રાહકોને ૧)



[illegible] માં
નટવરલાલ વીમાવાળાએ છાપી
ને
ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી
પ્રગટ કરી.

---

## ગાંડીવનું સાહિત્ય

જેલનો અનુભવ
ઇજીપ્તનો ઉદ્ધારક
નીતિ ધર્મ
ગરબાવળિ
બૉંબયુગનું બંગાળા
હાય આસામ
કલકત્તાનો કારાયુગ
પંજાબનું પ્રચંડ કાવતરૂ
કાળું ગુલાબ
નિહિલિસ્ટોના પંજામાં.
આનંદમઠ



## બાલ સાહિત્ય

બાળ વિહાર
મૂરખરાજ
ટોલ્સ્ટોયની ૩ વાતો.
બકુલ
બિરબલનો બન્ધુ
નીલમ

---

ઈ. સ. ૧૯૨૬: મે માસ
પ્રથમાવૃત્તિ
સં. ૧૯૮૨ વૈશાખ

# બે બોલ

આ વાર્તા ગાંડીવ પત્રમાં કટકે કટકે લગભગ એક વરસ સુધી પ્રકટ થઇ હતી. ઇ. સ. ૧૯૨૫ના માર્ચ મહિનાથી શરૂ થઇને તે ઇ. સ. ૧૯૨૬ના માર્ચની આખર સુધી ચાલુ રહી હતી અને તે દરમ્યાન વાંચક વર્ગને તેણે એટલી બધી મોહિની લગાડી હતી, તેમ ચોમેરથી એને માટે એટલા બધા પ્રશંસા વાકયો સંભળાતાં હતાં, તેમ પુસ્તકાકારમાં પ્રગટ કરવાની માંગણી થતી હતી કે અમે અત્યંત ઉત્સાહભેર એને ચોપડીના રૂપમાં પ્રગટ કરવાની હિમ્મત કરી છે.

આપણે ત્યાં વૈતાળપચીશી ને બત્રીસ સિંહાસનની તેમ એવીજ કેટલીક શામળભટની વાતોનું પ્રાચીન સાહિત્ય બાદ કરતાં સાહસનાં શૂરાતનની વાતોનુ સાહિત્ય ઝાઝું નથીજ નજરે પડતું. આપણી લોકવાર્તાઓમાં સાહસ રસ સવિશેષ પ્રવર્તે છે ખરો, પણ જ્યારે એ સાહિત્ય ભૂલાઇ ગયું, ત્યારે એનું સ્થાન લેવાને માટે નવા જમાનાને અનુસરતી સાહસિક વાતો રચાવાની જરૂરિયાત ઉભી તો થઇ પણ ઉણી ને અધુરીજ રહી.

એ દિશામાં આપણે ત્યાં ઝાઝા પ્રયત્નો થયા નથી. ફ્રેન્ચ લેખક જુલેવર્નની કેટલીક વાતો "સાહસિક ઇંગ્રેજ" કે "અદ્દભુત આગબોટ" એવી બે ચાર આપણે ત્યાં બહાર પડી છે. પણ જી. એ. હેન્ટી કે હરબર્ટ સ્ટ્રેંગની વાર્તાઓ, ગાઇ બુથબી, કલોડ ગ્રેહામ વ્હાઇટની કે કેપ્ટન ગિલ્સનની કૃતિઓ અથવા સર કોનન ડોઇલની ધી લોસ્ટ વર્લ્ડ જેવી વાર્તાઓના તરજુમાઓ કે અનુકરણો પણ થયાં નથી. તો પછી તેવી મૌલિક વાર્તાઓ તો આપણે ત્યાં હોયજ શાની? એવું કેટલુંક અનુવાદિત સાહિત્ય પારસી ગ્રંથકારોએ તૈયાર કરેલું છે; અને બીજું તો આપણી પ્રજાની ચક્ષુ સમક્ષ વિલાયતથી આવતી સીનેમા ફિલ્મોના સ્વરૂપમાં રજુ થાય છે. પણ ખુદ આપણી પ્રજાનાં પાત્રો કલ્પી તેમને હાથે કરાવેલાં સાહસ કૃત્યોની વાતોનાં સર્જન હજુ વિરલજ છે.

આ વાર્તા એવા જૂજ સાહિત્યમાં એક ઉમેરો છે. એ ઇંગ્રેજી પરથી એક અનુકૃતિજ છે એમ સહેજે જણાઇ આવશે. આ વાતને આદર મળે - તો એવીજ કેટલીક બીજી કૃતિઓ ગુજરાતીમાં રજુ કરવા ઇરાદો છે.

ધીરજલાલ ધીઆવાળા.

## પ્રકરણ ૧ લું.

### નવો શિકાર.

સંધ્યાનો સમય હતો.

અલબેલી મુંબાપુરીની લહેરી પ્રજા પૂર ઠાઠમાં ચોપાટીની સપાટી પર એકત્ર થઈ હતી. પરણેલાં, પરણવાની તૈયારી કરતાં અને બુઢ્ઢાં ખખ થઇ ગયેલાં જોડાંઓ પણ કોઈ રેતીમાં, તો કોઈ બાંકડા પર, તો કોઇ પથરાઓ ઉપર બેઠેલાં હતાં; અને (પોણોસો ટકા) હાથમાં હાથ રાખી કોણ જાણે શીયે વાતો કરી રહ્યાં હતાં!

હજારો છેલબટાઉ છોકરાઓ, ઉગતા યુવાનો, અને કોટપાટલૂન, કોલર–ટાઇથી સજ્જ થયેલા સાહેબશાઈ ફાંકડાઓ ત્યાં પધાર્યા હતા. આંખ પર શોખના ચશ્મા ચઢાવેલા હોવાથી તેને વારેવારે ઉંચા કરી કપાળ પર ચઢાવીને આમતેમ દૃષ્ટિ નાંખતી પારસણો ત્રણ ત્રણચાર ચાર સહીઆરીઓ સાથે એક બાંકડા પર બેસી મોટેથી વાતો કરતી હતી. અને પોતાની સામેનાં કોઈક દૃશ્ય તરફ આંગળી કરીને 'ખીખી' હસતી હતી.

તે અસંખ્ય માનવ પ્રાણીના મેળામાં અનેક પ્રકારનો શોરબકોર અને કોલાહલ થઇ રહ્યો હતો. દૂરથી એક બીજાને હાક મારતા મિત્રગણોનો અવાજ, એકાદ બંધાતા કકડાથી ઢકાયલા દેવદારનાં ખોખાં માથે લઇને ફરતા ઘાટાઓની 'ગંડેએએ-એએરી' શબ્દની ગંભીર ગર્જના, રેતીમાં અનેક પ્રકારની રમત ગમત ખેલતા બ ળકોની આનંદકી કીચારી અને એવા એ નાદમાં પૂરાતો સાગરતરંગનો સૂરીલો સા ખરેખર એ બધું મુંબાઈ નગરીની પ્ર ત્તિમયતાનું પૂરૂં ભાન કરાવતું હતું

પણ એ બધી ધાંધલના ચકાવા ઘણે દૂર–જ્યાં ભાગ્યેજ કોઇ બીજા મ ષ્યને આવવાનું મન થાય–તેવા સ્થાન અમે બેઠા હતા—

હું અને ઇંદુકર.

વાચનાર! મારા મિત્રનો વારંવા પરિચય આપવાની હું જરૂર જોતો નથી આજે કેટલાયે વર્ષ થયાં મુંબઇ શહેરમ ખાનગી ડીટેક્ટિવ તરીકે કામ કરી પ્રસિદ્ધિ પામેલા ઇંદુકરને વિષે મેં તાર આગળ ઘણું કહ્યું છે. એની વાતો પણ મેં તારી આગળ ઘણી વર્ણવી છે, એટલે આ વખતે વિશેષ કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી.

અમે બેઠા બેઠા ચારે બાજુના ગપાટ મારતા હતા. ઇંદુકર મને પોતાના કલક ત્તાના સાહસ વિષે વાત કરી રહ્યો હતો અને સાચું કહું છું કે એની વાતોમ મને એટલો બધો રસ પડયો કે મને સમયનું ભાન રહ્યું નહિ.

અચાનક મારી નજર પેલી બાજુ પ ગઇ. જોઉં છું તો ત્યાં ભરાયલી મેદન

લગભગ બધી વિખરાઇ ગઇ હતી. હું ચોંક્યો. ઘડીઆળ કાઢી જોયું તો તેમાં સવા નવ વાગ્યા હતા !

"આજે તો તેં હદ કરી. ઈંદુ, હવે તારી વાતો બંધ કર અને મને ઘેર જવા દે."

"કેમ અત્યારમાં શું ધાડ પડી છે? એ સાહસનો ખરો રસિક ભાગ તો હવે આવે છે...."

"તે ખરૂં. પણ મારે હવે ઘેર પહોંચવું જ જોઇએ," મે કહ્યુઃ—'દવાખાનામાં બપોરથી મેં પગ મૂક્યો નથી. કોણ જાણે કેટલાયે દર્દી આવી ગયા હશે."

"હવે તે તો બધુ ઠીક છે મનહર, સીધે સીધુંજ કહી નાખને કે ભાભી-સાહેબ વાટ જોઈ બેસી રહ્યા હશે." ઈંદુએ હસતાં હસતાં કહ્યુ.

"તું જે કહે તે ખરૂ. પણ હવે તો ઉઠ." મે તેનો આક્ષેપ અંગીકાર કરીને કહ્યું.

અંતે અમે ઉઠયા

ચાલવા માંડતા હતા, એટલામાં જ મારા પગની ઠોકર ખાઇને રતીના પડમાંથી એક કાગળ બહાર નીકળી આવ્યો. મેં તો તેના તરફ કાંઇ લક્ષ આપ્યું નહિ. પણ ઇંદુકર તરતજ વાંકો વળ્યો, અને મારા પગ નીચે દબાયલો કાગળ ખેંચવા લાગ્યો.

"હવે પડવા દેને. એ શું રસ્તામાંની વસ્તુઓ લેવાની ટેવ!" મેં કહ્યું.

પણ ઈંદુ એવું સાંભળે એવો કયાં હતો? તેણે તરત તે કાગળ ખેંચી કાઢયો; અને સાફ કરી વાંચવા પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ અમે ઉભા હતા ત્યાંથી બત્તીનો થાંભલો ઘણો દૂર હતો. એટલે કાંઇ વાંચી શકાયું નહિ. ઇંદુએ મારો હાથ પકડી મને તે તરફ ખેંચી લઇ જવા માંડયો.

"અરે હવે જવા દે અત્યારે તો. કાલે વાંચીશું."

"કાલે શું? તને કાંઇક નવાઇ બતાવું. તું આવ તો ખરો. ઝાઝી વાર નહિ લાગે."

"અરે તારી નવાઇનો તો અંતજ આવવાનો નથી!" એમ બોલતો છતાં હુ તેની સાથે ગયો.

અમે એક બત્તીના થાંભલા આગળ જઇ ઉભા. દીવાના અજવાળામા ઈંદુ તે કાગળ વાચવા લાગ્યો. વાચતા વાચતાંજ એક અત્યંત આનંદ તથા આશ્ચર્યનો મિશ્રિત ઉદ્ગાર તેના મુખમાંથી અચાનક બહાર પડયો.

"કેમ? શું છે?" મે આશ્ચર્યથી પૂછયું.

**"એક નવી ખોરાકી, નવો શિકાર"**

એમ બોલતાં ઇન્દુકરે તે પત્ર મારા આગળ ધર્યો, અને મેં તે નીચે પ્રમાણે વાંચ્યોઃ



## પ્રકરણ ૨ જું.

### વિલક્ષણ પત્ર.

ખલકનો ખૂણો
તા. ૧૬-૧૨-૧૯૨....

**પ્રોફેસર મનંતરાય. એમ એ. એલ. એલ. બી.**—મુંબઇ.

પરમ પ્રિય મિત્ર,

આજ કેટલાંયે વર્ષો પછી આ મારો પત્ર જોતાંવાર તને એકાએક આશ્ચર્ય ઉત્પન્ન થશે. તું ચકિત થઈ જશે. કારણ કે આટલો બધો સમય મેં તને મારા વિષે કાંઇ પણ સમાચાર જણાવ્યા નથી એટલે હું કદાચ ગાંડો થઇ ગયો હઇશ અથવા ક્યાંયે જંગલમાં ભટકતો હઇશ, અથવા મૂઓ પણ હઈશ એવુ કાંઇક તેં ધારી લીધું હશે એ સંભવિત છે. પરંતુ આજ હુ તને આનંદપૂર્વક જણાવવાને રજા લઉં છું કે હું જીવતો છું, જાગતો છું અને પ્રભુ કૃપાથી પૂર્ણ સુખી અવસ્થામા છું.

દોસ્ત મનંત, એપોલો બંદર ઉપર મારી અને તારી છેવટની મુલાકાતનો પ્રસંગ તને સાંભરે છે કે! તે વખતે તું યુનિવર્સિટીની ડીગ્રીઓ પ્રાપ્ત કર્યા પછી આગળ શિક્ષણ લેવા માટે વિલાયત તરફ જતો હતો; અને હું?

ગરીબ બીચારો હુ! મેટ્રીક ક્લાસમાં ત્રણ ત્રણ વરસ સુધી માથાં ફોડયા પછી આખરે નિરાશ થઇ, સરસ્વતી દેવીને નવ ગજના નમસ્કાર કરી મારી જીંદગીના સમાસ માટે કોઇ ખાડો શોધવાને ચીન-જાપાન તરફ કાંઇ ઉદ્યોગધંધા અર્થે નીકળી પડયો હતો. એ પ્રસંગ યાદ હશેજ. અહા! એ વખતે તું કેટલો બધો અભિમાનપૂર્વક મુદ્રાથી આમતેમ જોતો હતો! અને બધી વાતે નિષ્ફળતા પામેલો હું કેવો નીચી મૂડીએ તારા મહાન કાર્યક્રમની વાતો સાંભળી રહ્યા હતો. પણ દોસ્ત, આજે હુ પહેલાંના જેવો નથી રહ્યો. મારી બધી પરિસ્થિતિ ફેરવાઈ ગઇ છે. તારી પેઠે હું પણ અહીં (એટલે ક્યાં તે તપાસવાની વ્યર્થ મહેનત કદિ કરતો નહિ.) મારી પ્રિય પત્નીના સહવાસમાં આનંદે દિવસ નિર્ગમન કરૂં છું.

હું સાચું કહું છું, દોસ્ત મનંત, અત્યારે હું એટલા સુખમાં ડૂબી ગયો છું કે હું સૃષ્ટિમાં છું કે સ્વર્ગમાં! એ વિષે મને ઘણી વાર ભ્રમણા ઉત્પન્ન થાય છે. મને અહીં કોઇ વાતની કે કોઇ વસ્તુની મણા નથી, એ ખરું; પરંતુ આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે મારે જે દુઃખ અને ભયાનક સાહસો-પ્રાણ સંકટો-વેઠવાં પડયાં છે તેનો ચિતાર તો હું ભાગ્યેજ આપી શકુ. મુંબાઇથી નીકળ્યા પછી હું પ્રથમ તો બહારોબહાર હોંગકોંગ આવ્યો. ત્યાં આગળ કેટલાક હિંદી વ્યાપારીઓ પાસેથી જેમ તેમ થોડી ઘણી દ્રવ્યની સહાય મેળવીને અત્યંત સંકટ અને દુઃખો વેઠી મહા મહેનતે હું જાપાન પહોચ્યો.

જાપાન પહોંચ્યા પછી હું ત્યાંની એક મોટી ઔદ્યોગિક પાઠશાળામા દાખલ થવા માટે ગયો. પરંતુ જાપાની ભાષામાં પ્રવેશ પરીક્ષા આપ્યા સિવાય કોઇથી પણ કોલેજમાં દાખલ થઇ શકાય નહિ એવો કડક કાયદો ચાલતો હોવાથી ત્યાંથી પાછા ફરવું પડયું. બીજી બે ત્રણ કોલેજોમાં

તપાસ કરી પરંતુ ત્યાંથીયે 'ડીટો ડીટો' જવાબ મળ્યો. એટલે મારૂં એક નાકું તો બંધજ થયું. મારી કંગાળ સ્થિતિ તો તને ખબરજ છે. તારાથી છૂટો પડયો તે વખતેજ મારા ગજવામાં ચારપાંચ રૂપીઆથી વિશેષ એક દમડી ન હતી. એટલે પછી પરીક્ષાઓ પાસ કરવામાંજ પૈસાનો ધુમાડો કરવાનું મારા જેવાને ક્યાંથી પાલવે ?

આથી મારે પરીક્ષા પાસ કરવાનો કે કોલેજમાં દાખલ થવાનો વિચાર છોડી દેવો પડયો. અને કોઇ કારખાનામાં કે મીલમાં નોકરી મળે તે માટે હું પ્રયત્ન કરવા લાગ્યો.

ઘણી ખટપટ તથા લાગવગને અંતે મને એક રંગના કારખાનામાં નોકરી મળી. ત્યા કેટલાક દિવસ કામ કર્યા પછી મને એવોજ અનુભવ થયો કે આ કારખાનામાં જો હું આ સિવાય બીજા ચાર જન્મારા કાઢું તો પણ મને રંગ તૈયાર કરવાની વિદ્યા તથા તેને માટે જરૂરી સાહિત્યનું જ્ઞાન જરા પણ થવાનું નથી, કારણ રંગ તૈયાર કરવા માટે જે એક ઓરડો રાખ્યો હતો તેના બારણા પર 'માલિક સિવાય કોઇએ આવવું નહિ' એવું પાટીયું લગાવેલું હતું. અને મને તો શું, પણ કોઇ પણ જાપાની મજુરને પણ તેમાં પ્રવેશ કરવાની છૂટ ન હતી.

આથી મે તે કારખાનાનો ત્યાગ કર્યો. બીજા એક કાચના કારખાનામાં ગયો, ત્યાં પણ મેં એજ સ્થિતિ અનુભવી. તે કારખાનાને રામરામ કરી હું એક બંગડીના કારખાનામાં ગયો. ત્યાંથી વળી ચીનાઈ માટીનાં વાસણ બનાવવાના કારખાનામાં ગયો. ત્યાંથી એક દિવાસળીના કારખાનામાં ગયો. પણ કોઇ જાપાની બચ્ચા એવા નહિ દેખાયા કે પોતાના ધંધાની કુંચી મારા જેવા એક પરદેશી મનુષ્યના હાથમાં આપવાને તૈયાર થાય.

અંતે આ બાબતમાં પણ મારી પૂર્ણ નિરાશા થઇ. મેં ટોકીઓ શહેર છોડયું. એક આગબોટમાં ફાયરબોય (એન્જીનમાં કોયલા પૂરનાર) તરીકે રહીને કેટલેક દિવસે હું ચીનમાં પાછો આવ્યો. હું ધારતો હતો કે ચીનાલોક કાંઈ જાપાનીઓ જેવા આપમતલબી અને સ્વાર્થી નહિ હશે. ચીન દેશમાં હું મોટા મોટા શહેરના કારખાનાંઓમાં ગયો. પણ તરતજ મને ખાત્રી થઇ કે મારૂં અનુમાન બીલકુલ ખોટું હતું. જાપાની લોકો તો પરદેશી માણસ સાથે કંઇક પણ સભ્યતાથી વર્તી તેમને મજુર તરીકે પણ રાખે છે. પરંતુ ચીની લોક તો પરદેશી અને પરધર્મી મનુષ્યોને પોતાને છાંયે પણ ઉભા રહેવા દેતા નથી. પરધર્મીઓનો ઓળો પડતાં જ ન્હાઇ નાંખે એવી જબરી તેમને સૂગ હોય છે ?

જાપાનમાં મળેલા અનુભવ પરથી મને એક લાભ થયો. ચીનમાં આવતાં વારજ મેં રાત્રિ દિવસ ખુબ પરિશ્રમ કરીને ચીની ભાષાનો અભ્યાસ કરવા માંડયો. બે મહિનામાં તો મને ચીની ભાષા બહુજ સારી રીતે લખતાં તેમજ બોલતાં આવડી ગઇ. એટલુંજ નહિ પણ ચીની લોકના રીત રિવાજોની પણ મેં પુષ્કળ માહિતી મેળવી લીધી.

અને હું સાચુંજ કહું છું કે મારી શિખેલી આ વિદ્યાજ મને બહુ ઉપયોગી થઇ પડી. દોસ્ત મનંત, આ પત્રની

સાથે હું એક હસ્તલિખિત પુસ્તક મોકલું છું તે વાંચી જોતાં તારી ખાત્રી થશે કે ચીની ભાષાના જ્ઞાનને લીધે મારી અવદશામાંથી ઉન્નતિ કેવી રીતે થઇ! એ બધું મેં ઘણીજ મહેનત લઇને લખેલું છે. અને મારા પ્રત્યેની તારી સદ્દાની સદ્દભાવનાને વશ થઇ હું એ પુસ્તક તનેજ અર્પણ કરૂં છું. તને યોગ્ય લાગે તો તું તે છપાવજે, અને નહિ તો મારાં એક સ્મરણ-ચિહ્ન તરીકે હંમેશ જાળવી રાખજે.

હવે હું આ પત્ર કયાંથી લખું છું, હું કયાં રહું છું, તે વિષે તારા હૃદયમાં ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે; પરંતુ હું તને એટલુજ કહી શકું છું કે હું હિંદુસ્થાનમાં છું. એથી વિશેષ કાંઈ ન કહેવાને માટે કારણો છે તે મારૂં પુસ્તક વાચી જોતાં આપોઆપ સમજાશે.

બીજું કાંઇ મારે વિષે જાણવાની તારી ઇચ્છા થાય તો જાણ કે મારા ઘરની સામેજ મારી માલિકીની પાંચસો એકર જેટલી રસાળ જમીન છે. તેની બંને બાજુએ પુષ્કળ ગોચર જમીન છે અને આસપાસ મોટા ડુંગરા આવેલા છે. ટુંકમાં બહુજ આબાદ સ્થિતિ હું ભોગવી રહ્યો છું. મારા ઘરની આસપાસ રોજ પ્રાતઃકાળે અને સાયંકાળે જે સૃષ્ટિસૌંદર્યના દેખાવો જોવા મળે છે તે તો તારી મુંબાઈની ચોપાટી પર કે વાલકેશ્વરની ટેકરી પર સ્વપ્ને પણ નહિ જ સંભવતા હોય એમ મારી ખાત્રી છે. કવિકલ્પનાની ઉંચામાં ઉંચી પ્રતિભા પણ આ કુદરત શોભાનો ચિતાર આપવા બીલકુલ નિષ્ફળ નીવડે.

હું કયાં રહું છું? એક અઘોર જંગલમાં; જ્યાંથી પાસેમાં પાસેનું ગામડું પણ એક સો માઇલ જેટલું દૂર છે. દર મહિને હું મારા એક અત્યંત વિશ્વાસુ માણસને તે ગામના એક અત્યંત વિશ્વાસુ દુકાનદાર પાસે મોકલું છું. અને મને આખા મહિનામાં જરૂર પડતી વસ્તુઓ તે ખરીદી લાવે છે. અહીં ડુંગરમાં થઇને આવવાનો કાંઈ રસ્તો ન હોવાથી બધો માલ ખચ્ચરની પીઠ પર સીંચી લાવવો પડે છે. એ સામાનની સાથે જ મને મારી ટપાલ પણ તેજ વખતે મળે છે. મારી ટપાલમાં માત્ર સુપ્રસિદ્ધ ચોપાનીઆં અને વર્તમાનપત્રો સિવાય બીજું કશું નથી હોતું. કારણ હું કોઇને કાગળ લખતો નથી તેમ કોઇના તરફથી મારા પર કાગળો આવતા નથી. ચોપાનીઆં પણ હું તે દુકાનદારને નામેજ મંગાવું છું.

મારા ખેતરોમાં કામ કરનારા માણસો મારી આસપાસ રહેનારા ભીલ ચોધરાઓજ છે. મેં તેમને ઘરો બંધાવી આપ્યાં છે. મારી પ્રિય પત્ની તેમનાં બાળકોને શિક્ષણ આપે છે. અને હું તેમની બીજી સંભાળ લઉં છુ. હું તેમને મારા ભાઇઓ પ્રમાણે ગણું છું અને તેઓનો પણ મારા ઉપર તેવોજ શ્રદ્ધાળુ પ્રેમ છે. તેમને જરૂરની બધી વસ્તુઓ હુંજ તેમને પૂરી પાડું છું એટલે તેમને કદિ પણ રહેઠાણ છોડી જવું પડતું નથી. તેઓના ભક્તિપૂર્ણ સહવાસને લીધે મારો બધો સમય અત્યંત આનંદમાં જાય છે. એકંદરે બાહ્યજગતના ઉહાપોહ અને કાવત્રાંબાજ ખટપટોથી અમે ઘણાજ દૂર હોઇ અહીં એક પૂરૂ સ્વતંત્ર સ્વરાજ્ય સ્થાપી દીધું છે.

બાહ્ય જગત સાથે મારો જરા પણ

સંબંધ નથી. અને એવો સંબંધ બાંધવાની મારી ઇચ્છા પણ નથી. છતાં પણ વર્તમાનપત્રો પરથી કેટલીક હકીકત વાંચીને મારૂં ચિત્ત કોઇ કોઇવાર વ્યગ્ર થાય છે. તે સિવાય મારો બધોજ સમય અત્યંત સુખ અને શાંતિમાંજ જાય છે.

મારાં ગૃહસૌખ્યની પૂર્ણતા કરવાને માટે સદ્‌ભાગ્યે મને એક શાંત અને સુશીલ પત્ની મળી છે. એ મારી પ્રિયતમાની પ્રાપ્તિ કેવી રીતે થઇ તે તો તું મારૂં પુસ્તક વાંચશે એટલેજ સમજી જશે. એ પુસ્તક તૈયાર કરવામાં પણ મારી પત્નીએ મને પુષ્કળ સહાય આપી છે.

મને સાંપ્રત સ્થિતિ પ્રાપ્ત થવાનું મુખ્ય કારણ ડૉકટર પ્રતાપરાય નામના એક સદ્‌ગૃહસ્થ છે. એમની સાથે મારે કેમ, કેવો અને કેવી રીતે પરિચય થયો તે મારાં પુસ્તકમાં લખ્યુંજ છે. પરંતુ એ વિલક્ષણ ગૃહસ્થ અત્યારે કયાં હશે? અથવા શું કરતા હશે તે કાંઇ હું કહી શકતો નથી. હું પોતે પણ જાણતો નથી. એટલુંજ નહિ પણ આ જન્મારામાં ફરી મારે તેની સાથે મુલાકાત થશે કે નહિ, અથવા તેને વિષે કાંઇ સાંભળવામાં આવશે કે નહિ, એ પણ કહી શકતો નથી.

દોસ્ત મનંત, મુંબઇમાં આપણે નિશાળે જતા અને આપણે પેલી ઓરડીના ઝાડ પર ચઢતા, તે વખતે તું મને 'સાહસિક' કહેતો ને ઠપકો આપતો તે યાદ છે કે? તે વખતે અને ત્યાર પછી પણ મેં કેટલીક વાર જીવ જોખમમાં નાંખેલો, તે વખતે તું 'અરરર આ તો હદ થઇ' એમ બબડતો. પરંતુ મનંત, મારૂં એ સાહસ ડૉકટર પ્રતાપરાયના સાહસ સાથે સરખાવતાં એક સહસ્ત્રાંશ પણ નથી, હોં! એના સાહસિક સ્વભાવનો હું વિચાર કરૂં છું. એટલામાંજ મને કંપારી થઇ આવે છે. મને ખાત્રી છે કે આખું પુસ્તક વાંચ્યા પછી તું પણ એમજ કહેશે કે "ખરેખર આના જેવો સાહસિક બીજો કોઇ માણસ ન હશે!"

મારા પુસ્તકમાંના કેટલાક પ્રસંગો વાંચીને તને એમજ લાગશે કે હું કોઇક કલ્પિત વાર્તા વાંચું છું કે શું? પરંતુ અંત સુધી વાંચતાં તારી ખાત્રી થશે કે એ બધાં વર્ણનો કપોલકલ્પિત નથી પણ ખરેખર બનેલા બનાવો છે. એમ જાણ્યા પછી પણ તને એ પુસ્તક વારંવાર વાંચવાનું મન થશે.

અંતે મારી તને એટલીજ વિનંતિ છે કે મારા ઠામઠેકાણાની તપાસ કરવાનો જરા પણ વિચાર કે ખટપટ કરીશ નહિ. કારણ તેમાં તને યશ મળનાર નથી. હું કોઇ કોઇ વાર પત્ર દ્વારા તને મારા સમાચાર મોકલતો રહીશ. પરંતુ પત્ર પર મદ્રાસ કે કલકત્તાની પોસ્ટલ છાપ જોઇને હુ તે ઠેકાણે રહેતો હઇશ એવો ખ્યાલ બાંધવાનું સાહસ રખે કરતો. તું પણ, બને તો, વર્તમાનપત્ર દ્વારા તારા સમાચાર મને મળે એવી ગોઠવણ કરજે—

પ્રભુ તને સુખી રાખો! એજ.

લી૦ તારો બાળસ્નેહી,

**બહાદુરસિંહ.**



# પ્રકરણ ૩ જું.

## ભેદી પુસ્તક

પત્ર વાંચી રહ્યા પછી કંઇક અભિમાન-યુક્ત મુદ્રાથી ઇંદુકર મારા પ્રત્યે જોઈ રહ્યા.

" કેમ શું છે ? " મેં પૂછ્યું.

" શું છે ? એમ કેમ પૂછે છે ? "

" ત્યારે કેમ પૂછું ? "

" તુ વર્તમાન પત્રો વાંચે છે ખરો ?"

" રોજ વાંચું છું. "

" વાંચે છે, કે જૂએ છે ? "

" એટલે ? "

" જો તું ધ્યાનપૂર્વક વાંચતો હોય તો ગઇ કાલનાજ ક્રોનિકલમાં એક જાહેર ખબર હતી તે તારા વાંચ્યામાં આવ્યા વગર ન રહી હોત ! "

" ઓત્તારી ! " હું બોલ્યોઃ—"પણ અહીં જાહેરખબરો કોણ વાંચે છે ! આપણે તો વળી લીડર અને મોટી ખબરો જોઇ જઇએ છીએ, બીજું કાંઈ વાચવાની આપણને પુરસદ નથી...."

" આજકાલ 'પુરસદ નથી' એમ કહેવું બધાને ઠીક સસ્તું થઇ પડયું છે. સાળો રસ્તે જતો પાટીવાળો પણ 'આમાલા પુરસત નાઇ' એમ કહેતો તોરમાં ને તોરમાં ચાલ્યો જાય છે, અને અમસ્તો આંટો ખાઇ ગલીને નાકેથી પાછો આવે છે....."

" વારૂ. પણ હવે, તે શાની જાહેર ખબર હતી તે તો કહે." મેં કંટાળીને પૂછયું.

" એક પત્ર અને પુસ્તક ગુમ થયાની"

" એએએમ ?" મેં સાશ્ચર્ય પૂછયું.

" હા–અને તે જાહેરખબર આપનારે પોતાનું શીરનામું પણ 'M C/o Chronicle' એ પ્રમાણે આપ્યું હતું. "

" ત્યારે તો આ પત્ર તે પુસ્તકની સાથેનોજ હોવો જોઇએ. કારણ કે આમાં પણ મનંતનું નામ લખેલું છે. "

" હવે આનો પત્તો લગાડવો એ મારૂં કામ છે. " ઈંદુકરે કહ્યું—" જોજે મનહર, આજથી આઠમે દહાડે હું તને પુસ્તક વાંચવા માટે તેડી જઈશ. "

" બહુ મોટો ઉપકાર ! પણ આજે તો હવે ઘેર ચાલ. રાત્રિના દશ થવા આવ્યા હશે. " મેં ઘેર જવાની ઉતાવળ કરતાં કહ્યું.

અંતે ઈંદુકરે પત્રની ઘડી વાળીને સાચવીને પાકીટમાં મૂકયો. પાકીટ બંધ કરી ગજવામાં મૂકયું. અને અમે સેંડહર્સ્ટ બ્રીજ ઉપર થઈ ગીરગામ તરફ ચાલવા લાગ્યા.

એ વખતે પોવેલના ટાવરમાં બરાબર દશના ટકોરા થયા. રાત્રિનો સમય હોવાથી અને જરા જરા ટાઢ પડતી હોવાથી અમે બંને કંઇ પણ બોલ્યા વગર, મૂગા મૂગા, ચાલ્યા જતા હતા.

અમે મારવાડી વિદ્યાલય સુધી પહોંચ્યા ન પહોંચ્યા એટલામાજ ઇંદુકર એકાએક ઉભો રહ્યો, અને બોલ્યોઃ

" મનહર, જા. હવે હું તને છૂટો કરૂં છું. સુખેથી ઘેર ચાલ્યો જા. "

" અને કેમ તું નથી આવતો ? "

" ના. મારે અહીંજ એક કામ છે. " ઇંદુકર બોલ્યો.

"રાતના દશ વાગે શું કામ છે ? "

"બહુજ અગત્યનું કામ છે."

"તું બહુ વિચિત્ર છે." મેં કહ્યું:–"ઠીક, ત્યારે હું જાઉં છું."

"સુખેથી."

એમ બોલી ઇંદુકર પાછો ફરીને પૂલ તરફ જવા લાગ્યો. હું તેને જતો જોઈ રહ્યો. થોડેક દુર ગયા પછી એ ડાબા હાથ પર એક ગલીમાં ઘુસી અદૃશ્ય થઈ ગયો. એટલે છૂટકારાનો શ્વાસ ખેંચી હું પણ આગળ ચાલવા લાગ્યો. મેં ઉતાવળે પગલાં ભરવા માંડયાં. છતાં ઘેર આવી જોઉં છું તો સાડાદશ ક્યારના થઈ ગયા હતા.

વાંચનાર !

મારે અને ઇંદુકરને ઘણા સમયની મિત્રાચારી છે. એ મિત્રાચારી કેમ અને કેવી રીતે થઇ તે તો બીજી કોઇ વખતે જણાવીશ. પરંતુ અમારા ધંધામાં ભિન્નપણું હોવા છતાં અમારો પરસ્પર સ્નેહ વધતો ગયો હતો. મેં એને ઘણી વાર કંઇ કંઇ કેસોમાં ડાકટરી મદદ આપી હતી. જુદી જુદી દવાઓનો પત્તો આપ્યો હતો, જે એને કેટલાક બદમાસોને જેર કરવામાં બહુ મદદરૂપ થઇ પડી હતી. તેજ પ્રમાણે જ્યારે હું પહેલવહેલી ડીસ્પેન્સરી ખોલીને માખ મારતો બેઠો હતો ત્યારે ઇંદુકરેજ મને ઘણાં ગ્રાહકો મેળવી આપી મારી આબરૂને ઘણીજ ફેલાવી હતી, એમ કબૂલ કરતાં હું જરા પણ અચકાતો નથી.

× × ×

બરાબર આઠ દિવસ થયા.

આજે ઇંદુકર આવવો જોઇએ એવી આશાથી હું તેની વાટ જોઈ દવાખાનામાં બેસી રહ્યો હતો. લગભગ સાડાનવ થયા પણ ઇંદુનાં દર્શન થયાં નહિ. એટલે હું કંઇક વ્યાકુળ થયો. મનમાં એમ પણ વિચાર થયો કે ઇંદુ આવશે કે તરત તેને મ્હેણું મારીશ, કે 'હમેશા રાજાબાઇ ટાવર જેવો પંકચ્યુઅલ ચાલે છે તે આજે કયાં ઉંઘી ગયો હતો?' પણ હું એ પ્રમાણે વિચાર કરૂં છું એટલામાંજ મારો નાનો કીકો હાથમાં એક પાકીટ લઇને એકાએક દવાખાનામાં દોડી આવ્યો; અને મોટેથી બોલી ઉઠયો:

"બાપા ! બાપા ! આ તમારો કાગળ આવ્યો છે."

દવાખાનામાં બે ત્રણ ઓળખીતા દરદી બેઠા હતા તે આ સાંભળીને હસી પડયા. હું પણ ખશીઆણો પડી ગયો, કારણ કે મેં કોઇ દિવસ પણ કીકાને 'બાપા !' શબ્દ શીખવ્યો ન હતો. તેથી એ શબ્દ એના મ્હોડામાં કોણે મૂકયો તે વિષે મને અત્યંત આશ્ચર્ય લાગ્યું.

મારા ટેબલ પર કાગળ નાંખી કીકો આવ્યો હતો તેવીજ ઝડપથી દોડતો પાછો ચાલ્યો. મેં કાગળ લઇને ફોડયો અને નીચે પ્રમાણે વાંચ્યો.

ડાકટર સાહેબ,

આ ચિઠ્ઠી વાંચતાંજ પેલુ પુસ્તક—વાંચવા માટે કોટમાં લાલ ઘડીઆળના ૧૩૭મા બ્લોકમાં હાજર થઈ જાઓ. અમે તમારી વાટ જોઇએ છીએ.

લી૦ આપનો **મનંત**

પાકીટમાંથી પત્રને બદલે ચિઠ્ઠી નીકળી તે પણ મને નવાઇ લાગી. તપાસ કરવા જાઉં છું તો માલમ પડયું કે આઠ દશ દિવસ ઉપર એક સ્નેહીનો પત્ર આવેલો તેનું પાકીટ મેં રખડતું નાંખ્યું હતું તેમાંજ આ ચિઠ્ઠી બીડેલી હતી. ઉપરની ટિકીટ ખોટી હતી અને તેના ઉપર તારી-

ખની છાપ દશ દિવશ જૂની હતી. મેં મનમાં ગાંઠ વાળી કે આ તો ઇંદુનુંજ કારસ્થાન ! આવી રીતે એણે ઘણીવાર મારી મશ્કરી કરેલી.

છતાં મારા હૃદયમાં પેલું પુસ્તક વાંચવાની એટલી બધી ઉત્સુકતા હતી કે વિશેષ કાંઈપણ વિચાર ન કરતાં હાજર હતા તેટલા દર્દીઓને મેં સત્વર પતાવી દીધા. અને કમ્પાઉન્ડરને જરૂરી સૂચના આપી બહાર નીકળી પ્રાર્થનાસમાજ આગળથી દોડતી ટ્રામ પકડી.

જોતજોતાંમાં હું કોટમાં જઈ પહોંચ્યો. ચિઠ્ઠીમાં લખ્યા પ્રમાણેનો લાલ ઘડીઆળનો ૧૩૭ મો બ્લોક એટલે કયુ મકાન તે હું પ્રથમથીજ જાણતો હતો. ઓળખવાની સરળતાને માટે અમે આખા મુંબાઈ શહેરનાં મકાનોને આવી રીતે નામો અને નંબરો આપી મૂકયા હતા.

એક વિશાળ દાદર ચઢીને હું ૧૩૭ મા બ્લોકમા આવ્યો. દિવાનખાનામાં ડોકીયું કર્યું તો માલમ પડયું કે એક મોટી આરામ ખુરશી પર લાંબે ટાંટીએ ઇંદુકર પડયો હતો. તે જાણે ખૂબ થાકી ગયો હોય તેમ આંખો મીંચીને હાંફતો પડયો હતો. તેની સામેજ થોડે દૂર એક બીજી ખુરશી પર એક બીજો માણસ બેઠો હતો. માઈકાંકલું શરીર હોવા છતાં તેની ઉમ્મર આશરે પીસ્તાલીશ વર્ષની હોવી જોઈએ, એમ સહજ દેખાય. મેં તેને પ્રોફેસર મનંતરાય તરીકે ઓળખ્યો. સામે એક નાનાં ટેબલ પર લખેલા ફુલ્સકેપ કાગળોનો ભારે થોકડો પડયો હતો.

"ચાલો. આવ્યા ? ડાકટર સાહેબ !" મેં પ્રવેશ કર્યો કે તરતજ જાગ્રત થઈને ઇંદુકર બોલી ઉઠયો:—"અમે તમારે સારૂજ કયારના વાટ જોઈ બેસી રહ્યા છીએ. પાંચ મિનિટમાં પધાર્યા ન હોત તો અમે વાંચવાનું શરૂ કરી દીધુંજ હોત હો. એવું તે શું કામ આવી આવી પડયું હતું કે આટલી બધી વાર લાગી ?"

અત્રે જણાવવું જરૂરનું છે કે અમારી એકાંત વાતચિતમાં જો કે અમે એક બીજાને તુકારથી સંબોધીએ છીએ પરતુ ત્રીજા કોઈ સદ્‌ગૃહસ્થની સમક્ષ તો અમે પરસ્પર સન્માન જાળવવા માટે પરસ્પર બહુવચનમાજ સંબોધવાનો રિવાજ રાખ્યો છે.

"મને કાંઈ ઝાઝી વાર લાગી નથી. એક બે દર્દી પતાવવાના હતા તે પતાવીને તરતજ હું ચાલ્યો આવ્યો છું. ટ્રામ જરા ભેંસના ભાઈ જેવી......."

મને બોલતો અટકાવીને ઇંદુકરે વચમાંજ પૂછયું:

"વારૂ. પણ કીકાને કોપરાપાક જમાડયો તો નથીને ?"

એના પ્રશ્નનો ભેદ કળી જઇને મેં પણ હસતાં હસતાં કહ્યુ.

"નારે. કીકાના કાકા હાજર થયા હોત, તો કોપરાપાક જમવાનો મળતે."

એટલામાં પ્રોફેસરસાહેબ બોલી ઉઠયા:

"હવે આપણે વાંચવાનું શરૂ કરોને. ઇંદુભાઈ, નકામો વખત જાય છે, તેમ તેમ મારી ઉત્સુકતા વધતી જાય છે, અને ધૈર્યનો ધ્વંસ થાય છે."

"ત્યારે શું પ્રોફેસર સાહેબ, આપે પણ એ પુસ્તક વાંચ્યુ નથી કે શું ?"

"જરાપણ નહિ. શું કહું ? હું વાંચવાની તૈયારીમાં હતો તેજ વખતે તે ચોરાઇ ગયું !" પ્રોફેસરસાહેબે ઉત્તર આપ્યો.

"એમ કે ?" મેં આશ્ચર્યથી પૂછ્યું:– "વારૂ, પછી તે કોણ ચોરી ગયું હતું તે માલમ પડ્યું ?"

"ઇંદુભાઈ જાણે છે."

"કોણ ?" મેં ઇંદુકર તરફ જોઇ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"એક લફંડમંચી બુકસેલર."

"એમ કે ?" અમે બંનેએ સાથેજ પ્રશ્ન કર્યો.

મે વધારામાં પૂછયુ: "પછી તે કેવી રીતે પકડાયો ?"

"તે બધું કહેવાનો અત્યારે વખત નથી" ઇંદુકરે પેલા ટેબલ પરનો થોકડો હાથમાં લેતાં કહ્યું:–"એ બધું કોઇ દિવસ પ્રસગ મળ્યે કહીશ. હાલ તો આપણે વાંચવાનું શરૂ કરવું જોઇએ."

"પણ થોડુક તો કહો." મારાથી ઉતાવળમાં કહેવાઇ ગયું.

"નહિ. આજે નહિ. કોઈ દિવસ અનુકૂળ સમયે કહીશ."

એમ કહી ઇંદુકરે બીલકુલ સમય ન ગુમાવતાં તે પુસ્તક વાંચવા માંડયું:



## પ્રકરણ ૪ થું

### શરતના ખેલમાં.

ચીનમાં પ્રવાસ કરતો કરતો હું એક વાર શાંગહાઇ શહેરમાં આવી પહોંચ્યો. શાંગહાઇ શહેર ચીનને પૂર્વ કિનારે આવેલું છે અને હાલ અંગ્રેજ સરકારને તાબે છે. અહીં આવવાનું મારૂં પ્રયોજન કોઇક સ્થળે નોકરી મેળવવાનુંજ હતુ. કારણકે કોલેજ કે પાઠશાળામાં પ્રવેશ કરવા સબધીની મારી નિરાશાને અતે મેં મજુરી તથા હમાલગીરી કરીને જે બે પૈસા ભેગા કર્યા હતા, તે પણ હવે પૂરા થવા આવ્યા હતા, એટલે મારે ગમે તેવી પણ નોકરી કર્યા વગર છૂટકો જ ન હતો.

શનિવારનો દિવસ હતો.

બપોરે ત્રણેક વાગ્યાનો અમલ થયો હશે. એટલામાં તો ત્યાં મોટા રસ્તા ઉપર ગાડી, ઘોડા, મોટરો, ટાંગાઓ અને બાઇસિકલોની જબરી ધમાલ થઇ રહી. જે લોજમાં હું ઉતર્યો હતો તેની બારીમાંથી ડોકીયું કરી મે જોયું તો હજારો લોકો, કોઇ પગે ચાલતા, તો કોઇ ઘોડે બેસીને, કોઇ ગધેડાપર, કોઇ ખચ્ચરપર, કોઇ પાલખીમા, કોઇ શેડીઆ ચારઠમાં બેસીને, એમ બધા એકજ દિશામાં જતા હતા; એ જોઇ મને કઇક આશ્ચર્ય લાગ્યું.

"ઉ-તુકબઇ ? (કેમ ? આ બધું શું છે ?)" મેં બારીમાથીજ એક ઉતાવળે ઉતાવળે જતા રાહદારીને પૂછ્યું.

"છ-તુ, છ-તુ (શરત. શરત)" તેણે જવાબ આપ્યો.

એ ઉપરથીજ મને સમજાયું કે આજે શનિવાર હોવાથી શહેર બહારનાં મેદાનમાં ઘોડાની શરતો છે, અને આ બધ ત્યાંજ જાય છે. આપણે ત્યાં જેમ પૂનાની શરતો ખેલાય છે તેવીજ રીતે અહીં ઘોડાની શરતો ખેલાય છે. એ શરતોમ ભાગ લેવાને ઘણે દૂર દૂરથી લોકો આવે છે એમ મેં સાંભળ્યું હતું. એથી ત્ય

જોવા જવાનું મને પણ મન થયું. ટોપી પહેરી હું પણ બહાર નીકળી પડયો.

એક ટાંગો ભાડે કરવાનો વિચાર આવ્યો. પરંતુ ગજવામાં હાથ નાંખી જોતાં ત્રણ ચારજ સિક્કા હાથમાં આવ્યા! ટાંગાનું ભાડું પોષાય એમ ન લાગ્યું. છતાં એક રીક્ષા (અથવા ઠેલણગાડી) ભાડે કરી લીધી. ઠેલણગાડીનું ભાડું અને શરતની ટીકીટના પૈસા કાઢતા વધારામાં ભાગ્યેજ ચાર આના રહે એમ હતું.

પગ પર પગ ચઢાવીને હું તો ગાડીમાં બેઠો. ઠેલનારાએ દાંડા હાથમાં લઈ ગાડી ખેંચવા માંડી. મેં ગજવામાંથી ચકચકતો રેશમી રૂમાલ કાઢયો અને બીજા હાથે એક ભભકાદાર રૂપેરી ચીરૂટ સળગાવી ધુમાડા કાઢવા માંડયા. જાણે પેકીંગનો રાજા હોઉં તેવો મેં ઠાઠ કર્યો એટલે એક બે ભીખારૂઓએ મને ઝૂકીને સલામો કરી. મેં પળવાર ધાર્યું કે મારા જેવા મુફલિસને, નહિ તો, બીજું કોણ સલામ કરવાનું હતું?

પરતુ એજ વખતે મારા અંતઃકરણમા શું વિચારો ચાલી રહ્યા હતા તે તો મારૂ મનજ સમજે છે. આજ આઠ દિવસ થયા હું શાંગહાઇ શહેરમાં આવ્યો હતો. નોકરીને માટે મેં સેંકડો જગ્યાએ પૂછપરછ કરી હતી. અનેક ફાંફા માર્યા હતા પણ હજુ કાંઇ પત્તો લાગ્યો નહતો. જો લોજવાળાનું આ અઠવાડિયાનું બિલ ચૂકવી શકાશે નહિ, તો મારી શી વલે થશે, એની જબરી ચિંતા મને લાગી રહી હતી.

જો મારી સ્થિતિમાં કાંઇ ફેરફાર ન થાય તો ખરેખર આવતે ગુરૂવારેજ મારી ટ્રંક અને બિછાનાનું લિલામ થાય એ નક્કી હતું. એટલુંજ નહિ પણ કદાચ જો એટલાથી વીશીવાળાના પૈસા પત્યા નહિ, તો? કદાચ તુરંગના મેમાન પણ થવું પડે!

આવી કફોડી સ્થિતિમાં આવ્યા છતાં હું જરા પણ ગભરાતો ન હતો. આવા પ્રસંગો તો પહેલા મારા ઉપર અનેક વાર આવ્યા હતા. પ્રભુકૃપાથી હું તે પ્રસંગોમાંથી સકુશળ પસાર થઇ ગયો હતો. તેજ પ્રમાણે આ વખતે પણ પસાર થઇશ એવી શ્રદ્ધા હું હૃદયમાં રાખી રહ્યો હતો.

કંઇ કંઈ આકાશ પાતાળના અને દરિયાપારના વિચારો મારા મગજમાં ઘેરાઇ રહ્યા હતા. એટલામાં અચાનક રિક્ષા ઉભી રહી!

હું ચમકી ઉઠયો; જાગ્રત થયો.

આમ તેમ નજર કરી તો શરતના મેદાનમાં લાખો પ્રેક્ષકોની ગિર્દી થયેલી માલમ પડી. હું તરતજ ગાડીમાંથી ઉતરી પડયો. જાણે શહેનશાહનો શાહજાદો હોઉં તેમ ઠરાવ્યા કરતાં એક પૈસો વધારે આપી ગાડીવાળાનુ ભાડું ચુકતે કરીને હું મેદાન તરફ ચાલવા લાગ્યો.

ટીકીટ ઓફિસ આગળ આવીને મેં બારીમાંથી ડોકીઉં કર્યું. ઘણાજ બેડોળ ચહેરાનો અને છુંદાયલા નાકવાળો એક ચીનો ટીકીટ માસ્તર તરીકે બેઠો હતો. મને બારી આગળ આવેલો જોઇને તે પોતાની ભાષામાં બોલી ઉઠયો:

"કેમ? શું જોઈએ છે?"

"પ્રેક્ષકની ટીકીટ."

"કયા વર્ગની?"

"ત્રીજા વર્ગની." મેં કહ્યું.

"ખલાસ થઇ ગઇ છે." તે ચીનો નાક પર ચશ્મા ચઢાવીને બેદરકારીથી બોલ્યો.

"શું ? ખલાસ થઇ ગઇ છે ?" મેં કંઈક આશ્ચર્યથી પૂછ્યું.

"હા. હા. બ્હેરો છે ? એકવાર કહ્યું તે સાંભળ્યુ કે નહિ ?" તે એકદમ ચ્હીડાઇને બોલ્યો:—"એમ મોડામોડા ક્યાંથી ફાટી નીકળ્યો છો ? ત્રીજા વર્ગની ટીકીટ લેવી હતી તો વહેલા આવવું હતુ ને."

આ શબ્દો કડવા હતા. જો હું અત્યારે આવી મુશ્કેલિસ હાલતમાં ન હોત તો એ ઉદ્ધત ચીનાને પોતાના શબ્દોનો સ્વાદ ચખાડયા વિના નહિ રહેત.

"ત્યારે બીજા વર્ગની આપો." મે અપમાનને ગળી જઈને કહ્યું.

"તે પણ ખલાસ થઈ છે. જોઇએ તો પહેલા વર્ગની લઈ જાઓ !"

સત્યાનાશ !

બંદાના ગજવામાં મૂળથીજ ચાર રૂપિયા હતા. તેમાંથી સવા સાત આના તો ભાડામાં ખરચાઇ ગયા હતા. બાકી રહ્યા તેમાથી મેં ત્રીજા વર્ગની ટીકીટ લેવાનો ઇરાદો રાખેલો. પણ અહીં તો આવો ફજેતો થયો. પહેલા વર્ગનો ચાર્જ રૂપીઆ ત્રણ હતો. જો તે લઉં તો પાછા ઘેર જવાનુ ભાડું પણ બાકી રહે કે કેમ તેનો સવાલ હતો.

ત્યારે મારે શુ કરવું ?

"આટલે સુધી ભાડુ ખરચીને હોંસભર્યો આવ્યો. અને શું હવે મારે પાછા ફરવુ ? વીલે મ્હોંડે પાછા ફરવું ?" એમ હું વિચારમાં પડયો.

એટલામાંજ પેલો ટીકીટ માસ્તર બોલ્યો:—"કેમ ? શું વિચાર કરે છે? જોઇએ કે નહિ ?"

મે તરત હા કહી. અને ત્રણ ચીનાઇ રૂપીઆ તેના ટેબલ પર મૂકયા. તેણે તેમાંથી બે લઇને કેટલુક પરચૂરણ તથા ત્રીજો રૂપીયો મને પાછો આપ્યો અને એક ટીકીટ મારા હાથમાં મૂકી.

મે જોયું તો તે ત્રીજા વર્ગની હતી!

"આ તો ત્રીજા વર્ગની છે !" હુ આશ્ચર્યથી બોલી ઉઠયો.

"હા" પેલો ચીનો પોતાની ગંદી ભાષામાં બોલ્યો.

"ત્રીજા વર્ગની છે. પણ છેલ્લી એક બાકી રહી ગયેલી છે. તે લેવી હોય તો લે. નહિ તો પહેલાનીજ લેવી પડશે." એમ બોલતો તે બેદરકારીથી પોતાનો હિસાબ તપાસવામાં પડયો.

મેં જખ મારીને ટીકીટ લીધી. પરચુરણ ગણી જોતાં માલમ પડયું કે તેણે મારી પાસેથી એકને બદલે સવા રૂપીયો લીધો હતો. આવીજ રીતે એ લુચ્ચાએ કેટલાયે માણસોને ધૂત્યા હશે !

છતાં પણ હુ તો ત્રણને બદલે સવા રૂપીયામાં કામ સર્યું એમ માની સંતોષ મેળવતો કંપાઉન્ડમાં જઇ મારી જગા પર જઈ બેઠો.

થોડીજ વારમાં મારૂં ચિત્ત સામે ચાલી રહેલી ગમ્મતમાં ગુંથાયું. એટલે તે ચીનાની ચતુરાઇ વિસારે પડી.

ત્યાં સેંકડો ઘોડેસ્વારો આવીને તત્પર થઇ ઉભા હતા. હુ મારે સ્થાને બેઠો કે તરતજ એક મોટી સીટી વાગી. અને તેની સાથેજ બધા ઘોડાઓએ પૂરપાટ દોડવા માંડયું.

એક વિશાળ વર્તુળાકાર કંપાઉન્ડ બનાવેલો હતો. તેની આસપાસ બધા ઘોડેસ્વારો દોડતા હતા. સામી બાજુએ એક ઉંચો પાટ બાંધેલો હતો, અને તેની

પેલી બાજુ પર ફુટના માપની નિશાનીઓ કરેલી હતી. વાયુવેગે ધસ્યા આવતા બધા ઘોડાઓ એક પછી એક તે પાટની ઉપરથી ફલંગ મારી કૂદવા લાગ્યા. ઘોડાઓની પડઘીનો અવાજ ધમાધમ સભળાતો હતો, દરેક ઘોડો ભોંય પર પડતો કે તરતજ એક બટલર વેશધારી ચીનો આગળ આવીને તેના આગલા પગની છાપથી પાટ સુધીનું માપ લેતો અને પોતાની પાસેજ ઉભેલા એક કારકુનને લખાવ્યો જતો.

હુ અત્યત ધ્યાનપૂર્વક જોઇ રહ્યા હતો. મારી પેઠે ચારે બાજુઓથી સેંકડો હજારો ને લાખો લોકો એ તમાશો જોઇ રહ્યા હતા. તેઓમાંના ઘણા વારવાર તાળીઓ પાડતા હતા. કેટલાક ખુબ જોરથી હસતા હતા. કેટલાક હુર્રે હુર્રે કરતા હતા. જેણે જે ઘોડાની ટીકીટ લીધી હતી તે વ્યક્તિ તે ઘોડાના વિજય માટે પોકાર કરી રહેતી.

એટલામાં અચાનક જાણે આકાશમાંથી વિજળી તૂટી પડે, ને આખી દુનિયામાં હાહાકાર વર્તી રહે તેવો જબરો ઘોંઘાટ થઈ રહ્યો. મે વિચાર–નિદ્રામાંથી જાગીને આંખો ચોળતાં આમ તેમ જોયું કેટલાક માણસો ઉઠી ઉઠીને કમ્પાઉન્ડ છોડી ચાલ્યા જતા હતા. મે મારી પાસેના એક પ્રેક્ષકને પૂછયું:–"કેમ? શુ છે ,ભાઈ? આ બધા ઉઠીને કયાં જાય છે?"

મારો પ્રશ્ન સાંભળીને તે ચીનો ખડખડ હસી પડયો.

"કયાં જાય છે? વાહ! સૌ સૌને ઘેર. વળી બીજે કયાં?" તે બોલ્યો.

"શરતો પૂરી થઇ ગઇ?"

"તમે ઉંઘો છો કે શુ? અફીણ બહુ ખાધું લાગે છે!"

હું ઉભો થઇ ગયો. અને કમ્પાઉન્ડના દરવાજા તરફ જવા લાગ્યો. વચમાંજ ઉભા રહી એક બીજા ચીનાને પૂછયું.—

"ઇનામ કોને મળ્યું?"

"એક બદમાશ હિંદીને."

"હેં?"

હિંદીનું નામ સાંભળતાંજ મારા હૃદયમાં આનંદ સ્ફુરવા લાગ્યો. ચીન દેશની શરતોમાં એક હિંદીવાનનો ઘોડો જીતે અને તેને માટે મારા જેવાને આનંદ ન થાય એ બનેજ કેમ? હું જ્યાંનો ત્યાંજ ઉભો રહી ગયો. અને ઈનામ મેળવનાર હિંદી કોણ છે તેની તપાસ કરવા પાછો વળવા લાગ્યો.



## પ્રકરણ ૫ મું.

### નોકરીની શોધમાં.

એટલામાં અચાનક કોઈએ પાછળથી મારા ખભા પર હાથ મૂક્યો. હું ચમક્યો, ને બોલી ઉઠયોઃ-"કોણ ?"

પાછળ જોયું તો તે બીજું કોઈ નહિ, પણ મારો જૂનો મિત્ર 'પવાર' હતો ! તેને ઓળખતાં વાર હું બોલી ઉઠયોઃ "ઓહો, તું અહીં કયાંથી ?"

મી. પવાર અને હું ગીરગામ પર આવેલી હાઇસ્કુલમાં સાથેજ ભણતા હતા. તે મારો કલાસફેલો (વર્ગ-સાથી) હતો. પવાર જાતે કાનડી હતો, છતાં ગુજરાતી અંગ્રેજી શાળામાં દાખલ થયો હતો. એટલે ગુજરાતીનું અંગ્રેજી કરતી વેળા એ વારંવાર બાફી મારતો. બધા છોકરાઓ એને 'અકુઅલ્લુ અકકુ' કહીને ખુબ ચ્હીડવતા. એ ચ્હીડવવામાં હું યે ખરો.

પવાર ખેલાડી પણ જબરો હતો. જ્યારે જ્યારે શારીરિક કસરતોની હરિફાઇ થતી ત્યારે પવાર દરેક કસરતમાં પહેલો આવતો. આખી સ્કુલમાં એના જેવા મજબુત બાંધાનો બીજો કોઈ છોકરો ન હતો; એ કારણથી અમે એને 'પવાર લઠ્ઠ'નો ખિતાબ આપ્યો હતો.

ચાર પાંચ ધોરણ ભણ્યા પછી પવારને રમતગમતોનો શોખ વધવા લાગ્યો. એટલે એના ભણતરમાં ધબડકો વળવા લાગ્યો. છટ્ઠા ધોરણમાં આવ્યા પછી એ બે વર્ષ સુધી તેમાંજ કુટાયો. આખરે કંટાળીને એણે ભણતરને પ્રણામ કર્યા. ગરીબાઇને લીધે તરતજ એણે રાલી બ્રધર્સની કંપનીમાં મુકાદમની નોકરી સ્વીકારી લીધી. અને અત્યારે તેજ કંપનીની શાંગહાઇની શાખામાં આવ્યો હતો. હું અત્રે આવ્યો તે વખતે મારો ને તેનો મેળાપ થયો હતો ત્યારે તેણે પોતાનો મધ્ય ઇતિહાસ મને જણાવ્યો હતો.

મારા ઉપર્યુક્ત પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યુઃ-"હુ શરતમાં ઉતર્યો હતો. તેં મને જોયો નહિ ?"

"ના. મારી નજર તારા પર પડીજ નહિ. વારૂ, પણ કયા ઘોડા પર હતો?"

"પેલા છેક ધોળાપર. મારા શેઠનો ઘોડો છે." તેણે કહ્યુ; અને પૂછયુંઃ- "વારૂ પણ તુ શા માટે આવ્યો હતો ?"

"જોવા માટેજ. મે સાંભળ્યુ છે કે કોઈ હિંદીને ઈનામ મળ્યુ, તે કોને ?"

પવાર હર્ષથી પ્રફુલ્લિત થઇ હસી પડયો. અને બોલ્યોઃ "મારૂંજ ભાગ્ય ફળ્યુ છે !"

"હે ! હેં ! શુ કહે છે ?" એમ બોલતાં મેં તેના બંને હાથ મારા હાથ વચ્ચે દાબી દીધા.

"હું સાચુંજ કહુ છુ. છેલ્લી શરતમાં હુજ પહેલો આવ્યો છું." પવારે આનંદથી કહ્યુ.

"હું તને અંતઃકરણથી અભિનંદન આપું છું. દોસ્ત પવાર, તારૂં શાળા જીવનનું ખેલાડીપણું આજે ફળ્યું ! ખરૂં કેની ?"

"ખરેજ."

અહીં એટલુ જણાવવાની જરૂર છે કે અમારા વચ્ચેની વાતચિતનો ઘણો ભાગ અંગ્રેજીમાં બોલાયો હતો. કેટલાક પ્રશ્નો ગુજરાતીમાં થયા હતા. પવાર ગુજ-

રીતી બોલવામાં કેટલીક વાર વ્યાકરણની ભૂલો કરતો. તે સાંભળીને–હું આટલો ગમગીનીમાં હતો તે છતાં–મને કોઈકવાર હસવું આવી જતું હતુ.

વાર્તાલાપ કરતા ધીમે ધીમે અમે બંને કમ્પાઉન્ડની બહાર નીકળ્યા. થોડેક દુર ગયા એટલે પવારે મારો હાથ ઝાલી કહ્યું:

"બહાદુર, તુ અત્યારે મને મળી ગયો તે બહુ ઠીક થયુ. હું તને શોધતોજ હતો."

"કેમ ?" મેં પૂછયુ.

"મે તારે વિષે એક વાત સાંભળી છે."

"મારે વિષે ? શું?" મેં ચમકીને પૂછયું. મને ભય લાગ્યો કે મારો વળી કોણ શત્રુ જાગ્યો છે ?

"તુ બે દિવસ પર ધના મારવાડીને મળેલો કે ?"

"હા. કેમ ?"

"અને તેની પાસે નોકરી મેળવવાની આજીજી કરેલી કે ?"

"તપાસ કરેલી. પણ આજીજી નહિ."

"ગમે તેમ. પણ ઠીક છે. જો. બહાદુર, હુ સ્પષ્ટ બોલું તેમાં ખોટુ લગાડતો નહિ. તું મ્હોંડેથી બોલતો નથી પણ મને લાગે છે–અરે, મારી તો ખાત્રીજ છે કે હાલ તું પૈસા સંબંધી તાણમાં છે. હવે જો, આપણે બંને પરદેશમાં છીએ. એટલે આ વખતે મારે તને યથાશક્તિ મદદ કરવી એ મારી ફરજ છે. પરદેશમાં આપણે એક માતૃભૂમિના પુત્રો પરસ્પર સહાય ન કરીએ તો આપણે મનુષ્ય શાના ?"

રમ્મણ પવારનું હૃદય મૂળથીજ આવું ઉદાર હતું. ગમે તેવો ગરીબ હોવા છતાં મેં તેને કદિ પણ સ્વાર્થી કે એકલપેટો થતો જોયો ન હતો.

મેં પણ સાચે સાચું કહી નાંખ્યું;

"તેં સાંભળેલી વાત ખોટી નથી. આજ કાલ મારા ખજાનાનું તળીયું ચકચકવા માંડયું છે. બે ચાર દિવસમાં જો મારૂં કંઇ ઠેકાણું નહિ પડે તો મારે અપવાસનું વ્રત લેવું પડશે. આવા સંકટમાં તું મને મદદ કરવાની ઇચ્છા બતાવે છે, તે માટે મારૂં હૃદય તારા પ્રત્યે કેવું ઉભરાય છે તેનો હું શબ્દમાં ચિતાર આપી શકું એમ નથી. ખરેખર, આજ કેટલાયે દિવસથી હું નોકરીને માટે ફાંફાં મારી રહ્યો છું. પણ હજુ કાંઈ પત્તો લાગ્યો નથી."

"ત્યારે હું તને તે પત્તો લગાડી આપુ." પવાર બોલ્યો "કાલેજ મારી પાસે એક સદ્‌ગૃહસ્થે તારે વિષે વાત કરી હતી અને તે તને એક સરસ નોકરી મેળવી આપવાની વાત કરતા હતા."

"એમ કે ? ત્યારે તેનું નામ મને કહે ને. હું તરતજ તેની પાસે જઇ પહોંચીશ. તે કોણ છે ? અને ક્યાં રહે છે ?" મેં ઉત્સુક્તાથી સામટા પ્રશ્નો પૂછયા.

"તે કોણ છે તે કહેતાં પહેલાં મારે તને એક વાત કહેવાની છે. કાલે અમારી કલબમાં એક બહુજ અજબ જેવી ગમ્મત બની હતી."

"તે વળી શું ?"

"એવું બન્યું કે ગઇ કાલે સાંજે હું અને તે ગૃહસ્થ કલબમાં એકલા પડયા હોવાથી શેતરંજનો દાવ માંડી બેઠા હતા. અર્ધોક દાવ થઈ ગયો એટલાંજ મારો એક બંગાળી મિત્ર મને મળવા માટે

ખોળતો ખોળતો ત્યાં આવી પહોંચ્યો. મેં તેને જોઇને સલામ કરી અને મારી પાસે બોલાવ્યો. પણ એટલામાંજ તેની નજર મારી સાથે રમનાર ગૃહસ્થ પર પડી. તે નજર પડતાંની સાથે રમેશ બાબુ તો એકાએક જાણે ભડકી ઉઠયો. અને ગભરાયલા જેવી કાવરી બાવરી મુદ્રા કરીને તે ઓરડામાંથી દોડી ગયો.

"એ જોઇને મને અત્યંત આશ્ચર્ય લાગ્યું. મારી સાથે રમનાર ગૃહસ્થને જોઇનેજ તે ભાગ્યો હતો એ મેં સ્પષ્ટ જોયું હતું એટલે તેમ કરવાનું કારણ જાણવાની મને સહજ ઉત્કંઠા ઉપજી. કંઇક બહાનું કાઢી હું શેતરંજ છોડી ઉઠયો. અને દાદર પરથી ઉતરીને રસ્તે રમેશને પકડી પાડયો. તેને ઉભો રાખી મેં પૂછયું;

"કેમ, દોસ્ત રમેશ! આમ એકાએક તને શું થઇ ગયું? શું સાંભરી આવ્યું કે એકદમ ચાલ્યો જાય છે?"

પ્રથમની માફકજ ગભરાતો રમેશ બોલ્યોઃ–"થાય શું? પેલો તારી સામે બેઠો હતો તેને જોયો કે નહિ?"

"કોણ?" મેં આશ્ચર્યથી પૂછયું:—

"પેલો તારી સાથે રમનારો ભામટો. ઓળખે છે કે નહિ, એને?"

"હું તો પેલા પ્રતાપરાય ડૉક્ટર સાથે રમતો હતો."

"હા. તે તેનીજ હું વાત કરૂં છું. ને સંભાળજે. એ બહુજ ભયંકર માણસ છે. એનાથી ફસાતો નહિ" એટલું બોલી રમેશ પાછો આમ તેમ ગભરાટથી જોવા લાગ્યો. રખેને કદાચ એ આવી પહોંચે એમ કહી, મારો હાથ તરછોડી ચાલતો થયો. હું તરતજ પાછો આવી શેતરંજ પર બેઠો.

હું પાછો આવ્યો એટલે ડૉક્ટર પ્રતાપરાય તરતજ બોલી ઉઠયા.

"એ કોણ પેલો રમેશ હતો ને? હું હોઉં ત્યાં એ ઘડીવાર ઉભો નહિ રહે. અમારી પ્રથમ ઓળખાણ હાઇપેહાંગમાં થયેલી, પણ હવે તો એ હાઇપેહાંગનું નામ સુદ્ધાં દઇ શકે એમ નથી, હોં!"

સામાન્ય રીતે આશ્ચર્ય બતાવવા ઉપરાંત હું કાંઈ પણ બોલ્યો નહિ. પછી થોડીવારેજ ડાકટર સાહેબે મને કહ્યું:

"અરે પેલા બહાદુરને તમે ઓળખો છો કે? મુંબાઇથી નવોજ આવ્યો છે તેને? મેં સાંભળ્યું છે કે તે ચીની ભાષા બહુજ સારી રીતે જાણે છે. તે શું ખરી વાત છે?

"જો એમ હોય તો તેને એકવાર મારી પાસે મોકલી આપજો. તે હાલ નોકરીની શોધમાં છે એમ મને ખબર મળી છે તો હું તેને એક સરસ નોકરી મેળવી આપું એમ છું."

આટલું કહ્યા પછી પવારે પાછું મને કહ્યું:–"જો બહાદુર, હું તને એ ડૉક્ટર પ્રતાપરાયનું શરનામુ તો આપું છું, પણ ઉપર મેં જે વાત કહી તે ધ્યાનમાં રાખીને સાવધ રહેજે. સાવધ રહેશે તો તને કાંઈ નુકસાન થશે નહિ."

મેં આશ્ચર્યથી પૂછયું–"પણ મારે વિષે આટલી બધી વાતો તેણે કેવી રીતે જાણી?"

"તે હું કાંઇ કહી શકતો નથી. પણ મને એટલું તો ચોક્કસ લાગે છે કે એ માણસ બહુ વિચિત્ર હોવો જોઇએ. એની વાતો પરથી તો એ જાણે ત્રિકાળજ્ઞાની હોયને એમજ લાગે છે. આકાશ પાતાળની વાતો એ રમતની પેઠે કરે છે. એનો

દેખાવ પણ એવો વિચિત્ર છે કે એના મ્હોં પરથી એનું હૃદય કોઈ કળી શકે નહિ. એની આંખો એવી તીક્ષ્ણ અને ભેદક છે કે જાણે સામા માણસના હૃદયની આરપાર જોઈ શકતી હોયને !

"ગમે તેમ હોય. તેમાં મારે શું ? હું તો તેની પાસે જઇશ. મને મારી નોકરી મળી જાય પછી તેનો કાંઇ ભય નથી." મેં તેનું વિવેચન ટુંકાવી નાંખી કહ્યું.

"હા. હા. તારે તેનો કાંઇ પણ ભય રાખવાની તો જરૂરજ નથી. ઉલટું પાછળથી તો તેણે તારાં બહુ વખાણ કર્યાં હતાં. તું ચીની વેશ ધારણ કરી શકે છે તે માટે તો તેણે તારી કીંમત ઘણી મોટી આંકી હતી."

"હશે. ત્યારે તું મને તેનું ઠેકાણું આપ, એટલે બરાબર વખત સાધીને હું તેની પાસે જઈશ."

"તેનું ઠેકાણું અત્યારે હું ચોક્કસ આપી શકતો નથી. પણ મને એવો ખ્યાલ છે કે ફ્રેંચ રસ્તા પર સરકારી દવાખાનાની પાસેજ તેનો બંગલો આવેલો છે. અમારી ઓફીસમા તે વારંવાર આવે છે. અમારે ત્યાં એના ઘણા પૈસા જમે રહે છે. અમારા ચોપડામાં એનું ચોક્કસ શીરનામું લખેલુંજ હશે."

"ત્યારે એના બંગલા પર નામનું પાટીયું નહિ હોય ?"

"હશેજ. હા તેના ઉપરથી તું પત્તો મેળવી શકીશ."

રમ્મણ પવારના બોલવા પરથી મને નોકરી મળવાની ઠીક આશા બંધાઇ હતી. તે છતાં પણ મારા અંતઃકરણમાં ઉદ્દભવેલી ચિંતા કાંઇ મટી નહિ.

ડાકટર પ્રતાપરાયને જો કે મેં આજ સુધીમાં કદિ પ્રત્યક્ષ જોયા ન હતા, તો પણ તેનું નામ મેં ઘણે ઠેકાણે સાંભળ્યું હતું. મને એમ પણ ખબર હતી કે લોકોમાં તે એક વિલક્ષણ ભેદ ભરેલી વ્યક્તિ ગણાતી. કેટલાક અભણ ચીનાઓ તો તેને મોટો જાદુગર માનતા હતા. કેટલાક વળી તેને મહાભયંકર ખૂની માનતા હતા. જો કે તેણે અત્યાર સુધીમાં કાંઇ ખૂન કર્યું છે કે નહિ તે વિષે કોઇ શબ્દ પણ કહાડતું નહિ. સામાન્ય રીતે ચીની પ્રજામાં ડાકટર પ્રતાપરાય નામના માણસ માટે અનેક સારી નરસી વાતો અને ગપગોળાઓ ચાલ્યાં કરતાં. કેટલાક તેના પ્રશંસકો પણ નીકળતા.

એ બધા ચાલતા ગપગોળાઓ ઉપર કેટલો વિશ્વાસ રાખવો તે હું સમજી શકતો ન હતો; છતાં મારી એમ તો ખાત્રીજ હતી કે ડાકટર પ્રતાપરાય કોઇ અસાધારણ વ્યકિત હોવી જોઇએ તેની પાસે જવું એજ મને પ્રથમ સાહસનું કામ લાગ્યું. એવા વિચિત્ર મનુષ્ય પાસે નોકરીની આશાથી હું જઇશ એટલે તે જરૂર મારી પરીક્ષા કરશે. અને એ પરીક્ષામાં હું પસાર થઇશ કે નહિ તે વિષે મને વારંવાર શંકા પડવા લાગી. આવી રીતે નોકરી મેળવવા જતાં હું ઘણે ઠેકાણે નિરાશ થયો હતો એટલે આ સદ્દગૃહસ્થની નજરમાં ઠસવાથી પણ મને ખાત્રી પડતી ન હતી.

તોયે પ્રયત્ન કરી જોવો એ મારી ફરજ હતી. મનુષ્ય પ્રયત્ન તો ઇશ્વર કૃપા.

વિચાર કરતો કરતો હું મારી લોજમાં આવ્યો. જમવાની વખત થઇ હતી. અને પેટમાં કુકકુરીયાં બોલતાં હતાં એટલે રસોડામાં જઇ હું તો પાટલા પર અડી

બેઠો. આ અઠવાડીઆનું બીલ કાલે ચુકવવાનું હતું તેને સમેટવા પૂરતા પૈસા ગજવામાં ન હતા. પણ ફલકી બાત કલ હૈ, આજ તો મઝા દેખ લો. એ ન્યાયે હું તો પેટનું પૂજન કરવા મંડી પડયો. બસ બહાદુર! ફુઇએ મારૂં નામ પણ ઠીક ગોતી ગોતીને પાડયું હતું. અને નામ પ્રમાણે ગુણ પણ મારામાં ઠીક અંશે આવી ગયો હતો.

જમી ઉઠયો કે તરતજ લોજવાળાએ મારી પાસે આવીને ધીમે સાદે કહ્યું. 'સાહેબ, આપનું બીલ કાલે ચૂકવવું પડશે, હોં.'

'ઠીક' મેં કહ્યું. પણ તે શબ્દ કહેતાંની સાથેજ ગમે તેવા જોખમે પણ મારો ડોકટર પ્રતાપરાય પાસે જવાનો નિશ્ચય થઇ ગયો. જો આજે ને આજે મારૂં કાંઇ નક્કી ન થયું તો કાલે મારે ઝેર ખાવા જેવો પ્રસંગ આવવાનો એવું મને નક્કી લાગ્યું.

મારી ઓરડીમાં આવી જરા પણ સમય ન ગુમાવતાં મેં કપડાં ચઢાવ્યાં. માથે ટોપી પહેરી. તેનો ભાર મને સવા મણ જેટલો લાગ્યો. છતાં દરકાર ન કરતાં હું તો ધડધડાટ લોજનો દાદરો ઉતરી રસ્તા પર આવી પહોંચ્યો. અને ફ્રેંચ રસ્તાની દિશામાં ચાલવા લાગ્યો.

રમ્મણ પવારના બતાવ્યા પ્રમાણે હું ફ્રેંચ રસ્તા પરની સરકારી ડીસ્પેન્સરી સુધી આવી પહોંચ્યો. અને તેના ડાબા હાથ તરફ ચાલવા લાગ્યો. દવાખાના પછી ત્રણ બંગલા છોડીને ચોથો–માળ વગરનો– આવે છે, તેમાં ડોકટર પ્રતાપરાય રહે છે એમ એક રાહદારીને પૂછતાં માલમ પડયું. એ ચોથા બંગલા પર જતાં દરવાજે પાટીઉં જોયું:

"ડાકટર પ્રતાપરાય—

એલ. એમ. એન્ડ એસ. ઇન"

પાટીયું વાંચીને મનમાં અત્યંત આનંદ થયો. જાણ્યું કે આટલે સુધી ઘસીને આવ્યો તે મહેનત ફળી ખરી. દરવાજામાં થઇને હું અંદર ઘુસ્યો. એટલામાંજ—

'ભોં ભોં ભોં ભોં...........'

કરતો એક મહા વિકરાળ કૂતરો મારા તરફ ધસી આવ્યો. તેનો દેખાવ એવો તો ભયંકર હતો કે જાણે હમણાંજ ખાઈ જશે એવો મને ભય લાગ્યો. તેના ધસારાને લીધે હું તરતજ ચાર પગલાં પાછળ હઠી ગયો.

એટલામાંજ બંગલાના ઓટલા પરથી 'કોઓઓણ છે'? એવો અવાજ આવ્યો. એ અવાજ આવતાંની સાથે કૂતરો તો ભસતો બંધ થઇ ગયો. પણ 'કોણ છે?' એ સવાલના જવાબમાં મારે શું કહેવું તે વિષે હું વિચારમાં પડી ગયો. એટલામાં તેજ સવાલ ફરીથી પૂછાયો;

"અબ્બ કઈ પ-તુ?"

મેં કહ્યું:—"હું ડોકટર સાહેબને, મળવા માટે આવ્યો છું. મારે તેમને મળવું છે."

મારો ઉત્તર સાંભળીને તે ચીનો ઓટલા પરથી મારી પાસે આવ્યો. અને ફાનસના પ્રકાશમાં મારા તરફ ધારીધારીને જોવા લાગ્યો. જાણે હું કોઇ વિચિત્ર પ્રાણી હોઉંને તેમ તેણે આસપાસ ફરીને બારીકાઈથી મારૂં નિરક્ષણ કર્યું. પછી બોલ્યો: "અહીં ઉભા રહો હું તમારે વિષે સાહેબને ખબર આપું છું."

એટલું કહીને તે પાછો બંગલામાં ગયો. હું ઓટલા પર પડેલા એક બાંકડા

પર ગોઠવાયો. પેલો વિકરાળ કૂતરો તરતજ મારી પાસે આવી બારણાંની વચ્ચે મ્હોંડું માંડીને બેઠો અને જાણે હું કદાચ રજા વગર અંદર ઘુસી જાઉં તે માટે ચોકી કરવા લાગ્યો.

થોડીજ વારમાં તે ચીનો નોકર પાછો આવ્યો અને મને અંદર આવવા બાબત ઇશારત કરી. હું બારણામાં પેઠો કે તેણે તરતજ તે બંધ કરી દીધું. અને હાથમાં ફાનસ રાખી તે મારી આગળ આગળ ચાલવા લાગ્યો.

એક બે વિશાળ ઓરડા પસાર કરીને અમે એક લાંબી ગેલેરીમાં આવ્યા. તે વટાવીને એક સાંકડી ઓરડીમાં પ્રવેશ કર્યો. અને તેમાંનું એક દ્વાર ઉઘાડીને તેણે મને એક વિશાળ દિવાનખાનામાં દાખલ કર્યો.

તે દિવાનખાનામાં મારા સિવાય બીજું કોઈ ન હતું. અનેક સુંદર સોફા ત્યાં ગોઠવેલા હતા, છતાં મારી નમ્રતા દર્શાવવા માટે હું એક સાદી ખુરશી પર જઇ બેઠો, અને આસપાસનું ઝગઝગાટ મારતું રાજવંશી ફરનીચર ઉત્સુકતાથી જોવા લાગ્યો.

થોડીવાર પછી તે દિવાનખાનામાંનું એક બારણું ઉઘડયું. અને ડોકટર પ્રતાપરાય દાખલ થયા. મિ. પવારે ડાકટર સાહેબનું જે શારીરિક વર્ણન કર્યું હતું તે લેશ પણ વધારે પડતું ન હતું. ભવ્ય ભવાં અને તીણું નાક ડાકટર સાહેબના મુખારવિંદમાં બહુજ attractive આકર્ષક હતાં અને તેને લીધે એમની ઉંડી પડેલી ઝીણી આંખોની કાતિલતા વધતી હતી–વધારે ભેદક બનતી હતી.

ડાકટર સાહેબે આ વખતે કાળા રંગનો યુરોપીય પદ્ધતિનો સૂટ પહેર્યો હતો. માથું ઉઘાડું હતું. પણ વાળ અત્યંત ચતુરાઇથી હોળ્યા હતા. તેમણે દાઢી મૂછ રાખ્યાં ન હતાં. એટલે તેમનું વય એકદમ પારખી શકાય એમ ન હતું.

તેમણે મારી પાસે આવીને મારો હાથ પકડતાં કહ્યું:–" ઓહો તમે આવી પહોંચ્યા ? ચાલો. બહુ ઠીક કર્યું. "

" હાજી. મારૂં નામ બહાદુરસિંહ...."
હું કહેવા જતો હતો.

"તે તો મેં તમને ઓળખ્યા જ છે. તમારી છત્રી પર તમે નામ લખાવ્યું ન હોત તો કદાચ તમારી ઓળખ આપવાની જરૂર રહેત ખરી."

હું અત્યંત આશ્ચર્ય પામ્યો. આ વિચિત્ર માણસ એકાદ ડીટેકટિવ કે છુપી પોલીસ તો નથી ? એમ મને શંકા થઈ.

" ઠીક, મારી સાથે જરા અંદરની ઓરડીમાં ચાલો." એમ કહી પ્રતાપરાયે એક બારણાં પરનો પડદો ખસેડયો. અનેક વિચિત્ર વિચારો અને શંકાકુશંકાને હૃદયમાં ઘોળતો હું તેની પાછળ તે ઓરડીમાં પ્રવેશ્યો. મારી પાછળ ડાકટર સાહેબે તે પડદો પાછો બંધ કર્યો.

મેં આસપાસ જોવા માંડયું. આ ઓરડીનો દેખાવ તો કંઇક ઓરજ હતો. જો કે તેની વિશાળતા ઓછી હતી પરંતુ તેમાંનું રાચરચીલું અને શણગાર પહેલા દિવાનખાનાને ભૂલાવી દે એવોજ હતો. જમીન પર સુંદર ચિતરામણવાળી પર-રયન કાર્પેટ પાથરેલી હતી. છત પણ તેવાજ આકર્ષક રંગોથી રંગેલી હતી. ચાર બાજૂ પર કાચનાં ચાર ઝુમ્મરો લટકતાં હતાં અને તેની નીચે આરસનાં ગોળ ટેબલો હતાં. ટેબલોની આસપાસ નાજુક બનાવટની ખુરશીઓ હતી. ઝુમ્મરમાં દીવા ઝગઝગાટ બળતા હતા.

—:|(o)|:—

## પ્રકરણ ૬ ઠું.

### કાળો બિલાડો.

હું તો એ બધું જોઇને અંજાઇજ ગયો. આસપાસ પડેલી અનેક કીંમતી ગાલીચાવાળી ખુરશીઓ તથા આસનો જોઇને તેમાંના કયા ઉપર બેસવું તેનો હું વિચાર કરી શકયો નહિ. એટલામાંજ ડાકટર સાહેબે કહ્યુંઃ

"પેલી ખુરશી પર બેસો. બહાદુરસિંહ, તમારે કોઇ પણ રીતે ગભરાવાનું કારણ નથી. આ બધું આપણુંજ છે અને અહીં કોઇ ત્રાહિત આવે એમ નથી.

તેમની સામેજ હું એક ખુરશી પર બેઠો. તેમણે પોતાની ખુરશી મારી પાસે ખેંચી લાવી અત્યંત માયાળુ સ્વરે પૂછયું:–

"બહાદુરસિંહ, તમે શાગહાઇ શહેરમાં કેટલા દિવસથી આવ્યા છો ?"

"મને આવ્યાને લગભગ એક મહિનો થઇ ગયો"

"અને એટલા વખતમાં પણ તમે કોઈ ઠેકાણે નોકરી મેળવી શકયા નથી ?"

"ના જી. મેં ઘણે ઠેકાણે તપાસ કરી, પણ કોઇ સ્થળે મારો પત્તો ખાધો નથી." મેં સાચેસાચું કહ્યું.

"ઠીક. મેં સાંભળ્યું છે કે તમને ચીની ભાષા બહુ સારી રીતે આવડે છે."

"ઠીક આવડે છે ખરી." મેં નમ્રતા દર્શાવી:–"મેં આ દેશમાં આવ્યા પછી અહીંની ભાષાનો વ્યાકરણ દ્વારા અભ્યાસ કર્યો છે અને જ્યારથી હું તે શીખી રહ્યો. ત્યારથી હંમેશ હુ દરેક ચીની સાથે એજ ભાષામાં વાત કરૂં છું. એ પ્રમાણે મને ત્રણ માસથી ચીની ભાષા બોલવાનો અભ્યાસ છે."

"તમે આ દેશમાં છ મહિનાથી આવ્યા છો ખરૂં ને ?"

"હાજી. આપની પાસે મેં........."

"હવે ઝાઝો વિવેક કરવાનું ત્યજી દો. અત્યારે આપણે બે ભાઈઓ છીએ એમ સમજજો. વારૂ, ગયા ઓગસ્ટ મહિનાની ૨૩ મી તારીખે તમે વાનસીન શહેરમાં હતા ?"

"હાજી."

"અને ત્યાં તમે માહપૂ નામના એક ચીના ધર્મોપદેશક (પાદરી) ને દુષ્ટ અભણ લોકોના પંજામાંથી બહુજ બહાદૂરીથી બચાવ્યો હતો. એ વાત ખરી કે ?"

હું ચકિત થયો.

"હા જી. બચાવ્યો હતો ખરો. પણ બહાદૂરીથી નહિ. એ ધર્મોપદેશકનો બચાવ કરવા જતાં મને પગમાં ઈજા થઇ હતી. પરંતુ આપે એ વાત કેવી રીતે જાણી ? મેં એ વાત કદિ પણ કોઇને મ્હોંડે કહી નથી, તેમજ તે પાદરીને પણ મારૂં નામ જાણીતુ ન હતું ! તો પછી...."

"ભાઇ, તમને એ વિષે કંઇક નવાઇ લાગશે. પણ એમાં આશ્ચર્ય જેવું કશું નથી. મનુષ્ય પોતાની દૃષ્ટિને જેટલી સંકુચિત રાખે તેટલી સંકુચિત તે રહે. અને તેને જેમ વિસ્તૃત કરવામાં આવે તેમ તે ખીલતી જાય. એ વસ્તુનો બધો આધાર અભ્યાસ ઉપર છે. જો પ્રયત્ન કરવામાં આવે તો આવી સહજ બાબતો મનુષ્યોને તો શું ?—પણ પ્રાણીઓમે પણ સહેલથી સમજાય છે."

"એમ ?" મેં આશ્ચર્યથી કહ્યું.

"શું હજુ તમને આશ્ચર્ય લાગે છે?"

"મને આ બાબતનો કાંઈ અનુભવ ન હોવાથી આશ્ચર્ય લાગે એ સંભવિત છે."

"ઠીક. ત્યારે જરા થોભો. મારા બોલવાનો સપ્રયોગ અનુભવ હું તમને થોડાજ સમયમાં આપું છું. તે પરથી તમારી ખાત્રી થશે–અથવા થવી જોઈએ. એટલું લક્ષમા રાખજો કે આ શક્તિ સહજ–સાધ્ય નથી, હોં. એને કોઈ પણ મનુષ્ય કે પ્રાણી પ્રાપ્ત કરી શકે છે એ ખરૂં, પરંતુ, તેને માટે ખુબ પ્રયત્ન કરવો પડે છે. સાથે એ પણ ધ્યાનમાં રાખજો કે હું કાંઈ જાદુગર નથી."

એમ બોલીને પ્રતાપરાયે જોરથી બે ત્રણ ચપટી વગાડી કે તરતજ પાસેના ઓરડામાંથી કાળું મેશ જેવા રંગનું બિલાડું કુદતું કુદતું ત્યાં આવી પહોંચ્યું. અને એકદમ ડાકટર સાહેબના પગ પરથી કુદકો મારી ટેબલ પર ચઢી બેઠું. ડાકટર સાહેબે .તેના શરીર પર હાથ ફેરવવા માંડયો. બિલાડાની કાળી પણ ઝગઝગાટ મારતી આંખો સાથે પોતાની આંખો મેળવીને તેમણે તેના તરફ તાકીને જોયું.

બિલાડાએ ત્રણ વાર 'મ્યાંઉ મ્યાંઉ મ્યાંઉ' અવાજ કર્યો. પ્રતાપરાયે તેના માથા પર એક ટપલી મારી એટલે તે પોતાના પાછલા પગ પર ઉભો થયો.

પ્રતાપરાયે પાસેના ટેબલ પરથી એક કાગળ અને પેન્સીલ લીધાં. કાગળ પર આડા ઉભા ચાર ચાર લીટા કાઢી તેના ખાનાંઓમાં એકથી નવ સુધીના આંકડાઓ લખ્યા. અને તે કાગળ તે બિલાડાના પગ આગળ મૂકયો.

"હવે તમે એપીયા શહેરમાં ક્યારે હતા તે આ બિલાડો તમને કહેશે."

મને એમ કહીને પ્રતાપરાયે પાછું બિલાડા તરફ જોયું. અને તેની સાથે નેત્ર સંમેલન કર્યું. બે ત્રણ મિનિટ સુધી તેમણે એ પ્રમાણે પરસ્પર જોયા કર્યું બિલાડો પણ બરાબર તેમની આંખ પ્રત્યે અચૂક જોઈ રહ્યો હતો. મને તો લાગ્યું કે આ બંને જણા એક બીજાને બાળીને ભસ્મ કરશે કે શું? પણ એટલામાંજ—

બિલાડાએ પોતાનો જમણો પગ ઉંચકયો અને કાગળ પર માંડેલા આંકડામાંથી એકડા ઉપર તે મૂકયો. પછી એક પળ રહીને તેણે ડાબો પગ ઉંચકી સાતડા ઉપર મૂકયો.

પ્રતાપરાયે તેના વાંસા પર હાથ ફેરવતાં કહ્યું:—

"ઠીક, શાબાશ! તારીખ સત્તરમી થઈ. હવે મહિનો બતાવ."

બિલાડો બે ડગલાં પાછળ હઠી ગયો. અને ક્ષણમાંજ આવી તેણે પાંચડા ઉપર પગ મૂકયો.

પ્રતાપરાયે પૂછયું "મે મહિનો?"

બિલાડાએ ડોકું ધુણાવી હા કહી.

"ઠીક, વરસ?"

પળવાર જાણે વિચાર કરતો હોય તેમ ઉંચું જોઈ બિલાડાએ અનુક્રમે એક, આઠ, નવ, સાત એમ આંકડાઓ ઉપર પગ મૂકયા.

એટલે ડાકટર સાહેબે મારા તરફ જોઈ આનંદપૂર્વક કહ્યું:–" બહાદુરસિંહ, મારો મંજાર કહે છે કે ગયે વર્ષે મે મહિનાની સત્તરમી તારીખે તમે એપીયા શહેરમાં હતા. કેમ એ ખરૂં છે ને?"

મે અત્યંત આશ્ચર્ય સાથે હકારમાં ડોકું ધુણાવ્યું.

"આ તો બહુ અજબ જેવું છે."

મેં કહ્યું.

"શું અજબ જેવું છે ?"

"મંજાર કહે છે તે."

"એમાં અજબ જેવું કાંઇ નથી. કહો તો તમે તે દિવસે એપીયા શહેરમાં શું શું કામો કર્યાં તે પણ મંજારને મ્હોડે કહેવડાવું...."

"ના. ના. જવા દ્યો, એ બધું. આટલા પરથીજ મારી તો ખાત્રી થઈ છે."

"શાની ?"

"કે આ મંજારમા કંઇક અસાધારણ શક્તિ છે."

"ના. ના. ના. ના. તેવુ જરા પણ નથી. તમે રખે એમ ધારતા. મારો મંજાર બીજા બિલાડાં જેવુંજ એક બિલાડું છે. એનામાં અને અન્ય બિલાડાઓમા કાંઇ ભેદ નથી. માત્ર એટલુંજ કે મે તેને એક વિશિષ્ટ પદ્ધતિથી શિક્ષણ આપેલું છે."

"પણ એવું તે કેવુંક શિક્ષણ...?"

"તેજ હું તમને સમજાવવા માંગું છુ. દરેક પ્રાણીમા અને ખાસ કરીને બિલાડાઓમાં અમુક પ્રકારની ગૂઢ શક્તિ રહેલી છે. એ ગૂઢશક્તિ કયા પ્રાણીમાં કેવી અને કેટલી હોય છે તેનું જ્ઞાન થોડાજ માણસો ધરાવે છે. માણસોમા પણ એવી શક્તિ હોય છે જેનું તેને પોતાને પણ જ્ઞાન હોતું નથી. એ શક્તિને ઓળખવી અને તેનો વિકાસ કરવો એ કાંઇ બહુ કઠિણ કામ નથી. છતાં તેમ પણ માણસો કરતા નથી તેનું કારણ તેમનું અજ્ઞાનજ છે. જો પોતાની ગૂઢશક્તિને ઓળખીને તેને વિકસાવવા પ્રત્યે પૂરતું ધ્યાન આપવામા આવે તો—મારી તો ખાત્રી છે કે–મનુષ્ય એક એવી સીમાએ પહોંચે કે જ્યાંથી તે આ પૃથ્વીના તો શુ, પણ આખા જગતના ખૂણેખૂણા પર અને છેડેછેડા પર દૃષ્ટિ ફેંકવાને સમર્થ થાય. એની શક્તિના વિકાસનો અંત કયાં આવે તે પણ કહી શકાય નહિ."

"આ વિષય મને તો નવોજ લાગે છે." મેં કહ્યું.

"ઠીક. હું તમને એક સામાન્ય પ્રશ્ન પૂછું છું: પ્રાણીઓના જીવનનો આરંભ ક્યાંથી થાય છે ?"

"જન્મથી વળી."

"અને અંત કયારે આવે છે ?"

"મૃત્યુ થતાંજ અત આવે છે."

"એજ મોટી ભૂલ છે. વારૂ. આ દેહમાં પ્રાણ અથવા આત્મા અથવા બીજુ જે કાંઇ કહો તે–ચૈતન્ય છે તે જન્મ થયા પહેલાં કયા હોય છે ? અને મૃત્યુ પછી કયાં જાય છે ?

"આ વિષય તો ધર્મશાસ્ત્રનો છે. મેં ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી એટલે આ પ્રશ્નોનો ઉત્તર હું નિશ્ચયપૂર્વક આપી શકું એમ નથી."

"તો પણ તમારી બુદ્ધિ તમને શુ ઉત્તર સુઝાડે છે ?"

"મને તો એમ લાગે છે કે પ્રાણીમાત્રને પોતપોતાના સંચિત કર્માનુસાર જન્મ પ્રાપ્ત થાય છે, અને આ જન્મના પાપ પુણ્ય પ્રમાણેજ મૃત્યુ પછી તેને સ્વર્ગ અથવા નર્કની પ્રાપ્તિ થાય છે."

"બરોબર છે. સામાન્ય જોશી બુઆ, પુરાણી બાવા, હરિદાસો અને માણભટો એટલુંજ કહે છે. અને તે સાંભળીને અજ્ઞાન લોકોના મનનું સમાધાન થાય છે. પણ મિસ્ટર બહાદુરસિંહ, તમારા જેવા સુશિક્ષિત અને સ્થિર બુદ્ધિવાળા મનુષ્યને આવા અસ્પષ્ટ અને અધુરા ખૂલાસાથી

સંતોષ થાય એ શું શકય છે ?"

"આ મારો વિષય ન હોવાથી મેં તે સંબંધી કદિ પણ શાંત વિચાર કર્યો નથી."

"એ પણ મોટી ભૂલ છે, મિસ્ટર બહાદુરસિંહ, તમે તેમજ બીજા ઘણાએ —ખાસ કરીને આજકાલના યુવાનો આ વિષયને બીનજરૂરી માની તેના તરફ દુર્લક્ષ કરે છે. પરંતુ તે ઠીક નથી. પરમેશ્વર નામની કોઇ શક્તિ ખરેખર છે, કે નથી ? અથવા તે માત્ર અજ્ઞાન મનુષ્યને ભડકાવવા માટે આકાશમાંતું બાવલુજ છે? જો પરમેશ્વર સાચે વિદ્યમાન હોય તો તે કેવો અને કેવડો છે? કયાં છે? અને શું કરે છે? આ સૃષ્ટિને આદિ તથા અંત છે કે નહિ? હોય તો સૃષ્ટિની પહેલાં શું હતું; અને પછીથી શું થવાનું છે! પ્રાણીના શરીરમાં જીવ કયાંથી આવે છે? કેવી રીતે આવે છે? અને મૃત્યુ પછી કયાં જાય છે? વગેરે વિષયોનું નિશ્ચિત જ્ઞાન કારણોસહિત મેળવવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે."

"પરંતુ આ વિષયો તો અજ્ઞેય જ છે. એનો કદિ પણ પાર પામી શકાતો નથી ને શકાવાનો નથી એમ મોટા મોટા શાસ્ત્રવેત્તાઓએ નક્કી કરેલુંજ છે ને."

"હા. પરંતુ પ્રાચીન યોગશાસ્ત્ર અર્થાત અંતરજ્ઞાન જે અત્યાર સુધી આપણા સુધરેલાઓને અશકય લાગતું હતું, તેજ બીજા સ્વરૂપમાં 'હિપ્નોટીઝમ' 'અને સ્પીરીચ્યુઆલીઝમ' વગેરે નામોથી કેવું સ્વીકારાઇ જાય છે? તે તમે જાણો છો ને?"

"હાજી, પણ હિપ્નોટીઝમ હજુ તેની પૂર્ણતાએ પહોંચ્યો નથી એમ કહેવાય છે." મેં કહ્યું.

"તે ખરૂ છે. અને તેનુંજ કારણ હું તમને બતાવવા માંગું છું" પ્રતાપરાયે કહ્યું:—"અને ખરૂં પૂછો તો એવાંજ એક કારણથી મેં તમને અત્યારે બોલાવેલા છે."



## પ્રકરણ ૭ મું.

### ચમત્કારિક શક્તિ.

**किंनाम रोदिषि सखे**
**त्वयि सर्वशक्तिः।**

થોડીવાર ચૂપ રહ્યા પછી ડાકટર સાહેબે પાછું બોલવાનું શરૂ કર્યું:—

"બહાદુરસિંહ, હું જે જે વિદ્યા જાણું છુ તે શું છે અને કેવી છે તે વિષે તમને ઉત્કંઠા તો થઇજ હશે અને તમારી એ ઉત્કંઠા હું વખત આવ્યે પૂર્ણ કરીશ. પરંતુ તે પહેલાં આપણા બે વચ્ચે અમુક વિષય પર ચોક્કસ વાતચિત થઈ જવી જરૂરની છે. તમને અત્યારે એમ લાગતું હશે કે હું અનેક જાદુઇ વિદ્યાઓ જાણતો હઇશ. પરતુ તેવું કાંઇ નથી. મેં તો માત્ર મારી ગુહ્ય શક્તિનું જ્ઞાન મેળવીને તેનો વિકાસ યથાશકિત કરેલો છે. એવો વિકાસ કરવામાં આવે તો એવી શક્તિ તમે તો શું, પણ બીજો કોઈ પણ બે હાથપગવાળો માણસ પ્રાપ્ત કરી શકે, એમાં કાંઇ પણ શક નથી.

"એમ છતાં પણ મારે કહેવું જોઇએ કે અત્યારનું મારૂં મનોબળ પ્રાપ્ત કરવા માટે મેં અથાગ પરિશ્રમ કરેલો છે. અરે–

એક મોટી તપશ્ચર્યા કરી છે, એમ કહું તો પણ ભારે ન કહેવાય. છતાં અનુભવ ઉપરથી મારી ખાત્રી થતી જાય છે કે મેં જેટલું જ્ઞાનબળ મેળવ્યું છે તે અખિલ જ્ઞાનસાગરની સરખામણીમાં એક બિંદુ માત્રજ છે. જેમ એક મહાન શિખર પર ચઢી રહ્યા પછી બીજું તેની પાછળ ઉભેલું વધારે ઉચું શિખર જોઇ શકાય છે તે પ્રમાણે એક પ્રકારની શક્તિ મેળવ્યા પછી આપણને સહજજ બીજી વધારે ગહન શક્તિનાં અસ્તિત્વનું ભાન થાય છે. અને જેમ જેમ આપણે એ દિશામાં આગળ ને આગળ પ્રગતિ કરીએ છીએ તેમ તેમ આપણને એ જ્ઞાન ગિરિની ટોચ વધારે ને વધારે ઉંચી દેખાય છે........

"હવે હું મૂળ વાત પર આવું છું. હું એક વાર કાશ્મિરમાં પ્રવાસ કરતો હતો ત્યારે હિમાલયની એક ગુફામાં મને એક તપસ્વી વૈરાગીનો સમાગમ થયો. તે મહાત્માના જ્ઞાનનો પ્રભાવ જોઈને મને મારા હિપ્નોટીઝમનો તિરસ્કાર આવ્યો. તેણે મારી આગળ જે અદ્દ્‌ભુત ચમત્કારો કર્યા તે જોઈને મારૂં તો માથુંજ ફરી ગયુ. અને આપણી પ્રાચીન યોગક્રિયાની આગળ નવી પશ્ચિમની વિદ્યાઓ તો બાળક માત્ર પણ નથી એમ મને લાગ્યું.

"તેજ વખતથી મારા અંતઃકરણમાં એ મહાત્માની પેઠે આપણી પ્રાચીન વિદ્યાઓના અભ્યાસની તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. હું તે મહાત્માને ચરણે નમી પડયો અને તમની સેવામાં ઘણા દિવસ રહ્યો. તેમણે મારી હૃદયોત્કઠાની પૂરી પરીક્ષા કરી; અને હું જ્ઞાનનો અધિકારી છું એવી તેમની ખાત્રી થતાં તેમણે મને કેટલાક ગૂઢ મંત્રો અને રહસ્યો બતાવ્યાં. તેઓશ્રી પાસેથી મને એક બીજી અત્યંત મૂલ્યવાન બાતમીનો પત્તો લાગ્યો છે. અને તે એજ કે આવા પ્રકારના ગૂઢ જ્ઞાનનો અક્ષય ઝરો હિમાચળના ઉત્તર પ્રદેશમાં છે. ટિબેટ દેશની હદમાં જ્યાંથી પર્વતની બરફસીમા પાંચ માઈલ દૂર રહે છે તેટલા પ્રદેશમાં એક અત્યંત ગુપ્ત સ્થાનમાં મહાન તપસ્વી અને જ્ઞાની ઋષી મુનિઓનો એક મઠ છે. તે મઠનું નામ સત્ય જ્ઞાનાશ્રમ છે. પરંતુ તે આશ્રમમાં ગમે તેવા માણસ પ્રવેશ કરી શકે એમ નથી. અનેક કપરી કસોટીઓ અને તીવ્ર પરીક્ષાઓમાંથી પસાર થઈને જે માણસ અમુક અમુક વ્યક્તિઓનાં પ્રમાણપત્ર મેળવે છે તેજ ત્યાં જઈ શકે એમ છે. અને એ આશ્રમ અત્યારે ચીના મહંતોના હાથમાં હોવાથી ચીનાઓ સિવાય બીજો ભાગ્યેજ કોઇ તેમાં પ્રવેશ કરી શકે છે.

"એજ કારણથી હું જેવો આ દેશમાં આવ્યો તેજ વખતથી મેં ચીનાઇ ભાષા અને બોલીઓનો સજ્જડ અભ્યાસ કરવા માંડયો. મે એટલો બધો ભારે પ્રયત્ન કર્યો છે કે હવે હું ચીનાઇ ભાષા બરાબર કુદરતી રીતે એવી સફાઇથી બોલી શકું છું કે કોઈ મને પરદેશી ધારી શકતું નથી. એટલુંજ નહિ પણ ચીના લોકોની રીતભાત અને ચાલ ચલગત તથા વિવેકમર્યાદાના નિયમો વગેરેનો પણ મેં બહુજ બારીકાઇથી અભ્યાસ કર્યો છે. જેથી મને ચીનાઓની ટોળીમાં ઘુસી જતા જરા પણ મહેનત કે સંકોચ પડતાં નથી.

"આવી તૈયારી સાથે હું તે મહાન **સત્યજ્ઞાનાશ્રમ**માં પ્રવેશ કરવા ઇચ્છું છું.

અને મારો એ ઉદ્દેશ પરિપૂર્ણ કરવા માટે હું ઘણા સમયથી તક મેળવવાને ટાંપી રહ્યો છું. તેવી એક તક હાલમાંજ આવી છે અને તેનો ઉપયોગ કરવાનો મેં નિશ્ચય કરેલો છે. એ નિશ્ચય પાર પડતાં મને ગમે તેવું કષ્ટ સહન કરવું પડે, અનેક વિઘ્નો આવી પડે તે બધું જોખમ ઉઠાવીને પણ મારે એ કાર્ય પાર પાડવુંજ છે મને કોઈ પણ પ્રકારનો ભય નથી. મને પ્રાણની પણ પરવા નથી. કારણ કે જન્મ-મરણનો ભેદ મને પરિજ્ઞાત હોવાથી મૃત્યુથી મારા જીવનનો અંત આવી જશે એમ હું માનતો નથી. મારો ઉદ્દેશ પવિત્ર છે. હું જ્ઞાનની પાછળ ઘેલો થયો છું. મારી તીવ્ર અભિલાષાને પરિણામે ગમે તેવી સ્થિતિમાં અને ગમે તે અવસ્થામાં હું મારી નિશ્ચિત દિશામા પ્રગતિ કર્યા વગર રહેવાનો નથી એમ હું ખાત્રીપૂર્વક માનું છું."

## પ્રકરણ ૮ મું.

### લાખ રૂપિઆની લાલચ.

ડાકટર સાહેબ અત્યંત ગંભીરતા પૂર્વક ઉપર પ્રમાણે વ્યાખ્યાન ચલાવી રહ્યા હતા. અને હું પણ તેમને શાંત ચિત્તે ધ્યાન દઈ સાંભળી રહ્યો હતો. એટલામાં ટેબલ પર બેઠેલુ બિલાડું અવાજ કરી ઉઠયું.

"મ્યાંઉ! મ્યાંઉ!! મ્યાંઉ!!!"

પ્રતાપરાયે તેની પીઠ પર હાથ ફેરવ્યો અને કહ્યું:—

"મંજાર, ચૂપ રહે. અમારી વાતમાં વિઘ્ન નહિ નાંખ."

એ સાંભળી બિલાડું શાંત થઇ જઇ પૂંછડી હલાવવા લાગ્યુ. થોડીવારમાં ટેબલ પરથી કુદકો મારી તે એક મોટા કબાટની પાછળ ભરાઈ ગયું અને કોઈ કમનસીબ ઉંદર મામાની શોધ કરવા લાગ્યુ.

તે જતાં ડાકટર સાહેબે પોતાની વાત આગળ ચલાવી.

"મીસ્ટર બહાદુરસિંહ, આવી બધી સ્થિતિ છે. છતાં પણ જે કાર્ય મારે સાધવું છે તે મારા એકલાથી સાધી શકાય એમ નથી. કાર્યમાં મદદ કરવા માટે મારા જેવોજ એક સાહસિક અને પોતાના પ્રાણ પર ઉદારતાવાળો 'બાંધડ' માણસ જોઇએ. એવા એક વિશ્વાસુ માણસની મદદ મારે જોઈએ છે. જો મને એવો એક જોડીદાર મળે તો હું ગમે તેવી રીતે અને ગમે તેવા જોખમે પણ આ ગૂઢ જ્ઞાન હસ્તગત કરીને જગતનું થોડું ઘણું પણ કલ્યાણ કરી શકીશ એમ મારી ખાત્રી છે.

બહાદુરસિંહ, પુષ્કળ વિચારને અંતે, આ કામમાં તમે મને સહાય કરી શકશો એમ મને લાગવાથી મેં તમને પસંદ કરીને અત્રે બોલાવ્યા છે. જો તમે મને આ કાર્યમાં સહાય આપવાને તૈયાર હો તો મને અત્યારે જે કાર્ય હિમાલય જેવું ભારે દેખાય છે તેનો અડધો ભાર ઓછો થઇ જાય. છતાં તમારે જાણવું જોઈએ કે આ કાર્યમાં ઝંપલાવ્યા પછી આપણે તેમાં સુખરૂપ પાર પડીશું એવી કાંઇ ખાત્રી નથી હોં. જીવ જવાનો પણ પ્રસંગ આવે એ સંભવિત છે. અને તેજ કારણથી આ કાર્યમાં મને સહાય કરનાર માણસને જે

બદલો મારે આપવાનો છે તે પણ મેં તેવોજ મોટો રાખ્યો છે. મી. બહાદુરસિંહ, મારા જોડીદાર થનારને હું રૂપીઆ એક લાખનું ઈનામ આપવા માંગુ છું. તેમાંના અડધા એટલે રૂપીઆ પચાસ હજાર હું પહેલેથીજ આપી દઈશ; અને બાકીના પચાસ હજાર કાર્ય પૂર્ણ થતાં આપવામાં આવશે. કેમ બહાદુરસિંહ, તમારો શું વિચાર છે ?"

ડાકટર સાહેબની વાત હું એક ચિત્તે સાંભળી રહ્યો હતો. પરંતુ તેમના છેલ્લા પ્રશ્નથી હું ભડકી ઉઠ્યો. એક લાખ રૂપીઆ ! અધધધ ! એક લાખ ચાંદીના રૂપીઆ ! હાય ! મેં–કમનસીબે–એક–લાખ તાંબાના ઢબ્બુ પણ કદિ જોયા ન હતા !

આ વખતે મને પૈસાની જરૂર જેટલી હતી તેટલી મારા જન્મારામાં પહેલાં કદિ પડી ન હતી. ડાકટર સાહેબે શું કહ્યું ? એક લાખ રૂપીઆ ? હેં ખરેખર ?.... એટલા રૂપીઆની વ્યવસ્થા કેવી રીતે થઈ શકે એની મને કલ્પના પણ આવી નહિ ?

પૈસાની મને ગરજ હતી. હા, પૈસા માટે હું બાવળો બની ગયો હતો. પૈસા માટે અત્યારે તો હું ગધેડાને કાકો કહેવા પણ તૈયાર હતો. છતાં ડાકટર સાહેબની આ દરખાસ્તની ઉપર નિશ્ચયપૂર્વક મત આપતા મારો જીવ ચાલ્યો નહિ. સંકટથી હું કાંઈ ડરતો ન હતો. મારા પૂર્વજીવનમા મેં [illegible] સાહસો કરેલા કે મારા બીજા [illegible] મારાથી ગભરાતા. બાબૂ બાંઘડ તરીકે હું મારા મિત્રોમાં પ્રખ્યાત હતો. છતા ડાકટર પ્રતાપરાયના આ ભય નક ગંભીરતાવાળા કાર્યમાં સહાય આપવા માટે હકારમાં ડોકું ધુણાવવા જેટલી મારી હિંમત ચાલી નહિ.

મેં અચકાતાં અચકાતાં કહ્યું:

"ડાકટર સાહેબ, આપની દરખાસ્ત અત્યંત વિચિત્ર છે. આપને શું ઉત્તર આપવો તે સમજાતું નથી."

"વિચિત્ર તો છેજ, એમાં શંકા નથી. પરંતુ સામાન્ય લોકો કરતાં હું અને તમે પણ વિચિત્ર છીએ એ તમે કેમ ભૂલી જાઓ છો ? એવું હોવાથીજ મેં આ બધી હકીકત તમારી સમક્ષ આટલા વિસ્તારથી કહી છે. તમે તમારી અત્યારની સ્થિતિ વિષે વિચાર કરો છો. વીશીવાળાને આ અઠવાડીઆનું બીલ ચુકવી આપવા સંબંધીની ચિંતામાં તમે પડી જાઓ છો; વીશીવાળાએ કાલે ઉઠીને ફરીઆદી કરી તો આ શાંગહાઈ જેવા શહેરમાં તમારી શી સ્થિતિ થઈ પડે તે તો તમે જાણો છો. તમારા ઘડીઆળ સાથે છત્રીની પણ હરરાજી કરવાનો વિચાર તમને કાલે રાત્રે સૂતાં સૂતાં આવ્યોજ હતો. પરંતુ તેમ કરવાથી યે તમે આ દુઃસ્થિતિમાંથી ઉગરી શકો એમ નથી........"

મારા મનમાં ઘોળાઈ રહેલા વિચાર પણ ડાકટર સાહેબે પારખ્યા એ જોઈને હું તો ચમકીજ ઉઠ્યો. કંઈક ગભરાયો પણ ખરો.

કંઈક સમય વિચાર કર્યા પછી મેં ઉત્તર આપ્યો.

"ડાકટર સાહેબ, આપનું કહેવું અક્ષરશઃ સાચુ છે. તથાપિ આપનું કામ એવું વિલક્ષણ અને જોખમભરેલું છે કે તેના સંબંધે એકદમ હકાર અથવા નકારનો નિશ્ચય કરવાની મારી હિંમત થતી નથી. મને તેને માટે થોડો સમય વિચાર કરવા આપવો જોઇએ."

"ઠીક છે. ખુશીથી વિચાર કરો. હું

કાંઈ હમણાંજ જવાબ આપવાનો તમને આગ્રહ કરતો નથી. આજની રાત્રિ અને કાલનો આખો દિવસ તમે શાંતપણે વિચાર કરો. તમારી બધી પરિસ્થિતિનો તુલનાત્મક વિચાર કરજો. અને કાલે આજ વખતે આ સ્થળે આવીને મને તમારો નિશ્ચય જણાવજો. ”

એટલુ બોલતા ડાકટર સાહેબ પોતાની ખુરશીપરથી ઉઠયા. હું પણ તમનો ભાવ સમજીને ઉઠયો. અમે બને તે ઓરડામાંથી બહાર નીકળ્યા.

ઓટલા પરથી મને વિદાય દેતાં ડાકટર સાહેબે કહ્યું:

“જુઓ મી. બહાદુર, તમે બરાબર વિચાર કરી જોજો. તમારી સહાયની મને અત્યંત આવશ્યકતા છે. મારા કાર્યમાં સહાય કરવાની યોગ્યતાવાળો બીજો કોઈ પણ માણસ-તમારા જેવો-મને પ્રાપ્ત થઇ શકનાર નથી એમ મને ખાત્રી છે. માટે એ વાત પણ લક્ષમાં રાખજો. ઘણે-અંશે તો તમે મને હકારમાંજ જવાબ આપશો એવી ઉમેદ હુ રાખું છું. આપણા બંનેની આ મુલાકાત ગુપ્તજ રહેવી જોઇએ હો!”

“તેની ચિંતા ન કરશો.”

એટલાજ શબ્દો બોલી હું-ચિંતા, વિચાર, ભયમાં ગરકાવ થયેલો હું-બંગલાની બહાર પડયો. અને નીચી મૂડી રાખી ધીમે ધીમે શહેર ભણી ચાલવા લાગ્યો.

## પ્રકરણ ૯ મું.

### મુનિમજીની મુલાકાત.

શહેર-ઘેરમાં-વીશીમા આવીને હું બિછાના પર પડયો. એકદમ જાણે હુ એકાદ મોટુ ખૂન કરી આવ્યો હોઉ તેમ મારા હૃદયમા અનેક પ્રકારના સારાનરસા વિચારોની ભયંકર ઉથલપાથલ થવા લાગી. તે એવી ભારે-કે મારૂં બિછાનું જે કાલે વેચાઇ જવાનું હોવાથી અત્યારથીજ જાણે મારી સાથે અસહકાર કરીને મને પોતા-પરથી ઉથલાવી પાડવા ઈચ્છતુ હોય ને, એમ મને ... લાગ્યું.

ઘર, વીશી, ડાકટર, સત્યજ્ઞાનાશ્રમ, સંકટ, વિઘ્ન, સાહસ, પરદેશ, સ્વદેશ, જન્મભૂમિ, મારાં સગાં એ બધાંના વિચારો એકી સાથે ઉભરાઈ આવીને મારી વિવેક શક્તિને ગભરાવી મૂકવા લાગ્યા. મારા અંતરમાં ભારે ક્ષોભ ઉત્પન્ન કરવા લાગ્યા.

કેટલીક વારે હું ઉઠયો. પાણીની ઓરડીમા જઇ માથાપર પાણી નાંખ્યું અને રાંત પડયો. પાછો બિછાનાપર પડીને શાંતતાથી વિચાર કરવા લાગ્યો.

મારાં માતાપિતા તો કયારના ગુજરી ગયા હતાં. મને ભાઈ બહેન કોઇ ન હતું. ભાઈ ન હતો એટલે ભાભી પણ નહોતી. અને સેવકનું લગ્ન થયું ન હતું એટલે ભાભીની દેરાણી પણ ન હતી. આખી દુનિયામાં હું મારે એકલો હતો. મારા ઉપર કોઇનું જીવન આધાર રાખતુ ન હતુ, એટલે જો આ નવા સાહસમાં ઝંપલાવતાં મારા શરીરને ન કરે નારાયણ કાઇ થયુ તો પણ મારે માટે શોક કરનાર અને પોક મૂકનાર એક પણ પ્રાણી જગતમાં હયાત ન હતું.

બાળપણથીજ અનાથ બનેલો હોવાથી હું અનેક કડવા પ્રસંગોમાં ઘડાયો હતો. અનેક દિવસો ને મહિનાઓ પરદેશ ભટકવામાં ગાળેલા હોવાથી મેં ઘણાયે વિચિત્ર અનુભવો મેળવ્યા હતા. અને એને પરિણામે હું અતિશય સહનશીલ અને બેદરકાર બન્યો હતો. ઉપરાંત જન્મથીજ મારી શરીર પ્રકૃતિ નિરોગી અને બાંધો મજબૂત હતો. માંદગી અથવા રોગ શું છે તે તો હું જાણતોજ ન હતો. એકાદ બે વાર તાવ આવેલો, પણ તેનો સત્કાર કરી કરીઆતાની કડવાશથી વિદાય કરેલો; એટલે મારા શરીરમાં તાકાત પણ સારી હતી. મારી વય આશરે ૩૫ વર્ષની હતી, છતાં મને કોઇ પણ પ્રકારનું દુર્વ્યસન ન હોવાથી મારી પ્રથમ જુવાનીનું તેજ અને ઉત્સાહ હજુ જેવા ને તેવાં ટકી રહ્યાં હતા, અને—આત્મશ્લાઘા નથી કરતો હોં—મારૂં બાહ્ય સ્વરૂપ પણ કાંઇ ખરાબ નહતું.

બીજું, અત્યારે મારી સાંપત્તિક સ્થિતિ એવી તો દુર્બળ બનેલી હતી કે આખા જન્મારામાં મેં આવા દિવસો કદિ ગાળ્યા ન હતા. આજે સવારે નોકરીને માટે ફાંફાં મારતો મારતો હું એક વેપારી પેઢીમાં ગયો, તો ત્યાંથી જવાબ મળ્યોઃ–અમારે ત્યાં એક કારકુનની જગા ખાલી હતી. પરતુ તે કાલેજ ભરાઇ ગઇ છે. હું નિરાશ થઇ પાછો ફર્યો. બીજી એક ઓફીસમાં ગયો ત્યાંથી મેનેજરનો જવાબ મળ્યો કે–અમારે ટ્રેઝરરની જરૂર છે પણ તે માટે તમે અજાણ્યા શું કામના? અમે અજાણ્યા માણસને રાખતા નથી. છતાં મીસ્ટર, તમારે રહેવું હોય તો દશ હજારની જામીનગીરી લઇને આવજો. દશ હજારની માંગણી સાંભળીને હું તો ડઘાઇજ ગયો. નીચુ મ્હોંડું રાખી ત્યાંથી બહાર નીકળ્યો........

આવી સ્થિતિમાં હવે વધારે આથડવું એ મૂર્ખાઇ ભરેલું હતું. એટલુંજ નહિ પણ હવે તો તે અશકય પણ હતું. કારણ કે ગજવાનો ખણખણાટ શમી ગયેલો હોવાથી રખડવા માટે અન્નનો આધાર મેળવવાનો માર્ગ નહતો.

ત્રીજું, સાહસ કરવાનો મને બાળપણથીજ શોખ અને અભ્યાસ હતો. ડાકટર સાહેબના કામમાં અનેક સાહસના પ્રસંગો આવે એમ હતું. એટલે તે કાર્યમાં ઝંપલાવવાથી મારા સાહસપ્રિય અંતઃકરણને એક પ્રકારનો આનંદજ થાય એમજ હતુ. સિવાય ડા. પ્રતાપરાય જેવા બહાદુર અને મહાન કાર્યશક્તિવાળા બાહોશ માણસની સાથે રહીને કામ કરવાનું હતુ એટલે મારે ઝાઝો ભય રાખવાનો ન હતો. અને એટલા કાર્ય માટે મને અત્યારે પચાસ હજાર રૂપીયા રોકડા મળવાના હતા. સુદૈવે વિજયી થઇને આવ્યા તો બીજા પચાસ હજાર રૂપીયા મળશે....

પરંતુ જો કદાચ આ સાહસમાંજ મારો અંત આવ્યો તો?—તો મારૂં શું જશે? મારા પૈસાનું શું થશે?

મને તો કાંઇ નુકસાન થનાર નથી. મરવું એ તો આજે નહિ તો કાલે પણ સિદ્ધજ છે. તો પછી તેમાં ડર શાનો? મારા પૈસા હું કોઇ સારી પેઢીમાં જમા કરાવીશ અને જો આ સાહસમાંથી હું પાછો ન આવું તો તે બધા બાકીના પૈસા ધર્માદા કાર્યમાં વાપરવામાં આવે એવું હું લખાણ કરી જઇશ. તે છતાં પણ કદાચ તેનો દુરૂપયોગ થયો તો પણ તેની સાથે

મારે શી લેવા દેવા છે?....

એ પ્રમાણે વિચાર કરતાં કરતાં મારા બધા તરંગો એકજ દિશામાં એકત્રિત થવા લાગ્યા. મેં નિશ્ચય કર્યો કે કાલે ડા. પ્રતાપરાયને હુકારમાંજ જવાબ આપવો. એવો વિચાર કરતાં કરતાં મને નિદ્રા-આવી ગઇ. નિદ્રામાં પણ મને આજ વિષયના સ્વપ્નાં આવ્યાં એ કહેવાની તો જરૂર નથીજ.

બીજે દિવસે સવારે પુનઃ મારા મનમાં તેજ વિચારો ઘોળાવા લાગ્યાઃ ડાકટર સાહેબ કહે છે કે આપણે પ્રવાસે નીકળવું પડશે અને તેમાં અનેક પ્રકારના સંકટો આવશે. સંકટોથી હું કાંઇ ડરતો નથી, પણ—

—પણ ડાકટર સાહેબ પ્રવાસમાં મારી સાથે કેવી રીતે વર્તશે? અમે એકાદ સંકટમાં સપડાયા અને તે સંકટ એવુંજ હોય કે તેમાંથી અમારા બેમાંનો એકજ મુક્ત થઇ શકે એમ હોય, તો પછી? ડા. પ્રતાપરાય મારા માલિક હોવાથી મૃત્યુના મુખમાં મને ધકેલી તે પોતે એકલા છુટા થઇ જાય....તો? અથવા એક લાખ રૂપીયા આપવા જેટલી ડાકટર સાહેબની શક્તિ હશે ખરી? કે અમસ્તી મ્હોંડાનીજ વાતો?

આવા આવા અનેક પ્રશ્નો મારી વિચાર શક્તિએ ઉપસ્થિત કર્યા અને એ બધા પ્રશ્નોના યથોચિત ખુલાસા થયા વિના કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરવો એ ઠીક નથી, એમ મને લાગ્યું અને તરતજ હું તેની તજવીજમાં નીકળી પડયો.

પથારીનો ત્યાગ કરી પ્રાતર્વિધિ આ-ટોપીને કોટ-ટોપી ચઢાવતાંજ હું બહાર પડયો. મુંબાઇના શેઠ લક્ષ્મીચંદ જીવરાજ નામના એક સુપ્રસિદ્ધ વ્યાપારીની આ શહેરમાં એક શાખા હતી. તેના વડા મુનિમનું નામ મનજીભાઈ હતું. મનજી-ભાઇની સાથે મારે કંઇક ઓળખાણ હતી. મુંબાઇમાં હું તેમને એક સદ્‌ગૃહસ્થની ભલામણથી મળેલો. અહીં આવ્યા પછી પણ હું એક બે વાર તેની પાસે ગયો હતો ખરો; પરંતુ જ્યારથી મારી સ્થિતિ આવી—કડકાબાલુસ જેવી—થઇ હતી, ત્યારથી મને તેમની પાસે જતાં શરમ લાગતી હોવાથી હું ગયોજ ન હતો.

મનજીભાઇ અત્યંત કાબેલ, સૂક્ષ્મ દૃષ્ટિ-વાળા અને બાહોશ માણસ હોવાથી તેની પાસેથી ડાકટર પ્રતાપરાય સંબંધી બહુ જ બારીક માહિતી મળશે એવી આશાથી હુ પરભાર્યો તેમની પેઢી પર ગયો. મનજીભાઇ હજુ પેઢી પર આવ્યા નહુતા. આથી નોકરો પાસેથી તેમના રહેઠાણનો પત્તો મેળવી તેમને બંગલે ગયો. તે વખતે તેઓ ઓટલા પરજ એક ખુરશી પર બેસીને ન્યુસ પેપર વાંચતા હતા.

મને જોતાંજ તેમને ઘણો આનંદ થયો અને પેપર વાંચવું મૂકી એકદમ મારી સાથે વાતો કરવા માંડીઃ

"અહો! બહાદુર! આવ. આવ. તું કયારે આવ્યો? ઘણા દિવસથી દેખાતો નથી, તે શુ કાંઈ બહારગામ ગયો હતો?"

"નાજી." એમ ઉત્તર આપતાં હું તેમની સામે પડેલી ખુરશી પર બેઠો. મનજીભાઇએ કંઇક પ્રેમાળ ગુસ્સો કરીને કહ્યુ:

"શું? ત્યારે તું આટલા દિવસ અહીંજ છે? અને તે દરમ્યાન મને મ્હોં પણ બતાવતો નથી? વાહરે! એ તે કાંઈ ઠીક કહેવાય? બહાદૂર, જો આપણે બધા પરદેશમાં પડયા છીએ તે તને ખબર છે

ને? આપણે દેશીબંધુઓ એક બીજાની બે ચાર દહાડે ખબર કાઢતા ન રહીએ તો પછી આપણો ભાવ પૂછશે કોણ? તને કદાચ એમ હોય કે મારે બીજાની શી જરૂર છે; પણ...."

"હં. હં. એવું શું બોલો છો?" તેમને વચમાંજ અટકાવીને મેં કહ્યુ:—"મનજીભાઇ, આપ તો માયાળુ છો. આપની મહેરબાનીનો પાર નથી. પણ સાચું પૂછો તો, ભાઇસાહેબ, આજકાલ હું એવી ખરાબ સ્થિતિમાં આવી પડયો છું કે કોઇને મળવાની મારી હિંમત થતી ન હતી. અરે, કોઈ ઓળખાણવાળું અનાયાસે મળી જાય તો પણ તેની સામે ઉભા રહેવાની મારી છાતી ન હતી..."

"હે? એવું તે શું સંકટ આવી પડયું છે?" મુનિમજીએ આશ્ચર્ય પામીને પૂછયું:— એવું જો કાઈ સંકટ હતુ તો તું મારી પાસે કેમ ન આવ્યો? ભાઇ, હું તને યથાશક્તિ મદદ કરતે! વારૂ, ઠીક, હવે શું સંકટ છે તે કહી દે."

હું ઉત્તર આપવા જતો હતો, એટલામાં બંગલાના અંદરના ભાગમાંથી ચ્હા તૈયાર થયાનો અવાજ સાંભળ્યો. મુનિમજી ઉઠ્યા, અને મને આગ્રહપૂર્વક ઉઠાડયો. બંને દિવાનખાનામાં ગયા. ત્યા એક નાના ટેબલ પર ચ્હાના બે પ્યાલા મૂકેલા હતા મુનિમજીએ એક લઈ, બીજો મને આપ્યો.

ચ્હાનો પ્યાલો અડધો ખલાસ કરીને મનજીભાઇએ પુનઃ પૂછ્યુંઃ "વારૂ કહે, હવે તારા ઉપર શું સંકટ આવી પડયું છે?"

મેં યોગ્ય વિવેક વાપરીને કહ્યું:

"ભાઇસાહેબ, આપ મને સહાય કરવાને આટલી બધી ઉત્સુકતા ધરાવો છો તે માટે મારા હૃદયમાં અત્યંત ઉપકૃતતાની લાગણી થાય છે....."

"હવે તુ એ બધી પ્રસ્તાવનાને પડવા દે. મૂળ વાત શરૂ કર."

"ઠીક, એક બાબતમાં હું આપની સલાહ લેવા માટે આવ્યો છું. મુનિમજી, મારે કબૂલ કરવું જોઇએ કે અત્યારે હું પૈસા સંબંધીની બહુજ તંગીમાં આવી પડયો છું. તે છતાં હું આપની પાસે ખાસ પૈસાની મદદ લેવા માટે આવ્યો છું એમ પણ નથી. મારે અમુક વ્યક્તિના સંબંધી વિશ્વસનીય માહિતી જોઇએ છે."

"ભાઇ બહાદુર, તારે માહિતી જોઇએ છે તે તો ઠીક. પણ કાઇ પૈસાની મદદ જોઇતી હોય તો તે પણ માગી લે. હું તે પણ આપવાને તૈયાર છું. તને મારી મદદ સ્વીકારતાં કંઇ અડચણ હોય તો—તું અવશ્ય તારી સગવડે—પાછો આપજે, સમજ્યો? પણ—"

"આપની ઉદારતા માટે મને કાંઈ કાંઇ થાય છે. આપનો ઉપકાર જેટલો માનુ તેટલો ઓછો. છતા મને હાલ પૈસાની ઝાઝી જરૂર નથી. મારે જોઇશે ત્યારે હું આપની પાસેથી માગી લઇશ. હાલ મને અમુક માહિતી જ જોઇએ છે."

"બોલ, શી માહિતી જોઇએ છે? કોને વિષે જોઇએ?" તેમણે પૂછયું.

"આપ પેલા ડાકટર પ્રતાપરાયને ઓળખો છોને?"

"શું ઉંઉંઉં? પ્રતાપરાય?"

જેમ એક માણુસે ભૂત જોયું હોય ને તે ભડકી ઉઠે તેજ પ્રમાણે મારા મુખમાંથી ડાકટર પ્રતાપરાયનું નામ બહાર પડતાંજ જાણે સામેથી તેનો પડઘો પડયો! મનજીભાઇના હાથમાંથી ચ્હાનો પ્યાલો

છુટી પડયો અને ભોંય પર પડી તેના ચૂરેચૂરા થઈ ગયા. તે તરફ જરા પણ લક્ષ ન આપતાં મનજીભાઇ અત્યંત આશ્ચર્યચકિત મુદ્રાથી મારા તરફ જોવા લાગ્યા, અને પાછું પૂછયું:

" શું ?....કોણ ?....ડાકટર પ્રતાપરાય ?"

" હાજી." મેં પણ અત્યંત આશ્ચર્યથી ઉત્તર આપ્યો.

" પેલા—જુનાગઢવાળા ? તેની સાથે તારે શું કામ પડયું છે વળી ?"

"તેમણે પોતાનું એક કામ કરવા માટે મને એક લાખ રૂપીઆ આપવાનું કહ્યું છે. તે કેવા માણસ છે? તેના સંબંધી તમે શું શું જાણો છો"

મારા પ્રશ્નો સાભળીને મનજીભાઇ તો, જાણે ડઘાઇજ ગયા હોયને ! તેવો દેખાવ કરી અત્યત ગંભીરતાપૂર્વક બોલ્યા:

"બહાદુર, જે ગૃહસ્થને વિષે તું મને પૂછે છે, તેના સબંધી જેટલી માહિતી હુ જાણું છું તેટલી તને કહેવાની મારી છાતી ચાલતી નથી, તથાપિ તુ મારો મિત્ર છે. મારા અંતરમાં તારૂં ભલું કરવાની ઇચ્છા છે એટલે તને ટુંકમાં આટલુંજ કહી દઉ છુ-સૂચના આપું છું કે-જો હજુ સુધી તું એ ગૃહસ્થના તાબામાં આવ્યો ન હોય તો—તો—તેની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ બાંધીશ નહિ. અને જો કદાચ તારે સબંધ બાંધવો પડે તો પણ તેની સાથે વર્તવામાં બહુજ સાવધ રહેજે...."

" એટલે ? શું—તે ગૃહસ્થ કોઇ લફંગો છે ? શુ તે કંઇ બદમાશ છે ? શું પૈસાના સંબંધમાં તેની લાયકી સારી નથી કે ?" મે આશ્ચર્યથી પૂછયું.

"છટ્છટ્. હુ કાંઇ એવું કહેતો નથી. પૈસાની બાબતમાં તેને વિષે કાંઈજ શકા કરવાની નથી. અરે તેના મનમાં આવે તો તે આજને આજ દશ લાખ રૂપીઆનો ઢગલો કરી આપે. એકલી અમારીજ પેઢીમાં તેના નામ પર સાડાત્રણ લાખ રૂપીઆ જમા છે અને એવા કેટલીયે પેઢીમાં હશે."

"એમ કે ?"મેં આશ્ચર્યથી પૂછ્યું. "ત્યારે એની પાસે એટલી બધી મિલ્કત આવી કયાંથી ?

"તે કાંઇ હું કહી શકતો નથી. તેને ગમે ત્યાંથી પણ મળી છે. અથવા તેણે મેળવી છે. તે કાંઇ ચોરી નથી લાવ્યો. કારણ કે એવું હોય તો કોઇકનો પણ તેના ઉપર શક જાય એ સંભવિત છે. એણે કેટલીયે વાર અમારે ત્યાં પંદર પંદર લાખ સુધી રૂપીઆ જમા કરાવ્યા છે. પણ વ્યાપારીની રીતે અમારેથી એમ તો પૂછાયજ નહિ કે તમે રૂપિઆ ક્યાંથી લાવો છો ?.... ગમે તેમ પણ તે બહુજ વિચિત્ર પ્રકારનો-વિલક્ષણ ભેજાનો માણસ છે એમાં તો શંકાજ નથી. અરે, આઘે જવાની પણ શી જરૂર છે ! આ જોને. એ માણસના સંબંધમાંજ થોડા દિવસ ઉપર મારા એક મિત્રનો કાગળ આવ્યો છે. તેજ તને બતાવું છું. તે પરથી તને કંઇક ખ્યાલ આવશે કે એ કેવા પ્રકારનો માણસ છે."



# પ્રકરણ ૧૦ મું.

## હૃદયની ગુંચ

એમ કહી મુનિમજી પોતાની ખુરશી પરથી ઉઠયા. અને દિવાનખાનામાં એક ભીંતની સાથે આવેલા એક કબાટ પાસે જઇ તેમાંથી એક પોટલું કાઢી લાવ્યા. પોટલું છોડી તેમાંના એક કાપડની ઘડી-માંથી પીળા રંગનો એક લાંબો કાગળ કાઢયો અને મારા હાથમાં મૂકયો. તે દરમ્યાન એક ચીના નોકરે આવીને ચુપચૂપ ભાંગેલા પ્યાલાના કાચ વ્હારવા માંડયા.

મેં તે કાગળ જોયો. તેમાં કાળી શાહીથી અને જાડા બરૂથી બાળબોધ અક્ષર લખેલા હતા, ભાષા ભાંગીતૂટી હિંદુસ્થાની હતી. પરંતુ આખા કાગળમાં બધું મળીને દોઢ ડઝન શબ્દો મરાઠી ઘુસી ગયેલા હતા. તે પત્રનો સાર ટુંકમાં નીચે પ્રમાણે થાય:

" સ્નેહી ભાઇ,

આજે ઘણા દિવસ થયાં મે આપને પત્ર લખ્યો નથી તે માટે માફી ચાહુ છું. અત્રે સર્વ આનંદમાં છે.

આટલા દિવસ પત્ર ન લખવાનું કારણ એજ કે હું એક મોટા સંકટમાં પડયો હતો. હવે ઇશ્વરકૃપાથી જેમ તેમ હુ તેમાંથી પાર પડયો છું. ડાક્ટર પ્રતાપરાય નામનો એક મહા ઉસ્તાદ ઉઠાવગીર છે, તેણે મને બહુજ ત્રાસ આપ્યો છે. તેના વિષેની હકીકત ટુકમાં આ પ્રમાણે છે:—

' પેટ્રી ' નામના એક ચીના ઉપર ખુનનો (જૂઠો) આરોપ હોવાથી રંગૂનની ચીફ કોર્ટમાં તેનો દાવો ચાલતો હતો. તે વખતે હું તેના તરફથી વકીલ હતો. સદ્ભાગ્યે પેટ્રી તે મુકર્દમામાંથી નિર્દોષ છુટયો. પરતુ તે થોડાજ સમયમાં બીમાર પડયો અને મૃત્યુ પામ્યો. તેણે પત્રમાં કેટલીક વસ્તુઓ મને બક્ષિસ આપી હતી, તેમાં એક સોનાનું તાવીજ પણ હતું. એ તાવીજની આસપાસ અનેક સુંદર હીરા માણેક જડેલા હતા અને વચમાં કેટલાક શબ્દો—ચીની ભાષામાં—કોતરેલા હતા. એ તાવીજ મને તેમજ મારી ' બાળા ' ને બહુજ ગમી ગયું હતું. છતાં મારે કહેવું જોઇએ કે જ્યારથી એ તાવીજ મારી પાસે આવ્યુ ત્યારથી તે ગયુ ત્યાં સુધીમાં હું કદિ સુખે રોટલો ખાઇ શકયો નથી. એ તાવીજમાં ગુણ શું હતો ? તે તો હું જાણતો નથી પણ ડાક્ટર પ્રતાપરાયે તે મારી પાસેથી વેચાતું માંગ્યુ. મેં તેને વેચવાની ના કહી. તે જોઇએ તેટલી કીંમત આપવા તૈયાર થયો. પરંતુ જે વસ્તુ મને બક્ષિસમાં મળેલી હતી તેને વેચી નાંખવાની મારી ઇચ્છા ન હોવાથી મેં સાફ ના પાડી. એટલે પ્રતાપરાયે તે તાવીજ મારી પાસેથી મેળવવા માટે કેટલીક અણુઘટતી યુક્તિઓ ચલાવી. બે ત્રણ વાર તો તેણે મારૂં ઘર ફોડયું. એક વાર તો આગ લગાડી ! મને કેટલા બધા નનામા ધમકીના પત્રો લખ્યા ! છતાં મે તે તાવીજને જતું કર્યું નહિ, છેવટે તે દુષ્ટે મારી દીકરીને એકાએક ગુમ કરી દીધી ! મેં ઘણી તપાસ કરી, છતાં બાળાનો પત્તો નજ લાગ્યો. ત્યારે અંતે ન છુટકે મેં તે તાવીજનો મોહ છોડી દીધો. તાવીજ પ્રતાપરાયને મળતાં બીજેજ દિવસે મારી બાળા મારે ઘેર આપો-આપ આવી પહોંચી. તેને કોણુ લઇ ગયુ હતું ? અને તે અત્યાર સુધી કયાં હતી ? તે વિષે તે કાંઇ કહી શકી નહિ. અજબ જેવી વાત છે કે તે હજુ પણ કાંઈ કહી શકતી નથી.—સારાંશ, તે નેસીયું તાવીજ મારા હાથમાંથી ગયું ત્યાર

પછીજ મારો બધો ત્રાસ મટ્યો, અને હવે અમે પૂર્ણ સુખમાં–આનંદમાં–છીએ. મને જે વિઘ્નો પડ્યાં છે તેનો પૂર્ણ હેવાલ તો તમે મળશો ત્યારેજ આપી શકીશ. પરંતુ એ સર્વ પીડાઓનો ઉત્પાદક તો ડાક્ટર પ્રતાપરાયજ છે એમ મારી ખાત્રી છે તે છતાં પણ કોઇ પણ બાબતમાં તેના વિરૂધ્ધ સાક્ષી પુરાવા ન મળી શકવાથી તેના ઉપર ફરિયાદ માંડી શકાય એમ નથી. એજ. વિશેષ મળ્યેથી,

લી૦ આપનો
સદાનો સ્નેહાધીન
**જયવંત પુણેકર**"

પત્ર વાંચીને હું તો આશ્ચર્યમાં ડૂબી ગયો. "એવો તે એ કેવોક માણસ હશે ?" એ વિચાર મારા મનમાં ફુરવા લાગ્યો. મુનિમજીએ મારા હાથમાંથી તે કાગળ લઇને પાછો પીછોડીની ચડીમાં સંભાળીને ગોઠવ્યો. અને ગાંસડી બાંધી કબાટમા મૂકી આવ્યા.

"જોયું ? બહાદુર, આ કાગળમાં શું લખેલું છે તે ? એ પરથી તેમજ બીજાઓને મ્હોંડે સાંભળેલી વાતો પરથી એ ડાક્ટર પ્રતાપરાય સંબંધી તને કંઇક ખ્યાલ આવ્યો હશે. હવે તારો શું અભિપ્રાય છે ?" તેમણે પૂછ્યું.

"એકંદરે તો એ માણસ બહુજ વિચિત્ર હોય એમ લાગે છે. પરંતુ મને–સાચું પૂછો તો–તેનો બહુ ભય લાગતો નથી. તે અત્યંત સાહસિક માણસ છે અને મારો સ્વભાવ પણ સાહસપ્રિય હોવાથી અમને બંનેને એક રાશ આવે એમ લાગે છે. હું તેની પાસે એક વાર જઇ આવ્યો છું....."

"શું તું તેની પાસે જઇ આવ્યો છે !" મનજીભાઇએ અત્યંત આશ્ચર્યથી પૂછ્યું.

"હાજી. કાલેજ."

"અને તારી સાથે એ કેવી રીતે વર્ત્યો ?"

"બહુજ માયાળુ રીતે."

"તે બરાબર છે. ડાક્ટર કાંઇ રાક્ષસ નથી. પ્રતાપરાય કોઇકવાર મારી પેઢીએ આવે છે ત્યારે બધાં માણસો, ગુમાસ્તા અને ભૈયા સુદ્ધાં તેની વાતોમાં લીન થઇ જાય છે. એવો તે રસિક છે. વાતો પણ દરિયાપારની કરે છે. દરેકને હોંશથી બોલાવે છે. પરંતુ મને એમ લાગે છે કે જે માણસ ઉપર તે ગુસ્સે ભરાય છે તેનો તો એ દમ કાઢી નાંખે છે."

"એમજ હોવું જોઇએ." મેં કહ્યું:— "પરંતુ મારે તો માત્ર તેનું કામ કરવામાં મદદ કરવાની છે. હું શા માટે તેને છંછેડું ? એટલા એક કામ માટેજ તેણે મને એક લાખ રૂપીઆ આપવા કહ્યા છે. અને અત્યારે તો....હં. જોયું આ ?–મારી દુનિયામાંની કુલ સંપત્તિ તે આજ છે હો." એમ બોલતાં મેં ગજવામાથી પાવલી અને ઢબ્બુ કાઢીને મનજીભાઇને બતાવ્યાઃ—"આવી સ્થિતિમાં આપોઆપ સામે આવતી સંપત્તિને લાત મારવી એ કાંઇ ડહાપણ છે ?"

મનજીભાઇ વિચારમાં પડીને બોલ્યા. "તારૂં કહેવું હું સમજ્યો....પરંતુ હજુએ તું કોઇ બીજે ઠેકાણે નોકરી મેળવવાનો પ્રયત્ન કરે તો ?"

"બીજે ઠેકાણે ? બીજે ઠેકાણે ક્યાં પ્રયત્ન કરૂં ? ભાઇસાહેબ, આ શહેરમાં મેં એકે પેઢી કે એક પણ ઓફીસમાં તપાસ કરવી બાકી નથી રાખી."

"તો પણ મારા એક ઓળખાણ વાળોની પેઢીમાં એક અંગ્રેજી જાણનાર

કારકૂનની જગા ખાલી છે એમ મને ખબર છે.....”

“જો એમ હોય તો મને પત્ર લખી આપો. હું હમણાંજ ત્યાં જઇશ.”

“ઠીક. તો હુ તને એક ચીઠ્ઠી લખી આપું છું.”

એમ કહી મુનિમજીએ પાસેના ટેબલ પરથી પેઢીના નામની છાપવાળો એક કાગળ લીધો અને ગજવામાંથી ફાઉન્ટન પેન કાઢી એક ટુંકી ચીઠ્ઠી લખીને કાગળ મારા હાથમાં આપ્યો. તે લઈ ને હું તેમનો અત્યંત આભાર માન્યા પછી સલામ કરી બહાર નીકળ્યો.

પરમાર્થેજ હુ આ નવી પેઢીની શોધમા લાગ્યો. આમતેમ થોડીવાર અથડાયા પછી મને એક વૃદ્ધ ચીનાએ પત્તો બતાવ્યો. ત્યાંના મુનિમને મેં મનજીભાઇની ચીઠ્ઠી બતાવી. તે વાંચતાંજ તે બીચારો અત્યંત ખિન્ન મુખમુદ્રા કરીને બોલ્યોઃ—“ભાઇ બહાદુરસિંહ....તમારૂંજ નામ છે ને?”

મે ડોકુ ધુણાવી હા કહી.

“તમને જણાવવાને મને બહુ દીલગીરી ઉપજે છે કે જે જગા ખાલી હતી તે ભરાઈ ગઇ છે. મનજીભાઇ ખરેખર મારા મુરબ્બી મિત્ર છે. તેમની શીફારસ લાવનારને હું અત્યંત આનંદપૂર્વક અમારી ઓફીસમા લઇ લઉં. પરંતુ હવે તો નાઈલાજ છું. શું કરૂં? આજ સવારેજ મેં એક પારસીને ચાર્જ–ઓર્ડર પણ લખી આપ્યો છે”....વગેરે

હું નિરાશ થયો. તેમને સલામ કરી પાછો ફરવા જતો હતો એટલામાંજ તેઅણે કહ્યું:—

“અરે, હાં. ઠીક યાદ આવ્યું. ઉભા રહો ભાઇ; તમારો ફેરો નકામો નહિ જાય તેમ કરૂં. કાલેજ મેં સાંભળ્યું છે કે શાંગહાઇ બરમા આગબોટ કંપનીની ઓફીસમાં એક કારકુનની જગા ખાલી છે. તે ઓફીસનો મેનેજર મારો સ્નેહી છે. હું કહીશ એટલે તે જરૂર તમને રાખી લેશે.”

“ત્યારે આપ કૃપા કરીને મને એક ચિઠ્ઠી લખી આપો તો........”

“અરે, ચિઠ્ઠી શા માટે? હું જાતેજ તમારી સાથે આવુ છું. મારે પણ કંઇક કામ પરત્વે એજ દિશામાં જવાનું છે. એટલે માર્ગમાં હું તમારી ઓળખાણ મેનેજર સાથે કરાવી દઉં. કેમ ઠીક ને?”

“એથી રૂડું શું હોય? સોનાથી પીળું શું?” મે આભારની લાગણી સાથે કહ્યું.

પોતાનો અંગરખો ચઢાવીને તે તરત જ મારી સાથે બહાર નીકળ્યા. હું તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડીવારે અમે તે ઓફીસ આગળ પહોંચ્યા.

મને બહાર ઉભો રાખી મુનિમે અંદર પ્રવેશ કર્યો. હું બહાર પાઓનને બેસવાના બાંકડા પર બેઠો. અહા! એ વખતે મારા હૃદયમાં કેવી ભારે ઉથલપાથલ અને ધમ્માચકડી થઇ રહી હતી. એક પળમાં મારો જે તે ઘડોલાડવો થઈ જવાનો હતો. કયાં તો પ્રતાપરાય–કયા તો આગબોટ ઓફીસ! એમાથી ગમે તે એકને પાદરે હું પડવાનો હતો. અંતર ઉછાળા મારી રહ્યું હતુ. હૃદય એક મિનિટે સો ધબકારા કરી રહ્યું હતું.

થોડીજ પળમાં મુનિમ બહાર આવ્યા. અને હાય! એના મ્હોં પર આનંદ કે હાસ્ય ન હતું. હું મારાં ભવિષ્યને કળી ગયો. ઉદાસ ચ્હેરે તેમણે મને મારા

'ભોગ'ની કહાણી સુણાવી. તે જગા માત્ર એ કલાક ઉપરજ ભગાઇ ગઈ હતી!

પેલી કહેવત છે કે "ઘરની બળી વનમાં ગઇ તો વનમાં લાગી આગ" તેવો ઘાટ થતો હતો. મુનિમજીએ જાણે પોતાથી એક અપરાધ થયો હોય તેમ મારી માફી માંગવા માંડી; મેં તેમને તેમ કરતાં અટકાવ્યા. પછી તેઓ પોતાને કામે ગયા.

હું પણ પત્થર જેવા ભારે હૃદયથી અને કપાળે હાથ દઇ ઘેર જઇ બીછાના પર પડયો.



## પ્રકરણ ૧૧ મું.

### વીશીવાળાનો તગાદો

બિછાના પર પડયો પડયો હું કોણ જાણે કયાંયે સુધી વિચારો કર્યા કરત. તે ચોક્કસ કહી શકતો નથી. પરંતુ થોડીવારમાંજ મારી ઓરડીનાં બારણાં પર ટકોરા થયા. મેં ઉઠી બારણાની અંદરથી ચઢાવેલી આંકડી ઉઘાડી એટલે હાથમાં ગયા અઠવાડીયાના બીલ સાથે વીશીવાળાએ દર્શન દીધાં.

ઉદ્ધતાઇ ભરેલી ચીની ભાષામાં તે બોલ્યો.–"કેમ, મીસ્ટર! ચાલો હવે આપી શો છો કે નહિ? તમારે માટે હવે હું એક દિવસ પણ થોભનાર નથી. ગઇ કાલે તમે વાયદો કેમ કરેલો તે મને ખબર પડી ગઇ છે. તમારે વિષે કાલેજ મેં ઘણી વાતો સાંભળી છે અને તમે શું વેતરણમાં છો તે મારાથી અજાણ્યું નથી....પણ બચ્ચાજી, એમ કાંઇ તારાથી ઓરડી છોડીને નાશી જવાવાનું નથી. આ તો શાંગહાઇ શહેર છે. સમજ્યો કે? તારૂં હિન્દુસ્થાન નથી, હો અહી તો મહોલ્લાની બહાર નીકળતા પહેલાજ પકડાઈ જઇશ" વગેરે.

હું તો આ સાંભળીને ચમકીજ ગયો. હું નાશી જવા માંગું છું એવું આ માણસને કહ્યુંજ કોણે? તે મારાથી સમજી શકાયું નહિ. મેં એને ઘણોયે સમજાવ્યો કે હું કદિ પણ નાસી જઇશ નહિ, હું નાસી જાઉં એવો માણસ નથી. ગમે તો હું ભીખ માગીને તારા પૈસા ચૂકવી આપીશ, પણ કદિ નાસી જઇશ નહિ. એમ મેં તેને અનેક પ્રકારે કહ્યું. પરંતુ તેણે એક કલાકની પણ મુદત આપવાને ચાફ ના પાડી. "મારા પૈસા અત્યારે ને અત્યારે ધરી દે" એમજ તે વારંવાર બોલ્યા કરતો હતો.

આખરે મારી ઘણી વિનવણીઓ નિષ્ફળ જતા મે મારૂં બીછાનું અને ટ્રંક તેને સોંપ્યા, અને કહ્યું જો "તમને વિશ્વાસ પડતો ન હોય તો મારી આ બે વસ્તુઓ તમે કબજામાં રાખો, અને જો કાલે સવાર સુધીમાં હું તમારા પૈસા ચૂકવા ન આપું તો તે જપ્ત કરી લેજો."

એ છતા પણ એનું મન માન્યું નહિ. તે બોલ્યો.

"તારી ટ્રંકને હુ શું કરૂં? ધોઇને પીઉં? કે ભઠ્ઠીમાં મૂકું? એ ટ્રંકમાં એક કોડીનો માલ તો છે નહિ. અને તું મને એ રીતે ઠગવા માંગે છે, તે હું જાણું છું, પણ—"

મેં તરતજ કુચી વડે ટ્રંક ઉઘાડી,

અને તેમાં શું શું હતું તે તેને બતાવ્યું. જ્યારે તેની ખાત્રી થઇ કે નાખી દેતાં પણ ટ્રંકમાંના માલથી મારા બીલ કરતા દોઢ ગણા પૈસા ઉપજશે. ત્યારેજ–અને ત્યારે પણ બબડતા બબડતા–તેણે મારી દરખાસ્ત સ્વીકારી, અને પોતાના નોકર મારફત તે બંને વસ્તુઓ પોતાના ઓરડા-માં ઉપડાવી ગયો. જતી વખત ધમકી આપતા જવાનું ભૂલ્યો નહોતો.

એક પરાળની ચટાઇ, જે બાકી રહી હતી તેના–ઉપર બેઠો બેઠો હું સંધ્યા દેવીનું આરાધન કરવા લાગ્યો. ઉપર્યુક્ત બનવથી મારો ડા. પ્રતાપરાયને આપ-વાનો ઉત્તર નક્કી થઇ ગયો હતો. ગમે તે થાય, જીવાય કે પ્રાણ જાય તો પણ હવે તો એકજ આરો હતો. એટલે સ્વા-ભાવિક રીતેજ મારી કેટલીક ચિંતા દૂર થઇ ગઇ. હું કંઇક ઝનૂન પર આવી ગયો. હું શાંત બનીને સાંજ પડવાની વાટ જોતો લાગ્યો. કે જેથી વખતસર ડાક્ટર સાહેબને બંગલે જઇ હું મારો નિશ્ચય કહી નાખું. એ વખતે કોઈ ચાલી ચલા-વીને નોકરી આપવા આવ્યું હોત તો પણ મેં તેને ધૂત્કારી કાઢયું હોત એવો ધૂન મારામાં ભરાઇ હતી.

લગભગ છ–સાડા છ થયા એટલે હું બહાર પડ્યો. તે રાત્રે પેટ ભરી ખાવાના તો ફાંફાંજ હતા. પરતુ ગજવામાં સાડા-ચાર આના જેટલા પૈસા પડ્યા હતા. તેના પાસેના એક દુકાનમાંથી કેળાં, બીસ્કીટ, ચ્હા વગેરે લઇને મેં નાસ્તો કરી નાંખ્યો. અને પછી જરા ટટ્ટાર થઇને ફ્રેંચ રસ્તા તરફ ચાલવા માંડયું. વીશીમાંથી હું ડાક્ટર સાહેબની હાજરીમાં પહોંચ્યો ત્યાં સુધીમાં શું શું બની ગયું અને કેટલો સમય વીત્યો તે હું કહી શકતો નથી. કારણ મનેજ તેનું પૂરૂં ભાન નથી. ડાક્ટર સાહેબને જોતાંવાર મેં પ્રણામ કર્યા. એ પ્રણામમાં–'આ શરણે આવેલાને ઉદ્ધારવાનું હવે તમારેજ હાથ છે, નાથ, તારો કે ડુબાડો'–એવો ભાવ હતો એમ મારે કબૂલ કરવું જોઇએ.

ડાક્ટર સાહેબે તરતજ મારો ભાવ જાણી લીધો હોય એમ મને તેમની મુખ-મુદ્રા પરથી લાગ્યું. તેમણે મારો હાથ ઝાલ્યો. અને પ્રથમ તો કહ્યું:

"શાબાશ! મીસ્ટર બહાદુરસિંહ, તમે બરાબર નિયમસર આવી પહોચ્યા છો તે માટે મને તમારે માટે બહુજ માન ઉત્પન્ન થાય છે. માણસ માત્રે દરેક કામમાં નિયમિત થવાની જરૂર છે. અને ખાસ કરીને જ્યારે કોઇને મળવાની એપોઇંટ-મેન્ટ આપી હોય–અમુક વખતે મળવાનો વાયદો કર્યો હોય–અને પછી તેની પાસે તેજ વખતે ન જવું એના જેવો મોટો અપરાધ બીજો કોઇ નથી...."

મેં પણ કહ્યું:–'હાજી. એ હું જાણું છું. મારે માટે ઠરાવેલ વખતે વાટ જોતા આપ બેસી રહ્યા હો અને આપનો અત્યંત અમૂલ્ય સમય ગુમાવતા હો. તે છતાં હું ન આવું તો મારાથી આપને કેટલું બધું નુકસાન થાય!"

"બરાબર છે. પણ આ દુનિયામાં પોણોસો ટકા જેટલા માણસો આવો વિચારજ કરતા નથી. તેમને પોતાના સ્વાર્થ સિવાય બીજાની દરકાર ભાગ્યેજ હોય છે....હશે, હવે આપણે આપણું કામ ચાલૂ કરીએ." એમ બોલી તે ઉભા થયા અને અંદરના દિવાનખાનામાં જવા લાગ્યા. તેમની પાછળ હું પણ ઉઠયો.

અંદરના દિવાનખાનામાં પ્રથમની માફક અમે બેઠક લીધી. એટલામાં ડાક્ટર સાહેબનું પેલું કાળુ બિલાડું, જે એક કબાટ પર બેઠું હતું તે ત્યાંથી કુદકો મારી નીચે આવ્યું અને જાણે મારી સાથે ઘણા સમયથી હળી ગયું હોય તેમ પાસે આવી મારા પગમાં આળોટી ગેલ કરવા લાગ્યું.

એ જોઇ પ્રથમ તો હું કંઇક ગભરાયો. પણ ડાક્ટર સાહેબે કહ્યું:—

"ગભરાશો નહિ બહાદુરસિંહ, એ તો તમે અનુકૂળ ઉત્તર લઇને આવ્યા છો એમ જાણીને મારો મંજાર તમને અભિનંદન આપે છે. તે પરથી એમ પણ સમજો કે એની પરીક્ષામાં પણ તમે ઉત્તીર્ણ થયા છો"

મેં કહ્યું-"ડાક્ટર સાહેબ, હું આપની દરખાસ્ત માટે હકારમા ઉત્તર આપવા આવ્યો છું. એ ખરૂ, પરંતુ તે અમુક શરતેજ.

પ્રથમ તો એ, કે આપે કબૂલ કર્યા પ્રમાણે આરંભમાં મને રૂપીયા પચાસ હજાર રોકડા મળી જવા જોઇએ. અને બાકીના પચાસ હજારને માટે યોગ્ય જામીનગીરી આપવી જોઇએ."

"બસ? એટલુંજ કે? ઉભા રહો, ત્યારે તો હું તેનો અત્યારેજ નિકાલ કરી નાંખું છું."

એમ બોલી તેમણે તરતજ એક ટેબલ પાસે જઇને પોતાની ચેક બુક કાઢી. અને તેમાંનો એક ચેક ભરીને મારા હાથમાં મૂકયો. તે શેઠ લખમીચદ જીવરાજની પેઢીનો એક લાખ રૂપીયાનો ચેક હતો!

એ જોઇને પળવાર હું તો છક્ક થઇ ગયો. એક લાખ રૂપીયાનો ચેક મેં જન્મારામાં જોયો પણ ન હતો. જાણે એ ચેકમાં દોઢ મણનો ભાર હોયને એવી મને મારી ચકિત અવસ્થામાં ભ્રમણા થઇ. મંદ સ્વરે પ્રતાપરાયે કહ્યુ:-"બહાદુરસિંહ, આ ચેક શેઠ લખમીદાસની પેઢી પર બતાવતાંજ એક લાખ રૂપિયાની રકમ મારે નામે ઉધારીને તમારે નામે ખાતું પાડી જમે કરવામાં આવશે. એટલુંજ નહિ, પણ તેની પાવતી અને એક ચેક બુક પણ તમને આપવામાં આવશે. તેના આધારે તમે કોઈપણ વખતે જોઇએ તેટલાં નાણાં ઉપાડી શકશો....કેમ હવે કાંઇ શંકા રહી છે?"

"બીજી એક વાત પણ આપણે પૂછવાની છે."

"તે શું છે વળી?"

"જયવંતરાવ પૂણાકર નામના એક દક્ષિણી વકીલને આપ........"

"હા. હા. ઓળખું છું. બહુ સારી રીતે ઓળખું છું" ડાક્ટર સાહેબે મારા અધુરા વાકયમાં રહેલો પ્રશ્ન કળી જઇને વચમાજ ઉત્તર આપ્યો. તે જોઇ હું કંઇક વિશેષ ચકિત થયો. તેમણે કહ્યુ:

"મીસ્ટર બહાદુરસિંહ, એ જયવંત રાવને હું સારી રીતે ઓળખું છું. અને તે બિચારો પણ મને બહુ સારી રીતે ઓળખતો હશે. પેલા રમેશ બાબુની પેઠે મારે એ જયવંત સાથે એકવાર ખૂબ ચકમક ઝરેલી. પેલ્ટી નામના એક ચીનાને તેણે ખૂનના આરોપમાથી મુક્ત કરાવ્યો હતો અને તે ચીનાએ એ ઉપકારના બદલામાં તેને એક અમૂલ્ય તાવીજ આપ્યુ હતુ. એ તાવીજની એકવાર મને અત્યંત જરૂર પડી એટલે મેં તેની પાસે તે વેચાતુ માંગ્યું. તેણે આપવા ના કહી. મેં એક લાખ રૂપીઆ સુધી 'ઓફર' કરી,

છતાં એ બેવકુફ એકનો બે ન થયો. અંતે મેં આડો માર્ગ લીધો. મેં તેને અદૃશ્ય રીતે પજવવા માંડયો. તે છતાં પણ ઘણો સમય સુધી તેણે પોતાનો મમત મૂકયો નહિ. આખરે જ્યારે મેં તેની એકની એક દીકરીને ઉડાવી દીધી. ત્યારે મને તાવીજ આપવાનું કબૂલ કર્યું જ્યારે મને તાવીજ મળ્યું ત્યારેજ તેની છોકરી તેને ઘેર પાછી આવી."

ડાકટર સાહેબ આ બધી વાત સાફ સાફ અને વિના સંકોચે કહી નાંખી અને તે વાત મનજીભાઇના પત્રની સાથે મળતી આવી તે જોઇ મને સંતોષ થયો. પ્રતાપરાય કોઇપણ વાત છૂપાવવા ઇચ્છતાજ નથી એમ મેં જોઇ લીધુ. તેમણે નીડરપણે બધી વાતનો ખૂલાસો કર્યો છે, એ જોઇ મને કંઇક આનંદ થયો. મારા અંતરમાં મનજીભાઇના શબ્દોથી ઉપજેલો ભય પણ ઘણે અંશે દૂર થયો.

છતાં મેં પૂછયું:—

"ડાકટર સાહેબ, બેઅદબી માફ કરશો પરંતુ હું આપને એટલું પૂછવા માંગું છું કે શુ કોઇ માણસના ઉપર આ પ્રમાણે જુલમ કરવો એ સભ્યતાનુ લક્ષણ છે?"

"મારે કબૂલ કરવુ જોઇએ કે એ કાંઇ સભ્યતાનું લક્ષણ નથીજ. પરતુ સાથે તમે એ વિચાર પણ કરો કે એક માણસનો પાણી વિના જીવ જતો હોય અને બીજા પાસે જથાબંધ પાણી નકામું પડયું હોય તે છતાં પણ તે પેલાને આપે નહિ. અરે, મનમાનતી કીંમત લઇને પણ વેચે નહિ તો એ શું સભ્યતાનું લક્ષણ ગણાય કે?"

મે આશ્ચર્યથી પૂછયું:–"ત્યારે શું આપનો એ તાવીજ વિના જીવ જવા જેવો વખત હતો?"

"મારો જીવ જવા જેવો વખત હતો કે નહિ તે હું ચોક્કસ કહી શકતો નથી. પરંતુ એટલું તો ખરૂંજ, કે મને એ જેટલી તાવીજની જરૂર હતી તેને સોમે ભાગે પણ એ માણસને જરૂર ન હતી. ખરેખર બહાદુરસિંહ, જો તમને એ તાવીજની યોગ્યતા અને મહત્તા વિષે જરાપણ ખબર હોય તો તમને મારી એ બધી વર્તણુંકમાં જરા પણ વધારે પડતું નહિજ લાગે. તેની યોગ્યતા વિષે પેલ્ટીને પણ ખબર ન હતી તેમજ એ ચટણાને પણ ખબર ન હતી.

હુ મિસ્ટર જયવંતને એ તાવીજ માટે જોઇએ તે કીંમત આપવા તૈયાર થયો, તે છતાં તેણે પોતાનો દુરાગ્રહ ચાલૂ રાખ્યો ત્યારેજ મારે વામમાર્ગી બનવું પડયું ને? જો તેણે એ પ્રમાણે હઠ પકડી ન હોત તો મેં તેનું નામ શા માટે લીધું હોત? અને આજે સવારે પેલા મનજીભાઇએ તમને જે કાગળ વાંચી સંભળાવ્યો, તે વંચાવવાનો વખત પણ શા માટે આવત?"

આ છેલ્લા શબ્દો સાંભળીને વળી હું ચમકયો. આ તો કોઇ ત્રિકાળજ્ઞાની છે કે શું? એમજ મને લાગ્યું. છતાં મારા હૃદયમાંથી હવે ભય જતો રહેલો હોવાથી મેં હિંમત ધરી પૂછયું:—

"મનજીભાઇએ મને કાગળ વાંચી સંભળાવ્યો એ વાત આપે કયાંથી જાણી?"

"અરે એમા તે શું મોટું છે? જેમ આ બીજી ત્રીજી વાતો મને આપોઆપ સમજાય છે તેજ પ્રમાણે એ વાત પણ મને સમજાઈ ગઇ." ડાકટરસાહેબે અત્યત સાહજિકતા દર્શાવતાં કહ્યુ:–"એ તો શું,

પણ તમારા બે વચ્ચે શું શું વાતો થઇ તે પણ હું,—જોઇએ તો—કહી જાઉં !"

હું તો પ્રતાપરાય તરફ ચકિત દૃષ્ટિથી જોતો એમીજ રહ્યા હતો. તેમણે કહ્યું:—

"બહાદુરસિંહ, આ બાબતમાં તમને અત્યંત આશ્ચર્ય લાગે છે, ખરૂંને ? પણ તે થોડા સમયને માટેજ છે. જ્યાં તમે મારા સહવાસમા થોડા દિવસ ટેવાઇ જશો ... તમારૂં આશ્ચર્ય બરફ પેઠે ઓગળી જશે. આજે વિચિત્ર લાગતી વાતોની ઉત્પત્તિ તે વખતે તમને આપો-આપ કળાઇ જશે. એટલુજ નહિ, પણ થોડા સમય પછી તમે પણ મારી પેઠે પોતાની આસપાસનાં વાતાવરણને ભેદીને જોવા સમર્થ બનશો....."

"હેં ? ખરેખર ?" મેં વિશેષ ચકિત થઇને પૂછ્યું.

"જરૂર મારા કહેવામાં ફેર પડે તો તે તમારા આળસને લઇનેજ સમજવો.... વારૂ ઠીક. હવે તમે શુ કહેવા ઇચ્છો છો ?"

"હું આપની સેવામા હાજર છું. આપ કહેશો તે કામ કરવા માટે તૈયાર છું. આપનું બતાવેલું કામ હું ચિત્ત-પૂર્વક અને વિશ્વાસ રાખીને કરીશ."

"ઠીક. ત્યારે તો ઘણા આનંદની વાત. હું પણ તમારી સાથે એક સામાન્ય નોકર પેઠે નહિ પરંતુ મારા મિત્ર પેઠે વર્તન રાખીશ. મારે તમને સ્પષ્ટ રીતે કહી દેવું જોઇએ કે જે કાર્ય આપણે હવે માથે લેવાના છીએ તે અત્યંત જોખમ ભરેલું છે. એમાં ઉદ્યુક્ત થયા પછી આપણે પ્રત્યેક પોતપોતાના સ્વાર્થ તરફ ન જોતાં પરસ્પર પૂર્ણ વિશ્વાસ રાખીને મદદ કર-વાની વૃત્તિ રાખવી પડશે. જો તમે મારા પ્રત્યે પ્રમાણિકપણે વર્તશો તો તમારા રક્ષણ માટે હું મારો પ્રાણ હોમવાને પણ પાછું ફરી જોઇશ નહિ. પણ જો કદિ તમે વિશ્વાસઘાત કરશો તો તેનું ફળ–તમારૂં તમનેજ ભોગવવું પડશે એ યાદ રાખજો. પછી મને દોષ દેતા નહિ."

"તે તો યોગ્યજ છે. મારી કરણીનું ફળ ભોગવવાને હું હંમેશ તૈયારજ હોઉં છું. પરંતુ આપ એટલી ખાત્રી રાખજો કે હું મારા મિત્ર અને અન્નદાતા સાથે કદિ પણ નિમકહરામી કરીશ નહિ."

"ઘણા આનંદની વાત." પ્રતાપરાયે કહ્યું:—"ચાલો ત્યારે આપણે એ આનં-દના બદલામાં સાથે ચ્હા લઇએ."

ડાકટર સાહેબે ટેબલ પરની ઘંટડી વગાડી એટલે તરતજ પેલો ચીનો નોકર હાથમા બે પ્યાલા ચ્હા લઇને દાખલ થયો. મને નવાઇ લાગી. પણ પછી તરતજ સમજાયું કે નોકર ક્યારનો ચ્હા બનાવી રહ્યો હતો તે ડાકટર સાહેબે પ્રથમથી જાણી લીધું હતું.

ચ્હાને ન્યાય મળ્યા પછી થોડી મિઠાઇ આવી. ભુખાળવા બનેલા મેં તે પર ઠીક હાથ માર્યો.



## પ્રકરણ ૧૨ મું.

### સાહસ નૌકાની સહેલ

ઉપહાર પૂર્ણ થયા પછી ડાક્ટર સાહેબે એક સુગંધી ચીરૂટ મને આપી, અને એક પોતે સળગાવી. મુખમાંથી સુવાસિત ધૂમ્રના ગોટેગોટા કહાડતાં મેં કહ્યું:-

"હવે આપનું જે કાર્ય કરવાનું છે તેનું વિસ્તૃત સ્વરૂપ મારે જાણવું જોઈએ."

"અલબત્ત. જ્યારે આપણે બંને સાથેજ એક સાહસ નૌકામાં બેસીને બુદ્ધિના જોરે કરીને નસીબ સાગરમાં આપણી નૌકાને હંકારવાના છીએ, તો પછી આપણા ધ્યેયના સંબંધમાં એક અક્ષર પણ મારે તમારાથી છુપાવવાનું કાંઇ કારણ નથી."

ડાકટર સાહેબની કલ્પના શક્તિ અને ઉપમા સાંભળીને મને કંઈક હસવું આવ્યું. તેમણે આગળ ચલાવ્યું:-"બહાદુરસિંહ, જે વાત અત્યારે હું તમને કહેવાનો છું તે તમારે ગુપ્ત રાખવાની છે એ વિષે કાંઈ પણ વિશેષ કહેવાની હું જરૂર જોતો નથી. આ પૃથ્વી પર જે એક અમૃતકુપ્પી છે તેની શોધ માટે હું તમારી મદદથી પ્રયત્નો કરવાનો છું...."

"પૃથ્વી પર અમૃતકુપ્પી છે એટલે?" મેં આશ્ચર્યથી પૂછયું.

"શું તે તમને સમજાતું નથી? મારી જાણમાં એક ઠેકાણે અમૃતકુપ્પી છે. જેનાથી મરેલાં મુડદાં જીવતાં થાય છે તે."

"શું પૃથ્વી પર અમૃત સંભવિત છે?"

"બહાદુરસિંહ, અત્યારે જે માહિતી હું ધરાવું છું તે જ્યારે મારી પાસે ન હતી ત્યારે મને પણ તમારા જેટલુજ આશ્ચર્ય થતું હતું. પણ આજ કેટલાયે વર્ષ થયાં મેં તે જ્ઞાનની શોધમાં ગાળ્યા છે. એ જ્ઞાન માટે અને એ જ્ઞાનની માહિતી માટે હું સીલોન, બ્રહ્મદેશ, ચીન, જાપાન અને ઠેઠ કોરીઆ સુધી ખૂબ રખડયો છુ. એ દુર્લભ માહિતી મેળવવા માટે મેં જે પરિશ્રમ કર્યો છે તેટલો પરિશ્રમ તો કોઇ સ્વર્ગકામુકે પણ ભાગ્યેજ કર્યો હશે."

"આપ ક્યા જ્ઞાન વિષે વાત કરો છો?" મેં પૂછયું.

"જૂઓ. હવે હું તમને સ્પષ્ટ રીતે બધી વાત કહું છું. તિબેટમાં આવેલા પહાડોની ગુફાઓમાં એક ચોક્કસ સ્થળે પરિવ્રાજિત સાધુઓનો આશ્રમ છે. તેમાં ઘણા સંસારત્યાગી સાધુઓ રહે છે અને આ પૃથ્વી પર કદિ પણ ન સંભવે એવું જ્ઞાન સંપાદન કરવા માટે મથન કરે છે. તેઓમાં કેટલાક અભ્યાસીઓ હોય છે અને બાકીના સદાને માટે ત્યાંજ રહે છે. એ મઠનું નામ સત્યજ્ઞાનાશ્રમ છે, એવી મને માહિતી મળી છે.

"હવે જે ગુહ્ય જ્ઞાન એ આશ્રમમાં શિખવાય છે તેને વિષે કેટલાક દુર્લભ ગ્રંથો જે મહા પ્રયત્નેજ કોઇ ભાગ્યવાનને પ્રાપ્ત થાય છે તે મેં મેળવ્યા છે; અને તે બધાં હું બહુજ લક્ષપૂર્વક વાંચી ગયો છુ. એ પુસ્તકો વાંચવાથી મને અત્યંત અવર્ણનીય લાભ થયો છે. અને સાચું કહું તો તમે મારામાં અત્યારે જે જ્ઞાનની વિશેષતા જૂઓ છો તે બધું મેં એ ગ્રંથોને આધારેજ મેળવ્યું છે. હિપ્નોટીઝમ અને મેસ્મેરીઝમને વિસારે પાડે

એવા અમૂલ્ય પ્રયોગો મેં એ ગ્રંથો માંથી પ્રાપ્ત કર્યા છે. પ્રાણી માત્રની ગૂઢ શક્તિ અને તેની ખિલાવટના પ્રયોગો સહિતનું જ્ઞાન મને એ પુસ્તકોમાંથી મળ્યું છે. પેલું કબાટ જોયું ? એ આખું એવાંજ અમૂલ્ય દુર્મિળ પુસ્તકોથી ભરેલું છે. એમાંના એકેક પુસ્તકને માટે મેં સરાસરી દશ હજાર રૂપીઆ ખરચેલા છે."

"બાપરે !" મારા મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયો કારણ કે મેં જોયું તો તે કબાટમાં આશરે ત્રણસો ચારસો પુસ્તકો પડેલાં હતાં !

મને આશ્ચર્ય પામતો જોઇને પ્રતાપરાયે કહ્યું:—

"એ બધાં પુસ્તકો જોઈ ને કદાચ તમને તે બધાં આજે વાંચી નાંખવાનું મન થઈ ગયું હશે. પરંતુ તે બની શકે એમ નથી. એ પુસ્તકો વાંચવા માટે અને સમજવાની શક્તિ મેળવવા માટે ઘણોજ મહાભારત પ્રયાસ કરવો પડે છે. મે તમને કહ્યું છે કે હું હિમાલયની ખીણોમા પણ પુષ્કળ રખડયો છું અને તે પરથી મને જે માહિતી મળી છે તે હું તમને ટુંકમાં કહી જાઉં છું:—

"હિંદુસ્તાનમા જે વખતે રાજા વિક્રમાદિત્યનું અવસાન થયું તેજ અરસામાં પૂર્વ પ્રદેશમાં એક ઘણોજ મહત્વનો બનાવ બન્યો. સિદ્ધપુરી, આત્મપુરી અને જ્ઞાનપુરી નામે ત્રણ સિલોનના સુવિખ્યાત મહાત્માઓ પૃથ્વી પર્યટન કરતાકરતા બ્રહ્મદેશમાં આવ્યા. તેઓ અત્યંત ધર્મિષ્ઠ, મહાતપસ્વી અને પૂર્ણયોગી તથા ત્રિકાળ જ્ઞાની મહાંપુરૂષો હતા. બ્રહ્મદેશમાં કેટલોક સમય રહ્યા પછી તેઓ તિબેટમાં આવ્યા. અને ત્યાં આગળના પર્વત પ્રદેશમાં પોતાને ચિરસ્થાયી રહેવા માટે બહુજ સુંદર સ્થાન હોવાથી તેઓ ત્યાંજ નિવાસ કરી રહ્યા.

"તેઓએ પોતાનો આવાસ ઘણોજ ગુપ્ત રાખ્યો હતો કારણ કે મહાપુરૂષો હંમેશાં એકાંતપ્રિય હોય છે. તેમને સંસારી જનોનાં ધાંધલ ગમતાં નથી. એટલે તેઓ સંસારથી જેમ બને તેમ દૂર રહેવા ઇચ્છતા હતા; તે છતાં પણ કેટલાંક ધર્મજીજ્ઞાસુ માણસોને તેમને વિષે માહિતી હોવાથી તેઓ તેમની પાસે ગયા અને તેમના શિષ્ય બન્યા. સમય જતાં તેઓએ એ પર્વત પ્રદેશમાં એક મઠ સ્થાપ્યો, અને ત્યાંજ તેમણે પોતાની અમૃતસિદ્ધિ તથા યોગાભ્યાસ તથા જ્ઞાન સંશોધનની ક્રિયાઓ ચાલૂ કરી. સામાન્ય સંસારી જનોમાં તે જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ તેમજ યોગ્યતા ન હોવાથી તેમણે પોતાનું સ્થાનક એવું તો ગુપ્ત રાખ્યું હતું કે આખા ચીન, બ્રહ્મદેશ અને આસામના પ્રદેશમાં મળીને ભાગ્યે દશ કે બાર જણાને તે વિષે માહિતી હશે.

"કાલાંતર થતાં તે ત્રણ મહાત્માઓમાંના બે કાળવશ થઇ સમાધિ પામ્યા, તેમની જગા પર પોતામાંથીજ લાયક બનેલા શિષ્યની સ્થાપના કરી તેમણે પોતાનું કાર્ય આગળ ચલાવ્યું. એ મઠ —જેનુ નામ સત્યજ્ઞાનાશ્રમ હતું તે—જો કે અત્યત દુર્ગમ સ્થળે સ્થપાયલો હતો છતાં તેમા જે મહાન પ્રયોગો થતા હતા અને તેમાથી જ્ઞાનના જે અદ્‌ભુત ગ્રંથો વખતોવખત ગુપ્ત રીતે બહાર આવત હતા તેને લીધે એ આશ્રમની ખ્યાતિ થોડાજ સમયમાં ઘણી વધી; પરંતુ તે, જીજ્ઞાસુ જનોમાંજ. જે માણસને એ આશ્ર-

મની માહિતી હોય તે સામા માણસની યોગ્યતા અને અધિકારની કસોટી કર્યા પછીજ તેને એ માહિતી આપતો. થોડા વખતમાં કેટલાક પ્રવાસી ઇતિહાસકારો અને ધર્મિષ્ઠ મહાત્માઓ આ તરફ પ્રવાસે આવવા લાગ્યા. એવા એક રોમન પ્રવાસીએ પોતાના પુસ્તકમાં **સત્યજ્ઞાનાશ્રમ** સંબંધી જે ઉલ્લેખ કર્યો છે તે હું તમને વાંચી સંભળાવું છું."

એમ કહી પ્રતાપરાય પોતાની ખુરશી પરથી ઉઠ્યા. અને પેલા મોટા કબાટને એક વિચિત્ર ચાવી વડે ઉઘાડી તેમાંથી એક મોટો ગ્રંથ કહાડયો; અને જીર્ણાવસ્થાની પરાકાષ્ઠાએ પહોંચેલા તેનાં પાનાંઓને ઘણીવાર ઉથલાવ્યા પછી એક ફકરો કાઢી વાંચવા લાગ્યા—

"તિબેટના પહાડોમા આવેલા આ **જ્ઞાનમઠમાં** જે ત્રણ મહાત્માઓ છે તેમનામા અત્યંત વિચિત્ર આત્મબળ અને આધ્યાત્મિક સામર્થ્ય છે. તેમનાં જ્ઞાન અને શક્તિ અલૌકિક છે. માત્ર હસ્તસ્પર્શથીજ તેઓ અનેક અસાધ્ય રોગને મટાડી શકે છે. તેમણે વનસ્પતિના પ્રયોગો દ્વારા અમૃતની સિદ્ધિ કરી છે; અને તેની સહાયથી તેઓ મૃત મનુષ્યને સજીવન કરી શકે છે, એટલુંજ નહિ પણ જર્જરિત શરીર પર આવતાં મૃત્યુનો તેઓ વર્ષોનાં વર્ષો સુધી પ્રતિબંધ કરી શકે છે; તેઓ ત્યાંને ત્યાંથીજ જગતના કોઇ પણ ભાગમાં બનતો બનાવ જાણી શકે છે. પરંતુ તેમની પરવાનગી વિના કોઇને પણ તે મઠમાં જવાનો અધિકાર તેમજ શક્તિ ન હોવાથી પામર મનુષ્યોથી એ અગાધ અને આશ્ચર્યકારક જ્ઞાનનો લાભ લઇ શકાય એમ નથી."

એટલું વાંચી સંભળાવ્યા પછી પ્રતાપરાયે મને કહ્યું:—"આ ઉલ્લેખ ઇ, સ. ૮૩૫ની સાલમાં કરવામા આવેલો છે. એના પછી આવેલો બીજો એક ગ્રીક પ્રવાસી પોતાના પ્રવાસવર્ણનમાં આ પ્રમાણે લખે છે. જૂઓ."

એમ કહી પ્રતાપરાયે તે ગ્રંથ કબાટમાં મૂકી બીજો ગ્રંથ આણ્યો અને તેના એક પાના પરથી મને વંચાવ્યું: "તિબેટના મઠ જેવો એક પણ મઠ આખી દુનિયામાં બીજો મેં જોયો નથી. એ મઠમાં જો કે મારો પ્રવેશ અત્યંત મુશ્કેલીથી અને ઘણી ભલામણોને પરિણામે થયો હતો; છતા **સત્યજ્ઞાનાશ્રમની** મહત્તા જાણવા માટે માણસ જે કાંઇ સહન કરે તે ઓછું એમ મને ખાત્રી છે. **સત્યજ્ઞાનાશ્રમ** તે બીજું કાંઇ નહિ પણ પૃથ્વીમાંનું સ્વર્ગ છે."

વળી ફેંગ-લી-લાન નામના એક મહાન ચીના ઇતિહાસકારના પુસ્તકમાંથી ડાકટર સાહેબે મને વંચાવ્યું:

"સુમારે આઠસો વર્ષ થયાં તિબેટના જ્ઞાનમઠમાં જે ક્રિયાઓ અને પ્રયોગો ચાલી રહ્યા છે, તેના તરફ હજુ જન સમાજનું લક્ષ દોરાયું નથી એ આશ્ચર્યજનક વાત છે. છતાં અમને ખાત્રી છે કે જતે દહાડે એ ગુપ્ત રહેલી મહાન સંસ્થા પર્વતમાં રહી રહીને પણ આજ કાલના ભૌતિક રાજકર્તાઓને એવા પાઠ શિખવશે કે તેથી અખિલ વિશ્વના ઉદયનો માર્ગ સંસારમાં સ્પષ્ટ થશે. એ મઠના મહંતો પાસે જે અલૌકિક વિદ્યાઓ છે તેમજ તેમની પાસે જે અદ્ભુત જ્ઞાનરાશિ છે તેની સહાયથી તેઓ ચાહે તે કાર્ય સાધવાને સમર્થ છે."

વળી એક બીજો ગ્રંથ કાઢી વંચાવ્યું:

"સોળમી અને સત્તરમી સદીમાં સત્યજ્ઞાનાશ્રમ નામની સંસ્થાનું મહત્વ એટલું વધ્યું હતું કે આ દેશની સરકારને તેનુ અસ્તિત્વ એક હરીફની પેઠે લાગવાથી તે આશ્રમને શોધી તેનો નાશ કરવાના પ્રયત્ન કરવામાં આવ્યા હતા; પરતુ તે કામમાં સરકારને યશ પ્રાપ્ત થયો નહિ. એવું કહેવાય છે કે એમ થવાનું કારણ બીજુ કાંઈ નહિ પણ પૂર્વોક્ત મહંતોને સરકારના ઉદ્દેશની ખબર પડી જતાં તેમણે પોતાના આશ્રમની આસ પાસ એક કોશ, નાચ કરવા પૂરતો વાયુનો કોટ બાંધી લીધો હતો. વળી આખરે સરકારને પોતાના કાર્યનો પશ્ચાત્તાપ કરી મહંત મહાશયોની ક્ષમા જાહેર રીતે માંગવી પડી હતી એવું પણ સાંભળ્યું હતું. પરંતુ આ બધી વાટાઘાટ એવી ગુપ્ત રીતે અને મોઘમ ભાષામાં થઇ હતી કે પ્રજામાંના થોડાજ જીજ્ઞાસુઓ એ ખટપટને જાણી શકયા હતા."

પછી બધા ગ્રંથોને અત્યંત સભાળપૂર્વક કબાટમાં ગોઠવી ચાવી બંધ કરી ડાકટર સાહેબે કહ્યું:

"આ એકંદર હકીકત ઉપરથી એટલું તો નિર્વિવાદ સિધ્ધ થાય છે કે તિબેટના પર્વત પ્રદેશમાં એક ગુપ્ત આશ્રમ છે અને તે આશ્રમના મહંતો પાસે અમૃત તેમજ તેના સબંધીનુ વિશેષ જ્ઞાન અને બીજી અલૌકિક શક્તિઓ છે. અને બહાદુરસિંહ, એ અમૃત કોઇ પણ રીતે અને ગમે તેવા જોખમે પણ પ્રાપ્ત કરી લેવાનો મેં નિશ્ચય કર્યો છે. એ કારણથી ગમે તેવી રીતે પણ આપણે એ ગુપ્ત આશ્રમમાં પ્રવેશ કરવો જોઈએ, અને તેને માટે આપણે પૂરેપૂરા –સર્વતોપરિ–ચીના બનવુ જોઇએ. કારણ કે પરદેશી અથવા પરધર્મી મનુષ્યનો તો ત્યાં પ્રવેશજ થઇ શકતો નથી. ત્યાં પ્રવેશ કરવા ઈચ્છનારે ચીના લોકોનો પહેરવેશ, રીતરીવાજ અને રહેણીકરણી તથા ધાર્મિક ચીનાઓની વર્તણુંક વિષેનું સચોટ જ્ઞાન મેળવવું જોઇએ. એવું જ્ઞાન હું ધરાવું છું એ ખરૂં, પરંતુ મારા એકલાથી એ કાર્ય સંપૂર્ણ પાર પડે એમ નથી, એજ કારણથી મારા જેવોજ માથાનો ફરેલ, છાતીવાળો તેમજ બાંધડ એવા એક માણસની મને જરૂર હતી, તે તમે મળી ગયા છો. મેં તમને પસંદ કર્યા એ પહેલાં જ મારા મંજારે તમને પોતાની પરીક્ષામાં પાસ કર્યા છે. એટલે તો મને ખાત્રીજ છે કે આપણા બેના સંયુક્ત પ્રયત્નથી આપણો ધારેલો ઉદ્દેશ પાર પડશેજ."

એટલું કહીને તેઓ મારી પ્રશંસા કરવા જતા હતા, એટલામાં જ મેં પૂછયું:—

"આપ કહો છો તે બધું ખરૂં. પણ જે અલૌકિક સામર્થ્યની આપે વાત કરી તેવા સામર્થ્યને સુશિક્ષિત લોકો તો માનતા નથી. એ બધી ઠગબાજી અથવા હાથ ચાલાકી હોય એવુંજ તેમનું માનવું છે. છતાં આપને તેના ઉપર કેવી રીતે વિશ્વાસ પડે છે?"

"બહાદુરસિંહ, તમે કહો છો તે કાંઈ ખોટું નથી. આજકાલના સુશિક્ષિત લોકો એમજ માને છે અને સાચું પૂછો તો કેટલોક સમય પહેલાં હું પણ એમજ માનતો હતો. પરતુ જ્યારે મેં આ વિષયનો કંઈક ઉંડાણથી અભ્યાસ કરવા માંડયો, અને કેટલાક અદ્દભુત તપસ્વીઓના સમાગમમાં હું આવ્યો ત્યારથી મારો અભિપ્રાય બીલકુલ બદલાઇ ગયો છે."

"તે કેવી રીતે?"

"મેં એવી ઘણીયે ક્રિયાઓ જોઇ છે કે સામાન્ય રીતે જેનું નિરીક્ષણ કરીએ તો કોઈ પણ સૃષ્ટિ નિયમને આધારે તેની ઉપપત્તિ (કાર્ય–કારણ–ક્રિયા) વગેરે સમજાય નહિ. એવી ક્રિયાઓમાં હાથચાલાકી કે છેતરપાંડી કદિપણ હોતાં નથી એમ કાંઇ મારૂં કહેવું નથી. પરંતુ જે માણસે આધ્યાત્મિક-જ્ઞાનની અમુક શાખામાં અમુક હદ સુધી પ્રગતિ કરી હોય છે તેને તે ક્રિયાઓ આશ્ચર્યજનક કે અદ્દભુત લાગતી નથી. તે છતાં પણ કેટલીક બાબતો એવી તો વિચિત્ર અને કુદરતના નિયમોથી વિરૂદ્ધની દેખાતી રહી જાય છે કે જેના સંબંધમાં એકાદ ગૂઢશક્તિનું અસ્તિત્વ માન્ય કર્યા વગર છૂટકોજ નથી. હું આમ કહું છું તેનું કારણ એ કે કેટલાક બહુજ સહેલા પ્રયોગોને પણ તમારા જેવા સામાન્ય દૃષ્ટિથી જોનારા મનુષ્યો હાથચાલાકી માને છે. તેમાં તેમની ભૂલ થાય છે. એ પ્રયોગો પણ અમુક ગૂઢ શક્તિની સહાયથી થાય છે, એમ હું તમને હમણાંજ બતાવી આપીશ."



## પ્રકરણ ૧૩ મું.

### ચમત્કારના પ્રયોગો.

એટલું કહીને પ્રતાપરાયે પોતાનું બોલવું બંધ કર્યું. પોતાની ખુરશી પરથી ઉઠી, તેમણે એક મોટું કાચનું કબાટ ઉઘાડયું. અને તેમાંથી એક ગ્લાસ અને એક સ્વચ્છ પાણીનો કુજો (ફ્લાસ્ક) પાસે ટેબલ પર લાવી ગોઠવ્યા મને તે ધ્યાનપૂર્વક તપાસી જોવાનું કહ્યું. મેં તે તપાસ્યા. બંને વસ્તુઓ સ્વચ્છ હતી. ગ્લાસ કોરૂ–અણુવપરાયલું–જ હતું. એ ગ્લાસમાં કે પેલા કુજામાં કોઇ પણ જાતની બનાવટ કે વિશેષતા નથી એવી મેં મારી ખાત્રી કરી.

પછી તે ગ્લાસને ડાકટર સાહેબે ટેબલ પર મૂક્યું. કુંજામાંથી તેમણે ગ્લાસના મથાળા સુધી ટચોટચ ભર્યું, તે એવી રીતે કે એક પણ ટીપું વધારે નાંખવામાં આવે અથવા પ્યાલાને અડવામાં આવે તો તરત અંદરનું પાણી બહાર ઢળી પડે.

પછી તેમણે એક મીણબત્તી સળગાવી. અને તેનાં ગરમ થયેલાં મીણનું એક બિંદુ ગ્લાસમાંના પાણી પર પાડયું. અને મીણબત્તી બુઝાવી નાંખી. બિંદુ પાણી પર પડતાં ઠરીને તરવા લાગ્યું.

પછી તેમણે મને કહ્યું:–"બહાદુરસિંહ, અત્યારે હું તમને ચૈતન્ય અને જડત્વ એ બંનેનો વિરોધ બતાવવા ઇચ્છું છું. તમે એકાગ્ર ચિત્તે આ ગ્લાસમાં પડેલાં મીણબિંદુ પર તમારી દૃષ્ટિને સ્થિર કરો. હું એકથી વીશ સુધી બોલી જાઉં તે દરમ્યાન તમે જરા પણ નેત્ર સંમિલન કરતા નહિ."

"ઠીક"

એમ કહી મેં તે મીણબિંદુ ઉપર મારી દૃષ્ટિને ઠેરવી. પ્રતાપરાયે મારી સામે બેસીને પોતાની તીક્ષ્ણ ભેદક દૃષ્ટિ મારા કપાળ પર સ્થિર કરી, અને ધીમે

ધીમે "એક, બે, ત્રણ, ચાર,...." એમ આંકડા બોલવા માંડયા. થોડાક આંકડા બોલાયા એટલામાં પેલા ગ્લાસમાંનું પાણી આપોઆપ ઓછું થઇ ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યું. જ્યાં પ્રતાપરાયના મ્હોં-માંથી વીશનો આંકડો બોલાયો ત્યાં તો એ ગ્લાસ બીલકુલ ખાલી થઈ ગયું. એમ મે જોયું.

"હવે એ ગ્લાસમાં તમને શું દેખાય છે?"

"કાંઇ નથી. ગ્લાસ બીલકુલ ખાલી છે."

"પેલું મીણનું બિંદુ દેખાય છે?"

"હા. દેખાય છે. તે ગ્લાસને તળીએ બેઠેલું માલમ પડે છે."

"બરાબર જુઓ. જરા પણ શંકા ન રાખો. ધ્યાનપૂર્વક જુઓ."

મે લક્ષપૂર્વક જોઇને–નિહાળીને–કહ્યું: "ગ્લાસ પૂરેપૂરૂં ખાલી છે. બીલકુલ કોરૂં દેખાય છે."

"ઠીક હવે પાછી તેના ઉપર દૃષ્ટિ સ્થિર રાખજો."

એમ કહીને પ્રતાપરાયે પાછા આંકડા બોલવા માંડયા:–"એક, બે, ત્રણ, ચાર" અને ધીમે ધીમે પાણી ઉપર ચઢવા માંડયું. જ્યાં પ્રતાપરાયના મ્હોંમાંથી વીશનો આંકડો બોલાયો કે ગ્લાસ બીલ-કુલ છલ્લાછલ ભરાઇ ગયું. હવે એક બિંદુ પણ તેમાં વિશેષ ભરાય એમ ન રહ્યું. મીણનું બિંદુ તેની સપાટી પર તરતું હતું.

"હવે શું દેખાય છે?"

"ગ્લાસમાં પાણી પાછું આવ્યું છે. તે તદ્દન ભરેલું દેખાય છે." મેં કહ્યું.

"તેના પર મીણનું બિંદુ દેખાય છે?"

"હાજી. તે પાણીની સપાટી પર તરે છે."

મારો ઉત્તર સાંભળીને પ્રતાપરાય ખુરશી પરથી ઉઠયા. તેમણે ગ્લાસમાંનું પાણી બારીમાંથી બહાર ગટરમાં ફેંકી દીધું, અને પાછું તે ગ્લાસ મારા હાથમાં આપીને કહ્યું.

"હવે આ ગ્લાસ બરાબર તપાસી લ્યો. અને આ ચમત્કારની શું સમજૂતિ છે તે કહો, જોઇએ."

મેં ગ્લાસ હાથમાં લીધું એકવાર બધી બાજુ પરથી ધ્યાનપૂર્વક તપાસી જોયું. પણ તે બીલકુલ સાદું, જરા પણ કરામત વગરનું કાચનું જ ગ્લાસ છે એમ જ મારી ખાત્રી થઇ. મેં વિચાર કર્યો; પરંતુ પ્રતાપરાયના પ્રશ્નનો કાંઇ ઉત્તર સૂઝયો નહિ એટલે ગ્લાસને પાછું ટેબલ પર મૂકી મેં કહ્યું:

"ડાકટર સાહેબ, આ તો કંઈ ચમત્કાર જ છે એમ મને લાગે છે. એમાં કાંઈ હાથચાલાકી કે ઠગબાજી નથી લાગતી છતાં એની ઉત્પત્તિ કે સમજૂતિ મારાથી આપી શકાય એમ નથી."

પ્રતાપરાયે હાસ્ય કર્યું.

"હવે એક બીજો પ્રયોગ જૂઓ. ઘડી-આળમાં અત્યારે નવ વાગવામાં ત્રણ મિનિટ ઓછી છે. ખરૂ ને!"

"હા. બરાબર ત્રણજ મિનિટ બાકી છે."

"ઠીક. તો એટલો વખત તમે મારા તરફ જુઓ. મારી નજર સાથે તમારી નજર મેળવો. બરાબર નવના ટકોરા થાય ત્યાં સુધી જરા પણ બીજે દૃષ્ટિક્ષેપ કરતા નહિ. ચાલો જૂઓ."

તેમના કહેવા પ્રમાણે મેં દૃષ્ટિ સ્થિર કરી. પણ તેમની તીક્ષ્ણ દૃષ્ટિની સાથે મારી દૃષ્ટિ મળતાંજ મને જાણે એક સિંહને જોઇને છૂટે તેવી કંપારી છૂટી. ત્રણ મિનિટ તો મને ત્રણ યુગ જેવી લાગી. પ્રતાપરાયની દૃષ્ટિ એવી તો ભેદક અને મર્મછિદ્ર હતી કે તેની સામું પળ વાર પણ ટકવું મહા મુશ્કેલીનું કામ હતું.

છતાં મેં જેમ તેમ ત્રણ મિનિટ કાઢી. નવના ટકોરા થયા. પ્રતાપરાયે કહ્યું:

"પેલી બાજુની ઓરડીમાં શું થાય છે તે કહો તો વારૂ.'

મેં મારી દૃષ્ટિ જમણી બાજુ તરફ વાળી તો અજબ! અજબ;!! તે તરફની દિવાલ મને કાચ જેવી પારદર્શક માલમ પડી. એ દિવાલની પેલી મેર શું થાય છે તે હું સ્પષ્ટ રીતે જોઈ શકયો. ત્યાં એક બીજો ચીનો નોકર પ્રતાપરાયના બૂટને સાફ કરી પાલિશ લગાડતો હતો એમ મારી નજરે પડયું. પ્રતાપરાયને મેં તે પ્રમાણે કહ્યું, એટલે તેમણે કહ્યું:

"હવે તે ભીંત કેવી છે તે પાસે જઇને જૂઓ. હાથ ફેરવી તપાસો."

હું પાસે ગયો. હાથ ફેરવી ભીંતને તપાસી તો તે સામાન્ય રીતે બીજી ભીંતો હોય છે તેવીજ ઇંટ ચૂનાની બનાવેલી અને ઉપરથી છોલાણ કરેલી હતી. તેમા કોઇ પણ સ્થળે ચોરદ્વાર કે બાકોરાં ન હતા. તે છતા હું તેની આરપાર જોઇ શકયો તેથી મને બહુ આશ્ચર્ય લાગ્યું.

"કેમ? શું અભિપ્રાય છે?" પ્રતાપરાયે પૂછેયું.

"આ તો ભાઈસાહેબ, બહુ અજબ જેવું છે!" મે કહ્યું.

"કેમ, ભીંત પારદર્શક નથી?"

"નહિરે, સામાન્ય ભીંત જેવી ભીંત છે."

"ત્યારે તમે તેની આરપાર જોઈ શકયા તેની ઉપપતિ-સમજૂતિ-શું?"

"હું કાંઇ કહી શકતો નથી."

"હાથચાલાકી, અથવા જાદુ તો નથીને?"

"ના. તેવું તો કાંઇ લાગતું નથી પરંતુ હિપ્નોટીઝમનો કોઈ પ્રયોગ હોય એમ લાગે છે." મેં કહ્યું:-"આજ સુધી હું હિપ્નોટીઝમને પણ માનતો નહતો, તે પણ એક પ્રકારની ઠગબાજી હોવી જોઇએ એમ હું ધારતો હતો. તે પણ હવે મને લાગે છે કે તેમાં પણ કાંઇક ગુહ્ય શકિતનું અસ્તિત્વ હોવું જોઇએ."

પ્રતાપરાયે કહ્યું:-"આ હિપ્નોટીઝમનો પ્રયોગ છે એ તો હું કબુલ કરૂં છું; પરંતુ એ પ્રયોગ મેં કોના ઉપર કર્યો? ગ્લાસના પાણી પર અને ભીંત પર? કે તમારા મન ઉપર?"

"તે કાંઈ સમજાતું નથી."

"જૂઓ. હુંજ તમને કહું. ગ્લાસમાંનું પાણી કાંઇ મે ઉડાવી દીધુ ન હતું તેમજ ભીંતને પારદર્શક બનાવી ન હતી પરંતુ મારી ભાવના પ્રમાણે મેં તમારા મનમાં ભાવના ઉત્પન્ન કરી. મેં માત્ર મારી ઈચ્છા શકિતનું જોર તમારા ઉપર અજમાવ્યું. વારૂ, એ ઉપરથી હિપ્નોટીઝમ એટલે શુ, તે તમને સમજાય છે?"

"હિપ્નોટીઝમ એટલે નબળા મન પર સબળા મનની જીત. મારી મનશકિત કરતાં આપનું મનોબળ વધારે હોવાથી મારી પ્રેક્ષણ શકિતને આપે પોતાની ઈચ્છાનુસાર વાળી દીધી. બળવત્તર મનનો નબળાં મન ઉપર દાબ ચલાવવો એનું નામ હિપ્નોટીઝમ. કેમ ખરૂં ને?"

"તમારૂં અનુમાન છેક ખોટું નથી.



જ્વાળામાંથી એક મનુષ્ય આકૃતિ બંધાય. (પૃષ્ઠ ૪૭)

ઘણા લોકો સામાન્ય રીતે એટલુંજ સમજે છે. પરંતુ તેમાં મારા મગજમાં ચાલતી વિચાર લહરી બરાબર જેવી ને તેવીજ બીનચુક તમારા મગજમાં ઉત્પન્ન થઇ એનું કારણ શું ?"

"તે તો ભાઈ સાહેબ, હું કહી શકું એમ નથી કારણ, આજ સુધી માંમેં એ સંબંધી કાંઇજ વિચાર કર્યો નથી."

"એ કાંઈ ભારે વિચારની વાત નથી. પ્રબળ ઇચ્છાશક્તિમાં એકતાનતાનું એવુંજ સામર્થ્ય હોય છે. હવે જૂઓ હું તમને એક બીજો ચમત્કાર બતાવું. મારી આ આંગળીના છેડા તરફ દૃષ્ટિ માંડો."

પ્રતાપરાયે પોતાના જમણા હાથની તર્જની લાંબી કરી તેને અંગ્રેજી (8) આઠના આંકડા પ્રમાણે નિશાની કરતાં હવામાં જોરથી ફેરવવા માંડી. મે મારી નજર તેમની આંગળી પર ઠેરવી.

એકાદ મિનિટ થઈ ન થઇ એટલામાં તો તેમની આંગળીના છેડા પરથી ધુમાડો નીકળતો હોય એમ મને દેખાયું. તે ધીમે ધીમે વધવા લાગ્યો અને તેની જાંબુડીઆ રંગની જ્વાળા બની ગઇ. એ જ્વાળાએ ધીમે ધીમે લાંબુ સ્વરૂપ પકડવા માંડયું.

હજુ પ્રતાપરાય તો જોરથી આંગળી ફેરવ્યાજ જતા હતા. જોતજોતામાં તે જ્વાળામાંથી એક મનુષ્યાકૃતિ બંધાઇ. મેં વિશેષ ધારીને જોવા માંડયું તો તે મનુષ્યની મુખાકૃતિ, ઉંચાઇ, બાંધો, રંગ, વાળ, આંખો, પોશાક એટલુંજ નહિ પણ તેના હાથ પરની વીંટી અને ખીસામાના ઘડીઆળનો બહાર લટકતો છેડો પણ હું સ્પષ્ટ રીતે જોઇ શકયો. વળી પળવાર રહીને મને એમ પણ લાગ્યું કે આ ગૃહસ્થને મેં આગળ કોઇક સ્થળે જોયો છે અને હું તેને બરાબર ઓળખું છું.

એટલામાંજ પ્રતાપરાયે પોતાની આંગળી ઉંધી ફેરવવા માંડી. તરતજ તે મનુષ્યાકૃતિનો ચહેરો અત્યંત કદરૂપો બની ગયો. શરીર પણ બેડોળ ઠીંગણુજી જેવું બની ગયું. ધીમે ધીમે તે પણ ઓછું થઇને તેનો એક ગોળો બની ગયો. ગોળામાંથી જાંબુડીઆ રંગની જ્વાળા બની. પછી તેનો ધૂમાડો થયો અને તે પણ આખરે ધીમે ધીમે પ્રતાપરાયની આંગળીના છેડામાં સમાઇ ગયો !

એટલે તેમણે ધીમેધીમે આંગળી ફેરવવી બંધ કરી.



# પ્રકરણ ૧૪ મું.

## ચમત્કારનું શાસ્ત્રીય જ્ઞાન

આ ચમત્કાર જોઇને હું કાંઇક બીધો એમ મારે કબુલ કરવું જોઇએ. મારા શરીર પરનાં રોમાંચ ખડાં થયાં. મને કંઇક ધ્રુજારી આવી તે જોઇ પ્રતાપરાયે કહ્યું:

"એમાં ગભરાવાનું કશું નથી. બહાદુરસિંહ, હવે આ છબીઓની આલ્બમ જૂઓ અને જે માણસને તમે હમણાં જોયો તેની મુખાકૃતિ એમાંથી શોધી કહાડો."

એમ કહી તેમણે એક મોટી આલ્બમ મારી પાસે લાવી મૂકી; હું દરેક છબીનો ચહેરો નિહાળતો પાનાં ફેરવવા લાગ્યો. થોડીજ વારમાં મેં જોયલા ચહેરાની છબી હું બતાવી શક્યો. તે છબીમાં મેં જે પ્રમાણે જોયું હતું તે પ્રમાણેજ શરીરની ઉંચાઇ, જાડાઈ બાંધો, રંગ, વાળ, આંખો, પોશાક, હાથ પરની વીંટી અને ઘડીઆળનો છેડો બરાબર હતા. આ અજાયબીભરેલી ક્રિયા જોઇને હું તો મૂઢજ બન્યો.

"કેમ? આ બાબતમાં તમારૂ શુ કહેવું છે?" પ્રતાપરાયે મને આશ્ચર્યચકિત થયેલો જોઇ પૂછ્યું.

"હુ શુ કહી શકું? મને તો કાંઇ સમજ પડતી નથી. એકંદરે તમારૂં સામર્થ્ય બહુજ વિલક્ષણ છે." મેં સાફ સાફ કહી નાંખ્યું.

તે સાંભળી પ્રતાપરાયે હસતાં હસતાં કહ્યું.—

"વાહ ત્યારે તમે પણ મને જાદુગરની કોટિમા મૂકો છો કે શું? પણ બહાદુરસિંહ, તમે ખાત્રીથી માનજો કે તેવું કાંઇ નથી. આ તો બહુજ સહેલો પ્રયોગ છે. પરંતુ તમારા જેવા ભોળા અને સરળ માણસને ચકિત કરી મૂકવા માટે મારી પાસે એવી તો કેટલીયે કરામતો અને શાસ્ત્રીય યુક્તિઓ છે. તે બધી બતાવવા બેસું તો પાર આવે નહિ. તમને ઇચ્છા હોય તો હું તમારા મૃત પૂર્વજો તમને બતાવી શકું; અને તેની સાથે તમારી વાતચિત કરાવી આપું. અહીંજ બેઠાં બેઠાં અહીંથી હજારો કોશ પર અત્યારે શું બનાવ બની રહ્યા છે તે પણ તમારી ઇચ્છા હોય તો તમને બતાવું. સમુદ્રને તળીએ કઇ જગાએ શું શું પડ્યું છે તે પણ તમને બતાવી દઉં........આ બધું હું કરી શકું છું એ ખરૂં. પણ બહાદુરસિંહ, હુ સ્પષ્ટ કહુ છુ કે આ કા મારૂં ખરૂં જ્ઞાન નથી; પણ માત્ર એક કળાજ છે. ખરૂં જ્ઞાન તો તે સત્યજ્ઞાનઆશ્રમમાંજ પડ્યું છે. એ આશ્રમના ત્રણ મહંતો પાસે જે જ્ઞાનનો ભંડાર છે, તેની સરખામણીમાં મારી આ કળા તો એક છાયા સરખી પણ નથી. તે પ્રચંડ જ્ઞાન સામર્થ્યનો એક હજારમો અંશ પણ હું ધરાવતો નથી એમ કહું તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી.

"વળી જેવી રીતે મેં તમને આ પ્રયોગો બતાવ્યા તેવીજ રીતે અમુક સ્થળેથી એકાએક અંતર્ધાન થઇ જઇને બીજે કોઇ સ્થળે ઇચ્છાનુસાર પ્રગટ થઈ જવું, આકાશમાં અદૃશ્ય રીતે

સંચાર કરવો, ઇચ્છામાં આવે તેવું માનુષિક અથવા ઈતર પ્રાણીનું શરીર ધારણ કરવું, લાખો માઇલ પર રહેતા મનુષ્યો સાથે માત્ર વિચાર તરંગોની સહાયથી વાતો કરવી, ઇત્યાદિ ક્રિયાના પ્રયોગો આ હિપ્નોટીઝમ કરતાં પણ શ્રેષ્ઠ પ્રતિના છે. પરતુ તે પણ આખરે એક કળાજ છે એમ જાણજો. સાચું જ્ઞાન તો તેની પણ પેલી મેર છે. પોતાના આત્માની ઉન્નતિ કરવી, અખિલ સૃષ્ટિનાં પ્રાણી માત્રનો ઉદ્ધાર કરવાને સતત પ્રયત્ન કરવો અને મૃત્યુ ઉપર વિજય મેળવવો—આ સામર્થ્ય જેનાથી પ્રાપ્ત થાય તેજ ખરૂં જ્ઞાન. એવું જ્ઞાન તિબેટમાંના જ્ઞાનમઠમાં છે. એટલુંજ નહિ પણ ત્યાંના મહતો એથી પણ વિશેષ આત્મ-બળ અને ઇચ્છાશક્તિ ધરાવે છે એમ મારી ખાત્રી છે. એક વાર આપણે ત્યાં પ્રવેશ કરીએ, પછી આપણને ત્યાં શું શું છે તે જાણવાની ખરી તક મળશે."

મેં કહ્યું:—"જો એ જ્ઞાનમઠમાં તમે કહો છો એવી માનસ શક્તિવાળા મહાત્મા રહેતા હોય, જો ત્યાં આવી અલૌકિક શક્તિ મેળવવાની ચાવીઓ હોય તો નિઃસંશય આપણે તેમાં પ્રવેશ કરી એ અજબ જેવી વસ્તુની પ્રાપ્તિ કરવી જોઇએ. મને લાગે છે કે એ શક્તિ પ્રાપ્ત કર્યા પછી આપણે આપણા આત્માનું તેમજ પ્રજાનું પણ ઘણે અંશે કલ્યાણ કરવા સમર્થ થઇશું...."

"અલબત્ત." પ્રતાપરાયે કહ્યું:—"તેમાં કાંઇ શક નથી. આપણે એ શક્તિ મેળવીને સમાજની અને ખાસ કરીને તેમાં જેઓ માનસિક અધોગતિને પામેલા છે તેઓની આપણે બહુજ સારી સેવા બજાવી શકીશું. ખરૂં પૂછો તો, આ સાહસ ખેડવાને મને ઇચ્છા થવાનું કારણ પણ તેજ છે; પ્રજાની સેવા કરવાની તીવ્ર ઇચ્છાએજ મને આ કાર્ય માથે લેવા પ્રેર્યો છે."

"ત્યારે તો ઘણાજ આનંદથી હું આપના એ પુણ્ય કાર્યમાં ભાગ પડાવીશ. આપે કૃપા કરીને આ કાર્ય માટે મનેજ પસંદ કર્યો તેથી હું આપનો આભારી છુ. મારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તો હું આપના શુભ ઉદ્દેશને પાર પાડવામા પાછીપાની કરીશ નહિ."

"બસ. મારે પણ એટલુંજ જોઇતું હતું. તમારા જેવા સાહસિક અને સરફરોશી માણસની મને પ્રાપ્તિ થઈ એ મારૂં ભાગ્યજ."

"એ તો ઠીક. પણ....ડાકટર સાહેબ, પેલા જયવંત પુણેકર પાસેથી આપે જે તાવીજ મેળવ્યું છે તેનો કાંઇ ઉપયોગ કર્યો છે ખરો કે નહિ?"

"અરે, તે તાવીજનો ખરો ઉપયોગ હવેજ થવાનો છે. આપણા ઉદ્દેશને પાર પાડવામા તે તાવીજ ખરૂં સહાયભૂત થશે. અને ખરૂ પૂછો તો એ તાવીજ મારા હાથમાં આવ્યું ત્યાર પછીજ તે આશ્રમમાં પ્રવેશ કરવાની આશા મને ઉપજી છે."

"તે કેવી રીતે?" મેં પૂછ્યું.

"તે મઠમાંના ત્રણે મહાત્માઓ પાસે આવું એક એક તાવીજ રહે છે, એવી મને પ્રથમથી ખબર હતી. હવે એવું બન્યું કે તે ત્રણ મહંતોમાંનો એક, કંઇક નવિન શોધ કરવાના ઇરાદાથી કેટલાક વર્ષ પર આશ્રમ છોડીને પ્રવાસે નીકળ્યો હતો. તે ફરતાં ફરતાં ચીનના દક્ષિણ

પ્રદેશમાં આવ્યો, અને કાળવશાત્ સમાધિ પામ્યો. પેલ્ટી નામનો તેમની સાથે એક ચીનો નોકર હતો. તેણે મહંત પાસેથી આ તાવીજ ચોર્યું, અને નાસી ગયો. આશ્રમમાં વસતા બીજા બે મહંતોએ આ ગુમ થયેલા તાવીજનો પત્તો મેળવવા માટે ઘણોયે પ્રયત્ન કર્યો. પોતાના જ્ઞાન સામર્થ્યનો પણ તેમણે ઉપયોગ કર્યો હશે; પરંતુ મને લાગે છે કે તાવીજ ચોરાયાનું નક્ષત્ર તેઓ જાણતા ન હોવાથી તેમને પોતાના પ્રયત્નમાં નિષ્ફળતા મળી હોવી જોઇએ ગમે તેમ પણ તેમને તાવીજનો પત્તો હજુ સુધી મળી શકયો નથી. એ તાવીજ પેલ્ટી પાસેથી મારી પાસે કેવી રીતે આવ્યું તે તો તમે જાણો જ છો."

થોડી વાર પછી મેં કહ્યું:—"તે તાવીજ અહીં આપની પાસે હોય તો મને બતાવશો ?"

"અવશ્ય; તમે હવે મારા વિશ્વાસુ સહાયક બન્યા છો, એટલે તે તમને બતાવવું તેમજ બીજી સર્વ વાતો અને વસ્તુઓથી તમને પૂરેપૂરા વાકેફ કરવા એ જરૂરનુંજ છે."

એમ કહીને પ્રતાપરાય અંદરની ઓરડીમાં ગયા અને પાંચ મિનિટમાં એક ચાંદીની ડબ્બી લઇ આવ્યા. તે ડબ્બી ઉઘાડી તેમાંથી તાવીજ કાઢી તેમણે મારા હાથમાં મૂકયું. તે સ્વચ્છ સુવર્ણનું બનાવેલું અને ત્રણ આગળ લાંબુ પહોળું અને એ દોરાપુર જાડું હતુ. તેના ઉપર ચાર બાજૂએ હીરા માણેક અને બીજું ઝવેરાત બેસાડેલું હતું. વચમાં કેટલાક ચીની ભાષાના અક્ષરો લખેલા હતા. તે અક્ષરો સાંકેતિક હોવાથી તેનો અર્થ હું સમજી શકયો નહિ.

તાવીજને ઉપરની બાજૂએ એક કાણું હતું તેમાંથી સુવર્ણની એક બારીક સાંકળી પરોવેલી હતી. તે સાંકળી ડોકમાં નાંખી શકાય એટલી લાંબી હતી. તાવીજ વજનમાં હલકું લાગતું હોવાથી તે પોલું હોવું જોઇએ એમ મને વહેમ પડયો. મેં તેને ખખડાવી જોયું તો તેની અંદરથી કાંઇક વસ્તુનો અવાજ સંભળાયો. છતાં બે તાવીજના બંને પડ એવાં તો ચતુરાઇથી બેસાડવામાં આવ્યાં હતાં કે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોનારને પણ તેનો સાંધો ભાગ્યેજ માલમ પડે.

મેં બરાબર તપાસ્યા પછી તે તાવીજ પ્રતાપરાયને પાછું આપ્યું. તેને ડબ્બીમાં મૂકતા તેમણે કહ્યું:—

"તમારો વહેમ કાંઇ ખોટો નથી. એ તાવીજ પોલું છેજ. તેમાં એક અમૂલ્ય પત્ર છે. એ પત્ર વિષેની હકીકત હું તમને કોઇ વેળા કહીશ."

મેં કહ્યું:–"આ તાવીજ જ્યારે ચોરીનોજ માલ છે તો પછી આપણાથી ઉઘાડી રીતે કોઇને તે બતાવી શકાશે નહિ. અને આપણી પાસે એ તાવીજ છે એમ જ્યારે તે મહાત્માને ખબર પડશે ત્યારે તો આપણનેજ તેઓ ચોર તરીકે ઠોકી બેસાડશે તો ? આવી સ્થિતિમાં એ તાવીજનો લાભ આપણે કેવી રીતે લઇ શકીશું ?"

મારા પશ્નના ઉત્તરમાં એક આછું હાસ્ય કરતાં કરતાં પ્રતાપરાયે કહ્યું:—

"ભાઇ બહાદુરસિંહ! અહીંજ આપણી કાર્યશક્તિની કસોટી થવાની છે. જો આ કાર્ય આટલું સરળ અને નિર્ભય હતે, તો પછી તેને માટે હું તમને એક લાખ રૂપીઆ આપવા શા માટે તૈયાર થતે?"

"કામ કઠણ હોવાથી હું ડરતો નથી પરંતુ એવી સ્થિતિમાં આપણે ઉપાય શું કરીશું તેજ મને સમજાતું નથી." મેં હિંમતપૂર્વક કહ્યું.

"તેને માટે તમે નિશ્ચિંત રહેજો." પ્રતાપરાયે ચલાવ્યું:—

"આ તાવીજ ખરેખર ચોરાઇ ગયું છે, કે મૃત્યુ પહેલાં તે મહંતે પોતાના કોઇ મિત્રને આપ્યું હશે, એ બાબતમાં તે મહંતોને કાંઇ નિશ્ચિત માહિત ન હોવી જોઇએ એમ મને લાગે છે; કારણ કે મૃત મહંતની પાસે આ તાવીજ કયાં સુધી હતું અને કયારે ગુમ થયું તેની તેના શિષ્યોમાંથી પણ કોઇને ખબર ન હતી એથીજ તે પેલા પેટીને પચી ગયું હતું. તે છતાં પણ એવોયે સંભવ છે કે આશ્રમમાંના વિદ્યમાન મહંતોને ખરી હકીકતની જાણ થઈ હોય. ગમે તેમ પણ આ તાવીજ વિના આશ્રમમાં પ્રવેશ થવો અશકય છે. અને જો તાવીજની ખરી હકીકત વિષે તેમને ખબર પડી ગઈ હશે તો આપણા ઉપર પ્રાણહારક સંકટ આવવાનો પૂરો સંભવ છે. એજ કારણથી આ કાર્ય જોખમનું છે એમ મેં તમને પ્રથમથીજ કહી નાંખ્યું છે. આટલું જાણ્યા પછી જો તમને કઇંક પણ ભીતિ લાગતી હોય–મનમાં શંકા પડતી હોય–તો હજુ યે કહી નાંખો. તમારે છુટા થવું હશે તો હું વચનમુક્ત કરવા............"

"નહિ. નહિ. એવું કાંઇ નથી." મે તરતજ કહ્યું:—"આપ એવી જરા પણ શંકા લાવશો નહિ. સાચું પૂછો તો બાળપણથીજ મારો સ્વભાવ સાહસપ્રિય છે. અને સાહસ પ્રદર્શિત કરવાની આવી સુંદર તક હું કદિ જતી કરવાનો નથી."

"ત્યારે તમે કૃતનિશ્ચય છો, કેમ?"

"જરૂર. મારો નિશ્ચય ફરે એમ નથી."

"ઠીક. એ સાંભળી મને અત્યંત આનંદ થાય છે."

"વારૂ. પણ હવે આપણે પ્રારંભ કેવી રીતે કરવાનો છે?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

"તે વિષે હું ચોક્કસ યોજના બનાવીને તમને કાલે સમજાવીશ. મારો એક માણસ પેકીનથી અમુક બાતમી લઈ આવવાનો છે. તે જો કે એ જ્ઞાનમઠનો એક નોકર છે છતાં મેં એકવાર તેના ઉપર ઉપકાર કરેલો હોવાથી તેના ઉપર મારો સજડ દાબ બેઠેલો છે. હવે તો તે મારો પરમ ભક્ત બન્યો છે, એમ કહુ તો ચાલે."

"તે પેકીનથી કયારે આવશે?"

"તે કાંઇ નકકી નથી. પરતુ બનતાં સુધી કાલે પ્રાતઃકાળે આવશે, એમ મને લાગે છે. જેવો તે ખબર લઇને આવી પહોચશે તેવાજ આપણે પ્રવાસે નીકળી પડવાનુ છે. હું એક મઠાધિપતિ મહંતનો વેશ ધારણ કરીશ. અને તમારે મારા શિષ્યનો વેશ ધરવાનો છે."

"આ ચીનાઇ વેશ ધરવાનો હશે...."

"હાસ્તો. તેમાં પૂછવાનું શું હોય? ચીના મહંતનો વેશ ધારણ કરીને આપણે પ્રથમ તો પેકીન જઈશું......."

"પેકીન?" મે આશ્ચર્યથી [illegible]યું.

"હા."

"ત્યાં કેમ?"

"પેકીનમાં સત્યજ્ઞાનાશ્રમ[illegible] એક શાખા મઠ છે. તેને લામાસ[illegible]ને નામે ઓળખવામાં આવે છે. એ [illegible]સરાઈમાં આપણે થોડા દિવસ રહેવું પડશે. ત્યાંથી

કેટલીક અગત્યની માહિતી મેળવ્યા પછી તેને આધારે આપણે આગળનો કાર્યક્રમ ગોઠવી શકીશું."

"ઠીક. વેષાંતરની શું શું તૈયારી કરવાની છે?"

"તે સર્વ મેં કરી મૂકી છે. તે માણસ આવતાં વારજ હું તમને બોલાવવા એક માણસ મોકલીશ. તે વખતે તમે બરાબર સજ્જ થઈને તાબડતોબ આવી પહોચજો. કારણ કે પછી પાછા જવાનો સમય મળશે નહિ. તમે તમારે જે અંગત તૈયારી કરવાની હોય તે હમણાંજ કરી લેજો. ખાસ કરીને તમે આવો ત્યારે ભયભીતિને અભરાઈ પર મૂકતા આવવાનુ ભૂલતા નહિ."

એમ કહેતાં પ્રતાપરાય ઉભા થયા. હું પણ ખુરશી પરથી ઉઠયો. અમે બંને આગળના દિવાનખાનામાં આવ્યા. પ્રતાપરાયે કહ્યું.

"બધુ ખરૂં. પણ બહાદુરસિંહ, આ બધી વાત તમારે એવી તો ગુપ્ત રાખવાની છે કે કદિ પ્રાણ જવાનો પ્રસંગ આવે તો પણ એમાંનો એક અક્ષરે પુટવો ન જોઇએ"

"તેના સંબંધમાં આપ નિશ્ચિંત રહેજો." મેં બંગલાના ઓટલા પરથી ઉતરતાં ઉતરતાં કહ્યું:—"પ્રત્યક્ષ કાળ દેવ મારી સામે આવે તો પણ આ બાબતમાં એક અક્ષર પણ મારી પાસેથી બહાર પડવાનો સંભવ નથી, એ ખાત્રીથી માનજો."



## પ્રકરણ ૧૫ મું

### હથેલીમાં ચાંદ.

મુખ્ય રસ્તા પર કેટલેક દૂર ગયા પછી મેં પાછા વળીને પ્રતાપરાયના બંગલા ભણી નજર કરી. તો એક ચીનો અંધારામા મારી પાછળ ધીમે પગલે આવતો હોય એમ મને લાગ્યું.

પ્રથમ તો તેને વિષે મને 'ખાસ' કાંઈ લાગ્યુ નહિ. વળી થોડે દૂર ગયા પછી મેં પાછળ જોયું, તોપણ તેજ માણસ હજુ મારી પાછળ આવતો દેખાયો. તે મારાથી લગભગ સો હાથને છેટે ચાલતો હતો.

મને શંકા થઈ.

હું એક આડી ગલીમાં વળી ગયો અને ઝપાટાબંધ ચાલવા લાગ્યો. થોડી વાર પછી પાછું ફરીને જોયું. ત્યારે પણ તે મનુષ્ય મારી પાછળજ આવતો દેખાયો.

રાત્રિના લગભગ દશ વાગ્યા હશે. રસ્તાઓ ઉપર રાહદારીઓની આવજા બહુજ ઓછી થઈ ગઇ હતી. સર્વત્ર શાંતિ અને અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું.

હું ગુપચુપ ચાલતો હતો. વારંવાર ચોર દૃષ્ટિથી પાછળ જોતો હતો. પરંતુ તે મનુષ્યે મારો પીછો છોડયો નહિ. મને કંઇક ભય લાગ્યો. હું રસ્તા પર એકાએક દોડવા લાગ્યો. પાસેમા પાસે જે ગલી આવી તેમાં હું એકદમ ઘુસી ગયો. અને ઓટલા પર ચઢી ખુણામાં લપાઇ ઉભો રહ્યો.

મારી પાછળ તે ચીનો પણ તે ગલીમાં

આવ્યો. અને સીધો આગળ ચાલ્યો ગયો. મેં તેને ચાલ્યો જતાં જોયો. હું જે ઓટલા ઉપર છૂપાયો હતો તેનાથી તે થોડેક દૂર નીકળી ગયો કે તરતજ હું ઓટલા પરથી ઉતરી પાછો મૂળ રસ્તા પર આવી પૂર્ણ વેગથી ચાલવા લાગ્યો. કેટલીકવારે મેં પાછળ નજર કરી તો તે ચીનો દેખાયો નહિ. મેં તેને આબાદ છેતર્યો હતો એટલે મને અંતરમાં ટાઢક વળી.

મારા ઘેર જવાના માર્ગમાંજ લખમીચંદની પેઢીવાળા મનજીભાઇનું ઘર આવતું હતું. અને કાલે સવારના પહોરમાંજ મારો પ્રવાસે નીકળી પડવાનો સંભવ હતો એટલે ગમેતેમ પણ મારા ખીસામાંનો ચેક અત્યારેજ વટાવવો જોઈએ. આથી પ્રથમ હું મનજીભાઇને બંગલેજ ગયો.

બંગલાની માળ પરની બારી ઉઘાડી હતી અને તેમાંથી અંદર ઝગઝગાટ બળતો દીવો જોઇ શકાતો હતો. એટલે મારી ખાત્રી થઇ કે ઘરમાંના માણસો જાગે છે ખરાં. પાસે ગયો તો અંદરથી વાતચિત અને હાસ્યનો અવાજ સંભળાયો.

મે ઓટલા પર ચઢીને બારણું ખખડાવ્યું. માળ પરની હસાહસ બંધ થઇ અને થોડીવારે હાથમાં ફાનસ લઇને એક માણસે બારણું ઉઘાડયું. મેં જોયું તો તે મનજીભાઇ પોતેજ હતા.

"કોણ? બહાદુરસિંહ?" તેમણે ફાનસનો પ્રકાશ મારા ઉપર પાડીને આશ્ચર્ય પામતાં પૂછ્યું:—"કેમ? આવ. આવ. અત્યારે કેમ આવવુ થયુ?"

મને અંદર લઇને તેમણે દ્વાર વાસ્યું. તેમના ખાનગી દિવાનખાનામાં જઈ બેઠા પછી મેં કહ્યું:—"મનજીભાઈ, આવે કવખતે મારે આપને તસ્દી આપવી પડે છે તે માટે ક્ષમા કરજો...."

"અરે. એમાં તે શું મોટું?" તેમણે હસતાં હસતાં કહ્યું:–"તને કાંઇ જરૂરનું –અટકી બેઠેલું–કામ હશે ત્યારેજ તેં આ રાત્રિનો સમય સાધ્યો હશે એમ મને ખાત્રી છે"

"કંઈક એવુંજ છે." મેં કહ્યું.

"બોલ. ત્યારે શું છે? પેલી નોકરીનું શું થયું?"

"કઇ? આપે ચિઠ્ઠી લખી આપેલી તે? તે તો કયારની ભરાઇ ગઇ હતી. એટલે મને મળી શકી નહિ. અને હવે તો મેં નોકરી કરવાની ઈચ્છાજ નથી રાખી."

"એટલે?"

"મેં આખરે ડાકટર પ્રતાપરાયનો આશરો લીધો છે."

"એએએમ?" તેમણે આશ્ચર્ય–ભય મિશ્રિત ઉદ્ગાર કાઢયો.

"હાજી. મારે નછૂટકે કહો કે સછૂટકે કહો તેમ કરવુંજ પડયું છે. પ્રતાપરાયના એક કાર્યમાં હું તેમના મદદગાર તરીકે જવાનો છું."

"જવાનો છું? કયાં જવાનો છે?"

"તે હુ કહી શકતો નથી. પરંતુ તેજ કારણથી મારે આપની પાસે આવવું પડયું છે." એમ બોલતાં મેં ગજવામાંથી એક લાખ રૂપીઆનો ચેક કાઢી મનજીભાઈના હાથમાં મૂકયો. તે જોઇને તેમણે કહ્યુ:

"એમ? ત્યારે શું તને લાખ રૂપીઆ મળી ગયા પણ ખરા?"

"હાજી. આપનીજ પેઢીનો ચેક છે."

"વારૂ. ત્યારે તારી શું મરજી છે?"

"એજ કે આપ આ ચેક ડાકટર સાહેબને નામે ઉધારી મારે નામે જમા કરો. એ કામ અત્યારેજ થવું જોઇએ કારણ કે બનતાં સુધી કાલે પ્રાતઃકાળેજ મારે બહારગામ જવાનું થશે."

"એ ખરૂં. પણ એક લાખ રૂપીઆ કઈ હું અત્યારે રોકડા આપી શકવાનો નથી........"

"મારે તે જોઇતા પણ નથી." મે તરતજ કહ્યું:—"હું આ રૂપીઆ આપનીજ પેઢીમાં જમે રાખવા ઇચ્છું છું. હું જ્યારે પ્રવાસથી પાછો આવીશ ત્યારે ઉપાડી લઇશ."

"મુસાફરીમાં કેટલાક દિવસ જશે?"

"તે કાંઇ નક્કી નથી. કદાચ ત્રણ મહિના થાય, કદાચ છ મહિના થાય, વખતે વરસ દહાડો થાય અને સંભવ છે કે હું પાછો ન પણ આવું!"

"એમ?"

"હાજી. આથી હુ એમ ઇચ્છું છું કે આપને ત્યાં એ રૂપીઆ જમે રાખો અને દૈવવશાત્ હુ પુનઃ આવવા ન પામું, તો ત્રણ વર્ષ સુધી વાટ જોઇને પછી એ રૂપીઆનો ગમે તે સત્કાર્યમાં વ્યય કરી નાંખજો. બનતાં સુધી એ રૂપીઆનો ઉપયોગ આપણી માતૃભૂમિમાં થાય એમ કરજો. અને એ માટે કોઇ સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એ રૂપીઆના 'ટ્રસ્ટી' તરીકે નિમણુક કરજો. એ બધું હુ આપની સદ્વૃત્તિ ઉપર વિશ્વાસ રાખીને આપનેજ સુપરત કરૂં છું. અને મને ખાત્રી છે કે મારા પૈસાનો દુરૂપયોગ નહિજ થશે!"

મારા શબ્દો સાંભળીને મનજીભાઇ પળવાર આશ્ચર્યમાં ડૂબી ગયા. પછી તેમણે જાગ્રત થઇ કહ્યુ:

"વારૂ....આ બધી વ્યવહારૂ વાતોનો બંદોબસ્ત રીતસર થવો જોઇએ. અત્યારે આ રૂપીઆમાંથી તમારે ખર્ચ માટે કાંઇક જોઇએ છે ખરૂં?"

"હા. મારે અત્યારે એમાંથી સો રૂપીઆ ઉપાડવા છે. બાકીના ભલે પડયા."

"ઠીક."

એમ કહી મનજીભાઇએ ઉઠીને પાસેનાં ટેબલનાં એક ખાનાંમાથી બાંધી મુદતની ડીપોઝીટ વિશેનું એક ફારમ કાઢ્યું. અને તેમાં મારૂં નામ, રકમ, તારીખ તથા બીજી પરચુરણ વિગતો ભરીને તે મારા હાથમાં આપ્યુ. મે તેના ઉપર મારી સહી કરી પછી તેમણે એક રસીદનું ફારમ લઇ તેમાં મારૂં નામ, સો રૂપીઆ અને તારીખ ભરી મને આપ્યું. તેના ઉપર પણ મેં સહી કરી આપી. પછી તેમણે બંને ફારમને એક મોટા પાકીટમાં ઘાલી ઉપર મારૂં નામ લખ્યું અને તેને સંભાળથી તિજોરીમાં મૂક્યું પછી તેમણે એક લાખ રૂપીઆનું ખાતું પાડેલી પાસબુક અને એક ચેકબુક મારા હાથમાં મૂકી.

ત્યાર પછી અમારા વચ્ચે કાંઈ ઝાઝી વાતચિત ન થઇ. રાત ઘણી વીતેલી હોવાથી હું તરતજ તેમની રજા લઇને ઉઠયો. જતાં જતાં મનજીભાઇએ મને કહ્યું:

"ભાઇ, બહાદુરસિંહ, પ્રતાપરાય ડાકટરનો સાથ ધરીને હવે તું શું કરવાનો છે અથવા શું કહેવા ઈચ્છે છે તે કાંઈ હું તને પૂછતો નથી. તથાપિ હુ તારો જૂનો હિતચિંતક છું. તારૂં શુભ થાય એવી ઈચ્છા મારા હૃદયમાં નિરંતર રહે છે. એથી હું તને એટલુંજ કહું છું કે જે કાંઈ કરે તે પૂર્ણ વિચાર કરીને

કરજે. તને ખબર હશેજ કે ઘણીવાર માણસો એક પલકની ભૂલમાં પોતાના જન્મારાનું સત્યાનાશ વહોરી લે છે. માટે સાવધ રહેજે. વિશેષ શું કહું? તું સમજુ છે."

મેં કહ્યું:—"મનજીભાઇ, આપની શુભ લાગણી માટે હું આપનો ઋણી છું. આપ મારે માટે ચિંતા કરશો નહિ. હું જે કાંઇ કરીશ તે પૂર્ણ વિચાર કરીને જ કરીશ. પ્રતાપરાય સાથેના સંબંધમાં પણ આપે કરેલી સૂચના ધ્યાનમાં રાખીશ. ચાલો. હવે હું રજા લઉં છું."

એમ કહી હું ઉઠયો. મુનીમજીએ મને પ્રેમપૂર્વક રજા આપી અને પોતાના દ્વાર સુધી પહોંચાડવા આવ્યા. હું બંગલામાંથી બહાર નીકળ્યો એટલે તેમણે મારી પાછળ દ્વાર બંધ કરી લીધું.

રસ્તા પર આવીને મેં ચારે પાસ નજર ફેરવી. વખતે પેલો ચીનો હવે આવી પહોંચ્યો હોય, એવો મને ભય લાગ્યો. પરંતુ આસપાસ કોઇ દેખાયું નહિ. એટલે મને સંતોષ થયો.

ત્યાંથી હું સત્વર મારી વીશી પાસે આવી પહોંચ્યો. વીશીને ઓટલે ચઢીને બારણામાં પ્રવેશ કરતાં મારી નજર એક વાર પાછી વળી. તો એકદમ હું આશ્ચર્ય પામ્યો. પેલો ઠીંગણો ચીનો ફરી દેખાયો!

હું તો ધારતો હતો કે મેં તેને આબાદ ઉડાવ્યો છે, પરંતુ તે તો હજુ પૂંઠે લાગેલોજ હતો. એ જોઇ મને મનમાં ઘણી ચ્હીડ ચઢી.

છતાં પણ રાત્રિ ઘણી વીતેલી હતી અને હું ઘણોજ થાકી ગયો હતો એટલે મેં એ ચીનાને વિષે કાંઇ પણ ચિંતા કે દરકાર ન કરતાં વીશીમાં જઇ મારી ઓરડીમાં પ્રવેશ કર્યો. ત્યાંથી રસ્તા પરની બારી ઉઘાડી મેં બ્હાર નજર કરી તો પેલો ઠીંગણો નિરાશ થઈને પાછો જતો દેખાયો. એથી મને આનંદ થયો.

પછી હું બિછાના પર પડયો. દિવસભરના શ્રમને લીધે મને તરતજ નિદ્રા દેવીએ ઝડપ્યો. થોડીવારમાંજ હું નસકોરાં બોલાવતો થયો હઇશ.

મને ઉંઘ્યાને કલાકેક થયો ન હશે, એટલામાં મારી ઓરડીમાં કંઇક અવાજ થયો અને હું ઝબકીને જાગી ઉઠયો. આંખો તાણીને જોયું તો મારી ઓરડીમાં કોઇ અપરિચિત મનુષ્ય ચાલતું દેખાયું.

"કોણ છે? એઇ, કોણ છે?"

એવો મેં સૂતાં સૂતાંજ જોરથી પ્રશ્ન પૂછયો. તેના જવાબમાં તે માણસે કહ્યું:

"શેઠજી, બહુ ધીમેથી બોલો. ઘાંટા પાડીને અવાજ કરવાનું કાંઇ કારણ નથી.



(૫)

સાચું લખું તો સાહેબ, તમારા રમુજભર્યા લખાણોથી અમોને આ પત્ર વાંચવાનો અતિ ઘણો શોખ વધ્યો. બીજા દશબાર મિત્રો પણ આપનુ પત્ર વાંચી ખુશી થાય છે.

**નગીનદાસ દુર્લભદાસ.**
પોર્ટ ટ્રસ્ટ **બોમ્બે**

(૬)

ગાંડીવને હું શિષ્ટ સાપ્તાહિકોની શ્રેણીમાં મૂકું છું. સમાચાર, દેશી રજવાડાના વર્તમાન વગેરે બધામાં વ્યંગોક્તિ ઘણીજ રૂચિકર લાગે છે. ગાંડીવનું દીર્ઘાયુ ઇચ્છું છું.

અધ્યાપક **પ્રભુલાલ જ ધોળકીયા**
**નાગોર**—કચ્છ.

(૭)

આપના ગાંડીવ પત્રે મને એટલો આકર્ષ્યો છે કે મારાથી બે દિવસ પણ તેનો વિયોગ સહન થતો નથી.

**હિંમતલાલ છ. જોશી**
**પોનાની,** મલબાર

(૮)

ગુજરાતી હિંદી મરાઠી તથા પંજાબી ભાષામાં મેં ન ગણી શકાય એટલા પેપરો મંગાવ્યા, પણ મને સંતોષ ન થયો. પછી ગાંડીવ મંગાવ્યું. આપના બેચાર અંક વાંચ્યા કે ત્યાં તો આપના મધુર, કટાક્ષમય લખાણે મારા મન પર સારી અસર પાડી જેથી મેં બધા પેપર બંધ કર્યાં ને આપના ગાંડીવ પત્રનેજ જેમ કળજુગના લોકો અમૃત ધીરે ધીરે પીએ તેમ વાંચવા લાગ્યો. સૌ મિત્રો તેનેજ માંગતા આવે છે જેમ કૃષ્ણની બંસરીએ ગોકુળને ઘેલું કર્યું તેમ તમારા ગાંડીવના લખાણે મને ઘેલો કર્યો છે. એવું લખાણ કોઇપણ એડીટરનું જોયું નથી. વગેરે વગેરે.

**રંગનાથ ઉત્તમચંદ બાવાજી**
**બરાણપૂર,** સી. પી.

(૯)

તમારૂં ગાંડીવ અમે સૌ બહુ રસથી વાંચીએ છીએ. તેમાં પણ ખાસ કરીને ભુતભડકાનો વિભાગ સૌને બહુ ગમે છે.

**ભરતરામ ભા. મહેતા**
મંત્રીઃ **સાહિત્ય પરિષદ**

(૧૦)

આપનું ગાંડીવ વાંચું છું. વાંચતાં અનેરો આનંદ થાય છે. રાજકીય સામાજીક નૈતિક સુધારા, કેળવણી, દેશની હુન્નરકળા, સરસ્વતીની ફુલવાડી, પ્રજાનો પોકાર વિગેરે બાબતોના ખબરો

ઘણા સારા ને સુંદર લખાય છે. દેશના ખુણેખુણામાંથી ખબર લાવે છે. નામ તેવાજ ગુણો છે મારા ગામડાના ગરીબ મિત્રો તો ગાંડીવ આવ્યું? શું ખબર છે, વગેરે પૂછતાં હર્ષથી ગાજી ઉઠે છે.

ગાંડીવની દિનપ્રતિદિન ચઢતી કળા રહો. અને વિશ્વના માનવજનો ગાંડીવના દર્શનાભિલાષી બનો, પ્રભો! ગાંડીવને અને તેમના તંત્રીને દીર્ઘાયુ બક્ષો.

મગનલાલ વલ્લીભાઇ વીરાણી
હેડ માસ્તર—દેવલી.

(૧૧)

ગાંડીવની દર રવિવારે રાહ જોઇએ છીએ. અહિં અતિ પ્રિય થઇ પડયું છે.

ચુનીલાલ પી. ત્રિવેદી. સરભોણ

આ સિવાય પણ અનેક વણમાંગ્યા અભિપ્રાયો અમારી ફાઇલોમાં પડ્યા છે. જેમને મૂળ લખાણ જોવાં હશે તેને ઓફિસમાં બતાવી શકાશે.

વડોદરા રાજ્યે લાયબ્રેરીઓ માટે આ પત્રની ભલામણ કરેલી છે.

પ્રજાની જીભ જે વાણી ઉચ્ચારે છે તેજ વાણી અમારી જાહેરાત છે. ગુજરાતમાં એકેએક ઘેર ગાંડીવનો ફેલાવો થાય એ અમારી આકાંક્ષા છે. નમૂના માટે લખોઃ—

વ્યવસ્થાપકઃ "ગાંડીવ" સુરત.

## પ્રકરણ ૧૬ મું.

### મધરાતનું તેડું

હું તરતજ ઉઠીને બેઠો થયો. મારા ઉશીકા નીચે હાથ નાખ્યો, કારણ આ પરદેશમાં સૂતાં પહેલાં પીસ્તોલ બિછાના પાસે રાખવાનો મેં પ્રથમથીજ રીવાજ રાખ્યો હતો.

પરતુ આશ્ચર્ય, કે-આજે ઉશીકા નીચે પીસ્તોલ ન હતી. શું હું મૂકવાની ભૂલી ગયો? ના. ના. તેમ તો બનેજ નહિ. આ બદમાશેજ તે પહેલેથી ઉડાવી હશે એમ મને લાગ્યું. એટલામાં તેણે કહ્યું.

"શેઠ સાહેબ, જરા ઉઠો."

મે પુન. ક્રોધથી કહ્યું:–અરે, બદમાશ! કોણ છે તું? આ અંધારી રાત્રે મારી ઓરડીમાં શા માટે આવ્યો છે? ક્યાંથી અને કેવી રીતે આવ્યો?........

"શેઠજીસાહેબ, બહુજ ધીમેથી બોલો. અવાજ કરશો તો બીજા લોકો જાગી ઉઠશે."

તેનું 'શેઠજી સાહેબ'વાળું સંબોધન સાંભળી મને કંઇક વિશેષ ક્રોધ ચઢયો. છતાં ધીમે અવાજે મેં પૂછયું:

"તું કોણ છે? અને ક્યાંથી આવ્યો છે?"

"શેઠજી, હું ડાકટર પ્રતાપરાયનો માણસ છું અને તેમણે આપને બોલાવ્યા હોવાથી તેડવા આવ્યો છું."

"બદમાશ! જૂઠું બોલે છે?" મેં ડોળા કાઢીને કહ્યું. (જો કે અંધારાને લીધે મારા ડોળા તેનાથી દેખાયા હશે કે નહિ તે હું કહી શકતો નથી.)

"ના જી. હું સાચુંજ કહું છું......"

"હું હમણાંજ પ્રતાપરાયને મળીને આવું છું. મને આવ્યાને અડધો કલાક પણ નથી થયો. એટલામા તે મને પાછો બોલાવેજ નહિ." મેં કહ્યું.

"પણ શેઠજી. પેલો માણસ જે આવવાનો હતો તે આવી પહોંચ્યો છે."

હવે મને કંઇક વિશ્વાસ પડયો. મેં ધાર્યું કે આવનાર માણસ કદાચ અત્યારેજ આવી પહોંચ્યો હોય તો તેની સાથે ઓળખાણ કરાવવા માટે તેમજ બીજી તૈયારી કરવા માટે મને અત્યારેજ પાછો બોલાવ્યો હોય એ સંભવિત છે. આથી હું આંખો ચોળતો ઉઠયો અને પાણીથી મ્હોં ધોઇ હુશીઆર બન્યો. પછી પેલા માણસની સાથે ચાલ્યો.

વીશીની બ્હાર એક શીઘ્રામ ઉભી હતું. તેમાં પ્રથમ તે અને પછી હું બેઠા. શીઘ્રામ ઝપાટા બંધ દોડવા લાગી. બારીના પડદા પાડેલા હોવાથી ગાડી કયે રસ્તે જતી હતી તે હું જોઇ શકતો ન હતો છતાં કેટલીકવાર પછી મને લાગ્યું કે અમે શહેર બહાર નીકળી ગયા હતા.

થોડી વારમાં ગાડી ઉભી રહી. મારી પહેલાં પેલો માણસ ઉતરી પડયો. હું યે ઉતર્યો. પેલાએ મોટા રાજમાર્ગ પર જમણી બાજુએ આવેલો એક બંગલો બતાવી કહ્યું:

"આ બંગલામાં ચાલો. ત્યાં ડાક્ટર સાહેબ આપની વાટ જોતા બેઠા છે."

"શું આ બંગલામાં?" મેં આશ્ચર્ય પામી પૂછયું. કારણ કે જે બંગલામાં હું થોડીજ વાર પહેલાં પ્રતાપરાયને મળી

ગયો હતો તે આ નથી એમ મારી ખાત્રી થઈ હતી.

"હાજી." તેણે કહ્યું.

"આ બંગલો કોનો છે? પ્રતાપરાયનો તો નથી!"

"જી. તેમનોજ છે. આપ અહીં ઉભા રહો. હું પ્રથમ અંદર જઇ તેમને વર્દી આપું છું."

એમ કહી તેણે કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો. અને ઓટલે ચઢી બંગલામાં ગયો. થોડી વારમાં તે પાછો આવ્યો. અને તેની પાછળથી પ્રતાપરાયે ઓટલા પરથીજ મને બૂમ પાડી બોલાવ્યોઃ

"બહાદુરસિંહ, અંદર આવો."

પ્રતાપરાયનો શબ્દ સાંભળતાં અને તેમનો સ્વર ઓળખ્યા પછી મારા હૃદયમા શંકા ન રહી. હું કમ્પાઉન્ડમાં થઇને ઓટલા પર થઇને બારણા સુધી આવ્યો, તે વખતે પ્રતાપરાય અંદર ચાલ્યા ગયા હતા. મારો તેમની સાથે શેકહેન્ડ કરવાનો વિચાર હતો પરંતુ તે ઓટલા પર ન હતા એટલે મેં ગુપચુપ બંગલાના દ્વારમાં પ્રવેશ કર્યો.

પણ એટલામાંજ—

ધડાક કરતું બારણું મારી પાછળ દેવાયું અને તેના પર બહારથી મોટો ભારે આગળો દેવાયો તેનો અવાજ મેં તેજ ક્ષણે સાંભળ્યો!

હું તો એકદમ ચમકી, ભડકી, ગભરાઇ ઉઠયો. મારા ગભરાટમાં હું કાંઇ શબ્દો બોલવા જાઉં તે પહેલાંજ ત્યાં પથરાયલા ઘોર અંધકારમાં એક માણસે મારી પાસે આવીને મારો હાથ ઝાલ્યો, અને કહ્યું:

"ચાલો સાહેબ, આગળ ચાલો. અહીં ઉભા રહેવાથી હવે કાંઇ લાભ થવાનો નથી."

આ શબ્દો સાંભળીને હું વિશેષજ ભડકયો. જે મુઠ્ઠીમાં મારો હાથ પકડાયો હતો તેના સ્પર્શ માત્રથીજ મને ખાત્રી થઇ હતી કે તે માણસ એક લઠ્ઠ પહાડી શરીરનો–કાબૂલી–જેવો હોવો જોઇએ.

આથી કાંઈપણ ચૂચાં ન કરતા મેં તેના દોરવા પ્રમાણે અંધકારમાંજ ચાલવા માંડયું. તેણે મારી પાસે બે ત્રણ ઓરડા પસાર કરાવ્યા. એક ઉંબરાની ઠોકર મને એવી સજ્જડ વાગી કે હુ પડતા પડતો બચી ગયો. ત્રીજા ખંડમાં પ્રવેશ કર્યો ન કર્યો એટલામાંજ કોણ જાણે શા માટે–મારી પાછળથી એક જણે આવીને મને ધકકો મારી પાડી નાંખ્યો.

તેજ વખતે બીજા બે ત્રણ માણસો ત્યાં ધસી આવ્યા અને એકે મારા હાથ અને બીજાએ પગ પકડી મને ટાંગાટોળી કરી ઉચકયો. ત્રીજા એકે મારા હાથ પગ સંકેલીને જોરથી બાંધ્યા. પછી તેમણે મને ઉચકયો અને વળી ત્રણ ચાર ખંડ પસાર કર્યા.

મારી આવી અવદશા થઇ તે વખતે મારા શરીરનુ મને થોડુંજ ભાન હતું. જ્યારે મને એક ઝગમગતા પ્રકાશવાળા દિવાનખાનામાં લાવી તેમણે છોડયો ત્યારે મને બોલવા પૂરતી પણ શક્તિ નહોતી એમ કહું તો ચાલે.

જે ઓરડામાં તેમણે મને લાવી મૂકયો તે ઓરડામાં એકાદ ન્યાયમંદિરનોજ ઠાઠ હતો. એક ઉંચી બેઠકની ખુરશીની આસપાસ બે ખુરશીઓ ગોઠવેલી હતી અને તેની બેઉ બાજુએ ત્રણ ત્રણ સિપાઇઓ ઉભા હતા. તેઓ બધા ચી-

નાઇ પોલિસ અમલદારો જેવા દેખાતા હતા. ખુરશી પર બેઠેલાઓનો પોશાક ચીના લશ્કરીઓના જેવો હતો.

ચતુર્ભુજપણામાંથી મને મુક્તિ મળી કે થોડીજ વારમાં એક વૃદ્ધ ચીની ગૃહસ્થ પેલી ખાલી પડેલી વચલી ખુરશી પર આવી બેઠો. તેણે પણ પોશાક પોલિસ ખાતાના વડા જેવો પહેર્યો હતો. એ બધું જોઇને મારી ખાત્રી થઇ કે કોઇ બદમાશે પ્રતાપરાયનો વેશ ધરીને મને આબાદ છેતર્યો હતો. હું વાઘની ગુફામાં આવી પડયો હતો એમજ મને લાગ્યું. એમાંથી હવે કળે કરીને છૂટવા સિવાય બીજો માર્ગ ન હતો.

છૂટવા માટે શું 'યુક્તિ' કરવી એ વિષે હું વિચાર કરવા માંડતો હતો એટલામાં જ પેલા નવીન આવનાર વૃદ્ધ ચીનાએ આંખ પર જાડા કાચના કાળા ચશ્મા ચઢાવી મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિપાત કરતાં ચીનાઈ ભાષામાં પૂછયું:

" મિ. બહાદુરસિંહ, તમે આ શહેરમાં શા માટે આવ્યા છો? અને અહીં શો ધંધો કરો છો?"

પોલિસ સાથે કામ પાડતી વખતે હંમેશાં બહુજ સાવધતાથી ચાલવુ જોઇએ–એ વાત હું જાણતો હતો. આથી મેં એ પ્રશ્નનો બહુ વિચાર કર્યા પછી જવાબ આપ્યો.

" હું અહીં નોકરી શોધવા માટે આવ્યો હતો. મેં ઘણાયે ફાંફાં માર્યાં પરંતુ કોઇ સ્થળે મને નોકરી મળી નહિ. એટલે હાલ તો કંઇ ધંધો કરતો નથી."

" એમ તે કાંઇ બને? માણસ ધંધો કર્યા વિના બેસી રહી શકેજ કેમ? તમે કઇક તો કરતાજ હશો."

" જી. મને નોકરી ન મળવાથી હું હવે આ શહેર છોડી બીજેજ કોઇ ઠેકાણે નોકરી શોધવા જઇશ."

———:( ):———

## પ્રકરણ ૧૭ મું.

### નિર્દય ન્યાયાધીશ.

મારો ઉત્તર સાંભળતાં વાર તે સિંહાસનારૂઢ મહાશયે એકદમ ભવાં ચઢાવી કહ્યું:

" મિસ્ટર, તમે એ પ્રમાણે સાચી વાત છુપાવવાનો પ્રયત્ન કરશો તે ચાલશે નહિ. તમને ખબર છે કે અમે પોલિસ છીએ. અને તે પણ ચીનની છૂપી પોલિસ છીએ, તે યાદ રાખજો. વારૂ. કહો પેલા પરતાપરાય ડાકટરની સાથે તમને શું સંબંધ છે વારૂ?"

" કોણ?" મેં ખૂબ આશ્ચર્યનો ડોળ ધરી પૂછયું:–" પરતાપરાય? તે વળી કોણ છે?"

" શું તમે તેને ઓળખતા નથી?"

" મારી જીંદગીમાં નામ પણ પહેલીજ વાર સાંભળું છું." મેં કહ્યું.

" બહાદુરસિંહ, શું તમે અમને બનાવવા માંગો છો? તમારૂં આવું ઢોંગી પણું ચાલવાનું નથી. તમે આજ બે ત્રણ દિવસ થયા એ ભેદી જાદુગરના બંગલામાં વારંવાર જાઓ છો અને આવો છો. એ

અમે નજરે જોઇએ છીએ. તો હવે સીધે-સીધું કહી નાંખો કે તેની ને તમારી વચ્ચે શું મસલત થઇ છે અને તમે કોને ગરદન મારવાનો નિશ્ચય કર્યો છે ?"

"અરે, પણ આપે કોઇ બીજા માણસને બદલેજ મને પકડયો હોય એમ લાગે છે. હું કોઇના બંગલામાં ગયો નથી, તેમ તમે કહો છો તેવા નામના કોઇ માણસને ઓળખતો પણ નથી." મેં ઉત્તર આપ્યો.

એટલામાં જે માણસ મને વીશીમાંથી તેડી લાવ્યો હતો ને ત્યા આવી ઉભો હતો તે બોલી ઉઠયોઃ

"શેઠજીસાહેબ, એમ જૂઠું બોલવાથી કાંઇ લાભ થનાર નથી. હમણાજ આપે મારી આગળ કબૂલ કર્યું હતું કે આપ પ્રતાપરાયને મળીને થોડા વખત પરજ વીશીમાં પાછા આવ્યા છો."

હવે મેં જોયું કે ગમે તેમ થાય તો પણ મારે એટલુ તો કબૂલવુંજ પડશે. કે હું પ્રતાપરાયને મળ્યો હતો. એમ વિચારી મેં વાણીયાની પેઠે ફેરવી તોળ્યું:

"હં.હં. તે તો હું ડોકટર પ્રતાપરાયને વિષે કહેતો હતો. પણ આ સાહેબ તો કોઇ બીજુંજ નામ દે છે."

"હું પણ તેજ કહું છું. વારૂ. તમે તેની પાસે શા માટે ગયા હતા ?"

"તે તો અમારે વેપાર સંબંધી કામ કાજ ચાલે છે."

"વેપાર સંબંધી ?" તેમણે અત્યંત ચકિત થઇને પૂછ્યું:—"અરે, વાહ ! એવી તે શી ભાંજગડ કરવાની હતી, તેની સાથે ?"

"આ દેશમાંથી કયો માલ હિંદુસ્થાન મોકલવો અને હિંદુસ્થાનથી કયો માલ અહીં લાવવો કે જેથી વિશેષ લાભ થાય એનો અમે વિચાર કરતા હતા."

"અને પછી શું ઠરાવ્યું ?"

"એજ કે અહીંથી રેશમ ચઢાવી બદલામાં હિંદુસ્થાનથી રેંટીઆનું સૂતર મંગાવવાથી ખૂબ લાભ થશે."

એ સાંભળી પેલા મધ્યે વિરાજિત મહાશયે ડોળા ચઢાવી કહ્યું:–"આ તમે શું કર્યું છે તે અમે બરાબર જાણીએ છીએ માટે સાચે સાચું કહી દેશો તો છૂટશો."

"એથી વિશેષ હું કાઇ કહી શકતો નથી."

"તો પછી અમે નિરૂપાય છીએ. ખરી બીના ગમે તેવી તમારા મ્હોંમાથી કઢાવ્યા સિવાય અમે તમને છોડી શકીએ એમ નથી."

એમ કહી તેણે પોતાની પાસે ઉભેલા એક સિપાઇને ઇશારત કરી. તે સાથેજ તે અંદરની ઓરડીમાં ગયો. અને તરતજ એક જાડી દોરડી, હાથકડી અને બે જાડી નેતરની સોટીઓ લઇને પાછો આવ્યો. એ સાહિત્યો જોતાંજ મારાં તો હાંજાજ ગગડી ગયાં. આખું શરીર થરથરી ઉઠયુ.

કપાળ પર પસીનો બાઝયો અને છાતી ધડકવા લાગી. ચીની પોલિસનાં કરપીણ કામો અને અમાનુષ નિર્દયતા સંબંધી મેં ઘણું ઘણું વાંચ્યું તેમજ સાંભળ્યું હતું. અને એ નિર્દયતાનો અનુભવ મારે આજે જાતે લેવાનો પ્રસંગ આવ્યો છે એવી મારી ખાત્રી થઇ.

ચીના પોલિસે પૂછયુ—"બોલરે, ડાકટર પ્રતાપરાય વિષે તને શું શું માહિતી છે ?"

"મને જે માહિતી હતી તેટલી મેં પ્રથમથીજ કહી નાંખી છે. તે ઉપરાંત બીજુ કાંઇ હું જાણતો નથી."

"તું જુઠું બોલે છે. તું ઘણું જાણે છે."

"હું કાંઇ જાણતો નથી."

"એટલે શું તું અમને ઠગવા માંગે છે?"

મેં કાંઇ ઉત્તર આપ્યો નહિ.

"ચલરે, ધ્યાન આપ. જો આ છેલ્લી વાર પૂછું છું એનો જવાબ જો તું નહિ આપશે તો આ દોરડી અને દંડુકાનો ઉપયોગ તારા ઉપર કરવામાં આવશે. સમજ્યો? કહી દે કે પ્રતાપરાય વિષે તું શું જાણે છે?"

"હું કાંઇ જાણતો નથી."

"ઠીક છે." એમ કહી તેણે પોતાના માણસને આજ્ઞા આપી એટલે તરત જ તેમાંનો એક મારી પીઠ પર અને બીજો છાતી પર ધસી આવ્યો. તેમણે મને ઉંચકીને ચત્તોપાટ પાડી નાંખ્યો. પછી મારા ગળાની આસપાસ પેલી દોરડી વીંટાળીને તેના છેડા પર પેલા દંડુકા ભેરવ્યા અને તેને આંટા આપવા માંડયા.

થોડીવારમાંજ મારૂં ગળું ભીચડાવા લાગ્યું. મારો શ્વાસોચ્છ્વાસ પણ લગભગ બંધ થઇ ગયો. મેં ચીસ બરાડા પાડવા પ્રયત્ન કર્યો પણ અવાજ ગળામાંજ રૂંધાઇ ગયો. મારી આંખમાથી આંસુ ઉભરાઇ પડયાં. જો માત્ર એકજ આંટો વધારે ફેરવ્યો તો આ દુનિયામાં મારા પ્રકરણની પૂર્ણાહુતિ થઇ ગઇ હોત! એટલામાં—

આંટા ફેરવવાનું જરાવાર બંધ રખાવી પેલા અમલદાર મહાશયે પૂછ્યું:—"કેમ, હજુ પણ કહેવું છે કે નહિ?"

હું ઝનૂને ચઢયો હતો. મને પણ હવે કાંઇ ન જ કહેવું ઠીક છે એવો આવેશ ચઢયો હતો. એટલે જો કે મારાથી બોલી શકાય તેમ તો ન હતું પણ મેં માત્ર ડોકું ધૂણાવીનેજ નકારમાં ઉત્તર આપ્યો.

તે જોતાંજ તે અમલદાર મહાશયના મુખમાંથી એકાએક "શાબાશ! શાબાશ! ધન્ય છે" એવા ઉદ્‌ગારો નીકળી પડયા. અને તરતજ દોરડીના આંટા છૂટી ગયા. પોતાના માથા પરની ટોપી, કૃત્રિમ દાઢી તથા ચશ્મા કાઢી નાખીને તેમણે કહ્યુ:—"ધન્ય છે બહાદુરસિંહ, તમને હજાર વાર ધન્ય છે. ઉઠો, હવે તમારે ભય ધરવાનું કારણ નથી."

એ પરિચિત સ્વર કાને પડતાંજ હું ચમકી ઉઠયો. જોઇ છું તો તે બીજું કોઇ નહિ પણ ડોકટર પ્રતાપરાય જાતેજ! હુ તો મૂઢજ થઇ ગયો! પ્રથમ તો મને તે ખરૂં લાગ્યુંજ નહિ. પ્રતાપરાયનો તે ચીનાઇ વેશ અને તેણે બદલેલો સ્વર એવો તો અજબ જેવો હતો કે તેના ઉપરથી મને તો શું, પણ કોઇપણ બહુરૂપી કે જાદૂગરનેયે તે વેશ ઓળખવો એ અશકય હતું. હું પોતે ચીનાનો વેશ ધારણ કરી ઘણાને ઠગી શકતો હતો. છતાં આણે તો મને પણ આબાદ ઠગ્યો હતો. હું તરતજ ઉઠયો અને પ્રતાપરાયની પાસે જઇ તેમનો હાથ ઝાલી મેં ખૂબ અંતઃકરણપૂર્વક તેમને ધન્યવાદ–અભિનંદન આપ્યું.

તેમણે પણ મારી સાથે શેકહેન્ડ કરી સ્મિતપૂર્વક કહ્યું:—

"બહાદુરભાઈ, તમને જરા ત્રાસ પડયો એ માટે મને માફ કરજો. પરંતુ આ પરીક્ષાથી એ બાબતનો નિકાલ થયો છે તે તમે જોઈ શકશો. એક તો મારા પ્રત્યેની તમારી નિમકહલાલી અને પ્રમાણિકપણું સિદ્ધ થયાં છે; અને બીજું હું કેવો વેશ ધરી શકું છું તે તમે જોયું,

કેમ ખરૂંને ?"

"તમે તો પક્કા ચીના છો, ભાઈ સાહેબ;" મેં બહુજ આનંદ અને પ્રશંસા-યુક્ત સ્વરે કહ્યું.–"હું તો ધારતો હતો કે ચીનાનો વેશ ધરવામાં હું બહુજ કુશળ છું અને મારા જેવો વેશ ધરનાર બીજો ભાગ્યેજ કોઈ હશે પરંતુ તમે તો મારો ગર્વ મૂળથી તોડયો છે. વારૂ. આપણે અહીં કોના મકાનમાં છીએ ?"

"આપણે કોઈ પારકાના મકાનમાં નથી. આ પણ મારોજ એક બીજો બંગલો છે. અને તેનો હું આવા વેશાંતરના અને ભેદ ભરેલા કામને માટેજ ઉપયોગ કરૂં છું. આવે કવખતે મેં તમને ત્રાસ આપ્યો છે તે માટે હું દિલગીર છું. પરન્તુ મારે તેમ કર્યા વિના છૂટકો નહતો. પેકીનથી મારો પેલો માણસ તમે ગયા કે તરતજ આવી પહોંચ્યો છે અને આપણે હવે પ્રભાતમાંજ પ્રવાસે નીકળવું પડશે. આથી અંતરાળના સમયમાં મારે તમારી કસોટી કરી લેવી જોઇએ. તે મેં કરી છે અને તેમાં તમે બહુજ સારી રીતે સફળ થયા છો."

"આપણે પ્રવાસે નીકળીએ તે પહેલાંજ આપે મારી કસોટી કરી લીધી છે એટલે મને પણ એથી એક રીતે સંતોષ થાય છે."

"ઠીક છે. પણ હવે આપણે નીકળવાને આડો વિલંબ નથી. હું તો તૈયારી કરી રહ્યો છું. તમે તૈયાર થયા છો કે નહિ ?"

"મારે પણ કાંઇ વિલંબ નથી. મારે માત્ર એક વીશીવાળાનું બીલ ચૂકવવાનું છે. અને થોડીક જરૂરી વસ્તુઓ ખરીદવાની છે. તેટલું કરીને હું પ્રભાતમાં સાત વાગતા પહેલાં આપની પાસે હાજર થઈ જઇશ."

"સામાન ખરીદવાની સઘવડ માટે હું તમને મારો એક માણસ સાથે આપું છું. તે તમને બધી રીતે મદદ લાગશે અને તેનીજ સાથે તમે પાછા આજ બંગલામાં આવી શકશો. હું અહીંજ તમારી વાટ જોતો બેસીશ."

તેમણે મને એક ચીનો નોકર સોંપ્યો. તેને લઇને હું ત્યાંથી નીકળ્યો. પેલાંજ શીઘ્રામમાં બેસી વીશીએ આવ્યો. તે વખતે લગભગ સાડા ચાર વાગ્યા હતા. હવે પાછા ઉંઘવાનો સમય નથી. એમ મેં જોયુ. એટલે મારી ઓરડીમાંજ અમે થોડાવાર વાતચિત કરતા બેઠા અને પછી પ્રાતઃકાળે બજારમાંની એક બે દુકાનો ઉઘડતાંજ જોઇતી વસ્તુઓ ખરીદી, વીશી-વાળાનું "ડાપું" ચૂકવી હું તેજ માણસ સાથે પાછો પ્રતાપરાયને બંગલે આવ્યો.

તે વખતે તેઓ ચીની વેશ ધારણ કરી દિવાનખાનામાં મારી વાટ જોતા બેઠા હતા.



## પ્રકરણ ૧૮ મું.

### વેશની સજાવટ.

અમે બંને અંદરની ખોલીમાં ગયા. ત્યાં વેશાંતરના સાધનો તૈયાર હતાં. તે તેમણે મને બતાવ્યાં અને સમજાવ્યા. પછી તે બહાર ગયા અને હું વેશ સજવા લાગ્યો.

પ્રથમ મેં મારા શરીર પરનો હિંદી પોશાક કાઢી તેને બદલે ચીની પોશાક ધારણ કર્યો. પછી એક બાટલીમાંથી એક પ્રકારનો પીળાશ પડતો રંગ કાઢી તે વડે મેં મારૂં મ્હોંડું, હાથ પગ વગેરે બહાર દેખાતા ભાગો રંગ્યા. પછી માથા પર એક વાળ-ટોપી બાંધી અને તેની લાંબી ચોટલીનો છેડો મારી પીઠ સુધી લટકતો આવે એમ રાખ્યો. તેના ઉપર એક ગોળાકાર ચીનાઇ ઢબની ટોપી પહેરી લીધી, અને પગમાં પાતળી ચીનાઈ સપાટો ચઢાવી. જાડા જાડા ને મોટા મોટા કાચના પીળા રંગના ચશ્મા પણ આંખ પર ચઢાવ્યા, જેથી મ્હોંનો ઘાટ બરાબર ઓળખાય નહિ.

એ પ્રમાણે વેશાંતરનું કાર્ય પરિપૂર્ણ કરીને હું તેજ ઓરડામાં ભીંત પર ટાંગેલા એક મોટા આરસા સામે આવી ઉભો અને તેમાં મારૂં પ્રતિબિમ્બ જોવા લાગ્યો. મારા ચહેરાનો પીળો મંગોલીઅન રંગ, પીઠ પર લબડતી લાંબી ચોટલી અને પહેરેલો પોશાક જોઇને મને ઠીક સંતોષ થયો. મને કંઇક હસવું પણ આવ્યું. પરંતુ થોડીવારમાંજ હું સાવધ અને સ્વસ્થ થઈ ગયો.

પ્રતાપરાયે ત્યાં પ્રવેશ કર્યો. મારો વેશ લક્ષપૂર્વક તપાસ્યા પછી તેમના મનની પણ સમાધાની થયાનાં ચિહ્નો તેમના ચહેરા પર દેખાયાં. તેમણે ચીનાઇ ભાષામાં મને અભિનંદન આપ્યું અને તેવીજ ઢબથી પ્રણામ કરી મેં તેજ ભાષામાં ઉત્તર આપ્યો. એ વખતે ગમે તેવી સૂક્ષ્મદૃષ્ટિવાળો માણસ પણ એમ ન કહી શકે કે અમે બંને જન્મથી ચીના નથી !

પછી પ્રતાપરાયે મારો હાથ પકડી કહ્યું:

"બહાદુરસિંહ, આપણે વેશાંતર કર્યા એ તો ઠીક છે. પરતુ તેની પરીક્ષા આપણે પોતાનીજ દૃષ્ટિથી કરીએ તેમાં હંમેશાં ભૂલ રહી જવાનો સંભવ છે એજ કારણથી મેં એક બીજો વિચાર કર્યો છે. પેલા ચીનાઈ ઉમરાવ લૅાટીંગને તમે ઓળખતા હશો. એની વાડીમાં આજે એક ગુપ્તમંડળની સભા છે. મંચૂરીઆનું ચાલૂ રાજતંત્ર ઉથલાવી પાડવું એવો આ ગુપ્તમંડળનો ઉદ્દેશ છે. પેકીનથી આવેલો મારો માણસ આ મંડળનો સભ્ય છે. અને સભામા હાજર રહેવા માટે તે આજે ને આજે ખંત રાખીને આવી પહોંચ્યો છે. મારા પ્રત્યે તેની પ્રીતિયુક્ત ભક્તિ હોવાથી તેની પાસેથી મને તે ગુપ્તમંડળની સર્વ માહિતી મળી છે તેમજ તેનો સાંકેતિક શબ્દ પણ મેં મેળવ્યો છે."

"તે માણસ હમણાં કયાં છે?"

"તેને હમણાંજ તે સભામાં મોકલ્યો છે. ગુપ્તમંડળના સભ્ય બનેલા બે ચીની વ્યાપારી આજે સભામાં આવનાર છે એમ તે બીજા સભ્યોને સમજાવી રાખશે અને પછી આપણે જઇશું. આપણને તે ગુપ્ત મંડળ સાથે કે તેના ઉદ્દેશ સાથે કાંઇ લેવા દેવા નથી. આપણે તો માત્ર આપણા વેશાંતરની પરીક્ષા કરવા

માટેજ ત્યાં જવાનું છે. કેમ આવશોને ?"

"વાહરે ! ડાકટર સાહેબ, આ તો એક ઝેરી વાયુની પરીક્ષા કરવા માટે તેનો પ્રયોગ પોતાના ઉપરજ કરવા જેવી યુક્તિ છે. ગુપ્ત મંડળના રાજદ્રોહી સભ્યોની સભામાં આવો વેશ ધારીને જવું એ તો જોખમનું કામ છે."

"એમાં તે શું મોટું જોખમ છે ? મને લાગે છે કે આ પ્રસંગનો અનુભવ લેવો જરૂરનોજ છે. આજે જો તે ગુપ્ત મંડળ આપણને પારખી શકે તો તેથી વેશાંતરમાં આપણે કયાં ભૂલ કરીએ છીએ તે આપણને માલમ પડશે. અને તે આપણે બીજી વખત સુધારી શકીશું. આપણો વિશ્વાસુ માણસ ત્યાં છે તેની મદદથી આપણે ત્યાંથી સહેલમાં સટકી જઇ શકીએ તેમ છે. આવા નજીવા પ્રસંગથી જો તમે ગભરાવા માંડશો તો પછી આગળ મોટા જોખમ કેમ ખેડાશે ?"

"હું કાંઇ ગભરાઇ ગયો નથી. પણ વિના કારણ જોખમ વહોરવા જરા અચકાતો હતો. છતાં જ્યારે તમને આની જરૂર છે, એમ લાગે છે તો પછી હું પણ તમારી સાથે આવવા તૈયાર છું. ચાલો."

અમે બંને બહાર નીકળ્યા. રસ્તા પર એક રીક્ષા ગાડી ઉભી હતી. અમે તેમાં બેઠા એટલે રીક્ષાવાળાએ ગાડી ખેંચવા માંડી. રસ્તામાં અમે એક બીજા સાથે કાંઇ વાતચિત કરી નહિ.

આશરે પચીશ મિનિટ પછી અમારી રીક્ષા એક ખંડીએર જેવા ઘર આગળ અટકી ઉભી રહી. અમે ઉતર્યા. પ્રતાપરાયે રીક્ષાવાળાને ભાડું ચૂકવી આપ્યું અને તે ત્યાંથી ચાલતો થયો.

પછી પ્રતાપરાયે ધીમે સ્વરે મારા કાનમાં કહ્યું:

"તે મંડળનો સાંકેતિક શબ્દ 'સ્વાતંત્ર્ય' છે તે બોલતાંની સાથેજ જમણા હાથની ટચલી આંગળી ડાબા હાથની ટચલી પર આડી મૂકી ચોકડીની નિશાની કરવાની છે તે ધ્યાનમાં રાખજે. વચમાં બીજા કોઈ સવાલ પૂછે ત્યારે પ્રસંગાનુસાર માત્ર યોગ્ય અને ટુંકામાં ટુંકોજ ઉત્તર આપજે અને સંશય પડે ત્યારે મારા તરફ ઇશારત કરજે."

એટલી શિખામણ મળ્યા પછી મેં પ્રતાપરાયની પાછળ પાછળ એક સાંકડી અવાવરી ગલીમાં પ્રવેશ કર્યો. અમે તે ખંડીએરના પાછલા ભાગમાં આવેલા ચોર દ્વાર પાસે આવ્યા. પ્રતાપરાયે પોતાની વીંટી વડે દ્વાર પર ત્રણ ચાર ટકોરા કર્યા.

થોડીજ વારમાં તે દ્વારમાંનું એક નાનું બાકોરૂં ઉઘડયું અને તેમાથી કોઇએ બહાર નજર કરી ચીની ભાષામાં પૂછયું "પ્રમાણિક પ્રજાજનને આવા કવખતે ત્રાસ આપવા માટે કોણ આવ્યુ છે ?"

પ્રતાપરાયે ઉત્તર આપ્યો:—"સ્વાતંત્ર્યની શોધ માટે અત્રે આવેલા અમે સીચૂએનગુ શહેરના બે વેપારીઓ છીએ."

એ ઉત્તર આપતાં પ્રતાપરાયે પોતાના જમણા હાથની તર્જની ડાબા હાથની તર્જની પર આડી મૂકી ઈશારત કરી. તે જોઈ અંદરના માણસે તરત એક આવકાર સૂચક શબ્દ કહી અમને અંદર લીધા અને પાછુ દ્વાર બંધ કર્યું

અંદર ઘોર અંધકાર હતો બારણા પર મોટી લોખંડની ભૂંગળ ચઢાવીને તે માણસ અમારી આગળ થયો. અમે તેની પાછળ પાછળ ચાલવા માંડયું.

કેટલીક વાર સુધી અમે અંધકારમાંજ ફંફોળતા ફંફોળતા આગળ ચાલ્યા કર્યું. તેણે ત્રણ ચાર ઓરડા અને ગેલેરીઓ પસાર કરાવી. પછી એક મોટું બારણું આવ્યું તેમાંથી ઝગઝગાટ દીવો બળતો દેખાયો. અમે પાસે આવ્યા એટલે તે માણસે અમને તે દ્વારમાં જવાનું કહી દ્વાર બંધ કર્યું. અને પોતે પાછો પોતાના સ્થાન પર જઇ બેઠો.

ત્યાં સુમારે વીશ ગૃહસ્થો એક ટેબલની આસપાસ ગોઠવાઈને બેઠા હતા. તેઓ માંહે માંહે ધીમી વાતચિત કરતા હતા. કોઈની પણ સાથે એક શબ્દ પણ ન બોલતાં અમે એક બાજુ પર ગોઠવેલાં બે આસનો પર જઇ બેઠા.

ઓરડાના એક ખૂણામાં એક મોટો હુકકો હતો. તેની ચલમ ઓછામાં ઓછી એક દેગડા જેવડી હશે. એક ઠીંગણો ચીનો તેની પાસે બેસીને તેમાંનો દેવતા વારંવાર સંકોરતો હતો અને નાંખેલો ગડાકુ બળી જતાં બીજો ઉમેરતો હતો. એ હુક્કાને ત્રણ ચાર નળીઓ હતી. તે બધી પુષ્કળ લાંબી હતી. ટેબલની આસપાસ બેઠેલા વીશે જણાઓ તે નળીઓ વડે એક પછી એક હુકકો ગગડાવતા. જેથી ઓરડામાં 'ગુડગુડગુડગુડ'નો અવાજ ચાલૂજ હતો.

અનુક્રમ પ્રમાણે હુક્કાની એકેક નળી અમારા હાથમાં આપવામાં આવી. અમે એક બે ગુડગુડાટ કર્યા ને તરતજ તેને આગળ લંબાવી. અમે આવી બેઠા ત્યારપછી લગભગ પાંચ મિનિટ સુધી ત્યાં પૂર્ણ શાંતિ પથરાઈ હતી. કોઇ એક અક્ષર પણ બોલતું નહતું તે જોઇ મારા અંતઃકરણમાં એક જાતની ભારે ચિંતા ઉત્પન્ન થઈ હતી. જો કે ચિંતાના કાંઇ પણ ચિહ્નો મેં મારા ચહેરા પર બતાવ્યાં ન હતાં.

કેટલીકવાર પછી અમારી ડાબી બાજૂ પર બેઠેલો એક અત્યંત વૃદ્ધ દેખાવનો ગૃહસ્થ, જે આ મંડળીના પ્રમુખ જેવો લાગતો હતો તે, ઉભો થઇ બોલ્યોઃ

"સીચુએનથી આપ અહીં કયારે આવી પહોંચ્યા ?"

પ્રતાપરાયે હસીને તેને હિંમતપૂર્વક જવાબ આપ્યોઃ-"જી, અત્યારેજ. સ્વાતંત્ર્ય પ્રાપ્તિના પ્રશ્ન ઉપર કાંઈક વિશેષ પ્રકાશ પાડવાના હેતુથી અમે સીચુએનથી ખાસ આવ્યા છીએ. આ સભામાં હાજરી આપવામાં પણ અમારો એકજ ઉદ્દેશ છે."

"શું ?"

"કે આપના જેવા મહાન નેતાઓ પાસે સ્વાતંત્ર્ય પ્રાપ્તિના માર્ગનું જ્ઞાન-અનુભવ-પ્રાપ્ત કરવાં."

અમારા ઉત્તર સાંભળી પ્રમુખશ્રીને સંતોષ ન થયો હોય તેમ લાગ્યું; તેમણે પોતાની જગા લીધી તો ખરી. પરંતુ તેજ વખતે બધા સભ્યો સાંકેતિક દૃષ્ટિથી પરસ્પર જોવા લાગ્યા.

એ જોઇ હું મનમાં ને મનમાં બહુજ ગભરાયો. મને નક્કી લાગ્યું કે તેમને અમારા સાચાપણા વિષે જરૂર શક પડયો હોવો જોઇએ. મને એમ પણ મન થયું કે અહીંથી હવે વંજો માપવા વિષેની પ્રતાપરાયને ઈશારત કરૂં. પણ પ્રતાપરાય તો મારા તરફ જૂએજ નહિ. મને તેના ઉપર બહુજ ચ્હીડ ચડી.

પણ એટલામાંજ તે મંડળની સંશય વૃત્તિની સમાપ્તિ થઇ ગઇ હોય એવાં ચિહ્નો દેખાયાં. કારણકે પછી તેમણે તરતજ મોટા રાજદ્વારી વિષય પર એકદમ જોશથી વાદવિવાદ-ચર્ચા કરવાનું શરૂ

કર્યું. જો કે મને ચીનાઇ ભાષા સંપૂર્ણ રીતે આવડતી હતી છતાં તેઓ એવા વિચિત્ર જુસ્સાથી અને ઘોંઘાટથી બોલતા હતા કે તેમના બોલવાનો ભાવાર્થ જરા પણ સમજાયો નહિ; પણ તેમના મ્હોં પરના ચિહ્નો લીધે તેઓ હમણાંજ લડી પડશે કે શું, એવો મને ભય લાગતો હતો. તેમના ગડબડાટને લીધે તેઓનો ઉદ્દેશ શું હતો અને આખી તકરારને અંતે શું કાર્યક્રમ ઠર્યો તે મને જરા પણ સમજાયું નહિ. માત્ર પ્રતાપરાય તેમના વાદવિવાદમાં રસ લેતા, એટલુજ નહિ પણ વખતો વખત તેમને ગંભીરપણે કેટલીક સૂચનાઓ પણ આપતા હતા જેનો તેઓ સ્વીકાર કરતા હતા. ધીમે ધીમે વાદવિવાદ વધતો ગયો તેમાં મને છેવટે તો એમજ લાગ્યું કે પ્રતાપરાય જાતેજ આ મંડળના નેતા છે અને બીજાઓ તેના કહ્યા પ્રમાણેજ ચાલે છે!

---

## પ્રકરણ ૧૯ મું.

### તાવીજના દર્શનનો ચમત્કાર.

એ પ્રમાણે લગભગ દોઢ કલાક સુધી દલીલોની તડામારી ચાલ્યા પછી વાદવિવાદ સંપૂર્ણ થયો. અને સભા બરખાસ્ત થઇ. એક પછી એક ગૃહસ્થો પેલા ખંડીએરની બાજૂમાંના ચોરદ્વાર મારફત વિદાય થયા. અંતે માત્ર હું, પ્રતાપરાય, તેમનો પેકીનથી આવેલો માણુસ અને એક બીજો ચીનો સરદાર એટલાજ બાકી રહ્યા. એટલે પ્રતાપરાયે તે ચીના સરદાર પાસેથી કેટલીક અગત્યની છૂપી વાતોનું રહસ્ય કઢાવવાની શરૂઆત કરી. એ સરદાર એ ગુપ્ત વાતો જાણે છે એવું પ્રતાપરાયે કેવી રીતે જાણ્યું તે હું કહી શકતો નથી.

પ્રથમ તો પ્રતાપરાયે તે સરદારની સાથે વાતચિત કરતાં તેની ખૂબ પ્રશંસા કરીને તેને ખીલવા દીધો. પછી જાણે પોતે ઘણીખરી બાબતોથી પરિજ્ઞાત હોય એવીજ ઢબથી તેમણે તેને પ્રશ્નો પૂછવાનુ શરૂ કર્યું. વખાણુ સાંભળીને હર્ષમાં આવી ગયેલો તે સરદાર છૂટથી વાતો કરવા લાગ્યો. છતાં જ્યારે પ્રતાપરાયે એક પ્રશ્ન પૂછયો ત્યારે તેણે કંઇક અચકીને કહ્યું:

"આ બધી વાત કાંઇ બધાને ખુલ્લી રીતે કહી શકાય એવી નથી. અને શેઠ સાહેબ, આપ આપનોજ વિચાર કરશો તો આપને સમજાશે કે આથી વિશેષ ખૂલાસો કરવો એ મારે માટે શ્રેયસ્કર નથી તેમજ આપને માટે સલામત નથી."

પ્રતાપરાયે હુક્કાની નળી મ્હોંમાંથી કાઢી ધૂમાડાના ગોટેગોટ હવામાં પ્રસરાવતાં નિશ્ચિંતપણે ઉત્તર આપ્યો:—

"સરદાર સાહેબ, આપનું કહેવું યથાર્થ છે. પરંતુ જ્ઞાનસાગરમાં અવગાહન કરવાનીજ જેની ઇચ્છા છે અને તેટલો અધિકાર પ્રાપ્ત કરવાની યોગ્યતા જેણે મેળવી છે તેવા મનુષ્યની આગળ તો આ જ્ઞાનમહોદધિ ખુલ્લોજ છે અને ખુલ્લોજ રહેવો જોઇએ. વળી જે વિષય વિષે હું પૂછું છું તે સંબધી હું કાંઇ છેક અજ્ઞાત નથી. મોટમોટા મહંતોને મેં

સેવ્યા છે અને આટલું જ્ઞાન મેં તેમની પાસેથીજ સંપાદન કર્યું છે. એટલે આપને એ વિષે વિના સંકોચે બોલવામાં કાંઇ વાંધો ન હોવો જોઇએ."

એટલું કહી પ્રતાપરાયે પોતાના ગજવામાંથી પેલી ચાંદીની ડબ્બી કાઢી અને તે ઉઘાડી તેમાંનું તાવીજ પેલા સરદારની દૃષ્ટિએ પાડયું.

તાવીજને જોતાંજ તે સરદારની વૃત્તિ એકદમ બદલાઈ ગઈ. તે એકાએક ઉભો થઇ ગયો અને તાવીજને અત્યંત ભક્તિભાવથી પ્રણામ કરી તેનું સ્પર્શામૃત લીધું. પછી પ્રતાપરાય તરફ નમ્રતાથી વળીને કહ્યું:—

"મહારાજ, અજ્ઞાનને લીધે સેવકે આપનું સત્ય સ્વરૂપ પ્રથમ ન પીછાણ્યું તે પ્રમાદ માટે સેવકને ક્ષમા આપશો. મહારાજે પ્રથમથીજ આત્મપરિચય દીધો હોત તો મારાથી આટલું પાપ ન થાત. હું આપનો દાસ છું. મારૂં સર્વસ્વ આપ મહારાજશ્રીનુંજ છે."

પ્રતાપરાયે હસીને કહ્યું:–"બચ્ચા, થઇ ગયેલી ભૂલ માટે શોક કર્યાથી આપો આપજ તેની ક્ષમા મળી જાય છે, એવો સૃષ્ટિનો નિયમ છે. અસ્તુ. મારે તારી પાસેથી બીજું કાંઇ નહિ; પરન્તુ એકજ માહિતી જોઇએ છે. આગળ શી વ્યવસ્થા કરવાનું ઠર્યું તેટલુંજ મારે સમજવું છે. બસ."

"તે સમજાવવાને આપનો દાસાનુદાસ સદા તત્પર છે. તે વ્યવસ્થા ભારે છે...."

"તે હું જાણું છુ. અને તેજ કારણથી એમ ઇચ્છું છું કે તેની વિગતવાર માહિતી મને મળવી જોઇએ. પરતુ તે બધું કહેવાને આ સ્થાન યોગ્ય નથી. અહીંની ભીંતોને પણ કાન છે. માટે એક કાગળ પર તે બધુ લખીને જો મારા આ પત્તા પર પહોંચાડવામાં આવે તો......"

એમ બોલતાં પ્રતાપરાયે પોતાના બનાવટી નામનું એક કાર્ડ તેના સામે ધર્યું. તે લઇને તે સરદારે કહ્યું :

"હું ખુશીથી આપની ઇચ્છા મુજબ કરીશ, આજેજ સાંજે હું આપને જોઇતી બધી માહિતીનો વિગતવાર પત્ર આ પત્તા પર પહોંચાડીશ. તે વિષે આપ નિશ્ચિંત રહેજો."

* * * *

ચીના સરદાર સાથેની વાતચિત પૂર્ણ થતાં અમે એક બીજાને ચીનાઈ ઢબથી રામરામ કર્યા; અને પેલાજ ચોરદ્વારને રસ્તે બહાર પડયા.

ત્યાંથી એક રીક્ષામાં બેસીને બંગલે પાછા આવ્યા.

દિવાનખાનામાં આવ્યા પછી પ્રતાપરાયે મને કહ્યું:–બહાદુરસિંહ, જોયો આ તાવીજનો પ્રભાવ? હવે એ બુઢ્ઢા કનેથી જે માહિતી મળશે તેના ઉપર આપણા હવે પછીના કાર્યક્રમની દિશાનો આધાર છે. ચાલો હવે. આપણે આપણી બીજી તૈયારીઓ કરીએ કારણકે બનતાં સુધી આપણને કાલે પ્રાતઃકાળમાંજ નીકળવું પડશે. આજની પરીક્ષામાંથી તો આપણે ઠીક ઉત્તીર્ણ થયા છીએ."

અમે પોતપોતાની ઓરડીમાં જઇ વેશ ઉતાર્યા. અસલ પોશાકમાં સજ્જ થઇને તે બંગલેથી નીકળી અમે પ્રતાપરાયને રહેવાને બંગલે ગયા. દિવાનખાનામાં જઈ બેઠા એટલે નોકરે ચ્હા અને મીઠાઈ આણ્યાં. અમે તેને ઇન્સાફ આપવા બેઠા એટલામાંજ નોકરે બહાર

કોઈ માણસ આવ્યાની વરદી આપી. તેને અંદર લાવવાનું કહેતાં તે માણસે આવી પ્રતાપરાયના હાથમાં એક પત્ર મૂકયો. તેમાં ચાઇનીઝ ભાષામાં માત્ર આટલાજ શબ્દો લખેલા હતા:—

**ટીન્સ્ટીનમાં હજારી રોડ પર કોંગ શેમને ઘેર.**

મને તો આ શબ્દો વાંચીને કાંઇ સમજ પડી નહિ. પ્રતાપરાયે પોતાના નોકરને બોલાવી પૂછયું:

"અરે, લાહોવાન, ઉત્તર ચીન તરફ જનારી આગબોટ કયારે છુટે છે?"

"બરાબર સાડા છ વાગે" તેણે ઉત્તર આપ્યો.

પ્રતાપરાયે ગજવામાંથી ઘડીઆળ કાઢી જોયુ. કેટલોક સમય વિચાર કરી તેમણે નોકરને કહ્યું:—"ઠીક. લાહોવાન, તું અત્યારે ને અત્યારેજ ગોદીમાં જા; અને ટીકીટ લઈ સ્ટીમરમાં બેસ. અમે થોડીવારમાંજ ત્યાં આવી પહોંચીએ છીએ. આપણે ટીનસ્ટીન જવાનું છે; પરંતુ ત્યાં પહોંચી જઇએ ત્યા સુધીમાં આપણા બે વચ્ચે કાંઇ પણ ઓળખાણ પીછાન છે એવું કોઇને જાણવા દઇશ નહિ. સમજયો?"

"હાજી."

"ત્યારે જા. જલદી જઈ પહોંચ."

લાહોવાન પ્રણામ કરીને ચાલતો થયો. તેના જવા પછી પ્રતાપરાયે મને કહ્યું:— "મિસ્ટર બહાદુરસિંહ, હવે આપણા કાર્યનો પ્રારંભ થઇ ગયો છે, એમ સમજજો. અત્યારે પાંચ વાગવા આવ્યા છે. આપણે અર્ધો કલાક વિશ્રાંતિ લઇને નીકળવાની તૈયારી કરી લઇએ જેથી સ્ટીમર પર વખતસર પહોંચી શકાય."

અમે બંને ઝરૂખા આગળ આવેલી એક બારીની બે બાજૂ પર ગોઠવેલી આરામ ખુરશીમાં પડયા.

પ્રતાપરાયે-અને તેમનું જોઇને મેં પણ—ચીરૂટ સળગાવી. થોડીવાર ધૂમાડાના ગોટા કાઢીને પ્રતાપરાયે આંખો બંધ કરી. મને તો ગત વૃત્તાંતના અને ભાવિ સંકટોનાજ ખ્યાલ આવતા હતા એટલે જો કે મારૂં શરીર આરામ લેતું હતું, પરંતુ મન તો ક્ષુબ્ધજ હતું.

ઘડીઆળમાં સાડા પાંચનો ટકોરો થતાવારજ પ્રતાપરાય એકદમ જાગ્રત થઇને ઉભા થઈ ગયા. અને તેમણે ટેબલ પર પડેલી ઘંટડી વગાડી. થોડીવારમાં ચીનો નોકર હાજર થયો.

"આમ જો. લપ્પુકુ, અત્યારે હું બહારગામ જાઉં છું." પ્રતાપરાયે તે નોકરને ઉદ્દેશી કહ્યું:—"મને પાછા આવતાં કેટલો સમય લાગશે તે હું કહી શકતો નથી. કદાચિત એક અઠવાડીયું થાય અને કદાચ એક વર્ષ પણ થાય. એનો કાંઇ નિયમ નથી. પરંતુ હું આવું ત્યાં સુધી તું બરાબર ઘર સંભાળજે. મારી એક પણ વસ્તુ ખોવાવી કે રખડતી હોવી ન જોઇએ. જરા પણ બેદરકારી કરીશ તો તેને માટે હુ તારા માથા પર ભૂત બેસાડીશ, હોં. દૂર રહ્યો રહ્યો પણ હું તારૂં કામકાજ જાણી શકું છું તે તું જાણે છે ને?"

બીચારો નોકર ભયભીત થયો હોય તેવા સ્વરે બોલ્યો:—"હું બહુજ સંભાળપૂર્વક કામ કરીશ અને સાવચેતીથી ઘર સંભાળીશ."

"તો ઠીક. તારા પગારના ચઢેલા પૈસા તથા તારે દર મહિને ખર્ચવા માટે જોઇતી રકમ તને લક્ષ્મીદાસની પેઢી પરથી

મળ્યા કરશે. મેં બધો બંદોબસ્ત કર્યો છે. પરંતુ ધ્યાન રાખજે કે તારે બહુજ સાવધપણે રહેવાનું છે. મારી ગેરહાજરીમાં કોઈ અપરિચિત માણસ આ બંગલાના દ્વારમાં પ્રવેશ કરે નહિ તે વિષે ખૂબ લક્ષ રાખજે. સમજ્યો ?"

નોકરે હકારમાં ડોકું ધૂણાવ્યું.

"જા. હવે."

લપ્પુકુના ગયા પછી પ્રતાપરાયે જોરથી સીટી વગાડી. તરતજ તેમનો કાળો બિલાડો જે કબાટની ઉપર ભરાઇ બેઠો હતો તે ભુસકો મારી પાસે આવ્યો, અને તેમના પગ ચાટવા લાગ્યો. પ્રતાપરાયે તેને ઉંચકી ખોળામાં લઈ પંપાળતાં પંપાળતાં મને કહ્યું:

"જૂઓ. બહાદુરભાઈ, મારા મંઝારનો મારા ઉપર કેટલો બધો પ્રેમ છે ! એક સગા ભાઈનો પ્રેમ પણ આટલો બધો ગાઢ હોય નહિ. હું મંઝારને ગમે તેટલા દિવસ છોડી જાઉં તો પણ તે મને કદિ ભૂલે એમ નથી."

પ્રતાપરાય જેવા ગંભીર કૃત્યો કરવાવાળા સાહસિક માણસના સ્વભાવમાં આવી બાલિશતા જોઈને મને બહુજ આશ્ચર્ય લાગ્યું. હું કાંઈ બોલવા જતો હતો એટલામાં પ્રતાપરાયે મંઝારને થાબડતાં થાબડતાં કહ્યું—

"દોસ્ત મંઝાર, હવે થોડા સમય માટે પાછો આપણો વિયોગ થવાનો છે. હું શુ કરૂં ? મારે ગયા વિના છૂટકો નથી. તને દુઃખ થાય છે એ ખરૂં. પરંતુ ગમે તેવા ભોગે પણ હાથમાં લીધેલુ કાર્ય પૂર્ણ કરવું જોઇએ. વ્હાલા મંઝાર, ગમે તેમ કરીને આટલો વખત સહન કર. ફરી પાછા આપણે મળીશું."

એમ બોલીને પ્રતાપરાયે તે કાળા બિલાડાને જાણે પુષ્કળ વ્હાલથી ગોદમાં દાબ્યું અને તેને ખૂબ કોટી કરી. પછી એકાએક તેને જમીન પર મૂકી બોલ્યા:

"હવે જા. ઈશ્વર તને સુખી રાખો."

આ બધો પ્રકાર જોઇ મને અંદરથી હસવું આવ્યું પણ તે મેં પ્રયત્ન કરી ખાળ્યું. પછી પ્રતાપરાયે ઝટપટ તૈયાર થઈ જઇને કહ્યું:—

"ચાલો બહાદુરસિંહ, હવે વખત ગુમાવવો પાલવે એમ નથી. સ્ટીમરનું એન્જીન ચાલૂ થઇ ગયુંજ હશે. આપણે નીકળવુંજ જોઈએ."

અમે દિવાનખાનામાંથી બહાર નીકળ્યા. બિલાડો મંઝાર તરતજ અમારી પૂંઠે આવ્યો. પ્રતાપરાયે એકવાર છેલ્લીવાર તેને પંપાળી રજા લીધી. બારણામાં બે રીક્ષા તૈયાર થઇ ઉભેલી હતી. એકમાં અમારો પ્રવાસી સરસામાન ગોઠવેલો હતો. એકમાં અમે બંને બેઠા. પ્રતાપરાયે "રાણી બંદર" લઇ જવાનો હુકમ આપી દીધો. સામાનની રીક્ષા પાછળ પાછળ આવવા લાગી.



# પ્રકરણ ૨૦ મું.

## સ્ટીમર પર.

પંદરેક મિનિટમાં અમે ગોદીમાં જઇ પહોંચ્યા. અને પેલી સ્ટીમર પર ગયા. ઇન્સ્પેકટરે ટીકીટનો નંબર જોઇને અમારી કેબીન અમને બતાવી. મજુરોએ અમારો સામાન લાવી કેબીનમાં ગોઠવ્યો.

થોડીવારમાં આગબોટ છુટવાની તૈયારીનો ઘંટ વાગ્યો. પછી પાંચ મિનિટે એન્જીનમાંથી સીસોટી વાગી અને બોટ ખસવા લાગી.

આગબોટના ડેક (તુતક) પરથી અદ્રશ્ય થતા કિનારાનો દેખાવ કેવો રમ્ય લાગે છે એ જોવા માટે હું મારી કેબીન છોડી બહાર આવ્યો. કઠેરા આગળ ઉભો રહી જોવા લાગ્યો. ધીમે ધીમે કિનારા પરના ઘરો, માણસો, ઉટડીઓ અને બીજી વસ્તુઓ નાનું સ્વરૂપ ધારણ કરતાં હતા એ જોવામાં મને બહુજ આનંદ પડયો.

ધીમે ધીમે દૂર જતા કિનારા પર દેખાતા મનોરંજક દેખાવો જોવામા હું તલ્લીન બની ગયો હતો એવામાં એકાએક—

કોઇએ મારા ખભા પર હાથ મૂકયો!

મેં પાછળ ફરી જોયું. એક જાપાની ઉભો હતો.

"કેમ? બહાદુરસિંહ?"

"કોણ? ઓકુમા?

એવા આશ્ચર્યપૂર્ણ શબ્દો અમારા મુખમાંથી પરસ્પર નીકળી પડયા. અમે ખુબ જોસથી હસ્તધૂનન કર્યું અને હૃદયના આવેગને માર્ગ આપ્યો.

ઓકુમા મારો જીવજાન મિત્ર હતો. એમ કહું તો ચાલે. હું જાપાનમાં હતો તે વખતે એણે મારા પ્રત્યે જે સદ્‌ભાવ અને માયા રાખી હતી તે જો ન રાખી હોત તો હું આજે જીવતો હોત કે નહિ તેની શંકાજ છે. મેં એકજવાર તેના ઉપર ઉપકાર કરેલો; પરંતુ ત્યાર પછી એણે મને ઉપકારથી એવો તો દાબી નાંખ્યો હતો, કે અમારા વચ્ચે થોડા સમયમાં બહુજ ગાઢ સંબંધ બંધાયો. સંજોગોને કારણે મેં જાપાન છોડયું તે વખતે એણે મને રોકવા ખૂબ પ્રયત્ન કરેલો.

આજે ઘણા સમય પછી અચાનક ઓકુમાનો મેળાપ થઇ જવાથી મારા હૃદયમાં ખુબ આનંદ ઉછળ્યો. મેં અત્યંત હર્ષઘેલા થઇ તેને પૂછયુ:

"કેમ ઓકુમા, તું અહીં કયાંથી?"

"હું આ આગબોટ પર 'મીડ શીપમેન' (સુકાની) ની જગાએ છું. થોડા વખતમાજ મને કપ્તાન (વહાણવટી)ની જગા મળવાની આશા છે. ઠીક. પણ હવે તમે શું કરો છો? કાઇ નોકરી મળી ખરી કે નહિ? કે પછી કંઇ ધંધામાં જોડાયા?"

"મેં હવે હુન્નરની પાછળ વખત ગુમાવવાનો ધંધો છોડી દીધો છે. અને એક સામાન્ય ડાકટરને ત્યાં નોકરી સ્વીકારી છે. શું કરૂં? હુન્નર શિખવાના નાદમાં મેં ઘણો સમય ગુમાવ્યો. એટલે પછી મારે ગમે તેવી પણ નોકરી સ્વીકાર્યા વિના છુટકોજ ન હતો. હવે મારી સ્થિતિ કંઇક ઠીક છે."

"ચાલો. એ પણ ઠીક કર્યું, ગમે

તેમ પણ તમે ઠેકાણે. પડયા એ જાણી મને આનંદ થાય છે. વારૂ. આ તરફ કયાં જાઓ છો?"

"ડાકટર સાહેબને કામેજ મારે ટીન-સ્ટીન જવાનું છે. ત્યાં જાઉં છું."

અમારી એમ વાતચિત ચાલતી હતી એટલામાં પ્રતાપરાય ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઈ પ્રથમ મને એમજ લાગ્યું કે મને આ અજાણ્યા માણસ સાથે વાત કરતો જોઇને એમને ખોટું તો નહિ લાગે?

પણ એટલામાંજ તેમણે પાસે આવીને મને પૂછયું: "કેમ આ જાપાની સદ્-ગૃહસ્થ તમારા ઓળખાણવાળા છે કે શું? કે નવીજ ઓળખાણ થઇ છે?"

મેં નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો:-"જી. એમની સાથે મારો ઘણા સમયથી પરિચય છે."

એમ કહી મેં પ્રતાપરાયને થોડા શબ્દોમાં ઓકુમાની ઓળખ આપી. તેમને પરસ્પર પરિચય કરાવી આપ્યો. એટલે તરતજ પ્રતાપરાયે છૂટથી ઓકુમા સાથે વાતો કરવા માંડી. પાંચ સાત મિનિટમાં તો પ્રતાપરાયે તેની સાથે એટલી બધી છુટ મેળવી કે તેમને વાત કરતા જોનાર કોઇ ત્રાહિત મનુષ્યને તો તેમની મિત્રા-ચારી ઘણા વર્ષની હોય એમજ લાગે. એ જોઇ મને સંતોષ અને આનંદ થયો.

બે પ્રહર સુધી સમુદ્રમાં બોટનો પંખો ચાલુજ રહ્યો. તે દરમ્યાન અમે શાંગહાયથી ઘણે દૂર નીકળી ગયા. આ પ્રવાસમાં પ્રતાપરાય ખૂબ આનંદી અને ખુશમિજાજી લાગતા હતા. આખો વખત તેઓ બીજા ઉતારૂઓની સાથે ટોલટપ્પા અને તડાકા મારતા, પોતાની ચાલા-કીથી તેમનું મનહરણ કરી લેતા, પોતાની છટાદાર ભાષણશક્તિ અને પ્રબળ ઇચ્છા શક્તિની મદદથી તેઓ બધા પ્રેક્ષકોને મુગ્ધ કરી મૂકતા અને પેલા અંધારા ઓરડામાં જેમ મને આંજી નાખ્યો હતો, તેમ સર્વ ઉતારૂ મંડળ પર પોતાની ઇંદ્રિજાળ પાથરી દેતા.

એક દિવસ સંધ્યાકાળે અમારી આગ-બોટ 'ટીનસ્ટીન' બંદરે પહોંચી. ટીન-સ્ટીન શહેર યુહો અને પીહો નદીઓના સંગમ પર આવેલું છે.

આગબોટ ઉભી રહેતાંજ ટીનસ્ટીનના ઉતારૂઓ ઝપાટાબંધ ઉતરી પડવાની ધમાલમાં પડયા. મેં પણ અમારો સામાન મજૂરને સોંપ્યો, અને ઓકુમાની તથા બીજા સુસ્વભાવી સહપ્રવાસીઓની રજા લઇ રામરામ કહી અમે નીચે ઉતર્યા.

બંદરની બહાર ભાડાની એ રીક્ષા ભાડે કરી અંદર બેઠા. એટલે પ્રતાપરાયે રીક્ષાવાળાને ચીની ભાષામાં ઓર્ડર આપ્યો—

**સાયનચોકમાં ડાકટર ગુણવંતલાલને દવાખાને.**

માણસોએ ગાડી ખેંચવા માંડી. થોડી વારમાં અમે ડા. ગુણવંતલાલને દવાખાને પહોંચ્યા. દવાખાનું એક સુંદર બંગલામાં કાઢેલું હતું. આગળના ભાગમાં ડીસ્પેન્સરી હતી અને પાછળના ભાગમાં ડાકટર સાહેબ સહકુટુંબ રહેતા હતા.

અમે બંગલામાં પ્રવેશ કર્યો કે તર-તજ ડાકટર ગુણવંતલાલ અમારી સામે આવ્યા અને અમને અત્યંત આદરપૂર્વક આવકાર આપ્યો. તેમના એક નોકરે અમારો સામાન રીક્ષામાંથી કાઢી બંગલામાં લીધો. રીક્ષાવાળાનું ભાડું ચૂકવી મેં વિદાય કર્યા. અને અમે તેમના ઘરના

દિવાનખાનામાં જઈ બેઠા.

શરૂઆતમાં બીજાત્રીજા પ્રશ્નોત્તર થયા પછી પ્રતાપરાયે ગુણવંતલાલને મારી ઓળખાણ કરાવી. પછી તેમને કહ્યું:

"આપણે આજે ઘણા વખત પછી મળીએ છીએ. લગભગ બે વર્ષ થઇ ગયાં. સીયૂલમાં માહ્‌ફ્રેગને આપણે છોડાવ્યો અને ઠેકાણે પાડયો ત્યાર પછી આ આપણો પ્રથમજ મેળાપ છે. કેમ ખરૂ ને?"

"ખરેજ. શું તમને તે વાત હજુ યાદ છે કે?"

"મને યાદ છે, એટલુંજ નહિ પણ માહ્‌ફ્રેગને પણ તે બરાબર યાદ છે. માહ્‌ફ્રેગ મને પરમ દિવસેજ લીંગાપરમાં મળ્યો હતો."

"એમ કે? વારૂ. આજે આ તરફ અચાનક આવવું કેમ થયું?"

"પહેલેથી ખબર આપવાની સવડજ મળી ન હતી. હું અને મારા આ મિત્ર બહાદુરસિંહ એક બહુજ મહત્વના કામ માટે નીકળ્યા છીએ અમે આજની રાત તમારે ત્યાંજ ગાળીને તમારૂં આતિથ્ય અનુભવવા વિચાર કર્યો છે" પ્રતાપરાયે હસતાં હસતાં કહ્યું.

"મારા પર મોટી મહેરબાની થઇ. ઘર આપનુંજ છે. ખુશીથી એકને બદલે એકવીશ રાત રહોને."

થોડીવાર એ પ્રમાણે વાતચિત થયા પછી લાહોવાન ત્યાં આવી પહોંચ્યો. આગબોટમાં લાહોવાન ત્રીજા વર્ગના ઉતારૂઓની સાથે હતો. પણ તેણે અમારા તરફ જરા પણ લક્ષ આપ્યું ન હતું. આખા પ્રવાસ દરમ્યાન જાણે તેને અમારી સાથે કાંઇ પણ સંબંધ કે ઓળખાણ પીછાન ન હોય એવીજ રીતે તે વર્ત્યો હતો. બોટ પરથી ઉતર્યા પછી પણ તે અમારી સાથે આવ્યો ન હતો. પણ જુદી જ દિશામાં ચાલ્યો ગયો હતો. પ્રતાપરાયે પણ તેના તરફ જરાયે લક્ષ આપ્યું ન ન હતું. એટલે હું સમજી ગયો કે ડાકટરસાહેબે તેને કાંઇ ખાસ કામ સોંપ્યું હશે.

લાહોવાન આવી પહોંચ્યો એટલે પ્રતાપરાયે તેને એક બાજૂએ લઇ જઇ ખાનગીમાં વાતચિત કરવા માંડી. બે ત્રણ મિનિટમાંજ તેને કંઇક બીજું કામ સોંપી વિદાય કર્યો.

રાત્રે વાળુ કર્યા પછી હું અને પ્રતાપરાય, જે ઓરડીમાં નોકરે અમારો સામાન ગોઠવ્યો હતો તેમાં જઈ બેઠા. અમે બંનેએ ચીરૂટ સળગાવી ધૂમાડા કાઢવા માંડયા.

પ્રતાપરાય તો એક આરામ ખુરશી પર પડયા. પણ મારા ચિત્તમાં જબરી ઉથલપાથલ થવા લાગી. લાહોવાનને જે માહિતી મેળવવા માટે મોકલ્યો હતો તે ઘણી મહત્વની હોવી જોઇએ. અને તે કારણથી તે ક્યારે પાછો આવે છે અને શું માહિતી લાવે છે તે જાણવા મને તીવ્ર ઉત્કંઠા થઇ.

થોડીવાર પછી પ્રતાપરાયે પોતાની ટ્રંકમાથી એક વિજ્ઞાનશાસ્ત્રનું જબરદસ્ત પુસ્તક કાઢયું અને નિરાંતે વાંચવા માંડયું. તેમના ચિત્તમાં આટલી શાંતિ જોઇને મને બહુજ આશ્ચર્ય લાગ્યું.

આશરે એક કલાક વીતી ગયા પછી લાહોવાન પાછો આવી પહોંચ્યો. તેણે પાસે આવીને અત્યંત નમ્રપણાથી પ્રતાપરાયને નમન કરતાં કહ્યું:—

"મહારાજ, આપના આગમનની તેઓ ઘણીજ ઉત્સુકતાથી વાટ જોઈ રહ્યા

છે. તેમજ આપના સ્વાગત માટે પણ ભારે તૈયારીઓ થવા માંડી છે."

"ઠીક છે. તું અત્યારેજ એક બે ભોમીયા તથા ઘોડાની તજવીજ કર. જેથી કાલે પ્રાતઃકાલમાંજ આપણે અહીંથી નીકળી પડવાનું ફાવે."

"આપ ત્યાં કયારે આવશો ?"

"અમે અગીઆર વાગ્યા પછી આવીશું."

આ ઉત્તર સાંભળી લાહોવાને નીચા નમી પ્રણામ કર્યા અને મૂગો મૂગોજ ત્યાંથી ચાલતો થયો. પછી પ્રતાપરાય ઉઠીને ગુણવંતલાલની પાસે ગયા અને ત્યાં તેમની સાથે એકાંતમાં લગભગ પોણો કલાક સુધી કોણ જાણે શુંયે વાતો કરી. પછી પાછા આવ્યા અને ખુરશીમાં પડી પુનઃ પુસ્તક લઇ ગુપચુપ વાંચવા લાગ્યા. મને એક શબ્દ પણ સમજાયો નહિ.

અમે જે ઓરડામાં બેઠા હતા ત્યાં, તેમજ આખા બંગલામાં અને તેની આસપાસના મોટા કંપાઉન્ડમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું માત્ર અમારા ઓરડામાં ગોઠવેલું મોટું ઘડીઆળ પોતાનો ટકટકારો ચલાવ્યા કરતું હતું. હું એક કોચની પાંગથ પર પગ ટેકવી બેઠો હતો અને ઉંડા વિચારમાં પડી ઝોકાં ખાતો હતો. એટલામાંજ ઘડીઆળમાં અગીઆર ટકોરા થયા. અને પ્રતાપરાયે ધમ દઇને પુસ્તક બંધ કર્યું. પાસેના ટેબલ પર મૂકી પોતે ઉભા થયા. મને કહ્યું:

"બહાદુરભાઇ, ચાલો, ઉઠો. કપડાં પહેરો. હવે આપણી વિશ્રાંતિ પૂરી થઇ. આપણે કામ કરવા મંડી જવાનું છે. માટે તૈયાર થઇ જાઓ."

તેમને કાંઇ પણ ઉત્તર ન આપતાં હું ઉઠયો; અને પોશાક સજવા લાગ્યો. સાત મિનિટમાં તો હું સંપૂર્ણ ચીનો સદ્‌ગૃહસ્થ બની ગયો.

અમે બંને બહાર પડયા.

ટીનસ્ટીન શહેર જેણે જોયું હશે તેને તો એ શહેરના ગંદા રસ્તાઓ અને ગંદવાડથી ઉભરાતી વાંકીચૂંકી ગલીઓ વિષે માહિતી હશેજ. અહીં, તહીં કે ગમે ત્યાં; જ્યાં જઇએ ત્યાં; સર્વત્ર દુર્ગંધ તો પહેલીજ. મારૂં તો માથુંજ ફાટી ગયું. મને ખાત્રી છે કે હિંદુસ્થાનમાંનું એક એક નાનામાં નાનું ગામડું પણ આટલું ગંદુ નહિ હોય.

આશરે પંદર મિનિટ સુધી એ ગંદવાડભર્યા શહેરની ગલીકુંચીઓમાં આમતેમ ભટકયા–અથડાયા પછી અમે એક વિશાળ દેખાવના મહોલ્લામાં આવ્યા. લાહોવાન ત્યાં અમારી વાટ જોતો ઉભોજ હતો.

અમને જોઇને તેણે નમ્રપણે સલામ કરી. અને અમારી આગળ માર્ગદર્શક તરીકે ચાલવા લાગ્યો. થોડીવારમાં અમે એક ખડીયાખડખડ બનેલી ઇમારત આગળ આવી પહોંચ્યા.



# પ્રકરણ ૨૧ મું.

## નક્ષત્રવાળો ચંદ્ર.

આ ઇમારતને માત્ર એકજ માળ હતો છતાં તેનો દેખાવ એવો તો ભવ્ય બનાવવામાં આવ્યો હતો કે પહેલાં તે કોઈ રાજવંશીના ઉપયોગમાં આવતી હોય એવુંજ અનુમાન થઈ શકે. આગળ એક મોટો દરવાજો હતો ખરો. પણ તેમાંથી ઇમારતમાં દાખલ થવું અશકય હતું. દાખલ થવાને એક નાનુ દ્વાર ઓટલાની લાંબી ચીરી પર પાછળના ભાગમાંથી હતું. ત્યાં જવાને માટે ગેલેરીમાંથી પસાર થવું પડતું.

અમે ગેલેરીમાં આવી પહોંચ્યા. એટલે લાહોવાને અમારી આગળ જઇ એ નાનકડાં દ્વાર પર હલકેથીજ એક થાપ મારી.

બે ત્રણ મિનિટ રહીને એક ચીના નોકરે દ્વાર ઉઘાડીને બહાર ડોકીયું કર્યું લાહોવાન તેના કાનમાં કંઈક શબ્દો કહ્યા. કે તરતજ પેલાએ દ્વાર આખું ઉઘાડી અમને અંદર લીધા અને બારણું પાછું બંધ કર્યું. પછી તેણે પોતાના હાથમાંનો દીવો ઉંચો કરી તેની વાટ ચઢાવી અમારા મ્હોં પર અજવાળું પાડયું. અમારૂં બરાબર નિરીક્ષણ કર્યા પછી તે શંકાશીલ અવાજે બોલી ઉઠયો—

"આકાશમાં ચંદ્રમા એકજ હોય છે!"

"પણ તેની શોભા આસપાસના ગ્રહ નક્ષત્રોને લઇનેજ વધે છે."

આ ઉક્તિ મારે વિષેજ હતી એમ હું તરત સમજી ગયો. અને તે સાચુંજ સમજ્યો હતો, કારણ કે પ્રતાપરાયે આપેલો ઉત્તર સાંભળતાં વારજ પેલા ચીનાને અત્યંત સંતોષ થયેલો દેખાયો.

તેણે ફાનસ લઈ ગુપચુપ અમારી આગળ ચાલવા માંડયું. એક ઓરડાના બારણા આગળ આવી તેણે ટકોરા માર્યા અને બહુજ ધીમે સાદે કાંઇક બોલ્યો. એટલે અંદર બેઠેલા માણસે દ્વાર ઉઘાડયું, અને પહેલા મનુષ્યની સૂચના પ્રમાણે અમે તેમાં પ્રવેશ કર્યો.

આ બીજા માણસના હાથમાં એક વિચિત્ર ચોર ફાનસ હતું. તેણે ચાંપ દબાવી એટલે દીવો સળગ્યો અને અમારા મ્હોં પર અજવાળું પડયું. તેણે અમારા તરફ નિરખીને જોયું. અને બરાબર સંતોષ પામ્યા પછીજ તેણે આગળ ચાલવા માંડયું.

બે ત્રણ વિશાળ ઓરડા અને લાંબી ગેલેરીઓમાંથી પસાર થયા પછી અમે એક કાળો પડદો નાંખેલા દ્વાર આગળ આવી પહોંચ્યા. પેલા ચીનાએ તે પડદો એક બાજુએ ખસેડયો અને અમને અંદર જવાની સૂચના કરી. તે પ્રમાણે અમે અંદર પ્રવેશ કર્યો.

તે ખંડ સારો વિશાળ હતો. ભીંત અને છત બંને કાળા સીસમ જેવા લાકડાનાં બનાવેલાં દેખાતાં હતાં. છતમાંથી ટંગાવેલા બે ઝુમ્મરમાં બળતા દીવાનો પ્રકાશ તે ઓરડામાં પથરાયલો હતો. જમીન પર જાડી-પોચી-ગાદી નાંખેલી હતી અને તેની સાથે ભીંતને અરકાડીને જાડા ગોળ તકીયા ગોઠવ્યા હતા. બીજો ત્યાં કાંઇ સામાન ન હતો. ભીંતો ઉપર એક પ્રકારના ભેદી નિશાનો કાઢેલાં હતાં.

અમે તે ખંડમાં આવ્યા તે વખતે ત્યાં બીજું કોઈ માણસ હાજર ન હતું. પ્રતાપરાય તે ભીંતો પરનાં નિશાનો તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા લાગ્યા. તેમને કંઇક

પૂછવાની ઇચ્છાથી હું તેમની પાસે જવા લાગ્યો, એટલામાંજ મને કોઇના પગનો ઘસારો સંભળાયો. મેં ફરીને જોયું તો એક વૃદ્ધ ચીનો ગૃહસ્થ અમારી આગળ આવી ઉભો હતો.

એ ડોસાના ધોળાપૂણી જેવા બનેલા વાળ ઉપરથી તે ઓછામાં ઓછા ૭૫ થી ૮૦ વર્ષનો હશે એવું મેં તરતજ અનુમાન કર્યું. અમે જે ઇમારતમાં અત્યારે દાખલ થયા હતા તે અત્યંત વિશાળ અને સમૃદ્ધિવાળી હતી તેમજ તેમાં નોકર ચાકરો પણ થોકડાબંધ હતા એમ સ્પષ્ટ દેખાતું હતું. એ આખા ઘરનો માલિક આ ડોસો હશે એમ પણ મેં ધાર્યું

તે ડોસાએ કેટલીક ક્ષણ અમારૂં નિરીક્ષણ કર્યા પછી પ્રતાપરાયની પાસે જઈ તેમને નમ્રપણે પ્રણામ કરીને કહ્યું:–"ગુરૂ મહારાજના આગમનની અમે કેટલાયે દિવસથી વાટ જોઇ રહ્યા છીએ. મહારાજની આગળ પવાસ માટેની તૈયારી પણ અમે ગયા અઠવાડીયામાં કરી મૂકી છે. ગુરૂ મહારાજે દર્શન દેવામા આટલો બધો વિલંબ કર્યો ?" 'ગુરૂમહારાજ'ના ઠાઠથીજ પ્રતાપરાયે કહ્યું:–"શિષ્યવૃંદના અત્યંત આગ્રહને વશ થઇ અમારે કેટલાક દિવસ સાનચૂમાં વધારે મૂકામ કરવો પડયો. તેથીજ આટલો વિલંબ થયો. ઠીક, પણ આગળ તૈયારી શું શું કરી છે તે કહો જોઈએ."

તે વૃદ્ધ ગૃહસ્થ બે હાથ જોડીને બોલ્યો:–"મહારાજ, અમે વિશેષ તો કાંઈ નથી કરી શકયા. પરતુ અમે પેકીન સૂચના મોકલી છે અને ત્યાંની લાખાસરાઇમાં આપના સ્વાગતની બધી તૈયારી થઈ ગઇ છે અને ત્યાંના મુખ્ય ઉપાધ્યાય આપની માર્ગપ્રતીક્ષા કરી રહ્યા છે એવા સમાચાર પણ આવ્યા છે."

"ઠીક છે. વારૂ. અમારા આગમન સંબંધી લોકમત કેવો છે?"

"મહારાજ, જ્ઞાનાશ્રમના મહંતની ખાલી પડેલી જગા પર આપની નીમણુંક થઇ છે એ જાણી સર્વને અત્યંત આનંદ થયોછે. જ્ઞાનાશ્રમમાં "**બ્રહ્માંડનો ભેદ**"વાળા વિભાગના અધિકારી તરીકે આપના જેવી યોગ્ય બીજી કોઇપણ વ્યક્તિ મળવી દુર્લભ છે એમ સર્વનો નિશ્ચિત મત છે."

"વાહ. ત્યારે તો અમારૂં સદ્‌ભાગ્યજ. અત્યાર સુધી અમને કાંઇક ચિંતા રહેતી હતી. હવે આપે અમારી ચિંતાનો અંત આણ્યો છે. હવે અમને નિશ્ચિંતપણે વિશ્રાંતિ લેવા દો. આજની રાત્રિ અત્રે મુકામ કરી અમે સ્હવારે આગળ જઇશું. તે પ્રમાણેજ સર્વ તૈયારી કરજો. સમજ્યાને? અને પ્રાતઃકાળ સુધી અમને જરા પણ ત્રાસ ન પહોંચે એવો બંદોબસ્ત કરી આપો."

"ગુરૂમહારાજની જેવી ઇચ્છા."

એમ બોલી તે વૃદ્ધે બે હાથ જોડયા. નમન કરીને તે ચાલતો થયો. પછી પ્રતાપરાયે તારા તરફ વળીને હળવેથી કહ્યું:–

"બહાદુરભાઈ, આપણાં કાર્યનો આરંભ તો બહુજ સુંદર રીતે થયો છે. દૈવ આપણને અનુકૂળજ છે એમ લાગે છે. હું થોડાજ શબ્દોમાં તમને બધી હકીકત કહી દઉં છું. જૂઓ–મને જે કાંઇ માહિતી હતી તે ડા. ગુણવંતલાલના કહેવા પ્રમાણે ખરી પડી છે. 'પેલ્ટી' એ જે મહંત પાસેથી પેલું તાવીજ ચોર્યું હતું તે મહંત મરણ પામ્યો હોવાથી સત્યજ્ઞાનાશ્રમમાં

તેની ખાલી પડેલી જગા પર બાકીના બે મહંતોએ હાંકાઉ શહેરમાંના મંદિરના ઉપાધ્યાયની નીમણુક કરેલી છે. તે ઉપાધ્યાય મહા ધર્મનિષ્ઠ વિદ્વાન અને સત્યપ્રિય હોવાથી સર્વ લોકોની તેના ઉપર અત્યંત પ્રીતિ અને પૂજ્ય બુદ્ધિ છે.

હવે લાહોવાનના કારસ્થાનને લીધે આ લોકો મનેજ હાંકાઉના મહંત તરીકે માને છે. અને આપણે પણ તેમની એવી સમજ કાયમ રાખવાના ઉદ્દેશથીજ વર્તણુંક ચલાવવી. હવે માત્ર હાંકાઉનો તે ખરો ઉપાધ્યાય આપણા તાબામાં આવી જાય તો આપણું કાર્ય પાર પડયું એમ સમજી લેવું. કારણ પછી જ્ઞાનાશ્રમમાં આપણો પ્રવેશ થવાને જરા પણ વાર લાગશે નહિ તેમ કાંઈ પણ વિઘ્ન નડશે નહિ.

અને એકવાર ત્યાં પ્રવેશ થયો એટલે હું ત્યાંના અમૃતનો અને બ્રહ્માંડના ભેદનો પત્તો મેળવ્યા વગર રહેવાનો નથી.

બનતાં સુધી તો બંને વસ્તુ મારે ઉપાડીજ લેવી છે. કારણ કે ત્યાં વિશેષ વખત રહીને અભ્યાસ કરવાનો સમય આપણને મળવો મુશ્કેલ છે. આપણાં વ્યક્તિત્વ વિષે કોઇને જરા પણ સંશય આવ્યો એટલે આપણે મૂઆજ છૂટયા સમજવું. એથીજ હું કહું છું કે આપણે માંડેલું કાર્ય જીવના જોખમનું છે. છતાં આવી અદ્‌ભુત સંધિ—આવો સચોટ લાગ હવે પછી કદિ આવવાનો નથી એટલે આપણે આ વખતેજ કાર્ય પાર ઉતારવું જોઇએ.

હવે હું જે કહું તે પર બરાબર ધ્યાન આપજો. મારાથી આજની રાત અહીંથી ખસાય એમ નથી. પણ ડા. ગુણવંતલાલને અત્યારેને અત્યારેજ એક સંદેશો પહોંચાડીને તેની પાસે બે તાર કરાવવાના છે. હું તમને બે ચિઠ્ઠી લખી આપું છું. તે તમે ગુણવંતલાલ પાસે લઇ જાઓ અને તેમને વસ્તુસ્થિતિ સમજાવીને તેમાં લખ્યા પ્રમાણે અત્યારે ને અત્યારે બે તાર મૂકવાનું કહેજો."

એટલું કહી પ્રતાપરાયે ગજવામાંથી પોતાની નોટબુક તથા ફૌન્ટન પેન કાઢી બે ત્રણ કોરા પાના પર ચપચપ લખવા માંડયું. એક મિનિટમાં તેમણે ત્રણ ચાર પાનાં ભરી નાંખ્યા. પછી તે ફાડીને મારા હાથમાં મૂકયા, અને કહ્યું:

"આ પ્રમાણે બે તાર કરવાનું ગુણવંતલાલને કહેજો. તે મનુષ્ય (હાંકાઉનો સાચો મહંત) અહીં ટીનસ્ટીન આવી પહોંચે તે પહેલાંજ ગમે તે પ્રકારે તેને આપણે પોતાના તાબામાં લેવોજ જોઇએ. તે અત્રે આવે એટલે તેને પરભાર્યો બદરપરજ પકડીને ફસાવીને આ બીજા માણસની આગબોટમાં બેસાડીને હાલ તુરત તો ગમે તે એક દૂરના ટાપુમાં લઇ જઈ રાખવાનો છે.

એ વિષે મેં આ બીજા તારમાં પૂર્ણ સૂચના લખેલી છે. ગમે તેમ પણ આપણે જ્ઞાનાશ્રમમાં જઈ આવીને પાછા શાંગહાઇમાં સુખરૂપ પહોંચી જઇએ ત્યાં સુધી એ મનુષ્યનો પગ ટીનસ્ટીનના કીનારા પર ન પડે એવી વ્યવસ્થા કોઈ પણ રીતે થવીજ જોઇએ. અને તે કરવાનું તમે ગુણવંતલાલને બરાબર સમજાવજો."

મેં બધી પરિસ્થિતિ સમજી લીધી. આપેલા તાર વાંચીને મેં પૂછયું:—

"ગુણવંતલાલે આ તારો કોની કોની ઉપર મોકલવાના છે?"

"તે ગુણવંતલાલ સારી પેઠે જાણે છે. હોંગકોંગમાં મારા બે અત્યંત વિશ્વાસુ સ્નેહીઓ છે તેમના પર આ તાર મૂકવાના છે. અને તે મૂકશે."

હું બંને કાગળ ગજવામાં મૂકી પડદો ખસેડી બહાર નીકળ્યો. વિશાળ ઓરડાના ચોકીદારને મેં કહ્યું કે—"ગુરૂમહારાજના એક અત્યંત અગત્યના કાર્ય સારૂ મારે બહાર જવાનું છે." એટલે તેણે તરત મને ઠેઠ બહાર કઢાવી આપ્યો.

રસ્તા પર આવી હું આવ્યો હતો તે માર્ગ ધ્યાનમાં રાખીને ચાલવા લાગ્યો. નિશાનીઓ લક્ષમાં રાખેલી હોવાથી હું થોડીજ વારમાં ડા. ગુણવંતલાલને બંગલે આવી પહોંચ્યો.

એ વખતે પણ ગુણવંતલાલના ખાનગી દિવાનખાનાની એક કાચની બારીમાંથી દીવાનો પ્રકાશ પડતો જણાતો હતો. પાસે જઈને તપાસ કરી તો માલમ પડયું કે ગુણવંતલાલ એક નાનાં ટેબલની પાસે બેસીને કાંઈક લખવામાં ગુંથાયા હતા. મેં બારી પર ટકોરા કર્યા.

"કોણ છે?" ગુણવંતલાલે ચમકીને પૂછયું.

મેં જરા ગમ્મત બનાવવાના હેતુથી કહ્યું.

"ડાકટર સાહેબ, એક રોગીની હકીકત સાંભળીને તેને માટે દવા આપશોને?"

"આ કાંઇ દવા આપવાનો વખત નથી." ગુણવંતલાલે બારી પાસે આવી મને ઉત્તર આપ્યો:—"સવારે દવાખાનું ઉઘડે ત્યારે આવજો."

"નહિ નહિ. ડાકટર સાહેબ, મારે અત્યારે ને અત્યારેજ ઔષધ જોઇએ છે. નહિ તો રોગી બચવાની જરા પણ આશા નથી રહેતી."

"એમ છે કે? તો ઠીક અંદર આવો."

એમ કહી ડાકટર સાહેબે દ્વાર ઉઘાડી મને અંદર લીધો મેં ચીનાઈ વેશ ધારણ કરેલો હોવાથી હજુ તે કાંઇ મને ઓળખી શકયા નહિ.

અંદર દાખલ થતાંજ મેં પુછયું:— "ડાકટર સાહેબ, બીજી વાત પછી, પણ આજ સાંજ પછી તમારા ઘર પર છૂપી પોલિસવાળા ટાંપીને બેસી રહ્યા છે તેની તમને ખબર છે ખરી કે?"

આ શબ્દો સાંભળીને ગુણવંતલાલ તો આશ્ચર્યચકિત થયા હોય તેમ બોલી ઉઠયા: "હેં?"

"સાહેબ, આપના ઘર પર પોલિસની ચોકી છે." મેં કહ્યું.

"મારા ઘર પર ચોકી? શા માટે?"

"કારણ એજ કે આજે બપોર પછી તમારે ત્યાં જે બે મ્હેમાન આવ્યા છે, તેમાંનો એક મહા ભયંકર જાદુગર છે."

"કોણ?"

"આપ જેને પ્રતાપરાયના નામથી ઓળખો છો તે." મેં ગમ્મત ચાલૂ રાખતાં કહ્યું:—"બાબુજી, આપ જેને પ્રતાપરાય કહો છો તેને અમે ચીના લોક પાપી પિશાચના નામથી ઓળખીએ છીએ. સમજ્યા? વળી તેની સાથે જે એક સાથીદાર છે તે પણ તેવોજ ભેદી માણસ છે. એટલા માટેજ પોલિસની નજર તમારા ઘર બેઠી છે."

આ તદબીરથી ગુણવંતલાલ ખરેખર ભય પામ્યા. તેમણે જરા ગભરાટમાં આમ તેમ જોઇ કહ્યું:—

"તમે શું કહો છો તેની મને જરા પણ સમજ પડતી નથી. મારે ઘેર કોઈ

પરોણા આવ્યા નથી. પોલિસને મારા ઘરની ઝડતી લેવી હોય તો ખુશીથી લે. મને તેની દરકાર નથી. પણ ઠીક. તમને શાનું ઔષધ જોઈએ છે તેજ ઝટપટ કહી નાંખો. કારણ મારે બીજું કામ છે."

એ સાંભળીને હું ખડખડાટ હસી પડયો અને અચાનક ગુણવંતલાલનો હાથ પકડી ગુજરાતીમાં બોલી ઉઠયોઃ—"વાહવાહ, ડાકટર સાહેબ. તમે પણ સજ્જડ થાપ ખાધી. છેવટ સુધી તમે મને ઓળખી શકયા નહિ! એ પરથી માલમ પડે છે કે મારો વેશાંતર આબાદ પાર પડયો છે. કેમ ખરૂ ને?"

મારા શબ્દો સાંભળી ગુણવંતલાલ પણ એકદમ ચકિત થઈ ગયા. મારી તરફ નિહાળીને જોતા બોલી ઉઠયા.

"કોણ! મિ બહાદુરસિંહ? તમેજ છોકે? વાહ! શાબાશ! તમે તો મને આબાદ છેતર્યો છે! સાચું કહું છું કે તમારે વિષે મને યત્કિંચિત પણ શંકા ઉપસ્થિત થઈ નહોતી એટલુંજ નહિ, પણ કદાચ તમે દિવસભર આ વેષમાં મારી નિકટ રહ્યા હતે તો પણ હું તમને ભાગ્યેજ ઓળખી શકયો હોત! વારૂ. પ્રતાપરાય કયાં છે?"

"તે સુરક્ષિત છે. તેમણે આ બે ચિઠ્ઠીઓ આપને આપવા માટે મને મોકલ્યો છે એમાં લખ્યા પ્રમાણે આપે અત્યારે બે તાર રવાના કરવાના છે."

એમ કહી મેં તે ચિઠ્ઠીઓ ડાકટર સાહેબના હાથમાં મૂકી અને વસ્તુસ્થિતિ સમજાવી. પછી તેમણે બંને ચિઠ્ઠીઓ વાંચી જોઈ. અને કંઈક વિચારમાં પડી મને કહ્યું:–

"બહાદુરભાઈ, આ કામ કેટલા જોખમનું છે તેની તમને અને પ્રતાપરાયને પૂરી કલ્પના છે કે? એક મઠના ઉપાધ્યાયનું આ પ્રમાણે અપમાન કરવું એને આ દેશમા અત્યંત ભયંકર અપરાધ માનવામાં આવે છે. અને એવા કામનો બદલો દેહાતદંડથી ઓછો ભાગ્યેજ મળે છે. જો આ બાબતમાં કાંઈ ભૂલચુકને લીધે ગરબડ થઈ અને તેથી હોહા થઈ તો પછી આ દેશની સરકાર અને પ્રજા એ બંનેના પંજામાથી છૂટવું મુશ્કેલ છે હો. તમને ખબર છે કે ગુપ્ત જ્ઞાનમઠના શિષ્યો માત્ર આ દેશમાંજ નહિ, પણ આખી દુનિયામા પ્રસરી ગયેલા છે. અને તેમની ન્યાય તોળવાની રીતિ પણ બહુજ વિચિત્ર છે. ટુંકમાં એટલુંજ કહેવા માંગું છું કે જો તમારે વિષે એક અક્ષર પણ કવેળાએ બહાર પડયો તો તમારી પ્રાણરક્ષા થવાની જરા પણ આશા નથી"

ગુણવંતલાલની ચેતવણીઓ સાંભળી લીધા પછી મેં સંપૂર્ણ શાંતિથી કહ્યું.

"ડાકટર સાહેબ, પ્રતાપરાયે અને મેં આ બાબતનો પ્રથમથીજ વિચાર કરી લીધો છે."

"તે તો ઠીક. છતાં મારા તરફથી એક વાર પુનઃ પ્રતાપરાયને તમે ચેતવણી આપજો કે આગળ પગલું ભરતાં ફરી એક વાર વિચાર કરે."

"જેવી આપની ઇચ્છા. હું એ પ્રમાણે પ્રતાપરાયને કહીશ. પણ આપ આ ચિઠ્ઠીનો શો ઉત્તર આપો છો?"

"એમાં લખ્યા પ્રમાણે હું તરતજ સર્વ બંદોબસ્ત કરી દઈશ." ગુણવંતલાલે કહ્યું:—"અને હું તમને એક ચિઠ્ઠી આપું છું તે તમે પ્રતાપરાયને આપજો."

• એટલું કહી ગુણવંતલાલે મેજ પાસે બેસીને એક ચિઠ્ઠી લખી કાઢી, મારા હાથમાં આપી. તે લઇને હું તેમને પ્રણામ કરી નીકળી પડયો.



## પ્રકરણ ૨૩ મું.

### જાદુગર અને તેની દીકરી

મધ્ય રાત્રિ થઇ ગઈ હતી. જ્યાં ત્યાં કાળો અંધકાર છવાઈ ગયો હતો. છતાં આકાશ નિરભ્ર હોવાથી અસંખ્ય તારકો ચમક ચમક થતાં પોતાનો પ્રકાશ દુનિયાને ધીરી રહ્યા હતા. જગત બધું સૂમસામ શાંત હતું.

ગુણવંતલાલના બંગલામાથી બહાર પડતાંજ મારા મનમા અનેક પ્રકારના સારાનરસા વિચારો ઉત્પન્ન થવા લાગ્યા હતા. જે મહા વિકટ અને ભયંકર જોખમ ભરેલું કામ અમે હાથ પર લીધું હતું તેના વિષે ગણુવંતલાલે આપેલી ચેતવણીના ભણકારા મારા કાનમાં વાગ્યાજ કરતા હતા. જો કે આવું જોખમદારીનું કામ હાથ ધરવા માટે મને કાંઇ પશ્ચાત્તાપ થતો ન હતો. છતાં એ બાબતના વિચારોને લીધે, તેમજ મારે ન છૂટકેજ આવી સ્થિતિમાં આવી પડવું પડયું તેને માટે મારૂં મન ઉદ્વિગ્ન થયા વગર ન રહ્યુ.

હું વિચારમગ્ન સ્થિતિમાં આછે પણ ઉતાવળે પગલે ચાલ્યો જતો હતો. તેવામાં અચાનક મેં એક મોટો ઘોંઘાટ–કોલાહલ અમુક દિશામાંથી આવતો સાંભળ્યો. હું એકદમ ઉભો રહ્યો.

આમ એક તરફથી મને પ્રતાપરાય પાસે ઉતાવળા પહોંચી જવાની જરૂર હતી, બીજી તરફથી આ કોલાહલ આવી કવેળાએ–મધ્ય રાત્રિના શાંત સમયે–શા કારણથી થતો હશે તે જાણવાની તીવ્ર ઉત્સુકતા મારા હૃદયમાં જાગી.

આ બંને માર્ગ વચ્ચે વિચારપૂર્વક નિર્ણય કરવાનું મને સૂઝયુંજ નહિ અને હું પણ અચાનક જે દિશામાંથી કોલાહલનો અવાજ આવતો સંભળાતો હતો તે તરફ દોડવા લાગ્યો.

કેટલીક વારે હુ એક વિશાળ રસ્તા પર આવી પહોંચ્યો. ત્યાં એક ખંડીએર એર જેવા ઘરની પાસે હજારો ચીનાઓ ભેગા મળ્યા હતા અને તેઓ તે ઘરની ઉપર મોટા મોટા પથરાઓ–દગડાઓનો વરસાદ વરસાવતા હતા. ઘણા તો કુહાડા અને આંકડીઓથી ઘર તોડતા હતા અને બાકીના મોટે સાદે એ ઘરમાં રહેતા માણસને ભયાનક ગાળો દેતા હતા !

આ બધી શાની ધમાધમ છે તે કાંઈ મને સમજ પડી નહિ. મારી પાસે ઉભેલા એક છોકરાને મેં ચીની ભાષામાં પૂછ્યું:– " અકવાહો ઝડંગો ? " (આ શાની ધમાલ છે ?)

તેણે ઉત્તર આપ્યો—" આ 'કુંઇડઝૂ' (ભૂતનું ઘર) છે તેનો નાશ કરવો જોઇએને ! "

ત્યાંથી ચાર કદમ દૂર જઇ મેં એક બીજા સુશિક્ષિત દેખાવના ચીના ગૃહસ્થને પૂછ્યું:—" આ કયા ભૂતનું ઘર છે ? "

તેણે ઉત્તર આપ્યો:—

" અહીં દયાળસિંગ, નામનો એક ભયંકર જાદુગર અને તેની દીકરી રહે છે. તેણે પોતાની ભૂત સાધનાથી બધા લોકોની સંપત્તિનું હરણ કરી આ ઘરમાં પુષ્કળ દ્રવ્ય ભેગું કર્યું છે. તેના પર વેર લેવા માટે આ લોકો તેનું ઘર તોડી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે."

" ત્યારે તે જાદુગર ક્યાં છે?" મેં પૂછ્યું.

"એમ લાગે છે કે તે જાદુગર પોતાની દીકરીને લઇને પહેલેથીજ નાશી ગયો છે. જો તેણે તેમ ન કર્યું હોત તો લોકો તે બંનેનો અત્યારે વધ કર્યા વગર રહેત નહિ."

આવી હકીકત સાંભળી મને અંતરમાં બહુ દુ:ખ થયું. આ વહેમી લોકો નિરપરાધી માણસ પર વ્યર્થ ત્રાસ ગુજારે છે એમ મારી ખાત્રી થઇ. મારે દયાળસિંગને કોઇ પણ રીતે મદદ કરવી જોઇએ એમ મને લાગ્યું.

પરંતુ આટલા બધા ઝનુને ચડેલા વહેમી બારદાનોની સામે હું એકલો તે શું કરી શકું! એમ મને વિચાર આવ્યો. એટલામાં તે ઘરમાંથી આગનો ભડકો નીકળ્યો. મૂર્ખ ચીનાઓએ તેને ખરેખર આગ લગાડી હતી! છાપરામાંથી ધૂમાડાનો એક જબરજસ્ત ગોટો નીકળ્યો, એટલે બધા ચીનાઓ ખૂબ આનંદથી તાળી પીટવા લાગ્યા.

હવે મારો કંઈ ઉપાય નથી એમ મને લાગવાથી, અને દયાળસિંગ અને તેની દીકરી નાશી છૂટયા હતા એટલે સુરક્ષિત હશે એવી રીતે સંતોષ માની હું તે સ્થાન છોડી જવા લાગ્યો.

હું તે સ્થાનથી પચાસેક કદમ દૂર ગયો હઇશ એટલામાં પાસેનીજ એક શેરીમાંથી " ખૂન! ખૂન! દોડો! દોડો!" એવી ભયાનક ચીસ મેં સાંભળી.

હું ચમકયો. થંભી ગયો. બીજી ચીસ સાંભળવાને ન અટકતાં તરતજ તે શેરીમાં પેઠો. અંધકાર હોવાને લીધે પ્રથમ તો મને કાંઇજ સૂઝયું નહિ. તે છતાં શેરીને બીજે નાકે કાંઇ ગરબડ છે એમ લાગતાં હું તે તરફ ચાલ્યો.

ત્યાં જઈને જોઉં છું તો મારી સમક્ષ એક ભયાનક હૃદયદ્રાવક દૃશ્ય ખડું થયું હતું. એક વૃદ્ધ ગૃહસ્થનું શરીર લોહીથી તરબોળ થઇને રસ્તામાં પડયું હતું. અને તે શરીર પર માથું મૂકી એક તરૂણી અત્યંત કરૂણાજનક સ્વરે રડતી હતી. એ રૂદન કરતી તરૂણીની પાછળજ એક પડછંદ શરીરનો ચીનો હાથમાં લાંબો છરો લઈ ઉભો હતો. અને તે તેના ઉપર ઉગામવાજ જતો હતો એટલામાં હું ત્યાં જઇ પહોંચ્યો.

સમયસૂચકતા વાપરી મેં તે ચીનાના વાંસાપર ધડીમ દઇને એક લાત એવી તો જોરથી લગાવી કે તેના હાથમાંથી છરો છટકી ગયો.

હું બીજી લાત મારવા જતો હતો તેજ ક્ષણે તે ચીનો "ઓ બાપરે! ભૂઉ-ઉત! ભૂઉઉત!" એવી બૂમો મારતો ત્યાંથી જીવ લઇને નાઠો.

એ ભડકેલા બ્રહ્મરાક્ષસની પૂંઠ પકડવાનો વિચાર પણ ન કરતાં હું પેલાં સંકટગ્રસ્ત માનવીઓની વહારે ધાયો. મેં એ તરૂણ બાળાને હળવેથી ઉંચકી એક બાજુ પર મૂકી અને તેના વૃદ્ધ પિતાના શરીરને હું તપાસવા લાગ્યો.

મેં ઘણો વખત મહેનત કરી, હાથ



પાછળ એક પડછંડ શરીરનો ચીનો હાથમાં છરી લઇ ઉભો હતો.........એટલામાં હું ત્યાં જઈ પહોંચ્યો. (પૃષ્ટ ૮૪)

તપાસ્યા, છાતી, નાક, આંખ વગેરે તપાસ્યાં, પગનાં તળીયાં પણ તપાસ્યાં; પરંતુ કોઇ સ્થળે એ વૃદ્ધ શરીરમાં જરા પણ ચેતન રહ્યું હોય એવુ ચિન્હ માલમ પડયું નહિ. મેં તે તરૂણી તરફ જોયું. તે યુવાવસ્થાને આંગણે આવેલી હિંદી બાળા હતી; એના પોશાક પરથી એટલું સ્પષ્ટ માલમ પડતું હતું. ભયભીત થઇને એણે જે ચીસ પાડી હતી તે પરથી પણ મને એમજ લાગ્યું હતું.

આવા પારકા પરદેશમાં એક હિંદીવાનને અને તેની એકની એક પુત્રીને આવી અવદશામાં આવી પડેલાં જોઇને મારા હૃદયમાં અત્યંત ઉદ્વેગ થયો. વહેમી અને સ્વાર્થી ચીનાઓ પ્રત્યે અંતરમાં ખૂબ રોષ ઉપજ્યો. પણ નિરૂપાય હોવાથી મેં તે જેમ તેમ સમાવ્યો.

પેલા રાક્ષસ ચીનાના ઝપાટાથી બાળા બેશુદ્ધ થઇ પડી હતી. મેં તેના મ્હોંપર વાયરો નાંખવા માંડયો. કેટલીક વારે તે શુધ્ધિમા આવી. આંખો ઉઘાડી બાવરી બાવરી દૃષ્ટિએ તે આમતેમ જોવા લાગી. અને ભયભીત સ્વરે તે ગુજરાતી ભાષામાંજ બોલી.

"હાય! હાય રે!"

મે તેની પાસે જઇ આશ્વાસન આપતાં કહ્યું:–"ગભરાઇશ નહિ, બાઇ, તમને મારનાર હવે નાશી ગયો છે. હવે કાંઇ ભય નથી. હું તમને યથાશક્તિ મદદ કરવા માટે આવ્યો છું."

"તમે કોણ છો? મારા બાપુ કયાં છે?" તેણે તુટક તુટક સ્વરે પૂછયું.

"તું ગભરાઇશ નહિ. બાઇ, પેલો દુષ્ટ નાસી ગયો છે. હવે તું સુરક્ષિત છે." માઠા સમાચાર આપવાની અનિચ્છાથી મેં તેને આડોજ ઉત્તર આપ્યો.

"પણ મારા બાપુ કયાં છે? તેમનું શું થયું?" તેણે પુનઃ એજ સવાલ પૂછયો.

"તે દુષ્ટે તેમનો પ્રાણ લીધો લાગે છે." મેં આખરે તેને જણાવ્યુ:–"તેમનું અચેત શરીર અહીં પડયું છે."

એટલું કહી મેં પેલા ચૈતન્યરહિત વૃધ્ધ શરીર તરફ આંગળી કરી. તેને જોઇ તે બાળા તો એકદમ દોડી તેને ભેટી પડી અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

હવે શું કરવું તે મને સૂઝયું નહિ. જો પ્હણે એકઠા થયેલા મૂર્ખ ચીનાઓમાંથી કોઇક આ તરફ આવી પહોંચે અથવા પેલો ભડકેલો ચીનોજ બીજાઓને બોલાવી લાવે તો આ નિર્દોષ બાળાનો જીવ બચવો મુશ્કેલ થઇ પડે એમ હતુ.

કેટલોક વિચાર કર્યા પછી મે તે વૃદ્ધ મનુષ્યના અચેત શરીરને ખાંધ પર ઉંચકયું. રૂદન કરતી તરૂણીને મહા મહેનતે શાંત રહેવા સમજાવીને મારી સાથે ચાલવાનુ કહ્યું.

પરંતુ એ પ્રમાણે અમે પચાસ કદમ ચાલ્યા ન હઇશું એટલામાંજ મારી પાછળ ચાલતી તે તરૂણી અચાનક એક ઉંડી હાય નાંખી બેભાન થઇ પડી. એ જોઇ હું ગભરાયો કે વળી શું થયું? મારી ખાંધ પરના મૃત શરીરને બાજુએ મૂકી આ જીવતા જાગતા શરીર તરફ વિશેષ ધ્યાન આપવું જોઇએ એમ મને લાગ્યું. ડોસાના શબને ભોંય પર મૂકી મેં તે અબળાનુ શરીર તપાસ્યું. અનેક ચિન્હો પરથી માલમ પડયું કે તે બાળાના શરીરમાં એક જખમ થયેલો હતો અને

તેમાંથી પુષ્કળ રક્ત વહેવાથી થયેલી અશક્તિને લીધે તે બેભાન થઇ પડી હતી.

આવી સ્થિતિમાં તે ડોસાના વૃદ્ધ શરીર પ્રત્યે બીલકુલ દુર્લક્ષ કરવાનું મેં ઉચિત ધાર્યું. કોટી ઉપાયે એ શરીરમાં પ્રાણ આવે એમ નહોતુ. તો પછી તેની સારવાર કરવામાં રોકાઇને એક બીજા મનુષ્યની જીંદગીને જોખમમાં શા માટે રહેવા દેવી?

મે તરતજ પેલા વૃદ્ધ શરીરને એક ઝાડ નીચે સુરક્ષિત જગામાં મૂક્યુ અને તે ઉપર બને તેટલાં પાંતરાં ડાખળાં ઢાંકયાં. પછી પાછો આવી તે તરૂણીના શરીરને હળવેથી ઉચકી ખાધ પર લીધું.

–અને પેલા ખડીએર તરફ ચાલવા માંડયું.



## પ્રકરણ ૨૪ મું.

### તરૂણીની આત્મકથા.

કેટલીકવારે હું પ્રતાપરાયવાળા મકાન આગળ આવી પહોંચ્યો. દ્વારપર થાપ મારતાંજ અંદર ઉભેલા માણસે આંકડી ઉઘાડી બહાર ડોકું કાઢયું.

મેં એક હાથ હવામાં હલાવીને નિશાની કરી, અને સાંકેતિક શબ્દ કહ્યો. તેણે દ્વાર ઉઘાડી મને અંદર લીધો તો ખરો. પરંતુ મારી ખાંધ પર સ્ત્રીનું અચેત શરીર જોઇને તેણે મને અટકાવી પૂછયું:-

"અરે! આ કોણ-કોને અંદર લઇ જાઓ છો?"

આ પ્રશ્નથી હું પ્રથમ તો ગભરાયો, કારણ મેં ધમધોકાર અંદર ધસી જવાની આશા રાખેલી. છતાં કંઇક વિચાર કરી મેં દમ ભરાવી તેને ઉત્તર આપ્યોઃ—

"ભાઇ, તને પૂછવાનો શું અધિકાર છે? આજે પૂછયું તે તો ઠીક છે. તને ખબર છે કે ગુરૂમહારાજે આ ભૂતને પકડી લાવવા માટે મને મોકલ્યો હતો? એ તો રસ્તામાં બેશુદ્ધ થયાથી મારે તેને ખાંધપર લાવવી પડી છે. બાકી એ પૂરી ડાકણ છે. આઘો ખસ. નહિ તો તું જાનથી જશે. અધિકાર વગર પડપૂછ કરશે તો ડાકણનો ભોગ થશે. અને ગુરૂ મહારાજ વઢશે તે જૂદું."

એ પ્રમાણે દમ આપતાં પેલાએ તરત બાજૂએ ખસી મને માર્ગ આપ્યો. હું પણ એકદમ જ્યાં પ્રતાપરાય હતા તે ઓરડી સુધી ધુસી ગયો. તરૂણીને એક આછી શય્યા પર સૂવાડી મે પ્રતાપરાયને નમસ્કાર કર્યા.

"અરે! આ કોણ?" તેમણે પૂછયુ.

મેં થોડા શબ્દમાં બધી હકીકત તેમને કહી. તે સાંભળી તેમણે કહ્યું:-"પણ એને અહીં શા માટે આણી છે? તેના ઘરનો પત્તો મેળવીને તેને ઘેર પહોંચાડવી હતીને?"

મેં કહ્યું:-"આગ લાગેલું ઘર એનું જ હોવું જોઇએ એમ મને લાગ્યું. વળી એના બાપનું તો ખૂન થયું હતું એટલે એને માટે આપણા સિવાય બીજો કોઇ આશ્રય નથી, એમ સમજીનેજ હું એને અહીં લાવ્યો છું."

"ઠીક છે. હશે."

એમ કહી પ્રતાપરાયે તે તરૂણીની પાસે આવી તેનું શરીર તપાસ્યું. તેનો જખમ કેવો હતો તે જોયું અને કાંઇ ભારે ગંભીરતા જેવું નથી એમ જાહેર કર્યું. ત્યાં પડેલા એક કુંજામાંથી પાણી કાઢી અમે તે જખમને સાફ કરી ધોયો. પ્રતાપરાયે પોતાની પ્રવાસી પેટીમાંથી એક જાતનો ચીકણો કાળો મલમ કાઢી તેની પટ્ટી બનાવી તે જખમ પર મારી અને તેના પર પાટો બાંધ્યો. પછી એક નાની શીશીમાથી પાણી જેવું કાંઈક ઔષધ કાઢી તેમણે તેના ચારેક ટીપાં તે યુવતિના મુખમાં પાડયાં.

થોડીવાર પછી તે યુવતિએ સચેત થઇને આંખો ઉઘાડી અને ભયભીત મુદ્રાથી આમ તેમ જોવા માંડયું. પોતાની સામે ચીનાઇ (વેશ પહેરેલા અમે બે) ગૃહસ્થોને જોઇને તે પુન: ગભરાઈ; અને થરથર ધ્રૂજવા લાગી. તેના મુખમાંથી ભયભીત અવસ્થાના ગુજરાતી ઉદ્દગારો પણ નીકળી ગયા.

એટલામા પ્રતાપરાયે તેની પાસે બેસી ગુજરાતી ભાષામા સૌમ્ય અને પ્રેમાળ શબ્દો વડે તેને આશ્વાસન આપવા માંડયું અને અમે એના શત્રુ નહિ પણ શુભચિંતક મિત્ર છીએ એમ સમજાવ્યું. ત્યારેજ તેને કઇક ધૈર્ય આવ્યું.

તેણે સ્વસ્થ થઈ મારા તરફ જોયું. અને રસ્તા પર મને જોયલો હોવાથી તેણે મને ઓળખીને તરતજ મને પૂછયું:–"તમે મને અહીં લાવ્યા છો કે ? મારા બાપુ કયાં છે ? તેમનું શું થયું ?" મે ખિન્ન સ્વરે ઉત્તર આપ્યો:–" બાળે, તારો બચાવ કરવાની ઇચ્છાથી મેં તારા પિતાનું શરીર રસ્તામાંજ એક સ્થળે મૂકી દીધું છે. તું જાણે છે કે તેમનાં શરીરમાંથી આત્મા ઉડી ગયો હતો. હવે તેની ચિંતા કરવાથી શું ફળ છે ? અમે તે પ્રેતને યોગ્ય સંસ્કાર કરવાની બધી તજવીજ કરી દઈશું. તે માટે તું નિશ્ચિંત...."

" પણ તે કયાં છે ? મને ત્યાં તેમની પાસે–જવા દો " તે હૃદયાવેશથી બોલી. અને અશક્તિ હોવા છતાં ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી.

પરંતુ પ્રતાપરાયે હળવેથી તેને બાળીને કહ્યું:–" બ્હેન, તારૂં ત્યાં જવું કાંઈ ઉપયોગનું નથી. અમે તેને સુરક્ષિત સ્થાને રાખેલુ છે. અને હવે તે પ્રેતને યોગ્ય સંસ્કાર કરાવી દઈશું. તું જરા પણ ચિંતા કરીશ નહિ. "

એ સાંભળી તે બાળા હાયસોસ કરતી અનેક પ્રકારના દુ:ખદ શોકજનક ઉદ્દગારો કાઢવા લાગી. પ્રતાપરાય થોડીવારે ઉઠીને બ્હાર ગયા. હું તેની પાસે બેઠો અને પ્રસંગને અનુકૂળ બે ચાર શબ્દો વારંવાર બોલીને તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મારે માટે આ પ્રસંગ પહેલોજ હતો. મેં કદિ કોઈ દુ:ખીઆને આશ્વાસન આપવાનું કાર્ય કર્યું નહતું. અને તેમાં પણ એક અપરિચિત યુવતિ અબળાને આવા અસીમ શોકમાંથી વારવાનો અનુભવ તો પહેલોજ હતો. જો કે તેમા હું છેક નિષ્ફળ નહિ ગયો. થોડીવાર પછી પ્રતાપરાય પાછા આવ્યા. તેમણે તે તરૂણીને સંબોધીને કહ્યું:

" બહેન, મેં મારા એક હિંદુસ્થાની મિત્રને તારા પિતાના શરીરને યોગ્ય સંસ્કાર કરવા માટે સંદેશો મોકલ્યો છે. તે પ્રમાણે તે તાત્કાલિક વ્યવસ્થા કરશે એમ મને ખાત્રી છે. હવે તું પણ મનમાં

થી એ વાત કાઢી નાંખ અને મારે તને એક બે પ્રશ્નો પૂછવા છે તેનો યથાર્થ ખુલાસો આપ. તારા પર આ સંકટ કેવી રીતે આવી પડ્યું ?"

પોતાને પ્રશ્ન પૂછાયલો હોવાથી હવે એ તરૂણીને શાંત થયા વિના છુટકો ન હતો. વસ્ત્રના પાલવ વડે તેણે પોતાના નેત્રોમાના આંસુ લોહી નાંખ્યાં. અને કરૂણસ્વરે પ્રતાપરાયના પ્રશ્નનો ઉત્તર આપ્યો:

"મારા પિતાની સાથે હું આ શહેરમા ચાર પાંચ વર્ષથી રહેતી હતી. મારા પિતાનું નામ દયાળસિંહ. તે બીલોરી સામાનની એક નાની દુકાન માંડતા હતા. અમે જ્યારે આ ગામમાં રહેવા આવ્યા ત્યારે અમારી સ્થિતિ બહુજ ચીંથરેહાલ હતી. પરતુ બાપાજીના ધંધામાં સારી કમાણી થતી હોવાથી થોડાજ વખતમાં અમારી પાસે ઠીક પૈસો ભેગો થયો.

"અમારી આસપાસ રહેતા વહેમી ચીનાઓને અમારી વધતી સંપત્તિ જોઇને બહુજ આશ્ચર્ય લાગ્યુ. અને તેઓ વારવાર તે વિષે પૂછપરછ કરવા લાગ્યા. એકવાર બાપાજીએ હાસ્યમાંજ તેમાંના એકને જવાબ આપ્યો કે ચારે પાસથી પૈસો તાણી લાવવાનો એક મંત્ર હું જાણું છું. બસ! થઇ ચુકયું. બાપાજીના કહેવાનો ભાવાર્થ એ હતો કે ખત અને પ્રમાણિકતાથી પૈસો આપોઆપ આવે છે. પરંતુ આ વહેમી ચીનાઓ તો એવુંજ લઇ બેઠા કે અમે ખરેખર જાદુગર છીએ અને જાદુથી બીજાના ઘરમાંથી પૈસો ઉઠાવી લઈએ છીએ. એક બે માણસે એવી વાતો ઉરાડી એટલે તો આખું ગામ અમારી સામે ઉલટયું. ચીના લોકોમાં ભૂત, પ્રેત, સાધના અને મંત્રોના પ્રચાર વિષે કેટલાં ભયંકર વહેમો છે તે તો આપ જાણતાજ હશો. એ અભણ લોકો અમારો એકદમ નાશ કરવાને તૈયાર થયા. બાપુજીએ તેમની ગેરસમજ ફેરવવાને ઘણોયે પ્રયત્ન કર્યો, પરંતુ તે વ્યર્થ ગયો. તેમણે અમને અનેક પ્રકારે પુષ્કળ પજવવા માંડયા. કોઈ અમને અનાજ આપે નહિ; કોઇ પાણી લેવા દે નહિ ગમે તેટલા પૈસા આપવા છતાં અમને કોઇપણ વસ્તુ વેચાતી મળી શકતી નહિ.....

"આથી અમે આ શહેર છોડી બીજે ચાલ્યા જવાનો વિચાર કર્યો. અને તે પ્રમાણે જવાની તૈયારીમાં હતા, એટલામાંજ કોણ જાણે કયાંથી અમારા શત્રુ ચીનાઓ એકાએક ટોળેબંધ અમારા ઘર પર ચઢી આવ્યા, તેમણે અમારા ઘરને તોડી પાડી આગ લગાડી. ઘર તૂટી પડયું તે પહેલાંજ અમે બાપ દીકરી પાછલે બારણેથી નીકળી માત્ર જીવ લઇને નાસવા લાગ્યા. ત્યારે પણ એક બદમાસે અમારો પીછો લીધો, એટલુજ નહિ પણ......"

આગળ વિશેષ કાંઈ ન કહેતાં તેણે માત્ર મારા પ્રત્યે આંગળી કરી એટલુંજ કહ્યું:

"પછી શું બન્યું છે તે તો આમણે જોયું છે. જો એઓ વખતસર આવી પહોંચ્યા ન હોત તો બાપાજીની સાથે મારો પણ પ્રાણ ગયોજ હોત."

પછી તો તે બરોબર મનેજ સંબોધીને કહેવા લાગી:—"એ વખતે આપ આવી પહોંચ્યા તો ઠીક થયું. આપે મને મૃત્યુના મુખમાંથી બચાવી છે. આપનો ઉપકાર હું કેવી રીતે ફેડીશ ?"

એ સુંદરીના મુખથી મારી આવી પ્રશંસા સાંભળીને મારા મનમાં ઘોળા-ઘોળ થવા લાગી. હૃદયમાં કઈકંઈ ભાવો ઉપજવા લાગ્યા. છતાં હું એકદમ ગુંચવાડામાં પડયો. થોડીકવાર કિંવકર્ત્તવ્યમૂઢ જેવો થયા પછી મેં અચકાતાં અચકાતાં કહ્યું:

"નહિ, નહિ! એમાં તે ઉપકાર શાનો? મેં મારી ફરજ કરતાં વિશેષ શું કર્યું છે? ઉલટું મેં તમારા પિતાને બચાવ્યા નહિ, એ તો........પણ હવે તેનો શો ઉપાય છે?"

થોડીવારે પ્રતાપરાયે તેને પૂછ્યું — "વારૂ, હવે તારો શું વિચાર છે? આ શહેરમાં તારૂં કોઇ સંબંધી કે ઓળખીતું છે?"

તરૂણીએ કહ્યું:–"આ શહેરમાં મારૂં એક પણ સગું કે સ્નેહી નથી. મારે કોઇ બીજાની સાથે પરિચય પણ નથી. પરંતુ પેકીન શહેરમાં મારી એક બહેન છે તે પોતાના પતિની સાથે ત્યાં રહે છે. જો આપ મને તેની પાસે પહોંચાડો તો...."

એટલુ બોલી તે અટકી ગઈ. અમારા જેવા અપરિચિત માણસને આ પ્રમાણે કામ સોંપતાં તે સંકોચ પામતી હોય એમ લાગ્યું.

પ્રતાપરાયે કહ્યું:—"ઠીક છે. જો કે હાલ તુરત તને પેકીન સુધી પહોંચાડવાની ખાત્રી આપી શકતો નથી. છતાં આ શહેરમાં મારો એક મિત્ર રહે છે તેની પાસે હું તને અત્યારે મોકલું છું. એક બે દિવસ તું તેમની પાસે સુરક્ષિત પણે રહી શકશે અને પછી તેજ તને પેકીન મોકલવાનો બંદોબસ્ત કરી આપશે."

એટલું કહી પ્રતાપરાય તે પ્રમાણે વ્યવસ્થા કરવા માટે તે ઓરડો છોડી બહાર ગયા. એ વખતે એ યુવતિનો હૃદયશોક શાંત પડી તે સ્વસ્થ થઈ હતી, એથી મને તેના સાચા સ્વરૂપનું નિરીક્ષણ કરવાની તક મળી.

બનતાં સુધી દૃષ્ટેદૃષ્ટ ન મળવા દેવાનો પ્રયત્ન કરતી અને નીચું જોઇ જમીન ખણતી હોવાથી તે સુંદરીની સુંદરતાનું માપ હું સહજમાં કરી શકયો. તે ઓછામાં ઓછા સત્તર વર્ષની હશે. યુવાવસ્થાને આંગણે તે આવી હતી. તેનો બાંધો મધ્યમ ને ઘાટદાર હતો. અંગાકૃતિ મૃદુલ અને સતેજ હતી.

શરીરનો વર્ણ ઉજળો ઘઉંવર્ણો હતો. નેત્રો અને કેશકલા વાદળાના જેવા કાળાભુરા રંગનાં હતાં. તેની ધનુષ્યાકાર ભ્રુકુટી જાણે ભાલ પ્રદેશને શોભાયમાન બનાવવાના ઉદ્દેશથીજ રચવામાં આવી હોયને! એમ મને લાગ્યું. કાનમાં સુવર્ણની રત્નજડિત બુટ્ટી અને હાથમાં સાદી બગડીઓ સિવાય તેના અંગપર વિશેષ કાંઈ આભૂષણ નહતાં. એની મનોહર મુખમુદ્રા મને તો એવી મોહક લાગી કે જાણે તેનાં પ્રત્યેજ જોયા કરૂં એમ થયુ. વચમાં વચમાં તે જ્યારે મારા તરફ જોઈને મને દૃષ્ટિ ખસેડવાની ફરજ પાડતી ત્યારે મારા હૃદયમાં કોણ જાણે શું નું શુ થઇ જતુ હતુ તે મારાથી સમજાતું નહતું. સ્ત્રીઓના સહવાસનો આજસુધીમાં મને નહિ જેવોજ અનુભવ થયો હતો. શરીર સૌંદર્ય જોવાનો મને નહિ જેવોજ અનુભવ થયો હતો. શરીર સૌંદર્ય જોવાની મને ટેવજ ન હતી. તેમાં સ્ત્રી સૌંદર્ય તરફ આજ સુધીમાં મેં કદિ લક્ષ પણ

દોરવ્યું ન હતું.

છતાં આ સુંદરીના સૌંદર્યે મારા ઉપર તેજ વખતે ખૂબ અસર કરી દીધી એમ કબૂલ કર્યા વગર મારે ચાલે એમ નથી.

## પ્રકરણ ૨૫ મું

### પંચધન્વાનું છઠ્ઠું બાણ.

થોડીવાર પછી તે ઓરડાની શાંતિ ભાંગી.

સ્નિગ્ધ દૃષ્ટિએ મારા તરફ જોતાં તે બોલી:–"મારે આપના ઉપકારનું ઋણ કેવી રીતે વાળવું તે મને જરા પણ સમજાતું નથી."

મેં કહ્યું:–"તમારા ઉપર દુર્દૈવે આવી પડેલાં સંકટમાંથી જો તમે ધૈર્ય રાખીને મુક્ત થઇ જશો તો હું મને મારા પરિશ્રમનો પૂર્ણ બદલો મળેલો માની લઇશ....ઠીક ...પણ, તમારૂં નામ જાણવાની મારી ઉત્સુકતાને સમાવશો ?"

"મારૂં નામ ચંપાવતી. મારા પિતાજીનું નામ દયાળસિંહ. અમે મૂળ ગુજરાતી કાયસ્થ જાતિના છીએ. મારી એક બહેન ભગવતી કરીને છે તે પણ પોતાના પતિ સાથે આ દેશમાં આવી રહેલી છે. તેઓ પેકીનમાં રહે છે. આખી દુનિયામાં મને મારી બ્હેન અને બનેવી સિવાય બીજું કોઈ પણ સગું રહ્યું નથી !"

મારા એક પ્રશ્નના ઉત્તરમાં આટલો બધો ખૂલાસો મળતાં મને અત્યંત આનંદ થયો. હું આશા રાખતો હતો તે પ્રમાણે થોડીજ વારમાં ચંપાવતીએ મને પ્રશ્ન કર્યો;

"મને આપનું નામ નહિ જણાવો ?"

"શા માટે નહિ ?" મેં કહ્યું:–"મારૂં મૂળ નામ બહાદુરસિંહ છે. પણ અત્યારે તો તમે મને માહપૂ કરીનેજ ઓળખજો. તમે જાણો છોજ કે મેં અમુક કારણસર ચીની વેષ ધારણ કર્યો છે, અને–"

"આપે શા કારણ માટે આ વેષ...."

મે વચમાંજ કહ્યુ‘–"તે હું તમને કહી શકતો નથી એ માટે ક્ષમા કરજો. જે કાર્ય સાધવા માટે અમે વેષાંતર કર્યું છે તે અત્યંત ગૂઢ હોવાથી તમારી જીજ્ઞાસા મારાથી પૂર્ણ કરાય એમ નથી. કદાચ એમ પણ બને કે આપણી–મારી તમારી આ મુલાકાત છેલ્લીજ હોય."

જાણે ભયભીત થઇ ગઇ હોય તેવી મુદ્રાથી ચંપાવતીએ પૂછયું:

"એટલે ? આપ શું કહો છો ?"

"દિલગીરીની વાત છે કે હું વિશેષ કાંઇ ખૂલાસો કરી શકતો નથી. પરંતુ માત્ર એટલુંજ કહું છું કે થોડાજ વખતમાં અમે બંને જણ એક એવું જોખમ ભરેલું કામ હાથમાં લેવાના છીએ કે જેમાં દૈવ રૂઠે તો પ્રાણ પણ મૂકવા પડે એવો સંભવ છે....પણ આટલું યે હું તમને શા માટે જણાવું છું, તે મનેજ સમજાતું નથી. તમારો અને મારો પરિચય થયાને એક પ્રહર પણ વીત્યો નથી છતાં આપણે ઘણા લાંબા સમયથી પરિચિત હોઇએ એવોજ મને ભાસ થાય છે અને તેથીજ મારે ગુપ્ત રાખવા જેવી વાતો પણ મારાથી તમારી આગળ આપોઆપ પ્રગટ કરી દેવાય છે."

"હું સાચું કહું છું, વાંચનાર, કે મારા આ શબ્દોમાં કૃત્રિમતા જરાયે ન હતી. મેં મારી લાગણીને સાચાજ સ્વરૂપમાં બીલકુલ અતિશયોક્તિ વગર વર્ણવી હતી.

સાંભળીને ચંપા બોલી—

" આપે આજે મારો પ્રાણ બચાવ્યો છે. હું આપની જન્મભર ઋણી બની છું. મારાથી એ ઋણ કેમ કરી ફેડાશે ?"

એના બોલવાનો ભાવાર્થ હું તરતજ કળી ગયો. મેં કહ્યુ—" જો મેં તમારૂં કંઇક પણ કાર્ય કર્યું છે એમ તમે માનતા હો, તો–તો–તમારે પણ મારૂં કંઇક કાર્ય કરવું જોઇએ. "

"આપની આવી પ્રસ્તાવના મને દુઃખદ લાગે છે. તેને બદલે આપે મને આજ્ઞા આપી હોત તેજ વિશેષ સુખકર થઇ પડત. "

વાચનાર, અમૃતથીયે મીઠા તે સુકોમળ સુંદરીના આવા શબ્દો સાંભળીને મારૂં પામર હૃદય દ્રવવા લાગ્યું હોય તો તેમાં તને આશ્ચર્ય લાગશે ખરૂં કે ?

મેં મારી ટચલી આંગળી પરથી વીંટી ઉતારી. તે એક સાદી સુવર્ણ મુદ્રા હતી. દશ રૂપિઆથી વધારે ભાગ્યેજ તેની કિંમત હશે.

ચંપાવતી તરફ હાથ લંબાવી કહ્યું–

"ચંપા, આ મારી એકની એક મુદ્રા તમે સંભાળશો ? મારી માતાએ પોતાના મૃત્યુ સમયે આ વીંટી પોતાના સ્મરણ ચિન્હ તરીકે મારી આંગળીને ચઢાવી હતી. એ મુદ્રાને મેં આજ સુધી પ્રાણ પેરે સાચવી છે. ક્ષુદ્ર કીંમતની હોવા છતાં તેના પર મારો અગાધ પ્રેમ છે. અત્યારે મેં જે કાર્ય માથે લીધું છે તેમાં ચંપલાવતી વખતે આ મુદ્રા રાખવાની મારી હિંમત ચાલતી નથી. તેથીજ હું તેને કોઇ સુરક્ષિત સ્થળે રાખવા ઇચ્છું છું. ઇશ્વરકૃપાથી જો હું આ સાહસમાં સફળતા પામી સુખરૂપ પાછો ફરીશ તો તમને મળીને આ મુદ્રા હું પાછી મેળવીશ. પરંતુ જો દુર્દૈવે હુ પાછો ન ફરૂં તો..."

" તમે પાછા ન ફરો ? એટલે ? " ચંપાવતી આશ્ચર્ય પામતાં બોલી ઉઠી.

" એટલે શું ?—અત્યારે કહી શકતો નથી. મારૂં કઇ ઘડીએ શુ થાય તે નિશ્ચિત નથી. પરંતુ ચંપાવતી, દૈવયોગે જો મને કાંઈ અનિષ્ટ થયું અને હું પાછો ન આવું, તો મારી આ મુદ્રા તમે મારા એક ક્ષુદ્ર સ્મરણસંકેત તરીકે હંમેશ પહેરજો એવી મારી ઇચ્છા છે. મારી આ વિનતિ તમે માન્ય રાખશો તો સ્વજન વિહોણા આ વિશાળ જગતમાં એકલવાયા પડેલા મને હજુયે એક પ્રેમાળ સંબંધી છે એવુ મારા મનનું સમાધાન થશે. "

મારા આ શબ્દો સાંભળીને ચંપાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. સાચું પૂછો તો મારૂં હૃદય પણ ગદ્દગદિત થયું હતું. મારાથી આગળ કાંઇ બોલાયું નહિ. ન કરે નારાયણ–મને કાંઇ અનિષ્ટ થયું તો? તો–શું ? એક હૃદય-દ્રાવક ભયંકર ચિતાર મારાં મનોનેત્ર સમક્ષ તરવરી રહ્યો હતો.

પોતાના બારીક વસ્ત્રના પાલવ વડે આંખમાંના અશ્રુ લોહી નાંખતી ચંપા બોલી–" તમે એ સાહસમાં ન જાઓ તો.... "

" તે ચાલે એમ નથી. હવે મારાથી તેવો વિચાર સરખોયે થાય એમ નથી. " મેં કહ્યું–" ચંપા, હું એ સાહસમાં કયા-

રનો પડીજ ચૂક્યો છું. તેમાં પડ્યાથીજ મારો ને તમારો મેળાપ થયો છે." એમ બોલતાં મેં વીંટી વાળો હાથ તેના તરફ લંબાવ્યો. તેણે જરાયે સંકોચ વગર પોતાના જમણા હાથની ટચલી આંગળી મારા હાથમાં આપી. મેં તે આંગળી ઝાલી અને અત્યંત કોમળતાથી તે વીંટી તેના ઉપર ચઢાવી. એ વખતે થયેલા પરસ્પર સ્પર્શથી અમને બંનેને રોમાંચ થયો. બંનેનાં શરીર કદિ નહિ અનુભવેલા તનમનાટથી કંપી ઉઠ્યાં. તે સુકોમળ કનિષ્ઠિકાને હાથમાંથી છોડતા પહેલાં મેં જરાક દબાવી.

પોતાની આંગળી પર વીંટી કેવી દેખાય છે, તે જોતી ચંપા બોલી–" હું આ વીંટીને બહુજ કાળજી પૂર્વક સાચવી રાખીશ. હંમેશ મારી આંગળી પરજ રાખીશ તેને ક્ષણભર પણ અળગી કરીશ નહિ. આપ આપના સાહસ કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી પાછા આવો ત્યાંસુધી હું એને મારા પ્રાણની પેઠે સંભાળીશ."

આટલી વાતચિત થઇ એટલામાં બહાર પગલાંનો ઘસારો સંભળાયો. અમે બંને સ્વસ્થ થઇ ગયાં. ચંપાએ વીંટી વાળો હાથ સાળુમા સંતાડી દીધો. તરતજ પ્રતાપરાય ત્યાં આવી પહોંચ્યા.

તેમણે ચંપાને કહ્યું–"બ્હેન, તને સુરક્ષિત સ્થળે પહોંચાડવાની તજવીજ થઈ ગઇ છે. અહીં મારો એક મિત્ર ચંપકરાય કરીને રહે છે તેને મેં ખબર આપી દીધી છે. તે અને તેની પત્ની અત્યારે તારી વાટ જોતાં બેઠાં હશે. બહાર એકરિક્ષા ઉભી હશે. તે તને ચંપકરાયને ત્યાં પહોંચાડશે. ત્યાંથી તને તારી બ્હેનને ઘેર–પેકીન–પહોંચાડવાની વ્યવસ્થા પણ તેઓજ કરશે. તુ મનમાં કોઇ પણ પ્રકારની શંકા રાખીશ નહિ."

ચંપાવતી બોલી–"આપે મારો પ્રાણ ઉગારીને મને ઉપકારના ભારથી દબાવી દીધી છે. હવે આપના કાર્યમાં મારાથી શંકા રખાયજ કેમ? પ્રભુ, મને આપનો બદલો વાળવાનો અવસર જલ્દી આપો."

પ્રતાપરાય તરતજ બોલી ઉઠયા–"બ્હેન, એમા ઉપકાર કરવાપણું કશું નથી. આ જગતમાં પ્રાણી માત્ર એક બીજાને સહાય કરીને સંસારનો સાગર ખેડવાને માટેજ સરજાયલાં છે. જેઓ એક બીજાની સાથે કજીઓ કરીને વૈર બાંધે છે તેઓ મૂઢ છે. છતા જો તને અમારા પ્રત્યે કંઇક ઉપકૃત વૃત્તિ થતી હોય તો તે ઉપકારનો બદલો વાળવાનો એક અતિ સરળ માર્ગ હું તને બતાવું."

"કહો. કહો. જરૂર કહો. આપ જે કહેશો તે હું જરૂર કરીશ."

"મારે વિશેષ કાંઇ જોઈતું નથી. માત્ર એટલુજ કે અહીં તેં જે કાંઇ જોયું છે, અને અમારે વિશે જે કાંઇ તેં જાણ્યું છે તેમાંનો એક પણ શબ્દ તારે કોઇની આગળ કહેવો નહિ."

"જેવી આપની મરજી." ચંપા બોલી–"જો, એટલાથીજ આપને સંતોષ થાય એમ હોય તો તેમ કરવા બંધાઉં છું. જીવ જતાંયે આપને વિશે કોઇની આગળ એક અક્ષર પણ કહાડીશ નહિ."

"બસ. અમારે એથી વિશેષ કાંઇ ન જોઇએ." એમ કહી પ્રતાપરાયે મારા પ્રત્યે જોયું–"બહાદુરસિંહ, તમે એને રિક્ષામાં બેસાડી આવો."

ચંપાવતીએ પ્રતાપરાયને પ્રણામ કર્યા અને ઓરડામાંથી બહાર નીકળવાને જવા માંડયું. જેવી તે પ્રતાપરાયની આગળથી પસાર થઇ તેવોજ પ્રતાપરાયે પાછળથી તેને ખબર ન પડે એમ તેના માથા પરથી અદ્ધર હાથ ફેરવ્યો-માર્જન કર્યું, તે મેં જ જોયું.

અમે બંને ઓટલા પર આવ્યાં. રસ્તામાં રિક્ષા ઉભી હતી. ગાડીમાં બેસાડતાં મેં ધીમે સાદે કહ્યું:

"ચંપા, આ આપણી છેલ્લી મુલાકાત...."

"એવું ન બોલો. આપણે ફરી જરૂર મળીશું, એમ મારૂં મન સાક્ષી પૂરે છે."

"ભવિષ્યના પડદા કોણે ચીરી જોયા છે? અત્યારે તો રામરામ!"

ગાડી ચાલે તે પહેલાં ચંપાએ પુનઃ પોતાનો હાથ કાઢી મારા તરફ લંબાવ્યો. મેં તે પકડયો. મારા હાથમાં દબાવ્યો. તે કાંઇજ બોલી નહિ. બોલી શકી નહિ, એમ મને લાગ્યું. મને તે હાથ પર ચુંબન કરવાનુ મન થયુ. પરંતુ કદાચ એવું એને ન ગમે, કદાચ મારે વિશે એને ખોટો ખ્યાલ આવે, એવા ભયથી મેં મનને વાળ્યું. હાથ કોમળતાથી પડતો મૂકયો. તેનો હાથ છુટતાં મારા હાથમાં કંઇક વસ્તુ રહી ગઇ હોય એમ મને લાગ્યું. મેં તે વસ્તુને જોયા વગરજ મારા કોટના અંદરના ખીસામાં સેરવી દીધી.

રિક્ષા ચાલી ગઇ. દૂર એક આડી ગલીમાં વળી ત્યાં સુધી મેં અને ચંપાએ પરસ્પર જોયા કર્યું.

વાંચનાર, તું પૂછશે-શા માટે?

હું કહીશ-કોણ જાણે?

## પ્રકરણ ૨૬ મું

### નાટકનો આરંભ

જ્યારે હું પાછો તે ઓરડામા ગયો ત્યારે પ્રતાપરાય મનમાં કંઇક ગણગણતા અને હાથની મુઠ્ઠી વાળીને નિશ્ચય કરતા આમતેમ ધીમે પગલે આંટા મારી રહ્યા હતા. મને જોઇને તેમણે કહ્યું—

"બહાદુરસિંહ, હવે તમે સમજી તો ગયાજ હશો કે આપણા કાર્યનો મુખ્ય ભાગ હવે શરૂ થઈ ચૂકયો છે. હવે આપણુ મન આ કાર્ય સિવાય બીજા કોઇ પણ વિષયમાં રોકાવું ન જોઇએ, હોં!"

મને ભય લાગ્યો કે પ્રતાપરાય આમ કહીને મને મોઘમ ઠપકો આપે છે કે શુ? મારૂં ચિત્ત ચંપાવતીના વિચારોમાં રોકાયલુ હતું તે વાત જરૂર પ્રતાપરાય કળી ગયા હોવા જોઇએ. મનુષ્યના ચહેરા પરથી તેના ચિત્તની સ્થિતિ સમજી જવાની અદ્દભુત શક્તિ પ્રતાપરાયમાં હતી અને મને તેનો અનુભવ પણ થયો હતો. મારાથી તેમના મુખ સામે ન જોવાયુ.

"હાજી." મેં નીચું જોઇ રાખીને ઉત્તર આપ્યો.

"ત્યારે ઠીક. હવે કલાક પછી આપણા પ્રયાણને માટે ઘોડા અને માણસો તૈયાર થશે. તેટલો વખત તમે અહીં વિશ્રાન્તિ લ્યો. દરમ્યાન હું પેલા બુઢ્ઢાની પાસે જઇ આવું છું. મારે હજુ તેની

પાસેથી કેટલીક અગત્યની માહિતીઓ મેળવવાની છે. એક બાબત તમે ખાસ લક્ષમાં રાખજો–હવેથી હું મુખ્ય ઉપાધ્યાય અને તમારો ગુરૂદેવ છું અને તમે મારા મુખ્ય શિષ્ય છો. તે પદ્ધતિ પર હવેથી હું તમને બચ્ચા, બેટા, વત્સ....વગેરે શબ્દોથી તુંકારમાં સંબોધીશ અને તમારે મને એક મહાત્મા તરીકે ઘણુંજ માન આપવાનું છે અને મારી સાથે ભારે વિવેકથી વર્તવાનું છે જેટલે અંશે તમે મને વધારે સન્માન આપશો અને મારી વધુ પૂજા કરશો તેટલે અંશે મારી મહત્તા વધશે અને આપણા કાર્યની સફળતાનો સંભવ વધશે."

"તે હું સારી પેઠે સમજું છું" મેં કહ્યું–"હું વખતોવખત આપને પ્રણામ કરીશ અને ચરણસ્પર્શ........"

"હા. તે કરવા, પરંતુ એવી રીતે નહિ કે કોઇને વહેમ પડે નિયમ કરતાં વધારે પડતું કરવાથી પણ શંકા ઉપસ્થિત થવાનો સંભવ રહે છે. ભોગજોગે તેવું કંઇ અવળું થયું તો આપણા બંનેના ડોકાં ધડ પરથી છૂટાં થયા વગર રહેનાર નથી, એ પણ ધ્યાનમાં રાખવું."

મેં ડોકું હલાવીને હું કાર્યની ગંભીરતા સમજું છું એવો ભાવ દર્શાવ્યો. પ્રતાપરાય મને ત્યાંજ બેસવા દઇ ગુરૂદેવના આડંબરથી ધીમે ગંભીર પગલે તે ઓરડામાંથી બહાર નીકળ્યા. થોડીવારે મને પેલી વસ્તુ યાદ આવી. જતાં જતાં ચંપાવતીએ કંઇક મારા હાથમાં મૂકયું હતું. તે શું હતુ? મેં ખીસામાંથી કાઢી જોયુ.

તાંબાના પતરા પર કોતરેલું દાબડી જેવા ઘાટનું તે એક તાવીજ હતું. તેની સાથે કાળો રેશમનો દોરો બાંધેલો હતો. કશોયે વિચાર કર્યા વગર મેં તે તાવીજને હૃદયસરસું ચાંપ્યું, અને પછી મારા ડોકમાં બાંધી ખમીસ નીચે છૂપાવી દીધુ.

થોડીવારે પ્રતાપરાય આવી પહોંચ્યા. હાથની ચપટી વગાડી તેમણે મને ધીમે સાદે કહ્યુ–"ચાલો ઉઠો. હમણાં નાસ્તો પાણી આવે છે. મેં કહ્યું તે ધ્યાન રાખજો."

હું તરત ઉઠીને ઉભો થઈ ગયો. તરતજ બહારના ઓરડામાં પગલા સંભળાયા. હું બારણા પાસે ગયો. વૃદ્ધ ઘરધણી હાથમાં એક ચાંદીનો થાળ લઈને આવી પહોંચ્યો. થાળમા કેળાં, નારંગી અને બીજાં વિવિધ ફળો હતા. થોડીક મિઠાઇ અને બે ત્રણ દુધના પ્યાલા હતા. મેં તરતજ તેના હાથમાંથી થાળ લઇ લીધો. એટલે તે બુઢ્ઢો બારણા આગળ જ ઉભો રહ્યો.

પ્રતાપરાયની પાસે જઇને મે થાળ તેમના ચરણમાં મૂકયો અને કેળા વગેરે છોલી અત્યંત પૂજ્ય ભાવથી એક પછી એક તેમના હાથમા આપવા માંડયા. તે ખાતાં ખાતા ગુરૂદેવે મને સંબોધી કહ્યું:

"બચ્ચા, તું પણ થોડો આહાર કરી લે. આજે આપણે લાંબો પ્રવાસ કરવાનો છે.

"જેવી મહારાજશ્રીની આજ્ઞા." એમ કહી મેં પણ થોડાક ફળફળાદિ અડાવ્યાં. પછી ખાલી થયેલો થાળ તે વૃદ્ધના હાથમાં પાછો આપ્યો. તે લઇને તેણે પૃછ્યું—

"બીજી કાંઇ ગુરૂશ્રીની આજ્ઞા છે?"

"બીજું હવે તો કાંઇ નથી. તમે અમારી સારી સરભરા કરી છે. અમારૂં

અંતર તમારા પ્રત્યે વત્સલતાથી ઉભરાય છે. તમને અમારા આશિષ છે કે તમે લાંબું આયુષ ભોગવો."

આશિર્વાદ સાંભળી ડોસો નમન કરી ચાલતો થયો. દશેક મિનિટ પછી અમે બંને બહાર નીકળ્યા, આગળ ગુરૂદેવ અને પાછળ શિષ્ય. આખા ઘરનો સ્ટાફ —ગૈરો, છોકરા, મ્હેતા, નોકર, રસોઇયા વગેરે અમને એટલા સુધી વળાવવા આવ્યાં. તે બધાયે અમને અનેક વખત નમી નમીને પ્રણામો કર્યાં. પ્રતાપરાયે દરેકને ચીનાઇ શૈલિથી જુદી જુદી રીતે આશિર્વાદો આપ્યા.

બારણામાં પાંચ ઘોડા અને ત્રણ માણસો ઉભા હતા. ત્રણમાંનો એક તો લાહોવાન હતો. બે ઘોડા પર સામાન નાંખેલો હતો. અને ત્રણ અમારે બેસવાને હતા. એક ઘોડો પ્રતાપરાયને માટે ખાસ શણગારેલો હતો તેના પર તે બેઠા. બીજા પર હું બેઠો અને ત્રીજા પર લાહોવાન બેઠો. સામાનના ઘોડાને પેલા બે માણસો અમારી પાછળ દોરીને લાવવાના હતા. ઘોડા ચાલવા માંડયા એટલે ડોસાના સ્ટાફે છેલવહેલા પ્રણામ કરીને અમારો જયજયકાર બોલાવ્યો. અમે બંનેએ તેમને અત્યંત ઉમળકાથી હસતા હસતાં ચીના મહંતની ઢબથી આશિષ આપ્યા.

ધીમે ધીમે અમારૂં સરઘસ મોટા રસ્તા પર આવ્યું તે વખતે રાત્રિના ચારેક વાગ્યા હશે. રસ્તા પર થોડે થોડે અંતરે દીવાઓ ગોઠવેલા હતા તેથી અમને અંધકાર ઝાઝો નડયો નહિ.

જ્યારે અમે ટીનસ્ટીન શહેરના દરવાજામાંથી બહાર નીકળ્યા ત્યારે મળસ્કું થઇ ગયું હતું અને પૂર્વમાં થોડો થોડો પ્રકાશ દેખાવા માંડયો હતો. અમે બધા મૂગામૂગાજ અમારા ઘોડાને ખુદ્દુક ખુદ્દુક, જેમ ચાલે તેમ ચાલવા દઇને મુસાફરી કરતા હતા. તે વખતે પ્રતાપરાયને શું અને કેવા વિચારો આવતા હશે તે તો કોણ જાણે. પણ મારૂં હૃદય તો અત્યંત આનંદથી છૂટકારાનો દમ ખેંચી રહ્યું હતું. ટીનસ્ટીન શહેરમા અમારો મુકામ હતો તો માત્ર પાંચ–સાત કલાકનો. પરંતુ તે દરમ્યાન મને જે જે વિચિત્ર અનુભવો થયા તેનાથી મારૂં ચિત્ત ઉદ્વિગ્ન થઇ ગયું હતું.

એ શહેરમાંથી હવે સુરક્ષિતપણે ક્યારે છૂટાય તેને માટે હું ક્યારનો ઝંખી રહ્યો હતો. સાચુંજ કહું છું કે તે બુઢ્ઢો અમને આવી સરસ રીતે વિદાયગીરી આપશે એવી તો મને કલ્પના સરખી યે ન હતી.

છતાં ટીન્સ્ટીનના ભયાનક મરણીઆ સાહસમાથી જીવતો છૂટયો તેથી અત્યારે મને ખૂબ હર્ષ થતો હતો. પ્રાતઃકાળની શીતળ હવા અને ખુલ્લા મેદાનની રમણીય કુદરતને લીધે મારૂં ચિત્ત અત્યંત પ્રપુલિત થયું. અને તે સાથે અચાનક મને કુમારી ચંપાવતીનું સ્મરણ થયું. તરતજ મારો હાથ મારી ડોક તરફ વળ્યો. તે બાળાએ મને અર્પણ કરેલું તાવીજ મારા ખમીસ નીચે સુરક્ષિત છે કે નહિ તે તપાસ્યું. પછી મને ઘણો વખત સુધી ચંપાવતીનાજ વિચારો આવ્યા કર્યા. ચંપાની મોહક મૂર્તિ મારી દૃષ્ટિ સમક્ષ આવીને ઉભી રહી. પ્રતાપરાયના આ જીવસટોસટના સાહસમાં જોડાયો ન હોત તો તેનો મધુર સહવાસ હું વધારે સમય ભોગવી શકયો હોત;

કદાચ મારો ને તેનો હંમેશને માટે સંબંધ થયો હોત. એ વિચારે મને આ જોખમભરેલા સાહસમાં પૈસાના લોભે જોડાવા માટે મને ઘણુંજ દુઃખ થયું. પ્રતાપરાય સાથે થયેલો મારો કરાર મને કાળ જેવો લાગ્યો. પરંતુ બીજીજ ઘડીએ મને વિચાર આવ્યો કે જો હું પ્રતાપરાયના સાહસમાં જોડાયોજ ન હોત તો મારો અને ચંપાનો મેળાપ જ ક્યાંથી થયો હોત? અને જો તેનું દર્શનજ મને થયું ન હોત તો પછી તેના પરિચયની કે સહવાસની તો વાતજ ક્યાં રહી? જો હું પ્રતાપરાય સાથે જોડાયો ન હોત તો તે અણીને પ્રસંગે હું પેલી અંધારી ગલીમાં વખતસર જઈ પહોંચ્યો જ ન હોત, અને બીચારી ચંપા ક્યારનીયે પેલા દુષ્ટ ચીના રાક્ષસના છરાનો ભોગ થઇ પડી હોત! વળી પ્રતાપરાયના સંબંધ વગર તો હું યે શાંગહાયમાં કોઇ નિર્દય ચીનાની હલકી નોકરી માત્ર પેટને ખાતર કરતો હોત–તો તે વખતે મને કોઈ તરૂણીના પ્રણય–સંબંધની કલ્પના સરખીયે ક્યાંથી આવી હોત?–એવા એવા અનેક શુભાશુભ વિચારો મારા મગજમાંથી વિજળીના ચમકારા પેઠે પસાર થઈ ગયા. ચંપાવતીનું પુનઃ ક્યારે દર્શન થશે તેની પણ મને ભારે ઉત્કંઠા થવા લાગી. તેનું પુનઃદર્શન કદાચ નયે થાય એ વિચારે હુ પાછો ઉદ્વિગ્ન બન્યો.



## પ્રકરણ ૨૭ મું

### ભેદી ભીખારડો.

જ્યારે સૂર્યોદય થયો ત્યારે અમે ટીન્સ્ટીન શહેરથી પાંચેક માઇલ દૂર નીકળી ગયા હતા. પ્રતાપરાય પોતાના વેશને અનુરૂપ ઢબથી પોતાનો ઘોડો સૌથી આગળ ચલાવ્યા કરતા હતા. તેમણે થોડીવારે મને પોતાની પાસે આવવા ઇશારત કરી.

હું મારા ઘોડાને ઉતાવળે ચલાવી તેમની પાસે જઈ ગયો. અમે બંને ઘોડાને જોડાજોડ ચલાવવા લાગ્યા. ગુરૂ–શિષ્ય વચ્ચે રાખવું જોઇએ તેટલુંજ અંતર મેં રાખેલું હતું. અમારી પાછળ લાહોવાનનો અને બીજા બે ઘોડાઓ લગભગ સો વારને અંતરે ચાલ્યા આવતા હતા, એટલે અમારી વાતચિત કોઇ સાંભળી શકે એમ ન હતું.

પ્રતાપરાયે મને સંબોધીને ધીમે સાદે કહ્યું—"જૂઓ; ડાકટર ગુણવંતલાલે મોકલેલા બંને તારો અત્યારે તો જ્યાંના ત્યાં પહોંચી ગયા હશે. અને મેં જે પ્રમાણે ગોઠવી છે તે પ્રમાણે બધી વ્યવસ્થા પાર પડે તો આવતા અઠવાડીઆમાં તો આપણે હાંકાઉના ઉપાધ્યાયને અદૃશ્ય કરી શકીશુ. તે અદૃશ્ય થયો એટલે આપણા માર્ગમાંથી એક કંટક દૂર થયો એમ સમજવું. તેના ગિરફતાર થયાના સમાચાર આપણને પેકીનમાં મળશે. પરંતુ તેને કંઇક વખત લાગશે. એટલે આપણને લામાસરાઈમાં પ્રવેશ કરવા જેવો અવસર આવતાં હજુ દશેક દિવસ થશે એમ મને લાગે છે. ત્યાં સુધી આપણે આ

ટીન્સ્ટીનના ડોસાએ એક માણસ પર ભલામણ પત્ર લખી આપ્યો છે તેને ત્યાં મુકામ કરીશું. ત્યાંયે આપણે ગુરૂ શિષ્યનો ઠાઠ રાખવાનો છે તે ધ્યાનમાં રાખવું. મારો પણ ત્યાં મારી મહત્તા વધારવાનો એકાદ ઉપાય યોજવાનો વિચાર છે...."

"તે કેવી રીતે?" મેં પૂછયું.

"જે મહાન પદવી પર મારે જવાનું છે તેની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે હું એક સાત દિવસનું વ્રત કરવાનો છુ. તે સાત દિવસ હું અપવાસ કરીશ અને એક એકાંત ઓરડામા ગોંધાઇ રહીને ઇશ્વર ચિંતન કરીશ. તમારા સિવાય બીજા કોઇની પણ મુલાકાત હું લઇશ નહિ. જ્યાં સુધી હાંકાઉવાળાના અનુકૂળ સમાચાર આવી પહોંચે ત્યાંસુધી મારૂં વ્રત ચાલૂ રહેશે. ત્યાંથી જે સમાચાર આવે તેના ઉપર આપણો ભવિષ્યનો બધો કાર્યક્રમ ગોઠવાશે."

"પણ—" હું બોલતાં બોલતાં અચકી ગયો.

"કેમ, શું પૂછવું છે?" પ્રતાપરાયે પૂછ્યુ.

"મને શંકા એ થાય છે કે હાંકાઉના મહંત જેવી વ્યક્તિને આપણે આવી રીતે ગુમ કરી દઇએ તેથી તે પ્રદેશમાં હોહા કેટલી બધી થશે?"

"બહાદુરસિંહ, જો મારા ગોઠવ્યા પ્રમાણેનો કાર્યક્રમ પાર પડે તો એનાથી જરાયે હોહા થવાની નથી, એમ ખાત્રી રાખજો. જે માણસને મેં આ કાર્ય સોંપેલું છે તે મારો અત્યંત વિશ્વાસુ છે. તેના હૃદયમાં મારા પ્રત્યે અત્યંત માન છે કારણ કે માત્ર બે વરસ પરજ મેં તેનો પ્રાણ અને આબરૂ બંને બચાવ્યાં હતાં. એટલે મારા ઉપર તેની એટલી બધી શ્રદ્ધા છે કે ગમે તેવું જોખમ અને સાહસવાળું કામ મારે ખાતર કરવાને તે જરાય અચકાય એમ નથી. પણ બહાદુરસિંહ, આ યોજના સાંભળીને તમારૂં મન શિથિલ તો થયું નથીને? તમને ગભરાટ તો...."

"ના. ના." મેં કહ્યું "—મને જરાયે ગભરાટ થતો નથી. એ તો ગઇ કાલની રાત્રે મને જોઇએ તેટલી ઉંઘ આવી ન હતી તેથી મારૂ ચિત્ત કંઇક વ્યગ્ર રહ્યા કરે છે. બીજું કાંઈ નથી."

"ઠીક છે." પ્રતાપરાયે કહ્યું—"હવે અર્ધા પોણા કલાકમાં આપણે એકાદ ધરમશાળા આગળ આવી પહોંચીશું. સવારથી અત્યાર સુધીમાં આપણે લગભગ ૨૦ માઇલ જેટલો રસ્તો કાપી નાંખ્યો છે."

પછી અમે ઘોડાઓને એડી મારીને ઝડપથી ચલાવવા માંડયા. લગભગ પોણો કલાક સુધી એ ગતિએ શાંત પ્રવાસ ચાલૂ રહ્યો. પછી કેટલેક દૂર એક ધરમશાળા દેખાઇ એટલે પ્રતાપરાય બોલ્યા.

"આપણે પેકીનને અડધે રસ્તે આવ્યા."

થોડી વારમાં અમારા ઘોડા ધરમશાળાના આગણાંમાં આવી અટકયા. અમને જોઇને ત્યાંનો ચીનો રખેવાળ સામો આવ્યો, અને અમારે ઘોડાઓને કયાં બાંધવા તે બતાવવા લાગ્યો. પ્રતાપરાયને તેણે એક ધર્માધિકારી જાણીને અત્યંત ભક્તિભાવથી પ્રણામ કર્યા.

લાહોવાને ઘોડાઓને તબેલામાં બાંધ્યા અને જોઇતો સામાન ઉતારી ધરમશાળામાં આણ્યો. ત્યાં ભાંગીતૂટી અને બહુજ

અવાગરી દશ બાર ઓરડીઓ હતી. તેમાંથી પ્રતાપરાયે એક પોતાને માટે અને એક મારે માટે એમ બે ઓરડીઓ પસંદ કરી, તેમાં સામાન મૂકાવ્યો. ધરમશાળાના નોકરને બોલાવી ઓરડીઓ સાફ કરાવી અમારે બેસવા માટે બે ગાદીઓ નંખાવી.

થોડી વાર પછી ધરમશાળામાં ભોજનની તૈયારી થઇ. પ્રતાપરાયે અમારે માટે અત્યંત સાદુ અને સ્વચ્છ ભોજન તૈયાર કરવાની વરદી રખેવાળને આપી હતી—કોદરાની ખીચડી અને કડાબુનું ( એક જાતના ઘાસનું) શાક. રસોઇ કંઇ ખાસ વખાણવા લાયક થઇ ન હતી. છતાં ભૂખ અમને કકડીને લાગી હતી એટલે અમે બંનેએ તેના પર ઠીક હાથ માર્યો. પછી જરા વામકુક્ષી કરવાને આડા પડયા, ને બરાબર સાડાત્રણ કલાક ઉંઘ્યા.

બપોરે, નમતે પહોરે અમે ધરમશાળાના રખેવાળનુ બીલ ચૂકવી પાછા પ્રવાસે નીકળી પડયા. સવારની પેઠેજ અમે અનુક્રમે એક બીજાની પાછળ ગોઠવાઇ ગયા હતા. અડધોક કલાક સુધી શાન્ત મુસાફરી થયા પછી મેં અમારી પાછળ એક ભીખારીને આવતો જોયો. મને તેનો વેશ તથા હિલચાલ જોઇને વહેમ પડયો.

વહેમ પડવાનું મુખ્ય કારણ એ હતું કે અમારા ઘોડા કેટલીક વાર ઉતાવળે તેમજ કેટલીક વાર ધીમે ધીમે દોડતા હતા તેજ પ્રમાણે એ ભીખારી પણ ઉતાવળે તેમજ ધીમે દોડતો હતો. તે હંમેશ અમારી સાથેજ રહેવાનો પ્રયત્ન કરતો હતો. એક વાર લાહોવાનની પાછળ તેને જોયા પછી પા કલાકે મેં ફરી જોયું તોયે તે સાથેજ હતો.

મેં મારા ઘોડાને બને તેટલો પ્રતાપરાયની પાસે આણ્યો અને ધીમે સાદે તે ભીખારી તરફ તેમનું ધ્યાન ખેંચ્યુ. તેમણે પાછળ જોયું અને થોડા વાર તે ભીખારીનું નિરીક્ષણ કર્યા પછી મને કહ્યું—

“ માણસ છે તો શંકા ભરેલો. તમે તેના પ્રત્યે મારૂં ધ્યાન ખેંચ્યું તે બહુજ સારૂં કર્યુ. હું કેટલો બધો વખત થયા આપણા ભવિષ્યના પ્રોગ્રામ વિષેના વિચારમાં ગુંથાઈ ગયો હતો. એટલે મારી આસપાસ કોણ છે, અને શુ થાય છે તેનું મને કશુ ભાનજ ન હતુ. છતાં કાંઈ ફીકર નહિ. હુ હમણાંજ એ ભીખારડાની વેતરણ કરૂં છુ. ”

એમ કહીને તેમણે પોતાનો ઘોડો ઉભો રાખ્યો. અને લાહોવાનને પોતાનો તથા બીજા બે સામાનના ઘોડાઓને આગળ લઇ જવા કહ્યુ. તેઓ એ રીતે અમારાથી છૂટા પડયા અને કંઇક આગળ ગયા એટલે પેલો ભીખારી વહેમમાં પડયો. હવે ઉભા રહેવું કે આગળ જવું તેની તેને સમજ પડી નહિ તેથી તે અટકી ગયો.

“ કેમ જોયું ? બહાદુરસિંહ, મેં તમને કહ્યુંને, કે આ કોઇ માણસનો જાસુસ છે. હવે આપણે એને બરાબર ફળ આપીશું. ”

એમ કહીને પ્રતાપરાયે તે ભીખારીને પોતાની પાસે આવવાની ઇશારત કરી. એટલે તે બીચારો વધારેજ ગભરાયો. તેણે પાસે આવવાને આનાકાની કરી, ત્યારે પ્રતાપરાયે તેના મ્હોં સામે—આંખો સામે—તાકીને જોયું.

એટલે તો તે ભીખારી થરથર કાંપવા લાગ્યો. પ્રતાપરાયની આંખોનું તેજ તે-

નાથી સહન થાય નહિ, તેમજ તેની સામેથી પોતાની નજર ફેરવી નાંખવાનું પણ તેનાથી બને નહિ. પ્રતાપરાયે તેના ઉપર કડક હિપ્નોટીઝમ ચલાવ્યું હતું. તેથી તે જડ જેવો પોતાની જગાએ ચોંટીજ ગયો હતો.

પછી અમે બને તેની પાસે ગયા પ્રતાપરાયે ડોળા કાઢીને તેને પૂછ્યું. “ સાચું બોલ, તું કોણ છે ?”

ભીખારી પ્રથમ તો આનાકાની કરવા લાગ્યો. પરંતુ પ્રતાપરાયે ફરીથી જરા વધારે ઘાંટો પાડીને અઘોર શક્તિ ધરાવનાર ચીનાઈ બાવાની ઢબથી કહ્યું— “ સચ્ચ બોલ, નહિ તો અભી ભસ્મ હો જાયગા.”

એટલે તે ઘણોજ ગભરાયો અને હાથ જોડી બોલ્યો—“ મને માફ કરો, મહારાજ.”

“ તને કોણે મોકલ્યો છે ?”

“ આ ધરમશાળાના રખેવાળે.”

“ શા માટે ?”

“ આપ આગળ ક્યાં મુકામ કરો છો તે જોવા માટે.”

“ રાત્રે અમારા ઉપર હુમલો કરીને અમને લૂંટવા છે, ખરૂં કેની ?”

પેલાએ જવાબ ન આપ્યો.

“ ચાલ બોલી દે એકદમ.” હજુ પ્રતાપરાયની આંખો તેના પ્રત્યે તાકીને જોઇ રહી હતી.

“ એવો વિચાર હતો ખરો.” અંતે તેણે કબૂલ કર્યું.

પ્રતાપરાયે દાંત કચકચાવીને કહ્યું— “અલ્યા ગધેડા, કોઈ પણ ધર્માધિકારીના શિષ્યવૃન્દ ઉપર હુમલો કરી તેમને લૂંટવા એ કંઈ સહેલું કાર્ય નથી. તમારૂં એ કાવતરૂ કદિ પણ સફળ થતે નહિ. જા. તારા સાથીને કહેજે કે જેને તમે લૂંટવા માગો છો તે મહંતને ત્રણે કાળનું ઉત્તમ જ્ઞાન છે. તમે તમારા મનમાં જે કાંઇ ઘાટ ઘડશો તે હું દૂર બેઠો બેઠો પારખી લઇશ. જા.”

એમ કહીને પ્રતાપરાયે તે ભીખારી વેશધારીને પાછા જવા આજ્ઞા આપી. છતાં તે પોતાની જગા પરથી ખસ્યો નહિ. એટલે તેમણે તેને પકડીને ઉંધો-ધરમશાળાની દિશા તરફ મ્હોં રાખીને ઉભો રાખ્યો અને તેની પીઠ પર જોરથી એક લાત એવી તો મારી, કે “ઓ બાપરે!” કરતો તે એકદમ નાઠો. એટલા બધા વેગથી તે દોડી ગયો કે જેટલો રસ્તો કાપતા અમને પા કલાક થયો હતો તેટલો એણે આઠ મિનિટમાં વટાવી દીધો અને અડધોક માઇલ દૂર રસ્તાનો ઢાળ આવતો હતો તેની પાછળ તે અદૃશ્ય થઇ ગયો.



## પ્રકરણ ૨૮ મું.

### પેકીનનો ડોસો.

ત્યાર પછી સંધ્યાકાળ સુધીના લાંબા પ્રવાસ દરમ્યાન અમને કશું વિઘ્ન નડયું નહિ, તેમજ અમારે વાતચીત કે ચર્ચા કરવા જેવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થયો નહિ. જ્યારે અમે પેકીન શહેરના દરવાજે પહોંચ્યા ત્યારે સૂર્યાસ્ત થઇ ગયો હતો.

એક પછી એક-એમ અમે બધા ઘોડેસ્વારોએ દરવાજામાં પ્રવેશ કર્યો. ત્યાં બેઠેલા ચીના પહેરેગીરો પ્રતાપરાયનો ગંભીર, પૂજ્યતાપ્રેરક દેખાવ જોઇને ભક્તિ ભાવથી ઉભા થયા અને ચીનાઈ ઢબ પ્રમાણે લળીને નમન કર્યું. પ્રતાપરાયે પણ તેમને ચીનાઈ ઢબથી આશિર્વાદ આપ્યા. એક બે જણાએ મને પણ પ્રણામ કર્યા. તેમને મે પણ એવીજ રીતે ઉત્તર આપ્યા.

થોડી વારે અમારૂ સરઘસ એક ધરમશાળા આગળ આવી પહોચ્યું. ત્યાં દેવડી પર એક ચીનાઇ લૈયો બેઠેલો હતો તે અમને જોઇને વિવેકપૂર્વક સામો આવ્યો અને અમારા ઘોડાઓ તથા સામાનની રખવાળી કરવા ઉભો થયો. તેના દેખતાં પ્રતાપરાયે મને ચીનાઇ ભાષામાં સંબોધીને કહ્યું—

"પ્યારે વત્સ, અભી તુમ વહ ગૃહસ્થકી ઇમારત ખોજનેકો જાઓ."

મે પ્રણામ કરીને કહ્યુ—"જેસી મહારાજશ્રી કી આજ્ઞા."

એમ કહી હું લાહોવાનને સામાન સાચવવાની તાકીદ આપીને નીકળી પડયો. ટીન્સ્ટીનના બુઢ્ઢાએ આપેલું શીરનામું મારા ખીસામાંજ હતુ. તેને આધારે પૂછતાં પૂછતાં એક બે મોટા રસ્તા પસાર કર્યા પછી મને એક ચીનો જુવાન મળ્યો. તેણે કહ્યું—

"આપને પુંગાપુને ત્યાં જવું છે? ઓહો! એમને તો હુ સારી પેઠે ઓળખુ છું. ચાલો હું તેડી જાઉં."

તેની સેવાવૃત્તિ માટે ઉપકાર માનીને હું તેને પ્રતાપરાય પાસે તેડી લાવ્યો. તે બાપડો ખુશીથી આવ્યો અને અમે તેની સાથે જવાને તૈયાર થયા ત્યાં સુધી-લગભગ અડધો કલાક-અમારે માટે ખોટી થયો. પ્રતાપરાયે પણ "તમે ન મળ્યા હોત તો રાતની વેળાએ તે સ્થાન શોધવામાં અમને ઘણી મુશ્કેલી નડતે" એમ કહીને તેને પંચમ સ્વર્ગની પ્રાપ્તિ થવાનો આશિર્વાદ આપ્યો.

ધરમશાળાના સિપાઇને થોડીક ખુશબખ્તી આપીને અમે બધાયે તે ચુવાનની સાથે નીકળી પડયા. થોડીજ વારમાં તે અમને પુંગાપુના ઘર પાસે લઇ ગયો, અને બારણા ખખડાવી ઘરધણીને બૂમો પાડયા પછી બારણાંની અંદર પાડેલું એક ત્રિકોણ બાકોરૂં ઉઘડયું અને તેમાંથી એક બુઢ્ઢા ચીનાએ ડોકું બહાર કાઢયું—"શું જોઇએ છે? મહારાજ!"

પ્રતાપરાયે ગંભીર સ્વરથી શબ્દો ચીપીચીપીને ઉત્તર આપ્યો—

"પ્રભુમય શાંતિનો આશ્રય જોઇએ છે."

એમ બોલતાં તેમણે પોતાના જમણા

હાથની આંગળીથી જે સંકેત કર્યો તે પરથી સંતોષ પામી જઇને તે ડોસાએ તરતજ બારણું ઉઘાડયું અને બંને હાથ જોડી બોલ્યો—

"મહારાજ, હું અને મારૂં સર્વસ્વ આપશ્રીની સેવામાં તત્પર છીએ. સેવક પર કૃપા કરીને આપ અંદર પધારો અને રંકની મઢુલીને પાવન કરો."

અમે દરવાજામા પેઠા એટલે પેલો જુવાન અમને પ્રણામ કરીને ચાલતો થયો. ડોસાએ બારણું પાછું બંધ કર્યું અને પોતાના નોકરને અમારા ઘોડા તથા સામાનની વ્યવસ્થા કરવાનો હુકમ આપ્યો. પછી તે અમને ઘરની અંદર તેડી ગયો.

ત્યાં એક વિશાળ ઓરડામાં દીવો ઝગઝગાટ બળતો હતો. એક બાજુ પર બેસવા માટે ગાદી તકીયા બીછાવેલા હતા. તે બતાવીને ડોસાએ હાથ જોડી કહ્યું–"આપ અહીં ક્ષણભર વિશ્રાંતિ લ્યો, તે દરમ્યાન હુ ભોજનની વ્યવસ્થા કરાવું છું."

પ્રતાપરાય તકીયે વિરાજ્યા. હું—તેમનો આજ્ઞાંકિત પટ્ટશિષ્ય—તેમની સામે શેતરંજી પર અદબથી બેઠો. અમને નિરાંતે બેઠેલા જોઇ ડોસો બીજા ઓરડામાં ગયો.

થોડીવારે પ્રતાપરાય ઉઠયા અને તે મોટા ઓરડાનું તેમજ તેની પાસેની એક નાની ઓરડીનું બારીકાઇથી નિરીક્ષણ કરીને પછી મારી પાસે આવી ધીમે સાદે બોલ્યા—

"બહાદુરસિંહ, આપણાં કાર્ય માટે આ બે ઓરડીઓ મને ઘણીજ અનુકૂળ લાગે છે. આ મોટા ઓરડામાં તમારો અને નાની ઓરડીમાં મારો મુકામ કરવાનો છે. આવતી કાલથી હું મારી તપશ્ચર્યા શરૂ કરવાનો છું. તે સાત દિવસ ચાલશે. મારી તપશ્ચર્યા દરમ્યાન તમારા સિવાય બીજા કોઇને પણ હું મુલાકાત આપીશ નહિ. તમારા સિવાય બીજા કોઇએ પણ મારી ઓરડીમા દાખલ થવાનુ નથી, તે બાબત સર્વ કોઇને યોગ્ય રીતે જણાવી દેજો. વળી હું સાતે દિવસ અપવાસ કરવાનો છું તે વિષે પણ ઘરધણીને ખબર આપી દેજો. માત્ર રાત્રે મારે એક શેર ગાયનું દુધ જોઇશે, તેની વ્યવસ્થા કરાવજો. આખો દિવસ હું વેદાંત વિચાર અને ઇશ્વરચિંતનમાંજ ગાળવાનો છું. આ મારી ટ્રંકની ચાવી તમેજ રાખો. તેની અંદરની કેશ બોક્ષમાં પુષ્કળ નાણું છે તેમાંથી યોગ્ય લાગે તે ખર્ચ કરજો. આમ જૂઓ. (ઘણા ધીમા અવાજે) મારા ખાવાપીવાની ગુપ્ત વ્યવસ્થા તમારે કરી રાખવાની છે. આખું ઘર નિદ્રાવશ થશે ત્યારે મધરાતે હું અહીંથી બહાર નીકળીશ, અને આ આખા શહેરમાં જ્યાં જ્યાં જેટલી જેટલી માહિતીઓ મેળવવાની છે તેટલી મેળવીશ. તેજ વખતે મારા જીવનના આધાર પૂરતો ઉપાહાર મને મળી જવો જોઇએ. દિવસના ભાગમાં તમે પણ શહેરમાં ફરીને જ્યાંથી જેટલી માહિતી મળે તેટલી મેળવીને મને આપ્યા કરજો. પરંતુ જે કાંઇ કરો ને જ્યાં જ્યાં ફરો તે સર્વમા અત્યંત સાવધ રહેજો; કારણ કે જરાક પણ ભૂલચૂક થઇ તો આપણાં ડોકાં ધડ પરથી જુદાં થવાનો પ્રસંગ આવી પડશે."

પ્રતાપરાયની બધી સૂચનાઓ ધ્યાનમાં રાખવાની ખાતરી આપીને મેં તેમની પાસેથી ચાવી લઇને મારી જનોઇ સાથે

બાંધી. થોડી વારે પેલો વૃદ્ધ ઘરધણી આવી પહોચ્યો, અને અમને રસોડામાં પધારવાની વિનંતિ કરી. જાણે તેના ઉપર ઉપકાર કરવાને ખાતરજ પ્રતાપરાયે તેનું આગ્રહભર્યું આમંત્રણ સ્વીકાર્યું, અને રસોડા ભણી પવિત્ર પગલાં માડયાં. તેમની પાછળ મેં પણ તેમજ કર્યું.

અમારે માટે ડોસાએ ટૂંક સમયમાં બની શકે એવી અને એટલી પુષ્કળ, સરસ અને સ્વાદિષ્ટ વાનીઓ બનાવી હતી. પ્રવાસના શ્રમને લીધે મને બહુજ કકડીને ભૂખ લાગી હતી. પ્રતાપરાય ખાય છે કે નહિ તે પ્રત્યે જરા પણ લક્ષ આપ્યા વગર મે તો વિના સંકોચે ઠીક ઠીક ઝાપટી લીધું. પ્રતાપરાયના ભાણાં પ્રત્યે જોયું તો દુધ અને ભાત સિવાયની બીજી બધી ચીજો જેમની તેમ પડી રહી હતી.

જમી રહ્યા પછી હાથ ધોઇને અમે ઉઠયા એટલે અમારો તે વૃદ્ધ યજમાન અમને અમારા ખંડમાં મૂકવા આવ્યો. પ્રતાપરાય તો તરતજ પોતાની ઓરડીમાં ઘુસી ગયા. પછી મેં ડોસાને ગુરૂમહારાજની તપશ્ચર્યા, વ્રત વગેરેની બાબત સમજાવીને કહી અને પછીના સાત દિવસ સુધી ગુરૂમહારાજ માટે શું જોઇશે, શું ખપશે, શું નહિ ખપે તે પણ સ્પષ્ટ રીતે બે ત્રણ વાર ચીપીચીપીને કહ્યું. તે ઉપરથી ગુરૂમહારાજની ચુસ્ત ધર્મવૃત્તિ અને વ્રતપાલન વિષે તે ડોસાને ઘણીજ પૂજ્યબુદ્ધિ ઉપજી અને તેણે અનેકવાર તેમને માટે આશ્ચર્યજનિત ઉદ્‌ગારો કાઢયા. થોડી વારે તેણે મને પ્રણામ કરી જવાની રજા લીધી એટલે હું બારણાં બંધ કરી પ્રતાપરાયની ઓરડીમાં ઘુસ્યો, ને તેમને બધી વાત કરી. તે સાંભળી તેમણે મને શાબાશી આપી, અને પછી રાત ઘણી વીતી હોવાથી ઉંઘી જવાની આજ્ઞા કરી.

## પ્રકરણ ૨૯ મું

### પુનરાપ ચંપા

બીજા દિવસથી અમારો ઠરાવ્યા પ્રમાણેનો કાર્યક્રમ શરૂ થયો. પ્રતાપરાયે પોતાનું મહાન વ્રત આરંભ્યું. એટલે ધીમે ધીમે તેમની ખ્યાતિ પ્રસરવા લાગી. અમુક ઘરમાં મહાન યોગીરાજ પધાર્યા છે અને તેમનામાં અનેક અદ્‌ભુત શક્તિઓ છે એવી વાત કર્ણોપકર્ણ આસપાસ ફેલાતાં રોજ ઘણાં માણસો ગુરૂમહારાજનાં દર્શન કરવા માટે આવવા લાગ્યાં. તે બધાંને હું બહારથીજ એક જવાબ આપી દેતો કે મહારાજશ્રી ધ્યાનમાં બેઠા છે ને કોઇને દર્શન આપી શકશે નહિ—તે સાંભળીને તે બિચારા ભોળીઆ લોકો અત્યંત નિરાશ થઇ જતા; ખાસ કરીને કેટલીક સ્ત્રીઓ અને ડોસીઓ તો રડવા જેવી થઇ જતી. અંતે અમારા યજમાનની સૂચના પ્રમાણે મેં ગુરૂમહારાજની પાદુકા બહારની ઓરડીમાં એક સિંહાસન બીછાવીને ગોઠવી; અને લોકો તેનાં દર્શન કરીને તથા તેનુ સ્પર્શામૃત લઇને સંતોષ માનવા લાગ્યા. કેટલાક તો તે પાદુકાની આગળ નાળીયેર, સોપારી, મિઠાઇ વગેરે ચીનાઇ નૈવેદ્ય અને પૈસા પણ મૂકી જતા. એ રીતે જે કંઇ આવતું તે હું તરતજ

તેમના દેખતાંજ ત્યાં ભેગા મળેલા ભીખારીઓને વહેંચી આપતો. તેથી લોકોની શ્રદ્ધા વધતીજ જતી હતી. દર્શનનો વખત સવારે આઠ વાગ્યાથી દશ વાગતા સુધીનો ઠરાવેલો હતો એટલે તેટલા વખત દરમ્યાન મારા ઓરડા આગળ ભક્તજનોની અને ભીખારીઓની ભારે ઠઠ જામીજ રહેતી.

હું સવારે પ્રતાપરાયને ચહા અને બીસ્કીટ તથા બપોરે થોડીક ભાખરી કે રોટલી જેવું કંઇક ગુપ્તપણે આપતો. મેં અબોલા ભોજનનું વ્રત લીધુ હતું અને મારા ભોજન વેળાએ કોઇ પણ માણસ મારી પાસે હાજર ન રહે એવી મેં ગોઠવણ કરી દીધી હતી, એટલે મારી થાળીમાંથી કેટલુંક ભોજન પ્રતાપરાયને આપવામાં મને જરાયે મુશ્કેલી નડતી નહોતી.

રાત્રે સૌ કોઈ નિદ્રાવશ થતાં આખું વાતાવરણ શાંત થઈ જાય એટલે પ્રતાપરાય વેશ બદલીને અત્યંત સંભાળપૂર્વક બહાર નીકળતા અને શહેરમાં જ્યાં ફરવું હોય ત્યાં ફરીને મધરાત પછી પાછા આવતા. તેઓ પાછા આવે ત્યાં સુધી બારણાં ખુલ્લાં રાખવાને માટે મારે રોજ જાગતા બેસવું પડતું હતુ. દિવસે બપોરની નિદ્રામાંથી જાગ્રત થઇને નમતે પહોરે હું શહેરમાં ગબડવા નીકળતો. એ પ્રમાણે અમારો નિત્યનો કાર્યક્રમ ગોઠવાઈ ગયો.

એક દિવસ સાંજે ઉપર જણાવ્યા પ્રમાણે શહેરમાં ફરતાં ફરતાં હું ઘણે દૂર નીકળી ગયો. પેકીનના આ લત્તામાં ઘરો ઘણાંજ છૂટાછવાયાં અને રાજવંશી દેખાવનાં હતાં. દરેક ઘરની આસપાસ એક એક સુંદર બાગ હતો અને તેની આસપાસ ભિન્નભિન્ન કરામતોવાળો કઠેરો હતો. એવા એક બંગલા પાસેથી હું પસાર થતો હતો તે વખતે મેં એક અજબ દૃશ્ય જોયું.

ત્યાં, બગીચાના દરવાજા આગળ એક ભાડુતી ગાડી ઉભી હતી. તેમાંથી એક હિન્દુ પોશાક ધારણ કરેલી યુવતિ ઉતરી અને દરવાજામાં જવા લાગી. તે યુવતિની પીઠ મારા પ્રત્યે હોવાથી તે કોણ છે તે હું જોઇ શકયો નહિ. છતાં અહીં આવા લત્તામાં કયા હિંદીવાનનુ ઘર આવેલું છે તે જાણવાની મને ભારે ઉત્કંઠા થઇ. એટલુંજ નહિ પણ કોણ જાણે કયા ન સમજાય તેવા કારણને લીધે મારી છાતી ધબકવા લાગી.

ગાડી ચાલી ગઈ એટલે હું ધીમેધીમે તે યુવતિની પાછળ દરવાજા પાસે ગયો. તેણે બંગલાના ઓટલા પર ચઢીને એક બે બૂમ પાડી એટલે અંદરથી એક ગુજરાતી પુરૂષ અને તેની સ્ત્રી બહાર આવ્યાં. તેમણે આ યુવતિને જોઇ ઘણાજ આનંદ અને ઉમળકાથી તેને આવકાર આપ્યો એટલુંજ નહિ પણ પેલી બંગલાવાળી તો તેને અત્યંત આવેગથી ભેટી પડી અને બોલી—

" ઓ ચંપા ! ચંપા ! બહેન, આખરે તું આવી પહોંચી ખરી ! "

એ ઉદ્‌ગાર સાંભળીને મારૂં હૃદય જાણે વિંધાઈ ગયું હોયને તેવી રીતે મને આખે શરીરે રોમાંચ થયો. " હેં ? મારી ચંપા–મને ટીન્સ્ટીનમાં મળેલી તે–આ તો ન હોય ? " મારૂં આખું અંગ જાણે થરથરી રહ્યું.

એટલામાં તે યુવતિએ પીઠ ફેરવી અને મેં તેનો ચહેરો જોયો. તેની નજર પણ મારા પર પડી. મને જોતાંવારજ

તેણે ઓળખ્યો અને કૃતજ્ઞતાની ઉર્મિથી ઉભરાઈ જઈને તે દરવાજા આગળ મારી પાસે તરતજ દોડી આવી અને બોલી–

"ઓ! બહાદુરસિંહ! તમે અહીં આવી પહોંચ્યા? ક્યાંથી, ક્યારે?...."

હાશ! આખરે તે મારી પરિચિત ચંપાજ નીકળી. વાંચનાર! એ વખતે મારા અંતરમાં હર્ષની હેલી કેવી ઉછળી હશે તેની કલ્પના તુંજ કરી લેજે.

"હા. ચંપાવતી, તમે ટીન્સ્ટીનથી અત્યારેજ આવો છો કે શું?" મેં પૂછ્યું.

પછી તે મને અંદર તેડી ગઈ. પેલા બંગલાવાળાને મારો પરિચય આપતાં તે બોલી–"મોટી બ્હેન, મેં તમને મારા પરમ દિવસના પત્રમાં જેને વિષે લખ્યું હતું તે–મારો પ્રાણ બચાવનાર વીર પુરૂષ બહાદુરસિંહ–તે આજ. જો તે ઘડીએ પેલી ભયાનક અંધારાવાળી ગલીના એઓ–અણીને સમયે–આવી પહોંચ્યા ન હોત તો આજે હું તમારી આગળ જીવતા નજ આવી હોત, હોં" એમ કહીને તેણે તે રાત્રિની હકીકત ફરીથી ટુંકમાં તેમને વર્ણવી સંભળાવી

ચંપાની મ્હોટી બ્હેનનું નામ કમળા હતું. તેના વરનું નામ ધનપ્રસાદ. ચંપાવતીની વાત સાંભળીને તે બંને જણાએ અત્યંત વિવેકભર્યા શબ્દોમાં મારો ઉપકાર માન્યો અને આમ અચાનક અમારો મેળાપ થઇ ગયો તે માટે ઘણોજ આનંદ પ્રદર્શિત કર્યો. મે પણ તેનો યથાયોગ્ય શબ્દોમાં ઉત્તર આપ્યો.

પછી અમે બધાં ઘરમાં ગયાં–દિવાનખાનામાં જઈ બેઠાં, અને વાતો કરવા લાગ્યાં. ધનપ્રસાદે અને કમળાબ્હેને મારી પૂર્વકથા પૂછવા માંડી; તેમને મારા ભૂતકાળનો ઇતિહાસ સંભળાવ્યા પછી ચંપા પોતેજ બોલી ઉઠી–"એમને વેશ બદલવાનું કારણ પૂછશો નહિ. એમણે પ્રતાપરાય નામના એક વિદ્વાન ડાકટર સાથે મળીને એક ભારે પણ અત્યંત ગુપ્ત સાહસનું કાર્ય ઉપાડયું છે તેને ખાતર એમને વેશાંતર કરવો પડયો છે." એમ કહી તેણે પોતાના બ્હેન બનેવીને મારે વિષેની બધી વાત ઘણીજ ગુપ્ત રાખવાની ભલામણ અત્યંત ભારપૂર્વક કરી.

થોડીવાર પછી ચંપાએ મને પૂછ્યું –"તમે. અહીં કેટલા દિવસ રહેનાર છો?"

મેં કહ્યું–"અમને અહીં આવ્યાને બે દિવસ થયા છે. હજુ અમારે બીજા સાત દિવસ રહેવાનુ છે ખરૂં."

"જો એમ હોય તો તમે રોજ સાંજે થોડો થોડો વખત અહીં આવતા રહેશો?"

"હું જોઈશ." મે કહ્યું.

"ના. 'જોઈશ' નહિ. જરૂર આવજો." ચંપાએ મને આગ્રહ કરવા માંડયો.

ધનપ્રસાદે અને કમળાએ પણ કહ્યું–"હા હા. તમે જરૂર આવજો. રોજ આવજો. અમારો વખત આનંદમાં જશે. અહીં આવા પરદેશમાં આપણા ગુજરાતી ભાઇઓનો મેળાપ ક્વચિતજ થાય છે ને થાય છે ત્યારે ઘણોજ હર્ષ થાય છે. આ બુઠ્ઠા હૃદયના ચીનાઓના કંટાળાભરેલા સહવાસમાં તમારો સમાગમ અમને અમૃત સરખો મીઠો લાગશે. તમે આવશો તો અમારી ચંપાને યે ગમશે." વગેરે.

મને તો 'ભાવતું હતુ ને વૈદે કહ્યું,' જેવું થયું. પોતાની હૃદયારાધિત યુવતિના સહવાસનું સુખ પ્રાપ્ત કરવાનું

કોને ન ગમે ? રોજ આ ઘરમાં આવ્યાથી મને મારી હૃદયેશ્વરીનાં દર્શન અને વાર્તાલાપનો આનંદ મળે એ નક્કી હતું. તો પછી હું શા માટે આનાકાની કરૂં ?

મેં અત્યંત આનંદથી તેમના આમંત્રણને માન્ય રાખ્યું, અને પછી તેમની રજા લઈ, ચંપાવતી પ્રત્યે એક મર્મસૂચક સ્નિગ્ધ દૃષ્ટિ નાંખી હું ત્યાંથી બહાર નીકળ્યો.



## પ્રકરણ ૩૦ મું.

### તે જગવિખ્યાત દિવાલ પર

ટીન્સ્ટીન છોડયા પછી મારા અંતઃકરણમાં ચંપાવતી વિષેના વિચારો ઘણાજ ઘોળાયા કરતા હતા. તેને ફરી મળવાની–તેના મનોહર મુખનું ફરી વાર દર્શન કરવાની–પણ મને તીવ્ર ઉત્કંઠા હતી. એણે મને અર્પણ કરેલું પેલું તાવીજ મારી છાતી પર, મારા હૃદય. સિંહાસન ઉપર નિરંતર વિરાજિત રહેતું હતું. હું તેને એક પળ પણ મારાથી અળગું કરતો ન હતો. અને તેજ મને વારંવાર મારી હૃદયદેવીનું સ્મરણ કરાવ્યા કરતું હતું.

ટીન્સ્ટીનમાં ચંપાવતીને અમે ડા. ગુણવંતલાલને ઘેર પહોંચાડી હતી અને ત્યાંથી તે આ ( પેકીન ) શહેરમાં પોતાની બ્હેનને ત્યાં આવવાની હતી, તે હું જાણતો હતો. પરંતુ તે અહીં કયારે આવી પહોંચશે અને તેની બહેનનું ઘર કયાં હશે તે વિષે મને કશીજ ખબર નહતી. છતાં દૈવયોગે આજે મારો ને તેનો અચાનક મેળાપ થઇ ગયો. વળી તેણે પોતાના રક્ષણહાર તરીકે પોતાના બ્હેન બનેવીની આગળ આવી પ્રશંસાયુક્ત ભાષાથી મારી ઓળખાણ કરાવી, તેમણે પણ મને આવો સરસ આદરસત્કાર આપ્યો, અને અંતે પોતાના તેમજ ખાસ કરીને ચંપાવતીના મનોરંજનાર્થે રોજ થોડોથોડો સમય પોતાને ત્યાં આવતા રહેવાની મને તેમણે આગ્રહપૂર્વક વિનતિ કરી—એ બધાંથી મને જે આનંદ થયો તેનું વર્ણન શબ્દોમાં હું કદિયે કરી શકું એમ નથી.

વાંચનાર, હું ચંપાવતીને ચ્હાતો હતો, એના ઉપર મને પ્રેમ થયો હતો એ વાત હવે તો હું તારાથી છૂપાવી શકું એમ નથીજ. પરતુ ચપાવતીના હૃદયમાં પણ મારા પ્રત્યે પ્રેમના અંકુરો સ્ફુર્યા હતા એવી તને આ પ્રસંગ ઉપરથી ખાત્રી થઇ હશેજ. ચંપાને પ્રાપ્ત કરવામાં દૈવ મને પ્રતિકૂળ નથી પરંતુ અનુકૂળજ છે એમ મને તેના બ્હેન બનેવીની મારા પ્રત્યેની વર્તણુંક પરથી માલમ પડયું અને તેથી હું ખરેખર આનંદના સાગરમાં ડૂબી ગયો એમ કહું તો તેમાં જરાયે અતિશયોક્તિ નથી.

ચંપાવતીના ચંદ્રસમા રમણીય મુખને મારી દૃષ્ટિ સમક્ષ તરવરતું જોતો, અને એનેજ વિશેના વિવિધ પ્રકારના રમ્ય વિચારો મગજમાં ઘોળતો કોણ જાણે કયે રસ્તે થઇને હું ઘેર આવ્યો. એ વખતે પ્રતાપરાય તત્તનાજ સમાધિમાંથી જાગ્રત થયા હતા તેમની સાથે મેં ગુપ્ત રીતે વાળુ કરી લીધું. પછી હુ નિદ્રામાં પડયો.

બીજા દિવસથી રોજ સાજના બે અઢી કલાક જેટલો મારો વખત ધનપ્રસાદભાઈને ત્યાં મારી પ્રિયતમા ચંપાવતીના મધુર સહવાસમાં પસાર થવા લાગ્યો; રોજ મારા

આગમનનો વખત થાય એટલે ચંપાવતી તે ઘરની બારીમાં મારી માર્ગપ્રતીક્ષા કરતી બેસતી, અને હું જાઉં એટલે મારી સાથે હસીને મને સ્નેહથી આવકાર આપતી. મારી સાથે વાર્તાલાપ કરવામાં તે જરાયે સંકોચ રાખતી નહિ, તેમજ કેટલીક વાર તો તે મારી સાથે એકલી બગીચામાં સ્હેલ કરવા પણ નીકળતી. મારો પાછા ફરવાનો સમય થાય એટલે અત્યંત ખિન્ન હૃદયથી તે મને વિદાય આપતી અને બીજે દિવસે જરૂર વહેલા આવવાનું તે મારી પાસેથી વચન લેતી. વાંચનાર, સાચું કહે, મારી આવી સ્થિતિની શું તને ઇર્ષ્યા નથી આવતી?

એ પ્રમાણે એક અઠવાડીઉં વીતી ગયું. હવે બીજા કેટલા દિવસ પેકીનમાં રહેવાનું છે તે હજુ પ્રતાપરાયે નક્કી કર્યું નહતું. છતાં હવે અમારે ઝાઝા દિવસ આ શહેરમાં કાઢવાના નથી અને ટુંક વખતમાંજ આગળ કુચ કરવી પડશે એમ તો મને લાગતુંજ હતું. ચંપાવતીના નિત્ય સહવાસથી મારો તેના પરનો પ્રેમ વધુ ને વધુ દૃઢ થયો હતો, તેમજ ચંપાવતીનો મારા પર ઉંડો પ્રેમ છે એવી મારી વધારે ને વધારે ખાત્રી થઈ હતી. છતાં એટલાથી મને સંતોષ ન થયો. અમારો એ પરસ્પરનો પ્રેમ એકવાર સ્પષ્ટ શબ્દોમાં પ્રદર્શિત થાય, હું પેકીન શહેર છોડી જાઉં તે પહેલા અમારી પ્રણયગ્રંથિ મજબૂત થઇ અભેદ્ય બને એવી મને ભારે ઉત્સુકતા થતી હતી.

બીજે દિવસે ધનુભાઇ ને ત્યાં વાતો કરતાં પેકીનની પેલી મોટી દિવાલ વિષે ચર્ચા નીકળી—જે દિવાલ પર છ છ ઘોડેસ્વાર એકી સાથે ઘોડા દોડાવી શકે છે. ચંપાવતી આજ સુધી ટીનસ્ટીનમાં રહી હતી, અને કદિ પેકીન આવી ન હતી. તેથી તેણે એ આખી દુનિયામાં અનુપમ ગણાતી મહાન દિવાલ જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી. કમળા બ્હેને પોતાના પતિને ચંપાવતીની ઇચ્છા તૃપ્ત કરવા એ દિવાલ પર ફરવા જવાનું સૂચવ્યું. પરંતુ તેમણે પોતાને દુકાનનુંજ ઘણુંજ અગત્યનું કામ છે એમ જણાવી મને એ કાર્ય સોંપવાની ઈચ્છા દર્શાવી. કમળા બ્હેનને ઘરમાંજ વિશેષ કામ હોવાથી તે આજે બહાર આવી શકે એમ નહતું. એટલે મને તો 'ભાવતું હતુ અને વૈદ્ય કહ્યું' જેવું થયું. મે તરતજ તે દમ્પતિની ઇચ્છા માન્ય કરી; અને ચંપાવતીને પેકીનની દિવાલ પર ફરવા લઇ જવા તૈયાર થયો.

અંદરના ખંડમાં જઈ ચંપાએ વસ્ત્ર બદલ્યાં. ઝળહળતા આસમાની રંગની સુંદર સાડી અને રેશમી પોલકું પહેરીને તે બહાર આવી. અહા! આ વખતે તે કેવી મનોહર દેખાતી હતી!

"તમારે પણ વેશ બદલવો પડશે ને." તેણે મને ઉદ્દેશીને કહ્યું.

આમ કહેવાનું કારણ એજ કે હું હજુયે ચીનાઇ બાવાના વેશમાંજ હતો. એજ વેશે હું રોજ ધનુભાઇને ત્યાં આવતો હતો. પણ આજે તો મારે એક હિંદી રમણીની સાથે બહાર નીકળવાનું હતું. એટલે મારે હિંદી પોશાક ધારણ કરવોજ જોઈએ. નહિ તો પેકીનના ચીનાઓ મને—એક ચીના મહંતના શિષ્યને—એક હિંદી તરૂણીની સાથે ફરતો જોઇ તરતજ વહેમ માં પડે અને કદાચ મારો પીછો પકડી મારા વેશનું પોકળ પણ જાણી જાય.

મેં તરતજ ધનુભાઇ પાસેથી હિંદી ઢબના કોટ, ધોતીયું વગેરે લીધાં અને મારાં કપડાં બદલી નાંખ્યા. પછી અમે બંને જણાં તેમની રજા લઇને બહાર નીકળ્યાં

મોટા રસ્તા પર આવી અમે એક ગાડી ભાડે કરી. અને થોડીજ વારમાં તે મહાન દિવાલ પાસે જઈ પહોંચ્યા. દિવાલ પર ચઢવા માટે ઠેકાણે ઠેકાણે પત્થરના પગથીયાંના દાદર કરેલા છે. તેમાંના એક દાદર આગળ ગાડી ઉભી રખાવીને અમે બંને દિવાલ પર ચઢયા, અને તેના ઉપરથી દેખાતા આસપાસના વિશાળ પ્રદેશનું સૃષ્ટિ સૌંદર્ય નિરખવા લાગ્યા. દિવાલને મથાળે આસપાસ બને તરફ પત્થરના-કઠેરા કરેલા છે. તેના ઉપર એક સ્વચ્છ જગાએ બેસીને હું ચંપાવતીને પેકીનના જુદા જુદા સ્થળો, મુખ્ય મુખ્ય જાહેર મકાનો અને ભવ્ય ઈમારતો અંગુલિનિર્દેશ કરીને બતાવવા લાગ્યો.

શહેરની મોટી મોટી ઇમારતો અને જગાઓનો પરિચય આપ્યા પછી અમે બીજી તરફ નજર ફેરવી. દિવાલની દક્ષિણ દિશા તરફ, દૂર ક્ષિતિજમાં દેખાતી ભૂરા વાદળ જેવા પહાડોની હાર અને તેની આગળ અનેક વિશાળ લીલાંછમ જેવાં હરિયાળાં જંગલો અમારી દૃષ્ટિને ઠંડક આપવા લાગ્યાં. કિટલાક પહાડોમાંથી પડતા નદીઓના ધોધ અમને દૂરથી ઘણાજ રમણીય લાગતા હતા. પેકીન શહેરમાં જે મહેલો દેખાયા તેના કરતાંયે આ તરફ કંઇક વિશેષ અલૌકિક સૌંદર્ય અમને બનેને દેખાયુ-અને તેથી અમારાં બંનેનાં હૃદય અત્યંત પ્રફુલિત થયાં.

એ દૂર દેખાતા પહાડોની હારમાં એક સ્થળે ચીન દેશના શહેનશાહનો જુગજૂનો ભવ્ય મહેલ અને તેનાથી થોડેક દૂર એક પર્વતની સાંકડી ખીણ જેવી જગામાં **લામાસરાઈની** ગંજાવર પત્થરીઆ ઈમારત દેખાતી હતી. એજ **લામાસરાઇ** હવે ટુંક મુદતમાં અમારૂં નિવાસસ્થાન થવાની છે એમ હું જાણતો હતો, તેથી તેનું નિરીક્ષણ કરવામાં મારૂં ધ્યાન વિશેષજ રોકાયું. એ ઇમારતને લીધે મને પ્રતાપરાયનું સાહસ, તેમાં રહેલું જાનનું જોખમ, મેં વહોરેલી પરતંત્રતા અને તેને લીધે ચંપા જેવી સુંદર સહચારિણીનો ટુંક વખતમાં થવાનો વિયોગ એ બધું મને એકી સાથે યાદ આવ્યું, અને તેથી મારૂં ચિત્ત ઉદ્વિગ્ન થયું.



## પ્રકરણ ૩૧ મું.

### હૃદયનાથ અને પ્રાણેશ્વરી.

થોડી વાર પછી હું અને ચંપા એક મોટી શિલા ઉપર સામસામા બેઠાં. લામા સરાઇનાં દર્શનથી વ્યગ્ર થયેલું મારૂં મુખ જોઇને ચંપાએ પૂછ્યુ–

" તમે કેમ ઉદાસ જણાઓ છો ? "

પ્રથમ વાર તો મેં કશો ઉત્તર આપ્યો નહિ. માત્ર એક ઉંડો દીર્ઘ નિઃશ્વાસ છોડયો. તેથી ચંપાએ ફરી વાર કહ્યું–

" તમે ખરેખરઉદાસીનથયા છો. તેમ થવાનું કારણ મને નહિ જણાવો ? "

" શું કહુ ? " મેં દિલગીરીભર્યા અવાજે ઉત્તર આપ્યો–" ચપા, હવે આપણો સહવાસ થોડાજ દિવસનો છે. "

" કેમ ? " જાણે કંઇક આફત આવી પડી હોય તેવી ઢબે ચપાએ પૂછયું.

" હવે અમારે આ શહેરમાં ઝાઝું રહેવાનું નથી. પ્રતાપરાય એક બે દિવસમાંજ અહીંથી મુકામ ઉપાડશે. "

" ખરેખર ? "

" ખરેખર. અમે જે જે સાધનો ભેગાં કરવા માંગતા હતા, તે તે સાધનો ઘણા ખરા અમને મળી ગયાં છે. જે જે ગોઠવણો અમારે કરવાની હતી તે તે ગોઠવણો પણ પાર પડી ગઇ છે. "

થોડી વાર વિચારમાં પડીને ચંપા બોલી–" બહાદુરસિહ, તમારા મિત્ર પ્રતાપરાયે મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે, મને મરતી બચાવી છે. તે માટે હું એમની હમેશની ઋણી છું. એમને માટે મને અત્યંત પૂજ્યભાવ થાય છે, એ ખરૂં. પરંતુ એમની ભેદક આંખોને લીધે મને એમની એટલી બધી લાગે છે કે તેઓ આ શહેરમાં આવેલા છે એમ જાણવા છતાં મને એમની પાસે જઇ ઉપકાર પ્રદર્શિત કરવાની હિંમત થતી નથી. "

" ચંપાવતી, પ્રતાપરાય માટે જેવું તને લાગે છે તેવું મારે માટે તો નથી લાગતુ ને ? "

" છટ્ છટ્ ! એવું શું બોલો છો ? તમે એમ માથે શામાટે લઇ પડો છો ? કયાં તે, ને કયાં તમે ? તમે તો મને શાંત, ધૈર્યવાન વીર પુરૂષ જેવા લાગો છો, તમારો મારા પ્રત્યેનો સદ્ભાવ હું કદિયે વિસરી શકું એમ નથી. "

" ચંપાવતી, મારા આખા જીવનમાં મારા ગુણોની આટલી કદર કરનાર મને તુજ એક મળી છે. તારા આવા સરળ અને સ્પષ્ટ ઉદ્દગારથી મારા હ્રદયમાં અત્યંત આનંદ થાય છે. આ દુનિયામાં પ્રત્યેક પુરૂષને તેના જીવનમાં તેની કદર કરનાર એકાદ રમણી કોઈ ને કોઇ વખતે મળી આવેજ છે અને જ્યારે તે મળી આવે છે ત્યારેજ તેનું જીવન સાર્થક થાય છે. કેમ ખરૂં ને ? આ વિષે તારો શો અભિપ્રાય છે ? " એમ પૂછતાં મેં ચંપાના મુખ પ્રત્યે સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું.

ચંપાએ મારા પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. મારી સાથે નજર મળતાજ તેણે મુખ મલકાવ્યું–તેનાથી હસીજ દેવાયું. અને પછી તરતજ નીચું જોઇને

પોતાની સાડીના પાલવ સાથે રમત કરવા લાગી.

થોડીવારે મેં કહ્યું–"સદ્‌ભાગ્યે મારી એવી કદર કરનાર સરળ અને સુંદર રમણી મને અત્યંત અચાનક રીતે મળી ગઇ છે તેથી હું તો ઘણોજ ભાગ્યશાળી છું. કેમ ખરૂં ને ?"

પુનઃ ચંપા તો મૂગીજ બેસી રહી.

"કેમ બોલતી નથી ? ચંપા, મારી સાથે વાત કરવી નથી ગમતી ?"

"ના. ના. પણ...."

તે બોલતા અચકાઇ, તેથી મેં કહ્યું "કેમ બોલતાં અટકી ગઇ ? પણ શું ?"

"પણ તમને કઇ રમણી મળી છે, તે કોણ છે, ને કેવી છે તે જાણ્યા વગર હું કેવી રીતે અભિપ્રાય આપી શકું ?"

મેં ગદ્‌ગદ કંઠે કહ્યું–"ચંપાવતી, મારી તે રમણી કોણ ? તે જો તુંજ નહિ સમજશે તો સારી દુનિયામા બીજું કોણ સમજી શકશે ? ચંપા, જેને મેં મારૂં હૃદય અર્પ્યું છે, મારૂં જીવનસર્વસ્વ સુપરત કર્યું છે તે મારી હૃદયદેવી અત્યારે મારી સમક્ષજ બેઠેલી છે."

મારા શબ્દો સાંભળીને ચંપાએ એક વાર અચકાતાં મારી સામે જોયું. અને પછી તરતજ પાછું નીચે જોઇને ભોંય ખોતરવા લાગી. પળવાર મને એમ પણ થયું કે મારા બોલવાથી એને ખોટું લાગ્યું કે શું ? પરંતુ થોડીવારે તે બોલી—

"મને વહેમ તો હતોજ."

આ શબ્દો તે એવી રીતે બોલી કે તરતજ મારી બધી શંકા દૂર થઈ ગઇ. અને મેં વિશેષ હિંમત લાવીને કહ્યું–

"ચંપાવતી, મારી અત્યારની પરિસ્થિતિનો વિચાર કરતાં તો મને તારી પાસે પ્રેમ-યાચના કરવાનો જરાયે અધિકાર નથી. છતાં પ્રભુને પ્રત્યક્ષ રાખીને હું કહું છું કે તારા ઉપર મારો નિઃસીમ પ્રેમ છે. તારી સરખામણીમાં મને આ દુનિયાની બધીયે વસ્તુ–મારો પ્રાણ સુદ્ધાં નીરસ અને તુચ્છ લાગે છે તારા નિત્ય સહવાસને લીધે તારા પ્રત્યેનો મારો અનુરાગ છેલ્લા આઠ દિવસમાં તો એટલો બધો દ્રઢ થઇ ગયો છે અને તારા તરફ મારૂં અંતઃકરણ એટલા બધા ઉમળકાથી ઉભરાય છે કે આજે મારાથી ન રહેવાયું તેથી, ન છૂટકેજ મારે મારૂં હૃદય તારી આગળ ખોલવું પડયું છે. ચંપા, વહાલી ચંપા, બોલ–તને મારી ધર્મપત્ની બનાવવાની આશા મારાથી રખાશે કે નહિ ? તારો મારા પર પ્રેમ છે કે નહિ ? ચંપા, તારા મુખમાંથી ગમે તેવો, મને અનુકૂળ કે પ્રતિકૂળ ઉત્તર નીકળશે તોયે હું તે સાંભળીને મારૂં મસ્તક નમાવીશ. માટે આજે તો એકવાર મને સ્પષ્ટ ઉત્તર આપ."

એમ કહીને મેં ચંપાવતીના હરિણી સરખાં નેત્રો તરફ જોયું. મારી સાથે નેત્ર મળતાંજ એના ગાલ પર શરમના શેરડા પડયા હોઠ થરથર કાંપવા લાગ્યા. તેણે દૃષ્ટિ ફેરવી લઇ નીચું જોઈ જમીન પર ઉગેલા ઘાસના તણખલા સાથે રમત કરવા માંડી.

મે કહ્યું.—"બોલને ચંપા."

સ્ત્રી સ્વભાવની કુદરતી કોમળ લજ્જાને લીધે થડકતા સ્વરે તેણે પૂછયું–"શું બોલું ?"

"તારો મારા પર પ્રેમ છે કે નહિ, એટલુંજ મને કહે."

"હા તે તો છે." એણે હજુયે દૃષ્ટિ

નીચી રાખીને કહ્યું.

"અંતરનો કે મોઢાનો ?"

"મને મહા ભયંકર આફતમાંથી બચાવીને મારા જીવનનું રક્ષણ કરનાર પ્રત્યે અંતરનો પ્રેમ હું ન ધરાવું તો મારા જેવી કૃતઘ્ન કોણ ?"

"એ તો માત્ર ઉપકૃત વૃત્તિ થઇ."

"ના. તેથી વિશેષ."

ચંપાના છેલ્લા શબ્દો સાંભળીને મને સંતોષ થયો. મેં એનો શ્વેત સુકોમળ હાથ મારા હાથમાં લીધો અને તેના ઉપર અત્યંત વહાલથી બે ત્રણ ચુંબન કર્યાં. તેને આ એકાંત સ્થળમાં મારા ભુજદ્વયમાં ઘેરી ગાઢ આલિંગન દેવાની પણ મને તીવ્ર ઉત્કંઠા થઈ. પરંતુ તેમ કરવું આ સ્થિતિએ યોગ્ય નથી અને કદાચ ચંપાને પણ તે નહિ ગમે એમ વિચારી મેં મનને ખાળી રાખ્યું. ચંપાએ કેટલીક પળ સુધી પોતાનો હાથ મારા હાથમાંજ રહેવા દીધો. કેટલીક પળ સુધી અમે પરસ્પર સ્નિગ્ધ દ્રષ્ટિએ જોઈજ રહ્યાં. મને લાગ્યું કે મારા જેટલો સુખી આત્મા આ જગતમાં તો શું, પણ સ્વર્ગમાંયે ભાગ્યેજ કોઇ હશે.

થોડી વારે પોતાનો હાથ ખેંચી લઇ ચંપા બોલી—

"તમે કહો છો તે બધું ખરૂં, પરંતુ તમે જાણો છો કે હું કાંઇ સ્વતંત્ર નથી. મારો વિવાહ કરવાનો અધિકાર પૂર્ણપણે મારી વડીલ બ્હેન અને બનેવીના હાથમાં છે. તેમની સંમતિ વગર મારાથી નિશ્ચયપૂર્વક કશુંયે કહી શકાય નહિ"

"તે સાચી વાત છે. ધનપ્રસાદભાઇ અને કમળાબ્હેનની સંમતિ વગર તો કશુંયે થઇ શકે નહિ અને ચંપા, તેઓની સંમતિ વગર હું કાંઇ તને ગુપ્તપણે ભગાડી લઇ જવા માગતો નથી. તુંયે જાણે છે કે હાલ તો હું પણ સ્વતંત્ર નથી. અત્યારે તો મારૂં નસીબ ડા. પ્રતાપરાયની સાથે જોડાયલું છે અને જ્યાં સુધી પ્રતાપરાયની નોકરીમાંથી હું મુક્ત થાઉં નહિ ત્યાંસુધી તો મારાથી એ લગ્ન કે વિવાહ સંબંધમાં એક ડગલું પણ ભરાય એમ નથી. પ્રભુ કૃપાથી હું થોડાજ માસમા સ્વતત્ર થઈશ અને તને તારાં વડીલોની સંમતિ મેળવી આપીશ એટલે તો તું મારી થશેને ?"

ચંપાએ શબ્દોમાં ઉત્તર ન આપ્યો. પરંતુ મારી સામે જોઇને તેણે મીઠું મધુરૂં હાસ્ય કર્યું. એનું એ વખતનું મૌન, સો શબ્દો કરતાયે વધારે બોલતું લાગ્યું.

પછી થોડીવાર આડીઅવળી વાતો કર્યા પછી સાંજનો અંધકાર વિશેષ ફેલાયો હોવાથી અમે પાછા ફર્યા. ચંપાને ઘેર વળાવી—વેશ બદલી—હું મારે ઉતારે પાછો ફરતો હતો, તે વખતે મારા હૃદયમાં એક મિનિટના સો ધબકારા થતા હોય એમ મને લાગ્યું.

———o———

# પ્રકરણ ૩૨ મું.

## વડીલોની અનુકૂળતા

બીજે દિવસે રોજના નિયમ પ્રમાણે હું ધનપ્રસાદભાઈને ત્યાં ગયો, તે વખતે તે, કમળાબ્હેન તથા ચંપા–ત્રણે જણાં દિવાનખાનામાં વાતચિત કરતાં બેઠાં હતાં. તેમણે મારૂ સ્વાગત કર્યું. એક ખુરશી પર બેસીને હું પણ તેમની વાતોમા જોડાયો. અમે એક સામાજિક વિષયની ચર્ચા કરતા હતા. હિન્દુસ્થાનની હિંદુ કોમોમાં પરસ્પર લગ્ન-વહેવાર નથી તેથી દેશને ઘણુંજ નુકસાન જાય છે એમ ધનપ્રસાદનો તેમ જ મારો અભિપ્રાય હતો. કમળાબ્હેન પણ અહીં પરદેશમાં રહેવાથી લગભગ એજ મત ધરાવતા હતા છતા કેટલાક બારીક વાંધાઓ અને મુશ્કેલીઓ રજૂ કરતા હતા. પરંતુ આ ચર્ચામાં ચંપાવતી કશોયે ભાગ લેતી ન હતી. તે એક પણ શબ્દ બોલતી નહોતી. આજે તેની મનોવૃત્તિમા કંઇક ભારે ફેરફાર થયો હોય એમ મને લાગ્યું. તે મારા તરફ ભાગ્યેજ જોતી, અને કોઇક વાર જોતી તે પણ ચોરી છુપીથી. મારી નજર પડતાજ તે પોતાની દૃષ્ટિ બીજે ખેંચી લેતી. એક વાર મારી અને એની નજર એક થઇ તેજ વખતે એના મુખ પર શરમના શેરડા પડેલા મેં જોયા; એના ગાલ લજ્જા-રક્ત થતા દેખાયા.

થોડી વાર પછી કમળા બ્હેન અને ધનપ્રસાદ પણ ચંપાની આ સ્થિતિ સમજી ગયાં. તેમણે ગુપ્તપણે પરસ્પર નેત્ર સંકેત કર્યો–પરંતુ તે મારી દૃષ્ટિએ પડ્યા વગર રહ્યો નહિ.

આજનો કાર્યક્રમ હું ઘેરથીજ નક્કી કરીને આવ્યો હતો. થોડીવાર સુધી આમ તેમની આડી અવળી વાતો કર્યા પછી મેં ધનુભાઇને કહ્યું કે મારે તમારી સાથે કેટલીક ખાનગી વાતો કરવાની છે.

"જો એમ હોય તો ચાલો આપણે બાગ પર જઈ બેસીએ." એમ કહીને તેઓ મને બાગે તેડી ગયા. સામસામા અમે બંને જણા ખુરશીઓ પર બેઠા એટલે એમણે પૂછ્યુ—"બોલો બહાદુર-ભાઇ. તમારે શું કહેવુ છે?"

મારા સ્વભાવમાં જરાયે સંકોચવૃત્તિ કે ભીરૂતા નહોતી છતાં તે દિવસે કોણ જાણે કેમ, વાતચિતની શરૂઆત કેવી રીતે કરવી તે સંબંધમાં હું ઘણો વખત સુધી ગુંચવાયો. અંતે થોડીવાર વિચાર કર્યા પછી બધી હિંમત એકઠી કરીને હું બોલ્યો–

"ધનુભાઈ, તમને તેમજ તમારા કુટુંબી વર્ગને મારે વિષે ઘણીજ થોડી માહિતી છે, ખરૂને?"

"હાસ્તો. સાચુ પૂછો તો ગયા આઠ દિવસમા ચંપાએ તમારી અમારી ઓળખાણ કરાવ્યા પછી જે થોડો ઘણો સહવાસ થયો તેટલીજ અમને તમારી અને તમારા સ્વભાવની માહિતી."

"તમે કહો છે તે બરાબર છે. પણ હું ઇચ્છું છુ કે તમને મારા વિષે વધારે માહિતી હોત તો સારૂ થાત."

"તે તો ધીમે ધીમે આપણો પરિચય વધશેજ ને?" ધનપ્રસાદ ભાઇએ કહ્યું–"પરંતુ આજે તમને આમ લાગવાનુ શુ કારણ?"

"ધનુભાઇ, હું તમને મારા મુરબ્બી–મારા વડીલ–ગણું છું. તમારી આગળ હું ખરેખર દીલ ખોલીને વાત કરીશ; અને તમને તેમાં મારો અપરાધ દેખાય તો તમે મને તે માફ કરશો એમ હું પ્રથમથીજ માંગી લઉં છુ. વાત એમ છે કે ચંપાવતીનું મેં ટીન્સ્ટીનમા પ્રથમવાર મુખદર્શન કર્યું ત્યારથીજ કોણ જાણે કેમ મારૂં દિલ તેના ઉપર ચોંટયું છે, મને એના ઉપર અગાધ પ્રેમની લાગણી થઇ છે. ટીન્સ્ટીનમાં હું એનાથી છૂટો પડયો ત્યારથી તે આઠ દિવસ પર મેં અચાનક એને તમારા ઘરના દરવાજા પાસે જોઇ ત્યાં સુધી હું રોજ ચોવીસે કલાક એને માટે ઝૂરતો હતો. છેલ્લા આઠ દિવસના સહવાસ દરમ્યાન ચંપા પરનો મારો પ્રેમ અનેક ગણો દ્રઢ બન્યો છે. ગઇ કાલે સાંજે તો મારાથી ન રહેવાયું એટલે મેં ચંપાની પાસે મારો પ્રેમ વ્યક્ત કર્યો છે....ધનુભાઇ એમાં કાંઇ ખોટું તો નથી થયું ?"

તેમણે કાંઈ જવાબ આપ્યો નહિ. માત્ર મારી વાત આગળ સાંભળવા માટે પૂછયું–"પછી ?"

મેં આગળ ચલાવ્યું–"અને વાતચિત કરતા મને માલમ પડયું છે, કે મારા પ્રત્યે ચંપાને પણ તેવોજ અનુરાગ ઉપજ્યો છે–એ પણ મને અંતઃકરણથી ચ્હાય છે, એવી મારી ખાત્રી થઇ છે" એટલું બોલી હું ધનપ્રસાદ ભાઇની મનોવૃત્તિ જાણવા ખાતર અટકી ગયો.

પરંતુ તેમણે પોતાની અંતર્વૃત્તિ પ્રદર્શિત કરે એવાં કોઈ પણ ચિહ્ન મુખ પર આણ્યા વગર પુનઃ કહ્યું–"પછી ?"

અંતે મેં પૂછયું–"તો એ સંબંધમાં તમારો શો અભિપ્રાય છે ?" હવે એને મ્હોં ખોલ્યા સિવાય છુટકો ન હતો.

અત્યંત ધીમા પણ ગંભીર સાદે તેમણે બોલવું શરૂ કર્યું—

"જૂઓ, મિ. બહાદુરસિંહ, હું કે કમળા હવે કાંઈ છેક નાદાન કે અણસમજુ નથી કે તમારી અને ચંપાની વચ્ચે આજે શો સંબંધ છે, અને તે શાથી ઉપજ્યો છે, તથા કેટલે અંશે ઉચ્ચ પંક્તિ પર આવી, કેટલી હદ સુધી ઉંડો બન્યો છે તે અમે સમજી ન શકીએ ! તમારી ચંપાના પ્રત્યેની ખાસ ચીવટભરેલી લાગણી, તેના શબ્દોને માન આપવાની તમારી અત્યંત તીવ્ર ઉત્સુકતા, ચંપાની તમારા સહવાસ અને વાર્તાલાપ વિષેની ખાસ ઉત્કંઠા, તેમ એની તમારા પ્રત્યે પૂજ્યભાવ ભરેલી દૃષ્ટિ–એ બધું મારી કે કમળાની અનુભવી નજરથી બીલકુલ છૂપું રહી શકયુ છે એમ તમે રખે માનતા. છતાં અત્યારેજ આપણે જે ચર્ચા કરી રહ્યા હતા તે તો તમે સમજી શકયા છોને !"

"હું આપનો અભિપ્રાય સારી રીતે સમજી શકયો છું. હું માનું છું કે મારો અને ચપાનો આ પ્રણય સંબંધ તમને નાપસંદ તો નથીજ."

"તમારૂં એમ માનવું સાચુંયે છે તેમજ કંઇક અંશે ખોટુયે છે."

"કેમ ?"

"ભાઈ બહાદૂરસિંહ, તમે ખોટું લગાડતા નહિ. પણ તમારો પ્રણય સંબંધ સફળ થવાની ખાત્રી અત્યારે હું આપી શકતો નથી. બલકે હવે મારે તરતજ ચંપાને તમારી સાથે સંબંધ વધારતાં અટકાવી પડશે."

"કેમ મારૂં વર્તન તમને કોઇ રીતે

અસહ્ય લાગ્યું છે ?"

"ના. તેવું તો કશું નથી. ઉલટું તમારૂં ચંપા સાથેનું વર્તન બહુજ વિવેકી અને મર્યાદશીલ છે એમ મારે કહેવું જોઇએ પરંતુ અત્યારે તમે જે સ્થિતિમાં છો તે તરફ જોતાં મારે એમ કરવું પડે એમ મને લાગે છે. બહાદુર ભાઈ, તમે જે ડા. પ્રતાપરાયની નોકરી સ્વીકારી છે તેના સંબંધમાં અહીંના લોકોનો અભિપ્રાય ઘણોજ પ્રતિકૂળ છે એ ચોખ્ખી વાત છે. હા. એ વહેમી ચીનાઓના બોલવા પર આપણે પૂરો વિશ્વાસ ન રાખીએ તોયે તેમના અભિપ્રાયોમાં સેકડે પચાશ ટકા જેટલો તો સત્યાંશ હોવોજ જોઈએ એમ મારૂં હૃદય માન્યા સિવાય રહેતું નથી. અને તેથીજ તેમની સાથે જે એક ગુપ્ત સાહસના કાર્યમાં તમે જોડાયલા છો તે સાહસ કાર્ય કેવું હશે, તેમાં કેટલું જોખમ હશે, તેમાંથી જીવતાજીવત પાછા ફરાશે કે નહિ, તથા પાછા ફરાશે તો તે ક્યારે અને કેવી સ્થિતિમાં તે વિષે હું કે કમળા કશીયે કલ્પના કરી શકતાં નથી. આ સંબંધમાં કદાચ તમને પૂર્ણપણે શ્રદ્ધા હશે, એ ખરૂં. (અપૂર્ણ)

"પરંતુ જો તમે શાંતપણે અમારા દૃષ્ટિ બિંદુથી નિષ્પક્ષપાત વિચાર કરશો તો તમને પણ એમજ લાગશે અથવા લાગવું જોઇએ—કે આ સ્થિતિમાં એક ભોળા હૃદયની નિર્દોષ અને માબાપ વગરની અનાથ બાળાની સાથે પ્રણય સંબંધ બાંધવો અને પછી તેનાથી છુટા પડી, તેના મૃદુ હૃદયને વિરહનાં કારી કષ્ટો ભોગવાવવાં એમાં પ્રભુનો ભારેમાં ભારે અપરાધ છે."

ધનપ્રસાદભાઈ વાતચિત કરવે ઘણાજ ચતુર અને બુદ્ધિશાળી હતા. તેમણે ઉપલી દલીલ મારા આગળ એવા શબ્દોમાં રજૂ કરી કે મારે તેને માન્ય કર્યા વગર છુટકોજ નહતો. અને એમની દલીલમાં જરાયે અતિશયોક્તિ નહોતી એમ પણ મારે કબૂલ કરવું જોઇએ. થોડીવાર વિચાર કર્યા પછી મેં પણ ધીમા ગંભીર સ્વરે કહ્યું—

"ધનુભાઇ, તમારી વાત અક્ષરશઃ સાચી છે એમ મારે કબૂલ કરવુંજ જોઇએ. મેં આ સંબંધમાં તમારી પાસે માગણી કરવામાં ખરેખર અણઘટતી ઉતાવળ કરી છે એમ હવે મને લાગે છે. તમે મારી સાથે જે આટલા બધા ખુલ્લા દિલથી વાતો કરી છે તે માટે હું અતઃકરણથી તમારો ઉપકાર માનું છું અને મારી અવિચારી માંગણી પાછી ખેંચી...."

"ના. ના. ના. ના" ધનપ્રસાદભાઇએ મને વચમાંજ અટકાવીને કહ્યું—"બહાદુરસિંહ, તમે એવી રીતે મનમાં ઓછું લાવશો નહિ. સાચું કહું તો હું કંઇ તમારી માંગણીને બીલકુલ નકારૂં છું એમ પણ નથી. તમે રખે એ સંબંધમાં નિરાશ થતા. મારી કહેવાની મતલબ એટલીજ છે કે તમારો ઉદ્દેશ પરિપૂર્ણ થવાને હજુ કેટલાક સમયની વાર છે તેટલીજ તમે ધીરજ રાખી લ્યો. જ્યારે તમે આ પ્રતાપરાયના સાહસ કાર્યમાં ફતેહમદ થઇ પાછા ફરશો ત્યારે અમેજ જાતે થઇને અમારી ચપાનો હાથ તમારા હાથમાં આપીશું અને તમારો સંયુક્ત સંસાર સુખી નિવડે એવા આશિર્વચન કહીશું. પરંતુ જ્યાંસુધી તેવું થવાનો શુભ અવસર આવે નહિ ત્યાંસુધી તો

ચંપા તમારી વિવાહિત પત્ની છે અથવા ભવિષ્યમાં નક્કી થશે એવી માન્યતા તમારે તમારા હૃદયમાંથી કાઢી નાંખવી જોઇએ. બીજું તમે જાણો છોજ કે એના પિતાને ગુજર્યાને હજુ પૂરો મહિનો પણ થયો નથી. એટલે એના વિવાહ કે લગ્ન સંબંધમાં કોઇ પણ જાતની હિલચાલ અમારાથી અત્યારે થઇ શકેજ નહિ. એ દૃષ્ટિએ જોતાં પણ તમારે ચંપાની પ્રાપ્તિ સબંધમાં કેટલોક સમય રાહ જોવીજ પડશે એ ચોકખુંજ છે. છતાં એક વાતની તો હું તમને ખાત્રી આપું છું. તે એજ કે જ્યાંસુધી તમે ના પાડશો નહિ ત્યાંસુધી હુ ચંપાના સબંધમાં બીજા કોઇની પણ માગણીનો વિચાર સરખોયે કરીશ નહિ. જો ચંપાના પિતા હયાત હોત તો એના લગ્ન સંબંધમાં મારો અભિપ્રાયજ માત્ર લેવાતે, પરતુ હવે તો તે નથી એટલે ચંપાના ભવિષ્યની સર્વ જવાબદારી મારેજ માથે છે, એ તમે સમજી શકો છો."

મે કહ્યું—"ધનુભાઇ, તમારૂં કહેવું સાચુ છે અને તમારી સૂચનાને હું પૂર્ણપણે માથે ચઢાવુ છુ. કારણકે તમે કહો છો તે કરતાં વિશેષ કાંઇ પણ મેળવવાની અત્યારે મેં જરાયે આશા રાખીજ નહતી. મારી અત્યારની વિકટ અને અનિશ્ચિત સ્થિતિ હું સારી પેઠે સમજી શકું છું. જો કે પ્રતાપરાય સંબંધમાં લોકમત સારો નથી, અને અહીંના ઘણા લોકો તો તેને એક ભયાનક જાદુગર તરીકેજ ઓળખે છે છતાં તેમની સાથેના ગયા દોઢ માસના સંબંધના અનુભવથી હું કહુ છું કે તે એક અત્યંત બુદ્ધિશાળી અને વિદ્વાન ગૃહસ્થ છે, તીવ્ર વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા અને પ્રમાણિક છે. તેમણે જે સાહસ કાર્ય ઉપાડયુ છે તેમાં પણ તેમનો હેતુ શુદ્ધ અને જનકલ્યાણ કરવાનોજ છે એવી હું તમને ખાત્રી આપું છું. ઇશ્વરકૃપાથી અમે ઉપાડેલા આ સાહસ કાર્યમાંથી હું સુખરૂપ પાછો ફરીશ ત્યારેજ તે વિષે તમારી ખાત્રી થશે. તે વખતે તમે જોશો કે તમારી ચંપાને એક રાજરાણી સરખાં સુખ આપવાને અને તેને યોગ્ય ઠાઠમા રાખવાને પૂરતાં સાધનો મારી પાસે હશેજ. પરંતુ એ તો ભવિષ્યની વાત છે. અત્યારે તો ચંપાવતીએ મારા પ્રેમનો તિરસ્કાર કર્યો નથી અને તમે મારી માંગણીને નિરાશ કરતા નથી એટલાથીજ હું મારી જાતને ધન્યવાદ આપું છું."



## પ્રકરણ ૩૩ મું.

### છેલ્લી મુલાકાત.

પછી અમે બંને દિવાનખાનામાં આવ્યા. ત્યાં કમળા બ્હેને ચ્હા તૈયાર કરી હતી, અને પ્યાલા ભરતાં હતાં. ચંપા એક આરામ ખુરશી પર પડી હતી. તે મારા મુખ પર અત્યારે આનંદના સ્પષ્ટ ચિહ્ન હોવાથી ધનપ્રસાદભાઇ સાથેની મારી ખાનગી મુલાકાતનું જે પરિણામ આવ્યું હતું તે એ ચતુર બાળા સમજી ગઈ હતી અને તેને લીધે ઉપજતા હર્ષના ઉભરાથી તે કોઈ કોઈવાર હસી દેતી હતી.

ચ્હા પીવાઇ રહ્યા પછી થોડીવાર આડાતેડા ગપ્પાં ચાલ્યા બાદ ધનુભાઇ અને કમળાબ્હેન બંને જણાં કામને લીધે ઘરના અંદરના ભાગમાં ગયા. દિવાનખાનામાં હું અને ચંપા એકલાં પડયાં. એટલે હું ઊઠીને ચંપા બેઠી હતી તે ખુરશીની પાસે આવ્યો. એનો મનોહર શ્વેત હાથ અત્યત કોમળતાથી ઝાલીને મેં કહ્યું–

"વહાલી ચંપા, તારા અને મારા મનની મુરાદ પાર પડી છે. દૈવ આપણને અનુકૂળ છે. ધનપ્રસાદભાઇએ આપણો સબંધ જોડી આપવા બાબતમાં જરાયે પ્રતિકૂળતા બતાવી નથી."

એમ કહી મેં ધનુભાઇ સાથે થયેલી મસલત સંક્ષેપમાં ચંપાને કહી સંભળાવી. બધી વાત પૂરી થયા પછી મારે પ્રતાપરાયના સાહસના કાર્ય માટે કાલેજ ઉપડી જવાનું છે એવી વાત નીકળતાં ચંપાનું વદન અત્યંત નિરાશ અને ખિન્ન થઈ ગયું. આવી ચંદ્રમુખી રમણીનો મધુર સહવાસ આવે વખતે છોડીને, પ્રિયતમાને દુઃખના દરિયામાં ડુબાડીને ગયા વગર ન ચાલે એવી ગુલામી લખી આપવા બદલ મને પણ અત્યંત પશ્ચાત્તાપ અને દુઃખ થયું–છતાં ચંપાને આશ્વાસન આપવા ખાતર મે કહ્યું–

"વહાલી ચંપા, અત્યારે ટુંક સમયને માટે મારો ને તારો વિયોગ થશે ખરો, પરંતુ એ વિયોગને લીધે જ્યારે આપણે પાછા મળીશું ત્યારે આપણો પ્રેમ આજ કરતાં અતિ ગણો તીવ્ર અને હાર્દિક બનેલો હશે એ વિષે તું ખાત્રી રાખજે. તારૂં અર્પણ કરેલું પેલું તાવીજ હજુયે મારી છાતી પર છે અને તે હંમેશ મારા હૃદય પર વિરાજિત રહેશે. મારા આ સાહસ કાર્યમાં વખતોવખત જોખમની અણીને પ્રસંગે પણ મને મારી મૃગનયની અને મધુર હાસ્યવાળી ચંપાનું સ્મરણ કરાવ્યા કરશે. વહાલી, એજ પ્રમાણે તુયે મેં તને અર્પણ કરેલી મુદ્રિકામાં મારૂં આત્મનિરૂપણ કરીને મને નિરંતર સભારતી રહેજે, અને પ્રભુ પ્રાર્થના કરજે કે મારા સાહસ કાર્યમાંથી વિજયી થઇને હું વહેલો પાછો ફરૂં અને તને આવી મળું."

મારા શબ્દો સાંભળીને ચંપાનું હૃદય ભરાઇ આવ્યું હોય એમ મને લાગ્યું. તેણે કંઇક બોલવા પ્રયત્ન કર્યો પરંતુ એના શબ્દો કંઠમાંજ રૂંધાઇ ગયા. તરતજ એની આંખમાં ઝળઝળીયાં પણ આવ્યાં. તે જોઇ મારૂં હૃદય દ્રવી ગયું. મેં આસપાસ એકવાર દૃષ્ટિ નાંખી–અને ચંપાની કેળ સરખી કોમળ દેહલતાને મારી બાથમાં લીધી; હૃદયસરસી એકજવાર ચાંપીને છુટી મૂકી. એ વખતે મારા આખા શરીર પર રોમાંચ થયો. ચંપાને પણ થયોજ

હશે. પરંતુ એણે મારા કૃત્ય પ્રત્યે જરાયે અણુગમો દર્શાવ્યો નહિ.

વાંચનાર, ચંપાવતી પ્રત્યેનું મારૂં આ વખતનું આવું વર્તન તને કદાચ વધારે પડતું અને સભ્યતાની પરિસીમાને ઉલ્લંઘતું લાગ્યું હશે. કેટલેક અંશે તો તે તેવું હતુંજ એમ મારે પણ કબૂલ કરવું જોઈએ. છતાં હું સાચુંજ કહુ છું કે એ વખતે મારાથી જે કાંઇ થઇ ગયું તે મારી કેવળ કુદરતી પ્રેરણાનુંજ પરિણામ હતું. તેમ કર્યા વગર મારાથી રહેવાયુંજ નહિ.

મારા બાહુપાશમાથી મુક્ત થયા પછી ચંપા બોલી–

"તમે જશો તે દરમ્યાન આ તમારી સુવર્ણ મુદ્રાને હું મારા જીવ પેઠે સાચવીશ. મેં મારૂં હૃદય તમને અર્પણ કર્યું છે. મારા હૃદયને રક્ષવું કે કચડી નાખવું તે હવે તમારા હાથમાં છે. મારે માટે તમને લાગણી હોય તો……."

"લાગણી હોય તો? ચંપા, એમ શું બોલે છે? શું આટલા દિવસના સહવાસથી તું મને ઓળખી શકી નથી? મારો સ્વભાવ પારખી શકી નથી? ચંપા, તું મારા પર વિશ્વાસ રાખ. મારા પ્રેમમાં શ્રદ્ધા રાખ. તું ખાત્રીથી માનજે, કે આજે જેટલો છે તેના કરતાં હું પાછો આવીશ ત્યારે મારો પ્રેમ દશ ગણો વધારે હશે. વિરહથી આપણા પ્રેમનું જે વલોણું થશે તેમાથીજ સાચું નવનીત તરી આવશે."

એ પ્રમાણે મેં ચંપાને આશ્વાસન આપ્યું. તે જરા શાંત થઇ એટલામા કમળા બ્હેન અને તેની પાછળ થોડીવારે ધનુભાઇ પણ ત્યાં આવી પહોંચ્યા. આજની મુલાકાત છેલ્લીજ છે અને કાલે અમે આગળ પ્રવાસે ઉપડી જઇશું એમ કહી મેં તે સર્વની રજા માગી. અત્યંત દુઃખી હૃદયથી તેમણે મને વિદાય આપી.

---

## પ્રકરણ ૩૪ મું

### ગુણવંતલાલનો પત્ર

નિત્ય નિયમ પ્રમાણે તે રાત્રે પણ પ્રતાપરાય બાર વાગ્યા પછી શહેરમા ફરવા નીકળ્યા. હું ચંપાવતી સાથેના પ્રણય સબંધના મધુરા સ્વપ્ન કલ્પનો, અનુભવતો ઓરડીમાં આમતેમ આંટા મારવા લાગ્યો થોડીવારે થાકયો એટલે ગાદી પર બેઠો અને એક ચીરૂટ સળગાવી તેના ધુમાડા કાઢવા લાગ્યો

કલાક દોઢેક થયા પછી પ્રતાપરાય ઉતાવળા ઉતાવળા પાછા આવી પહોંચ્યા. એ વખતે તેમની મુખમુદ્રા આનંદિત દેખાતી હતી. તેમણે પાથરો પોતાની ઓરડીમાં જઇ મને ધીમેથી હાક મારીને ત્યા બોલાવ્યો. બહારનું દ્વાર અટકાવી હું તરતજ તેમની પાસે ગયો, એટલે પ્રતાપરાયે ગંભીરતાથી કહ્યું.

"બહાદુરસિંહ, આજસુધી, આપણે જે બાતમીની વાટ જોતા હતા, તે આજે આવી પહોંચી છે. અને તે આપણા કાર્યક્રમને અનુકૂળજ છે. ડા. ગુણવંતલાલ દ્વારા જે વ્યવસ્થા મારે કરાવવાની હતી તે થઇ ગઇ છે અને નિર્વિઘ્ને પૂર્ણપણે ફતેહ-

મંદ•નિવડી છે. લ્યો, જુઓ—આ રહ્યો ગુણવંતલાલનો કાગળ.” એમ કહી તેમણે એક લાંબો પત્ર મારા હાથમાં મૂક્યો. મેં તે નીચે પ્રમાણે વાંચ્યોઃ—

“પરમ પ્રિય મિત્ર,

બહાદુરસિંહ સાથે મોકલેલો તમારો પત્ર તથા બે તાર મળ્યા હતા. પત્ર વાંચીને તેમાં સૂચિત કરેલી વ્યક્તિઓ પર મેં તે તાર તરતજ મૂકી દીધા હતા. બીજે દિવસે વળતી ગાડીએજ તે લોકો મારી પાસે આવી પહોંચ્યા. તેમને મે તમારો પત્ર બતાવીને તમારે જે કાર્ય સાધવાનું હતું તે તેમને સ્પષ્ટ રીતે વિગતવાર સમજાવ્યું.

પ્રથમ તો તેમને ઘણોજ ભય લાગ્યો. કારણ કે હોંકાઉનો મહંત અત્યંત પ્રખ્યાત અને ઘણોજ લોકપ્રિય માણસ છે. ચીના લોકોના મોટા ભાગને એ મહંતના પ્રત્યે ઉંડી પૂજ્યતાની લાગણી છે. એટલુંજ નહિ, પણ ત્યાની સ્થાનિક સરકારમાં પણ તેનો ઉંચો દરજ્જો અને ભારે માન-મરતબો છે. વળી તે પોતે પોતાના આ-શ્રમની હદ બહાર જવલ્લેજ પગ મૂકે છે. કદાચ કોઇક વાર તે બહાર નીકળે છે ત્યારે પણ તેની આસપાસ તેના શિષ્યો અને ભક્તજનોનું ટોળું તો વીંટાયલુંજ હોય છે. આવી સ્થિતિમા તે મહતને બીલકુલ ગુપ્તપણે, જરા પણ હોહા ન થાય તેવી શાંત રીતે, ભગાડી લઈ જઇ તેનું હરણ કરવું, અને તેને મહિનાના મહિના સુધી અદૃશ્ય રાખવો એ મહા મુશીબતનુ કામ છે એમ કહીને તેમણે પ્રથમ તો બહુજ આનાકાની કરી.

પરંતુ જ્યારે મેં તેમને તમાગ પત્રનું છેલ્લું વાક્ય વંચાવ્યું અને કહ્યું કે આ કામ તમારે પાર પાડવુંજ પડશે, તેમ કર્યા વગર તમારો છુટકોજ નથી. પ્રતાપરાયની સખત આજ્ઞા છે. આ કામ પાર પાડી આપવાથી જેટલો મહાન લાભ તમને પ્રાપ્ત થનાર છે તેવીજ, બલકે તેના કરતાં દશ ગણી કડક શિક્ષા એ કામ કરવાની ના પાડવાથી તમારે ભોગ-વવી પડશે—ત્યારે તેમણે તે કાર્ય સાધી આપવાનું માથે લીધુ.

તેમણે મને પણ એ કાર્યમાં કેટલીક સહાય આપવાની વિનંતિ કરી, જે મેં તરતજ સ્વીકારી.

પ્રથમ તો અમે હોકાઉમાં રહેતા તમારા વિશ્વાસુ ચીના મિત્ર ચંગચીન દ્વારા તે મહંતને વિષે કેટલીક અગત્યની બાતમીઓ મેળવી. તે પરથી અમને એટલું માલમ પડયું કે મહંતશ્રીની સ્વારી થોડાજ દિવસમાં પ્રવાસે નીકળવાની છે. તેઓ પોતાના રસાલા સાથે હોંકાઉથી નીકળી હાંગચૂ થઇને ફ્રાનચગને રસ્તે સાનચૂ જશે; અને સાનચૂમાં થોડા દિવસ મુકામ કર્યા પછી ખુશકી માર્ગે શાંઘહાઇ જઇને ત્યાથી સ્ટીમરમાં બેસી ટીન્સ્ટીન આવશે. પછી અહીંથી તેઓ ચાલતા પેકીન જશે. એ પ્રમાણે તેમનો પ્રોગ્રામ ગોઠવાયલો હતો. તે પરથી વિચાર કરતાં મને માલમ પડયું કે મહંતશ્રીને અલોપ કરી દેવાનુ ખરૂં સ્થાન સાનચૂ છે. એ શહેરમા તેઓ કેટલાક દિવસ મુકામ કરનાર હોવાથી ત્યાંજ તેમને સપડાવવાનો ખરો લાગ મળશે, એમ અમને બધાયને લાગ્યુ. વળી સાનચૂમાં એક બીજી ઘણીજ અમૂલ્ય અનુકૂળતા અમને પ્રાપ્ત થાય એમ હતું. તે એજ કે સાનચૂ પાસેની ખાડીમાં એક નાવડું રાખી તેને નાંગસં-

ગને રસ્તે 'ચુલિયાંગહો નદીની અંદર લઇ જઇ ત્યાંથી તરતજ સમુદ્રમાં હંકારી જવાય. આથી અમે તેજ સ્થાન પર અમારો પ્રયોગ અજમાવવાનું નક્કી કર્યું.

પછી અમે તે મહંતની પાસે તેના શિષ્યવૃંદમાં અમારો એક વિશ્વાસુ માણસ ઘુસાડવાનો વિચાર કર્યો. એક જણે કહ્યું કે એ વૃદ્ધ મહંત મહા પાકો અને વહેમી છે. તે કોઈના ઉપર જરાયે ભરોસો રાખે એવો નથી આથી એમ ઠરાવ્યું કે ચંગચીને ગમે તે રીતે અને કોઇ પણ ઉપાયે તે ડોસાની તહેનાતમાં નોકરી મેળવવી. એ નોકરી મેળવવા માટે જોઇએ તેટલા પૈસા વેરવા અને શિષ્ય વર્ગને પુલફુળાદિથી રાજી રાખવા. નોકરી મળ્યા પછી તેણે મહંતની ઘણીજ કાળજીપૂર્વક સેવા સુશ્રુષા કરીને તેનો ઉંડો વિશ્વાસ સંપાદન કરવો.

આટલું નિશ્ચિત કર્યા પછી મેં તે લોકોને વિદાય કરી દીધા. તે વખતે મને જરાયે કલ્પના ન હતી કે આ કાર્ય આટલું બધુ ઉતાવળે સાધ્ય થઇ જશે. પરંતુ તેઓ ગયા પછી ચાર પાંચ દિવસમાંજ મને કાગળ મળ્યો કે ચંગચીનને મહંતશ્રીની સેવામાં નોકરી મળી ગઇ છે. મને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું. ચંગચીનને મેં આટલો બધો બાહોશ નહોતો ધાર્યો. ત્યાર પછીનાં બધાં કાર્યો ચંગચીનનીજ ચાલાકી અને બુદ્ધિબળથી પાર પડયાં છે એમ મારે કહેવુંજ જોઇએ.

મહંતની તહેનાતમાં નોકરી મળ્યા પછી બીજા ચાર પાંચ દિવસમાંજ તે ડોસાની સ્વારી પ્રવાસે નીકળી. હોંકાઉથી હાંગચૂ તરફ જતાં લગભગ સો માઇલના પ્રવાસ દરમ્યાન ચંગચીને મહંતની સેવા એટલી બધી કાળજીથી અને ભક્તિભાવ પૂર્વક કરી કે તરતજ તે મહંતનો પરમ પ્રિય શિષ્ય થઇ પડયો. એટલે સુધી કે ચંગચીનના સિવાય કોઈના હાથનું પાણીયે ન પીએ તેમજ પોતે 'દિશાએ' ક્યારે જવું તે બાબતમાયે ચંગચીનનોજ અભિપ્રાય લે. ડોસાના જૂના નોકરોને તેની અદેખાઇ આવવા લાગી. તેમાના એક બે એ તો મહંતના કાન ભંભેરવાનોયે પ્રયત્ન કર્યો પરંતુ તેનું કશું વળ્યું નહિ. ફાનચંગમાં આવીને તો ડોસાએ ચંગચીનનેજ આખા રસાલાનો મુખ્ય કારભારી અને પોતાનો ખાસ-ખાનગી-સલાહકાર નીમ્યો.

આટલું થયું એટલે અમારે સાધવાના કાર્યનો અડધો ભાગ તો સિદ્ધ થયેલો અમને લાગ્યો. હવે માત્ર ચંગચીને બધા નોકરોને કાઢી મૂકાવવા જોઈએ એટલુંજ રહ્યું. આ બાબતમાં ચંગચીને જે કુશાગ્રબુદ્ધિ અને ગહન સમયસૂચકતા વાપરી તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. મહંતને તેણે એમ સમજાવ્યું કે જો તમે મને કાઢી મૂકો નહિ, તો તમારા જૂના નોકરો બધા રીસાઇને પાછા જનાર છે. અને તે નોકરોને તેણે એમ સમજાવ્યું કે મહંત તમને કાઢી મૂકવાના છે માટે તમે જાતે રાજીનામું આપી દો. એ વખતે પરિસ્થિતિ એવી થયેલી હતી કે મહંતને ચંગચીન વગર એક પળવાર પણ ચાલે નહિ. પાનની બીડી અને પાણીનો લોટો ચંગચીન જાતે તેમના મુખારવિંદ આગળ ધરતો. રોજ સાંજે પગચંપી અને બપોરે વાયુ ઢોળવાનું પણ તે ચૂકતો નહિ. આવી સાહ્યબી જતી કરવાનું કોને ગમે? આખરે એમજ બન્યું કે મહંત-

શ્રીએ પોતાના બધા જૂના નોકરોને હોંકાઉ પાછા મોકલ્યા અને પોતે એકલા ચંગયીનથીજ નિભાવી લેવાનું રાખ્યું.

અમારે પણ એટલુ જ જોઈતું હતું. જૂના નોકરોને વિદાય કરીને બીજે દિવસે સવારે તેઓ સાનચૂ આવવા નીકળી પડયા. સાનચૂમાં આવીને તેમણે એક ઉપાશ્રયમા મુકામ કર્યો. ત્યાં થોડો ઘણો ઉપાહાર કરીને તૃપ્ત થયા પછી મહંતજી આરામ લેવા પડયા એટલે તેમની રજા લઈ ચંગયીન બંદર પર ટીન્સ્ટીન જવાની હોડી ઠરાવવા નીકળ્યો. ત્યાં અમારા માણસો પ્રથમથીજ એક નાવડું લઇને હાજર–તૈયાર થઇને ઉભા હતા. તેમની સાથે ચંગયીનને સંતલસ થઇ ગઈ.

થોડીવારે ચંગયીન પાછો ફર્યો અને ઉપાશ્રયમાં જઇ મહંતને મળ્યો. તેણે કોણ જાણે શું તે ડોસાને સમજાવ્યું તે તેણે સાનચૂમાં રહેવાનો પોતાનો નિશ્ચિત પ્રોગ્રામ હતો, તે પણ ફેરવી નાંખ્યો. અને ચંગયીન સાથે તે બંદર પર આવી પહોંચ્યો. અમારા માણસોએ તેને ભારે માનમરતબા સાથે હોડી પર લીધો અને નાવડું હંકારવા માંડયું. એકાદ કલાકમા તેઓ ચુલીઆંગહો નદીમાં દાખલ થઇ ગયા. સાંજ પડવા આવી એટલે તે લોકોએ વહાણમા ખાસ સ્વાદિષ્ટ, મઝેદાર ચ્હા બનાવીને ડોસાને પાઇ. કલેજે ઠંડક વળતાં ડોસાએ તેમને ધૂમકેતુના પૂંછડા જેવડું લાંબું આવરદા ભોગવવાનો આશિર્વાદ આપ્યો. પરંતુ થોડીજ વારમાં તેને ચ્હા પીધાની અસર થવા માંડી. અડધાએક કલાકમાં તો તે બીલકુલ બેભાન થઇ ગયો.

ચુલિયાંગ હોમાં કેટલેક દૂર અમે એક ચાંચીયા વહાણ ઉભું રખાવ્યું હતું. તેના ઉપર મહંતશ્રીનુ અચેત શરીર બહુજ સંભાળપૂર્વક ચઢાવી લેવામાં આવ્યુ. તેચાંચીયા (વહાણના) કેપ્ટનને એ ડોસાને બરાબર છ મહિના સુધી કાળજીપૂર્વક અને સન્માનપૂર્વક સાચવવા બદલ ખર્ચ ઉપરાંત રૂા. ૫૦૦) પાંચસો મેં તેજ વખતે ગણી આપ્યા અને છ માસ પૂરા થતાં તે ડોસાની પાછી સુપરત કરતી વખતે બીજા પાંચસો રૂપીઆ બક્ષિસ આપવાની કબૂલત આપી. એ છ માસ દરમ્યાન તે ડોસાનું શરીર ચીન દેશની ભૂમિને ન અડકે એવી કબૂલત મે કેપ્ટન પાસે લખાવી લીધી છે તેની નકલ આ પત્ર સાથે તમને મળશે.

આ પ્રમાણે તમારા માર્ગમાંથી એક મુખ્ય કંટક દૂર કરવાને અમે ભાગ્યશાળી થયા છીએ. તમારા લખ્યા પ્રમાણે આ કાયમાં મદદ કરનાર દરેક ભાઈને મેં પૈસા ટકાની સારી બક્ષિસ આપી છે તેથી તેઓ ઘણાજ ખુશી થયા છે.

આશા રાખું છું કે હવે તમારૂં કામ સપાટાબધ આગળ ચાલશે અને ટુંક મુદતમાંજ તમે તમારો ઉદ્દેશ સફળ કરવાને શક્તિવાન થશો એજ.

લી. સદાનો તમારો

ગુણવંતલાલ ગિરનારી "

—:※:—

## પ્રકરણ ૩૫ મું.

### લામાસરાઇની તૈયારી

પત્ર વાંચીને મેં પ્રતાપરાયના હાથમાં પાછો આપ્યો. તેમણે તેની ઘડી કરીને એક ટ્રંકની અંદર અત્યંત સંભાળથી મૂકી દીધો. પછી ધીમે સાદે મને કહ્યું—

"ભાઇ, બહાદુરસિંહ, અત્યારે આપણા માર્ગમાં જે મોટામાં મોટી મુશ્કેલી હતી તે આ રીતે દૂર થઇ છે. હવે આપણા માર્ગના દરવાજા ખુલ્લા થઇ ગયા છે. હવે મારાથી હોકાઉના મહંતનો વેશ બેધડકપણે ધારણ કરી અને ભજવી શકાશે. આજ સુધી આ ડોસાની આડખીલી હતી તેથી મારાથી કશું કામ થઇ શકતું ન હતું તેમજ કોઇ રીતે નિશ્ચિત કાર્યક્રમ ગોઠવી શકાતો નહતો. એટલે તમને પણ મેં તમારી પ્રણય-લીલાના પાઠો ભજવતાં અટકાવ્યા નહિ. પરંતુ હવે તો તમારે તે નાદ છોડી દેવો પડશે, હોં." એમ કહી પ્રતાપરાય ઠપકાભરી પણ મીઠી નજરે મારા પ્રત્યે જોઇ રહ્યા.

હું તો ચમકીજ ઉઠયો. ચંપાવતી વિષે કે તેના બહેન બનેવી વિષે મેં પ્રતાપરાયને કોઇ દિવસ કશી વાત કરી નહતી. તેમજ મારા પ્રણય-સંબંધની વાત તેઓ કળી ન જાય તે માટે પણ હુ અત્યંત સાવધ રહ્યો હતો. છતાં અત્યારે પ્રતાપરાય આવા શબ્દો બોલ્યા તેથી શરમાઇને મારે નીચું જોવું પડયું. પ્રતાપરાયે મારી વાત કેવી રીતે જાણી તેનો હું વિચાર કરવા જતો હતો. એટલામાંજ પ્રતાપરાય બોલ્યા—

"તમને આશ્ચર્ય લાગતું હશે કે મેં તમારી પ્રેમલીલાની વાત કયાંથી જાણી, કેમ?"

"મને તે વિષે ઘણુંજ આશ્ચર્ય થાય છે." મેં કહ્યુ.

"સાંભળો, ચારેક દિવસ પર અમુક બાતમી મેળવવા માટે હું અત્રેના એક સાધુ સાથે અહીંના શહેનશાહના મહેલમાં ગયો હતો. ત્યાં અમુક પ્રસંગે મારી મહત્તા વધારે એવી વાતચિત કરવા માટે મને તમારી હાજરીની જરૂર લાગી. મેં આંખ મીંચીને તમને સંભાર્યા તો તમે શહેર બહાર એક ઉંચી દિવાલ પર બેઠેલા જણાયા. તમારી સામે એક પથરા પર કોઈ સુંદર યુવતિ બેઠી હતી. મેં ધ્યાન દઇને જોયુ ને તેને પણ ઓળખી કહાડી. એતો પેલી ટીનસ્ટીનમાં મળેલી તે ચંપાવતી. મેં ધાર્યું કે લાલાજી ઠીક પ્રેમાલાપમાં લીન થઇ ગયા છે! છતાં કંઈ ફીકર નહિ, પુરસદનો વખત છે તો ભલે તમે પ્રણય-લીલા ભજવો."

"ડાકટર સાહેબ, તમારી શક્તિ અગાધ છે. મને ઘણી વાર એમ થયા કરે છે કે મારામાં એવી શક્તિ કયારે આવશે?"

"તમારામાંયે આવશે. તમે જરા જરા ઇચ્છાશક્તિ અને એકાગ્રતા કેળવતા જાઓ એટલે ધીમે ધીમે તમારૂં દૃષ્ટિક્ષેત્ર વિશાળ થતું જશે."

"તે તો હુ કરૂંજ છું." મેં કહ્યું —"છતાં હજુ મને કાંઈ મહત્વની શક્તિ પ્રાપ્ત થઇ નથી."

"તે ધીમે ધીમે થશે. તમારામાં એવી ગહન શક્તિ આવે એટલા માટે

હવે મારે ખાસ પ્રયત્ન કરવા પડશે. લામાસરાઇમાંથી નીકળ્યા પછી તમારામાં મારે એવી શક્તિ–દિવ્યદૃષ્ટિ–લાવી આપવીજ પડશે એમ મને લાગે છે.”

“ત્યારે તો ઘણુંજ સારૂં.” મેં આનંદિત થઈને કહ્યું.

“પરંતુ તેને માટે હવે તમારે ચંપાવતીનું ધ્યાન બીલકુલ છોડી દેવું પડશે અને આપણા સાહસ કાર્યમાંજ બધું લક્ષ પરોવવું પડશે, હાં.”

“હું તેમ કરવાને તૈયારજ છું.” મેં કહ્યું—“આજેજ હું ચપાની અને તેના બહેન બનેવીની છેવટની મુલાકાત લઇ આવ્યો છું; હવે આપણા કાર્યમાં શું યોજના આપે ગોઠવી છે તે મને કહો.”

પ્રતાપરાયે કહ્યું–“જૂઓ. હોંકાઉના મહંતને જેણે આટલી બહાદુરીથી આપણી જાળમાં ફસાવ્યો, તેજ ચંગચીન દ્વારા મે તે બુઢ્ઢા મહતની બે ત્રણ છબીઓ પણ પ્રાપ્ત કરી છે. તે આ રહી. ચગચીને તે મઠમાંની ભીંતો પર લટકતી હતી ત્યાંથી લાગ જોઈને ઉઠાવી લીધી હતી. આ છબીઓ આપણે માટે લાખ રૂપીઆના મૂલની છે. કારણ કે એ મહંતને નજરે જોયા વગર અથવા તેનો ચહેરો કેવો છે તે બરાબર બારીકાઇથી સમજ્યા વગર તેનું અનુકરણ કરવું એ બીલકુલ અસંભવિત છે. આ છબીઓમાં જૂઓ, તે ડોસાએ દાઢી તો રાખીજ નથી. માથાના વાળની લટ બને કાનો પર લટકતી રાખી છે અને પાછળ અંબોડો ગુંથ્યો છે. બરાબર આજ પ્રમાણે મારે પણ માથે ચોટલો પહેરી પાછળ અંબોડો ગુંથવો પડશે. કેમ ખરૂં ને?”

“હાસ્તો વળી. તેમ કર્યા વગર તો પકડાઇ જવાનો ભારે સંભવ રહે.” મેં કહ્યું.

“જરૂર. એટલા ખાતર તો મેં પ્રથમથીજ બધી તૈયારી કરી રાખી છે અને હોંકાઉના મહંતના જેવો ચોટલો તથા થેલીઓ પણ મંગાવી રાખ્યાં છે. મારે કપાળે ત્રિકોણાકાર ભસ્મની આડ પણ તેની પેઠે કરવી પડશે. તમારે પણ તેના મુખ્ય શિષ્ય તરીકેનો ચોક્કસ પોશાક સજવો પડશે.”

પછી પ્રતાપરાયે મને પોતાના શિષ્ય તરીકે મારે કેવો પોશાક પહેરવો પડશે તે સમજાવ્યું. મારે વાળ કેવા રાખવા, કપાળે કેવું ચિહ્ન કાઢવું, કફની કેવી ઢબથી પહેરવી, પાવડી કેવા ઘાટની જોઇએ, તથા હાથમાં માળા અને કમડલુ કેવી સ્ટાઇલથી પકડવાં તે પણ તેમણે બારીકાઇથી સમજાવ્યું. પછી કહ્યું—

“આવો વેશ ધારણ કરીને આપણે પ્રથમ લામાસરાઈમાં જવું પડશે. પહાડોની ખીણમાં આવેલી લામાસરાઈ ઘણુંજ પુરાણું મકાન છે અને તે પહાડમાંથીજ કોતરી કહાડેલું છે. આજે ચારસો વરસ થયા તેમાં લગભગ નિર્દ્વંદ્વ દશાને પામેલા સાધુસંન્યાસીઓનો નિવાસ છે. એ લામાસરાઈના મુખ્ય સંન્યાસી મખ્ખુંગી (ગુરૂજી) કહેવાય છે અને તેના મુખ્ય શિષ્યને ચોંગુગી કહે છે તે તમે ખાસ ધ્યાનમાં રાખજો. આ મખ્ખુંગીની પાસેથી આપણે સત્યાજ્ઞાનાશ્રમ સંબંધી ઘણી માહિતીઓ મેળવવાની છે. તેને માટે આપણે ત્યાં આગળ ચારેક દિવસ રહેવું પડશે. તે દરમ્યાન આપણે ઘણીજ સંભાળથી વર્તવું પડશે. કારણ કે એ મઠમાં ઘણું સંન્યાસીઓ રહે છે. કોઈની પણ નજરે આપણું એક પણ

છિદ્ર અથવા સંશયાત્મક વર્તન પડયું તો માર્યા જવાના એમાં જરાયે શક નથી. એ લામાસરાઇની ઇમારતજ એવી ગંજાવર અને ભયાનક છે કે એમાંથી જીવતા બહાર પડવાનો જરાયે સંભવ નથી."

"ત્યારે તો ત્યાં હું ઘણીજ સાવચેતી રાખીશ. કોઇને સંશય પડે એવું કાંઇજ કામ હું કરીશ નહિ" મેં કહ્યું.

"ઠીક. હવે તમે વિશ્રામ લ્યો. અત્યારે અહીં વાગ્યા છે. પાંચ વાગે હું તમને ઉંઘમાંથી ઉઠાડીશ. આપણે તે વખતે બધી તૈયારી કરીને પ્રવાસે નીકળી પડવાનું છે. સવા પાંચ વાગે આપણી મુસાફરી માટે ત્રણ ઘોડા આવી પહોંચે એવી ગોઠવણ મે કરાવી દીધી છે."

એમ કહી પ્રતાપરાય પોતાની ઓરડીમાં ગયા, અને પોતાના વ્યાઘ્રચર્મથી આચ્છાદિત કરેલા બિછાના પર આરામ લેવા પડયા. હું પણ મારે માટે પાથરેલી ગાદી પર આંખો મીંચી પડયો. ધીમે ધીમે મને નિદ્રાદેવીએ પોતાની સ્હોડમાં લીધો. તે વખતે મને મારી હૃદયરમણી ચંપાના સંબંધમાં, હોંકાઉના મહંતના સંબંધમાં તથા લામાસરાઇની ભયાનક ઇમારતના સંબંધમાં અનેક સારા નરસા સ્વપ્નાઓ આવ્યા.

બે કલાક પછી—લગભગ સવા પાંચ વાગે—પ્રતાપરાયે મને નિદ્રામાંથી જાગ્રત કર્યો. મેં ઉઠીને દાતણપાણી કરી લીધું કે તરતજ બહાર ત્રણ ઘોડા આવીને ઉભા છે એમ કહેવા એક માણસ આવી પહોંચ્યો. "પા કલાકમાં અમે તૈયાર થઇ આવીએ છીએ" એમ બારીમાંથીજ મેં તેને જવાબ આપ્યો.

પછી પ્રતાપરાયે મને એક બાંય વગરની લાંબી કફની આપી. મારા માથા પર પહેરવાને એક નાની વાળની વિગ (ચોટલો) આપી. હાથમાં રાખવાને માળા, કમંડલુ વગેરે પણ આપ્યાં. તેમણે પોતે પણ બરાબર હોંકાઉના મહંતની પ્રતિકૃતિ જેવો વેશ ધારણ કરી લીધો અને હાથમાં બૌદ્ધિક સાધુઓ જેવો દંડ ધારણ કર્યો. પછી અમે બંને એક બીજાની સામે ઉભા અને અરસપરસ અમારા પોશાકમાં જે કાંઇ બારીક ખામીઓ રહેલી લાગી તે સુધારી લીધી. પછી બહાર નીકળ્યા.

આગળથી ખબર આપ્યા પ્રમાણે અમારા વૃદ્ધ યજમાન તથા તેનાં ઘરમાંનાં બધાંય માણસો સાડા પાચ વાગે જાગ્રત થઇ ગયાં. અમને વિદાયગીરી આપવાને તેમણે ઘણીજ હોંસથી પુલહાર તથા બીજું નૈવેદ્ય રાતનું મંગાવી રાખ્યું હતું. પ્રતાપરાયના ગળામાં ગુલાબનો મોટો હાર પહેરાવી તે ડોસાએ જમીન પર લાંબા થઇ સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને તેમના પગની આચકા લીધી. મને પણ તેણે તથા તેના કુટુંબીજનોએ લળી લળીને પ્રણામો કર્યા, અને પોતાની રંક મઢુલી પાવન કર્યા માટે અમારો સહસ્ર વાર ઉપકાર માન્યો. અમે તે સર્વને યોગ્ય રીતે ચીનાઇ ઢબથી આશિર્વાદ આપ્યા. અને ભારે ગાંભીર્ય અને આડંબરથી અમે ઘોડાઓ પર બેઠા. ત્રીજા ઘોડા પર યજમાનના માણસે અમારો સામાન ગોઠવ્યો. અમે ઘોડા હંકારવા માંડયા એટલે એટલા પરથી બધા માણસોએ અમારી 'જે' બોલાવી.

---

# પ્રકરણ ૩૬ મું.

## લામાસરાઇનો મખ્ખુંગી

પેકીન શહેરના દરવાજામાંથી અમે બહાર નીકળ્યા તે વખતે પ્હો ફાટયો હતો અને સૂર્યોદય થવાને થોડીજ વાર હતી અડધો કલાક સુધી અમારી મુસાફરી બીલકુલ શાંત રીતે થઇ. અમારા સામાનનો ઘોડો એક માણસ થોડે દૂર અમારી પાછળ દોરવી લાવતો હતો.

જ્યારે સૂર્યોદય થયો અને બધે તડકા પડવા લાગ્યા, ત્યારે દૂર પહાડોની ખીણમાં અમને લામાસરાઈની ઈમારત દેખાવા લાગી. પ્રતાપરાયે મને મારો ઘોડો પોતાની પાસે લાવવા કહ્યું. મેં તે પ્રમાણે કર્યું એટલે તેમણે આગળી કરીને મને લામાસરાઇ બતાવી.

"જૂઓ, પેલી રહી લામાસરાઈ. એને ચીના લોકો 'યંગહો કંગ' કહે છે. પૂર્વે લામા નામનો એક મોટો ધર્મગુરૂ થઇ ગયો તેના નામ પરથી આ ઇમારતનું નામ પાડવામાં આવ્યું છે. એમાં બૌદ્ધિસ્ટ ચીના સિવાય બીજા કોઈ વિદેશી કે વિધર્મી મનુષ્યનો પ્રવેશ થઇ શકતો નથી."

એમ કહીને તેમણે મને લામાસરાઇ વિષે ઘણી ઘણી બારીક વિગતો કહેવા માંડી. તે સરાઇમાં પ્રવેશ કેવી રીતે કરવો, ત્યાં કેટલા સંન્યાસીઓ છે, તેમાં કોના કેવા દરજ્જા છે, તે સર્વની સાથે કેવી રીતે વર્તવું, હોંકાઉના મહંત તરીકેનું પોતાનું માન જાળવવા માટે શું શું ઢોંગ કરવા, વગેરે વગેરે બાબતો તેમણે મને સમજાવી. વચ્ચે વચ્ચે ઘણીવાર તેઓ મને સાવચેતી રાખવાની અને જરા પણ સંશયભરેલું વર્તન થાય નહિ તે માટે ખૂબ કાળજી રાખવાની ભલામણ કર્યાજ કરતા હતા. તેમણે ચીનાઇ બાવાઓને નમસ્કાર કરવાની તથા આશિર્વાદ આપવાની દશ બાર રીતો મને સમજાવી.

પેકીનથી લામાસરાઇનો રસ્તો લગભગ પાંચ માઇલ જેટલો છે. અમારા ઘોડા ઠીક ઠીક વેગથી ચાલતા હતા એટલે બે અઢી કલાકમાં અમે લામાસરાઇવાળા પહાડની તળેટી આગળ આવી પહોંચ્યા. પહાડ પર ચઢવા માટે વાંકીચુંકી અને ખાડાટેકરાવાળી પગથી હતી તે પર ચઢતાં અમને બીજો અડધો કલાક લાગ્યો. લામાસરાઇના ભવ્ય દરવાજા આગળ અમે આવી પહોંચ્યા, ત્યારે નવેક વાગ્યા હશે.

આ મોટો દરવાજો તો ખુલ્લોજ હતો. ત્યા દરવાન તરીકે બે સાધુઓ બેઠા હતા. તેઓ અમને જોઇને ઉભા થઇ ગયા, અને બોલ્યા–"જય લામા !"

અમે નિર્વિઘ્ને અંદર પ્રવેશ કર્યો. થોડે દૂર બીજી એક દિવાલમાં નાનું દ્વાર હતું; ત્યાં આવી ઘોડા પરથી ઉતર્યા. પ્રતાપરાયની આજ્ઞાથી અમારી સાથેના ઘોડાવાળાએ તે દ્વાર ખખડાવ્યું.

ઘણો વખત સુધી તો કોઇએ જવાબ આપ્યો નહિ. ત્યાં શાંતિ તો એટલી બધી હતી કે ભોંય પર સોય પડે તેનો યે અવાજ સાંભળી શકાય. અમે લગભગ પા કલાક સુધી તે બારણું ઘણાજ જોરથી ખખડાવ્યું, ત્યારે અંદરથી કોઈ માણસનો ઉંડો ગંભીર અવાજ સંભળાયો–"ઉભા રહો, ઉઘાડું છું."

થોડીવારે બારણાંને બદલે તેના ઉપરની ડોકાંબારી ઉઘડી અને પાંત્રીશેક વર્ષના એક સંન્યાસીએ તેમાંથી ડોકીયું કર્યું. "સાધુ મહારાજ, આપ કોણ છો? અને ક્યાંથી આવ્યા છો?"

પ્રતાપરાયની મહત્તા સાચવવા મેં જવાબ આપ્યો–

"સ્વામીશ્રી હોંકાઉના મહંત છે અને હું તેમનો ચરણરજ શિષ્ય છું."

મારો ઉત્તર સાંભળીને પેલા સંન્યાસીએ પ્રતાપરાયને પ્રણામ કર્યા અને નમ્ર સ્વરે પૂછ્યું—

"આપનાં પુનિત પગલાંનો ઉદ્દેશ શો છે. મહારાજ?"

"મને જેણે આમંત્ર્યો છે તેને મારા આગમનનો ઉદ્દેશ માલમ હોવોજ જોઇએ."

પેલાએ કહ્યું–"આપની વાત સાચી છે. પરંતુ ચંદ્રને ઓળખવો શા આધારે?"

પ્રતાપરાયે–પોતાની હડપચી પર બે ચાર આંગળી ઠોકીને જવાબ આપ્યો–"વ્યોમમાં વિહાર કરતા ચંદ્રને પોતાની આસપાસના ગ્રહનક્ષત્ર વગેરેની માહિતી ન હોય એમ કેમ બને?"

પેલાએ પણ તેવીજ અલંકારી ભાષામાં કહ્યુ–"પરંતુ, જેવો સૂર્યોદય થાય છે તેવાજ એ ગ્રહનક્ષત્રો નિસ્તેજ અને અદૃશ્ય થઇ જાય છે ત્યારે તેમનું અસ્તિત્વ પ્રતિપાદન કરવાને માટે અન્ય સાધનોની આવશ્યક્તા હોય છે."

આના પ્રત્યુત્તરમાં પ્રતાપરાયે પોતાના અંદરના ખીસ્સામાથી પેલી ચાંદીની ડબ્બી કાઢી અને તેનું ઢાંકણુ ઉઘાડી, ડબ્બી તે સન્યાસી તરફ ધરી. તે જોતાંવારજ તે બાવાનો ચહેરો એકદમ બદલાઇ ગયો તેના મુખ પર સંશયનાં જે કાંઇ ચિહ્નો હતાં તે એકદમ ગુપ્ત થઇ ગયાં, અને તે હસીને હાથ જોડી બોલ્યો—

"ક્ષમા કરજો, ગુરૂ મહારાજ, મારાથી અવિવેક થયો તે. હવે આપના વિષે મારી સંપૂર્ણ ખાત્રી થઈ ગઇ છે. જગતની વસ્તુઓની યથેચ્છ ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાના સામર્થ્યવાળી મહાન ત્રિમૂર્તિમાંના એક આપ છો. આપનાં પુનિત પગલાંથી આ આશ્રમ પાવન થયો છે. આપ અંદર પધારવાની કૃપા કરો. અમારો આખો આશ્રમ આપની સેવામાં તૈયાર છે."

તે બાવાની આ ઉક્તિ માટે પ્રતાપરાયે કશો ઉત્તર ન આપતાં બે હાથ ઉંચા કરી તેને આર્શિવાદ આપ્યો અને પછી તેની પાછળ પાછળ ચાલવા માડયું. હું પણ ઘસડાયો. થોડેક દૂર જતા બે ત્રણ બાવાઓ એક દિવાલની ટોચ પર ચઢીને કંઇક મંત્રો ગોખતા જોવામાં આવ્યા તેમને અમારી સાથવાળાએ અમારા સામાનની વ્યવસ્થા કરવાની તથા ઘોડાવાળાને પૈસા ચૂકવી આપી વિદાય કરવાની આજ્ઞા આપી, જે તેમણે અત્યંત ઉત્સુકતા અને વિનયથી તરત બજાવી આપી. મને લાગ્યું કે દ્વાર ઉઘાડનાર બાવાનો આશ્રમમાં ઘણો ભારે દરજ્જો હોવો જોઇએ.

દરવાજામાંથી અંદર જતાં એક મોટો ચોક આવ્યો. લગભગ સો ફુટ ચોરસ જેવડો તે ચોક હશે. તેની આસપાસ ચારે તરફ નાની નાની ઓરડીઓ હતી. તે ઓરડીઓ એટલે પહાડની ગુફાઓજ. તેને બારણા ન મળે. દરેક ઓરડીમાં એકેક બાવો રહેતો હતો. ઓરડીઓને મથાળે પથરાઓની બખોલોમાથી પુષ્કળ ઘાસ અને ઝાડવાં ઉગેલાં હતાં. ચોકના વચલા ભાગમાં ઉભા રહીને પણ તમે ચારે તરફ નજર

ફેરવો તો ઉંચે આકાશ સિવાય બીજું કાંઇ નજરે પડે એમ ન હતું. જાણે કોઈ મોટા પહાડોની વચ્ચેની ઉંડી ખીણમાંજ આવી પડ્યા હોઇએ એવું લાગે. ચોકની વચ્ચે એક દાંડો દાટેલો હતો તેના ઉપર રાત્રે મશાલ સળગાવવામાં આવતી.

આ ચોક વટાવીને આગળ જતાં એક સાંકડી અને વાંકી ચૂંકી ગેલેરી આવી. તેમાં પસાર થઇ અમે એક પત્થરની સીડી ચઢ્યા. તેના પર ચઢતાં દૂર ચારે તરફ ઘણી ઉંચી દિવાલો દેખાઇ. ત્યાંથી વળી એક બે ટેકરા વટાવીને અમે ફરી પાછા એક મોટી સીડી ચઢ્યા. એટલે એક દરવાજો આવ્યો. તે દરવાજાને કમાડ ન હતાં. દરવાજા પાસે ત્રણ ચારેક બાવાઓ હાથમાં જૂની પુરાણી પોથીઓ લઇને કંઇક મંત્રો ગુણગુણ કરતા હતા. અમને જોઇને તેઓ ઉભા થયા, નમસ્કાર કર્યા અને અમે દરવાજામાં પ્રવેશ કરીએ તે માટે તેઓ બાજુએ ખસી ગયા.

અત્યંત ગંભીરતાપૂર્વક અને ભારે આડંબરથી પ્રતાપરાયે અને મેં તે દરવાજામાં પ્રવેશ કર્યો. તે જોઇ પેલા સંન્યાસીઓ માંહોમાંહે ગુસપુસ વાતો કરવા લાગ્યા—"અલ્યા, આ કોઈ મહાપુરૂષ હોય એમ લાગે છે. કોઇક મહા ચમત્કારિક મહંત હોવા જોઇએ. શું એમના મુખ પર તેજ વિલસે છે! જરૂર તે સંતત્રિપુટીમાંના એક હશે...." આ વાતચિતમાંના કેટલાક શબ્દો મારે કાને પડ્યા. તે સાંભળીને મને અંદરથી ઘણું જ હસવું આવ્યું; જો કે તેની છાયા સરખીયે મેં મારા મ્હોં પર દેખાવા દીધી ન હતી.

પછી તે સંન્યાસી અમને એક લાંબી ચાલી પસાર કરાવીને એક વિશાળ ભવ્ય દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં એક સુંદર આસન વચમાં ગોઠવેલું હતું. આસપાસ ચારે તરફ દિવાલની પાસે પત્થરના બાંકડાઓ ગોઠવ્યા હતા. વચલા આસન પર પ્રતાપરાયને અત્યંત પૂજ્ય ભાવથી બેસાડીને તેણે મને બાજુ પરના એકાદ બાંકડા પર બેસવા સૂચવ્યું. પરંતુ મેં તેમ ન કરતાં પ્રતાપરાયના ચરણ પાસેજ મારૂં આસન જમાવ્યું. તે જોઇને પેલા સંન્યાસીએ મારા પ્રત્યે જોઈ મુખ મલકાવ્યું, અને મારા ભક્તિભાવને માટે મને ધન્યવાદ આપવા જેવાં ચિહ્ન પ્રદર્શિત કર્યાં. પ્રતાપરાયે રસ્તામાંજ તેને વાત કરી દીધી હતી કે—"આ મારો પટ્ટશિષ્ય અને પરમ ભક્ત છે. એને મારી સેવા વગર અને મને એના સહવાસ વગર એક પળ પણ ચાલે એમ નથી." વગેરે.

અમને એ પ્રમાણે બેસાડીને તે દિવાનખાનાની એક બાજુ પરના દ્વારમાં થઇને બીજા ઓરડામાં ચાલ્યો ગયો. 'હમણાંજ પાછો આવશે' એમ તેની વાટ જોવામાં પાંચેક મિનિટ વહી ગઇ. તે દરમ્યાન પ્રતાપરાયે ધીમે સાદે મને કહ્યું—

"જોયું, બહાદુરભાઇ, કેવી ભયાનક ઈમારત છે?"

મેં પણ તેવાજ મંદ સ્વરે ઉત્તર આપ્યો—"દહાડો ફર્યો હોય તો આ ઇમારતમાંથી એક હાડકું યે બહાર જવા પામે એમ નથી."

પ્રતાપરાયે કહ્યું—"માટેજ કહું છું: બહુ સાવધ રહેજો."

એટલામાં પેલો સંન્યાસી આવી પહોંચ્યો, અને બોલ્યો—"મખપુરી મહારાજ હમણાંજ પધારે છે." અમે તે આવ્યો હતો તે દ્વાર ભણી જોઈ વાટ જોવા લાગ્યા.

થોડીવારમાં એક અત્યંત જર્જરિત થઈ ગયેલા અને માત્ર હાડકાં અને ચામડીના બનેલા માળા સરખા વૃદ્ધ દેહને બે બાવાઓ ટેકો દઈને ચલાવી લાવતા નજરે પડ્યા. એ વૃદ્ધ દેહ તે મખ્ખુગી મહારાજનો હતો અને તેને ટેકવી લાવનાર તેના મુખ્ય શિષ્યો ચોંગુગી હતા. મખ્ખુંગી મહારાજના શરીરનો પૂરેપૂરો ભાર તો તે શિષ્યો પરજ હતો. માત્ર લામ.સરાઇના મહંતથી કોઇ પ્રકારનાં વાહનનો ઉપયોગ કરી શકાય નહિ એવા પરાપૂર્વથી ચાલતા આવેલા સિદ્ધાંતને જાળવવા માટે તે ડોસો જમીનને પગ અડાડતો જતો હતો. એના અત્યંત ખખડી ગયેલા શરીરને લીધે લામાસરાઇના બાવાઓ દ્વારા "ગુરૂ મહારાજે તો ચાર વર્ષ થયાં મૃત્યુને બાળી રાખ્યું છે. ગુરૂ મહારાજ મૃત્યુજય છે" એવી એવી વાતો ઠેઠ પેકીન શહેરના કેટલાક રહેવાસીઓમાં પણ ચાલતી હતી.

—o:❋:o—

## પ્રકરણ ૩૭ મું.

### એક ગુપ્ત મંત્રની પાછળ

તે હાડપિંજર સરખા ડોસાને પ્રતાપરાયની સામેજ એક બાજઠ પર, આસન પાથરી બેસાડીને તેના શિષ્યો ચાલ્યા ગયા. તેણે પ્રતાપરાય પ્રત્યે નમન કરીને મંદ મંદ સ્વરે કહ્યું–" ગુરૂમહારાજની સમક્ષ મારે દંડાયમાન (ઉભા) રહેવું ઘટે છે. પરંતુ મારી અશક્ત કાયાને લીધે હું તેમ કરી શકતો નથી તે માટે મને ક્ષમા કરશો...."

પ્રતાપરાયે તેને આગળ બોલતાં અટકાવીને કહ્યું–" સદ્બંધુ, તમારી વૃદ્ધાવસ્થાને લીધે તમે ઐહિક દૃષ્ટિએ મારા જેવાને પણ પૂજ્ય છો. ચર્મચક્ષુથી જો કે તમારો હાથ મને વંદન કરતો નથી દેખાતો તોયે જ્ઞાનદૃષ્ટિથી હું તમારા હૃદયને મારા પ્રત્યે અત્યંત પૂજ્ય વૃત્તિથી ઢળતું જોઈ રહ્યા છું."

" ગુરૂમહારાજની દિવ્યદૃષ્ટિ ગહન છે તે હું જાણું છું. આપશ્રીએ આ આશ્રમમાં પધારીને મને તેમજ મારા શિષ્યવૃંદને અદ્‌ભુત કૃપામૃત સિંચન કરી પ્રફુલ્લિત કરી દીધા છે."

" મહંત મહારાજ, તમે જાણતાજ હશો કે સમાધિસ્થ થયેલ ઋષિરાજની જગ્યાએ મારી નિમણુક થએલી હોવાથી હું **સત્યજ્ઞાનાશ્રમમાં** જવાને માટે નીકળ્યો છુ. ત્યાં જતાં પહેલાં તમારા જેવા વૃદ્ધના અનુભવોનું જ્ઞાન તથા શુભ વાંછના સંપાદન કરવાને માટે હું આપને ત્યાં આવ્યો છુ અને થોડાજ દિવસને માટે નિવાસ કરવાનો છું."

" આપ અહીં પધાર્યા તે મારા ઉપર મહાન અનુગ્રહ થયો છે." પોતાની શુભ વાંછના માટે હોંકાઉના મહંત પધાર્યા તેથી આનંદ અને અભિમાન પામતો તે ડોસો બોલ્યો–" આપ અહીં સુખેથી ચાહે તેટલા દિવસ મુકામ કરો અને જરાયે સંકોચ વગર મારી તથા મારા શિષ્યજનોની સેવા ગ્રહણ કરો."

એમ કહીને તેણે " ચોગુંગી " કરીને

મોટેથી બૂમ પાડી. એટલે તરતજ પાસેના ખંડમાં ઉભા રહેલા તેના બે શિષ્યો આવી પહોંચ્યા. તેમને એણે કહ્યું–" ગુરૂદેવને આપણા આશ્રમમાં અતિથિ તરીકે રાખવાના છે. એમની સેવા બહુજ કાળજીપૂર્વક કરજો. આપણા આતિથ્યમાં ખામી ન આવે હાં. "

" જેવી ગુરૂજીની આજ્ઞા. " પેલાઓએ હાથ જોડી ઉત્તર આપ્યો.

પછી ડોસાએ પ્રતાપરાયની રજા લેવા માટે કહ્યું–" હવે હું ગુરૂદેવની આજ્ઞા માંગું છું. આ જીર્ણ દેહ વધુ વખત બેસવાને અશક્ત છે, તેથી...."

" ભલે તમે ખુશીથી જાઓ. " પ્રતાપરાયે અનુજ્ઞા આપી.

શિષ્યોની ખાંધ પર બધો ભાર મૂકીને ડોસો ઉભો થયો. આવ્યો હતો તેજ રીતે અને તેજ માર્ગે તે પાછો ગયો. થોડીવારે તેના શિષ્યોએ આવીને અમને મુકામ કરવા માટે બે ઓરડા બતાવ્યા. એ ઓરડાને સુંદર પડદાઓ, પલંગ, કોચ સોફા વગેરે રાજવશી ઠાઠથી શણગારેલા હતા કારણ કે તે અતિથિઓ અને મ્હેમાનોને માટે હતા. તે ઓરડામાં એકેક મોટી પિત્તળની બુદ્ધમૂર્તિ આસન પર વિરાજિત કરેલી હતી.

અમે તે ઓરડામાં અમારા ધામા નાંખ્યા, એટલે થોડીવારે અમારો બધો સામાન ત્યાં આવી પડયો. તરતજ મેં ચાવીનો ઝૂમખો કાઢી એક ટ્રંક ઉઘાડી અને પ્રતાપરાયને માટે પ્રાર્થના–પૂજાનાં સાહિત્યો બહાર કાઢયાં. મેં તે બુદ્ધમૂર્તિની સામે આસન ગોઠવ્યું કે તરતજ પ્રતાપરાય તેના ઉપર પ્રાર્થના કરવાને વિરાજ્યા, અને પાંચ સાત મિનિટમાંજ સમાધિસ્થ થયા.

મેં ધીમે સાદે ત્યાં ઉભેલા શિષ્યોને કહ્યું–" હવે ગુરૂમહારાજ સંધ્યાકાળે સમાધિમાંથી જાગ્રત થશે. ત્યાંસુધી કોઇ પણ માણસ અહીં ન આવે એવો બંદોબસ્ત થવો જોઇએ. ગુરૂશ્રી તો માત્ર એકજ વાર ઉપહાર કરે છે. મારે માટે પણ ભોજન અહીંજ મોકલી દેવામાં આવે તો ઠીક."

" જેવી તમારી ઇચ્છા. " એમ કહી તે શિષ્યો મને પ્રણામ કરી ચાલ્યા ગયા. તેમની પાછળ મેં ગુરૂદેવની સમાધિમાં ભંગ ન પડે એટલા માટે દ્વાર વાસી દીધાં!

તરતજ પ્રતાપરાય સમાધિનો ઢોંગ છોડી ઉભા થયા, અને ઓરડાનું ચારે તરફ ફરીને નિરીક્ષણ કરવા લાગ્યા. હું પણ આમ તેમ ફરવા લાગ્યો. આ ઓરડાની ત્રણ બાજુની પહાડી દિવાલોમાં બારીને માટે ગબારાં પાડેલાં હતા. ચોથી બાજુ બધીઆર હતી. ગબારાંનાગી ત્રણ બાજુઓમા એક પેકીન શહેર તરફની હતી. તેમાંની બારીઓમાથી પેકીન શહેરની મોટી મોટી ઇમારતો, ભવ્ય બુરજો અને ઉંચા ઉંચા મકાનોનાં લાલ છાપરાં દેખાતાં હતાં. પેકીન શહેરની ઉત્તરે આવેલી પેલી જગતની મહાન દિવાલ–જેના ઉપર એક દિવસ હું અને મારી હૃદયેશ્વરી ચંપા બેઠાં હતાં તે–પણ દેખાતી હતી. તે દિવાલ પર નજર પડતાંજ મને મારી મનોહર ચંપાનું સ્મરણ થયું. તેમજ લામાસરાઇમા જે ભયાનક પરિસ્થતિની વચ્ચે હું અત્યારે આવી બેઠો હતો તેનું યે મને ભાન થયું. બંને પરસ્પર વિરોધી ભાવનાઓને લીધે મારા આખા શરીરના રૂંવાડા ઉભા થયા.

તેજ વખતે પ્રતાપરાયે આવીને મારા ખભા પર હાથ મૂકયો અને કહ્યું–" બહાદુરભાઈ, હવે ખરેખરો ખેલ શરૂ થયો છે તે ધ્યાનમાં રાખજો. અત્યાર સુધી તો આપણું દૈવ અનુકૂળજ નીવડયું છે. પણ અત્યારે આપણે વાઘના ડાચામાં આવીને બેઠા છીએ તે જરાયે વિસરશો નહિ હોં "

" હું વિસરવા માંગું તોયે વિસરાય એમ નથી " મેં કહ્યું.

" પરંતુ તેમ જાણીને તમે ગભરાઈ જતા નહિ જૂઓ, હવે હું તમને અહીં આવવાનો મુખ્ય ઉદ્દેશ સ્પષ્ટ રીતે કહું છું. સત્યજ્ઞાનાશ્રમના ત્રણે મહંતોની પાસે એ આશ્રમમાં પ્રવેશ કરવા માટે એક ખાસ ગુપ્ત મંત્ર છે. જ્યારે જ્યારે તે મહંતોમાંનો કોઈ લાંબા પ્રવાસે જઈને પાછો ફરે ત્યારે ત્યારે તેને આશ્રમમાં દાખલ કરતી વખતે તે ખરો મહંત છે એવી ખાત્રી કરવા માટે તેને એ ગુપ્ત મંત્ર પૂછવામાં આવે છે. મને ખબર મળી છે કે એ મંત્ર આ જર્જરિત ડોસાને પણ આવડે છે. મારે ગમે તેમ કરીને યુક્તિપ્રયુક્તિ વડે એની પાસેથી તે મંત્ર કઢાવી લેવો છે."

" પછી ? "

" તે સિવાય મારે સત્યજ્ઞાનાશ્રમની રચના અને વ્યવસ્થા વિષે ઘણીજ બારીક માહિતીઓ મેળવવી છે." પ્રતાપરાયે કહ્યું " તમને ખબર નથી કે અહીં, લામાસરાઈમાં આવતાં પહેલાં મેં આ ઇમારતના સંબંધમાં બહારથીજ કેટલી બધી બારીક વિગતો મેળવી રાખી હતી. "

" પેકીનમાં રોજ રાત્રે તમે તેનેજ માટે બહાર જતા હતા, તે તો હું જાણું છું " મેં કહ્યું.

" અને તેમ બહાર રખડીને જ્યારે મેં એક અગત્યની બાતમી મેળવી ત્યારેજ અહીં આવવાની હિંમત કરી છે. "

" તે વળી કઈ ? "

" અણીને વખતે–કટોકટીને પ્રસંગે અહીંથી નાસી કેવી રીતે છૂટવું તે. "

" ત્યારે શું તમે અહીંથી નાસી છૂટવાનો માર્ગ ખોળી કાઢયો છે ? "

" હા. પણ હમણાં હું તમને તે નહિ બતાવું. વખત આવ્યે આપણે તેનો ઉપયોગ કરીશું. "

—=x:[]:x=—

## પ્રકરણ ૩૮ મું.

### —આટલું જોખમ !

થોડી વારે અમારા ખંડના દ્વાર પર ટકોરા થયા. તરતજ પ્રતાપરાય પોતાની સમાધિ–અવસ્થામાં પાછા ગોઠવાઈ ગયા–તે એવા કે જાણે ચાર કલાકથી તેઓ એ જગાએથી ઉઠયાજ ન હોય !

મેં દ્વાર ઉઘાડયું એટલે બે જુવાન બાવાઓએ ભોજન સામગ્રીથી ભરપૂર થાળા સાથે પ્રવેશ કર્યો. મેં તે થાળાઓ એક સ્વચ્છ જગામાં ગોઠવાવી તેમને પાછા કાઢયા. દ્વાર વાસ્યું એટલે પ્રતાપરાય સમાધિ છોડી ઉઠયા.

ગઈ કાલે રાત્રે બરાબર ખાધું ન હોવાથી અત્યારે પ્રતાપરાયને પણ ખૂબ કકડીને ભૂખ લાગી હતી. મારા પેટમાં તો કયારનાં કુરકુરીઆં બોલતાં હતાં: અમે બંને ' ડકાળવા ' ની પેઠે તે ભોજન થાળ ઉપર

મંડી પડયા. અમે પેટ ભરીને દાબી દાબીને ખાધું છતાંયે અમે એક થાળ ખાલી કરી શકયા નહિ. અમારા જેવા છ જણાને ચાલી રહે એટલી સામગ્રી તે થાળાઓમાં આવી હતી.

પછી અમે બંને જણા આડા પડયા અને સાંજના પાંચેક વાગતા સુધીનો સમય નિદ્રાદેવીની આરાધનામાં વીતાડયો.

સૂર્યાસ્ત વખતે પ્રાર્થના કરવાને બધા બાવાઓને ભેગા કરવા માટે એક મોટો લોખંડનો ઘંટ વગાડવામાં આવ્યો. મખ્ખુંગીના મુખ્ય શિષ્યોએ આવીને પ્રતાપરાયને હાથ જોડી પ્રાર્થના કરી કે–"મહારાજ, આજે અમારા સર્વની ઇચ્છા છે કે આપ પ્રાર્થનામાં પધારો અને અમને કાંઇક દિવ્ય સદ્‌બોધ આપો."

પ્રતાપરાયે પ્રથમ તો થોડી આનાકાની કરી; પરંતુ પછી હા કહી. તેમને અને મને અત્યંત ભક્તિભાવપૂર્વક તેઓ પ્રાર્થનાના ચોકમાં તેડી ગયા. ત્યાં બાવાઓએ રચેલા સિંહાસન પર બેસી પ્રતાપરાયે દક્ષિણ દિશામાં આવેલા હિંદુસ્થાન નામના દેશમાં વસતા લોકોની તથા તેમણે શોધી કાઢેલા ૐકારના મહામંત્રની વાતો કરી. એ વખતે તેમણે જે ભાષણ આપ્યું તેનાથી બધાયે બાવાઓ ચકિત થઇ આનંદસાગરમાં ડૂબી ગયા.

પ્રાર્થના પૂરી થયા પછી પ્રતાપરાય મને ઉતારામાં છોડીને મુખ્ય મહંતને મળવા ગયા ત્યાં તેમણે તે ડોસાની સાથે લગભગ ત્રણ કલાક સુધી કોણ જાણે શુંયે વાતો કરી. તેઓ જ્યારે પાછા આવ્યા ત્યારે તેમના મુખ પર આનંદનાં ચિહ્ન ન હતાં બારણું બંધ કરીને તેઓ બબડયા –"કામ કંઇક મુશ્કેલ છે. હું ધારતો હતો તે કરતાં ડોસો વધારે મીંઢો નીકળ્યો!"

"કેમ કાંઇ માહિતી આપતો નથી!" મેં પૂછયું. "અરે એ શું માહિતી આપવાનો હતો? તે તો મારે એની પાસે ખૂંચવીને લેવી પડશે, એને ખબરે ન પડે એવી રીતે" પ્રતાપરાયે જવાબ આપ્યો –"એ બહુજ થોડું બોલે છે. છતાં કાંઇ ફીકર નહિ. હું કળેકળે બધું કઢાવી લઇશ."

× × ×

એ પ્રમાણે ત્રણેક દિવસ નીકળી ગયા. રોજ પ્રતાપરાય ત્રણ ચાર કલાક બપોરે અને દોઢ બે કલાક રાત્રે મખ્ખુંગી મહારાજને મળવા જતા અને તેની સાથે આડી અવળી કેટલીક વાતો કર્યા પછી યુક્તિપ્રયુક્તિ વડે સત્યજ્ઞાનાશ્રમની બાતમીઓ અને ખાસ કરીને તેમાં પ્રવેશ કરવાનો ગુપ્ત મંત્ર પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરતા.

ચોથે દિવસે બપોરે પ્રતાપરાય મખ્ખુંગી મહારાજને મળવા ગયા હતા અને મને નિદ્રા આવતી ન હતી. તેથી હું આખા આશ્રમમાં ફરવા નીકળ્યો.

હું ફરતો ફરતો પશ્ચિમ તરફ આવેલા એક ચોકમાં આવ્યો. અહીં વચ્ચે પાણીના ઝરાવાળો એક કુંડ હતો. લામાસરાઇના બધા બાવાઓ અહીં ન્હાવા આવતા. કેટલાક તો પોતાનો ફુરસદનો બધો વખત અહીં આવી જળક્રીડા કરવામાં ગાળતા. હું ગયો ત્યારે ત્રણ અલમસ્ત બાવાઓ પાણીમાં પડયા પડયા ખૂબ ધીંગામસ્તી કર્યા કરતા હતા. મને જોઇને તેઓ જરા સંકોચાયા.

તેમનાથી થોડેક દૂર દશ બાર બાવાઓ કુંડાળું વળીને બેઠા હતા અને વાતોના

સપાટા હાંકતા હતા. કંઈક ગમ્મતની વાત ચાલી રહી હતી અને તેઓ ઘણીજ છૂટથી હાહાહીહી કરીને હસતા હતા. હું તો તેમનાથી દૂરજ ઉભો રહ્યો અને તેઓ શું વાત કરે છે તે જાણવા માટે ધ્યાન આપી રહ્યો.

તે કુંડાળામાં ત્રણેક જણા મારી સામે મ્હોં કરીને બેઠેલા હતા. એક બે વાર મારી અને તેમની આંખ એક થઇ. તેમાંના બે જણાએ મને પોતાના કુંડાળામાં બોલાવવાનો વિચાર કર્યો હોય એમ મને તેમની પરસ્પર વાતચિત અને ચાળાઓ પરથી લાગ્યુ. થોડીવારે ત્રણેએ આખા મંડળને વાત કરી અને બધાએ મળી મને પોતાના કુંડાળામાં બેસાડવાને બોલાવ્યો. અને જાડા બાવાએ હાથ જોડી મને કહ્યું-"પધારો ગુરૂદેવ."

મેં કહ્યું—"નહિ, મહારાજ. આપ આનંદથી. વાર્તાલાપ ચાલવા દો. હું છું ત્યાંજ ઠીક છું. જરાયે રંગમાં ભંગ પડવા દેશો નહિ."

પરંતુ તરતજ બીજા બે ત્રણ બાવાઓએ મને આગ્રહ કરીને બોલાવ્યો એટલે આનાકાની છોડીને હું તેમની પાસે જઇ બેઠો. મને તેમણે અત્યંત સન્માનપૂર્વક અગ્રસ્થાન આપ્યું.

તે વખતે જે વાર્તા ચાલતી હતી તે પૂરી થઇ એટલે બે ચાર જણાએ મને એકાદ વાર્તા કહેવાનું કહ્યું. થોડોક આગ્રહ કરાવ્યા પછી મે અમારા હોંકાઉના આશ્રમ વિષેની એક વાર્તા જોડી કહાડી. તેમા ખાસ કરીને પ્રતાપરાયની અને મારી મહત્તા વધારે એવી વાતો બનાવી કાઢવા પર ખાસ ધ્યાન આપ્યું. મારી વાર્તા સાંભળીને તે બધાયે સાધુડા એકદમ ખુશ ખુશ થઇ ગયા અને પ્રતાપરાયની અદ્દભુત શક્તિ માટે ઘણાજ આશ્ચર્ય અને પ્રશંસાયુકત ઉદ્દગારો કાઢવા લાગ્યા.

મારી વાર્તા ચાલતી હતી તે વખતે મારૂં ધ્યાન એક વસ્તુએ ખાસ આકર્ષ્યું. ચીબા મ્હોંવાળો એક બાવો વારે વારે મારા તરફ તાકી તાકીને જોતો હતો. એક બે વાર તો તેણે પોતાની જોડે બેઠેલા બાવાની સાથે કંઇક ઈશારત અને ઘુસપુસ કરી. તે પરથી મને લાગ્યું કે તેણે મને ઓળખ્યો કે શું? વિચાર કરતાં મને આ માણસને કોઇક સ્થળે જોયો છે ખરો એમ લાગવા માંડયું. જ્યારે મારી વાર્તા પૂરી થઇ ત્યારે બીજાઓની પેઠે તે પણ મને નમન કરવા માટે મારી પાસે આવ્યો. નમન કરતાં કરતાં તેણે મારો હાથ—જાણે અત્યંત પૂજ્ય ભાવથી—પકડયો અને મારા ડાબા હાથની કોણી આગળ તેણે પોતાનો હાથ ફેરવ્યો.

માર્યા ઠાર! મારા પેટમાં સજ્જડ ધ્રાસકો પડયો.

વાચનાર! મારા ડાબા હાથની કોણી પર એક ઉંડા ઘાનું નિશાન હજુએ પડેલું છે. જ્યારે તે ચીબા બાવાએ તેના ઉપર હાથ ફેરવ્યો ત્યારે મેં તેને બરાબર ઓળખ્યો. બે અઢી વરસ પર કંતાન શહેરમાં એક દિવસ હું મારા એક મિત્ર સાથે શહેર બહાર ફરવા નીકળ્યો હતો. તે વખતે અંધારૂં થયું હતું. અમે ફરીને પાછા ફરતા હતા તે વખતે એક ઝાડની પાછળથી આ ચીબો બાવો—જે પહેલાં એક લુહાર હતો તે—હાથમાં છરો લઇને અમારા ઉપર ધસી આવ્યો હતો. મારા મિત્રના તેની પાસે કેટલાક પૈસા લ્હેણા

હતા, તે વસુલ કરવાને તેણે આ ચીબા લુહાર પર ફરિયાદ માંડી હતી. તેનું વેર લેવા માટે તે મારા મિત્રનું ખૂનજ કરવા માંગતો હતો. મેં જેવો તેનો ચળકતો છરો દીઠો કે તરતજ આચકો મારી મારા મિત્રને ખસેડી લીધો અને તે ચીબાનો હાથ ખાળવા પ્રયત્ન કર્યો. તેમ કરતાં કરતાં મારા ડાબા હાથની કોણી પર ઘા લાગી ગયો. અમને ચેતી ગયેલા જોઈને એ ચીબો તરતજ ઉભી પૂંછડીએ નાસી ગયો હતો. એ બધી વાત મને એકદમ સ્પષ્ટ રીતે સાંભરી આવી.

મારા કોણી પરના ઘાને આ ચીબો પારખી ગયો છે એમ ભાન થતાંજ મારા મોતીઆ મરી ગયા. મને નક્કી લાગ્યું કે મારા સોયે સો વરસ આજેજ ખતમ થઇ જવાના. મારે આખે શરીરે રૂંવાડા ઉભા થયા. જો મેં મન ઉપર અત્યંત નિગ્રહ રાખ્યો ન હોત તો મારા હાથ પગ પણ ધ્રુજવા લાગતે. જેમ તેમ બધો પ્રસંગ સમેટી લઇને હું તરતજ ત્યાંથી ઉઠયો, અને તેમની રજા લઈ મારા ઓરડા પ્રત્યે આવવા લાગ્યો. એક વખત મારી પાછળ નજર કરી જોયું તો તે ચીબો બીજા બે બાવાઓ સાથે કાંઇક મારા વિષેજ ધુસપુસ કરતો નજરે પડયો!

---

## પ્રકરણ ૩૯ મું.

### ફરિયાદ અને ફડચો

હું જ્યારે અમારા ઉતારાના ખંડમાં આવ્યો ત્યારે પ્રતાપરાય કયારના ત્યાં આવીને બેઠા હતા. મેં ખંડમાં પ્રવેશ કરીને અંદરથી દ્વાર વાસી દીધું. પ્રતાપરાય પાસે જઇને મેં ધીમેથી કહ્યું—

" ડાકટર સાહેબ, મારાથી એક મોટી ગંભીર ભૂલ થઈ ગઇ છે."

" ગંભીર ભૂલ ? " તેમણે પૂછયું.

" હા. ભયંકર ભૂલ. " મેં ગળગળે સાદે ઉત્તર આપ્યો.

" એવું તે શું છે ? " તેમણે કંઇક આશ્વાસક સાદે કહ્યું–" બહાદુરભાઇ, ગમે તેવું થયું હોય તોયે તમે તમારા મનનું સમતોલપણું ગુમાવશો નહિ. જો જરા પણ ગભરાઇ ગયા તો કાલે આવનારૂં મોત આજે આવી પડશે. માટે એકદમ સ્વસ્થ થઇ જાઓ—" એમ બોલતાં તેમણે પોતાનો હાથ મારી છાતી પર મૂકયો અને કહ્યું–" જૂઓ આ તમારા હૃદયમાંથી ભય ઉડીને ચાલ્યો જાય છે."

અને અડધી મિનિટમાં તો હું ખરેખર શાંત અને સ્વસ્થ થઇ ગયો. પ્રતાપરાયે પોતાના મેસ્મેરિક પ્રભાવથી મારી ભીતિ હાંકી કાઢી હતી. પછી મેં તેમને પેલા ચીબા બાવા સાથે બનેલી બધી હકીકત વિસ્તારથી કહી. તેમણે તે સાંભળી કહ્યું–

" બહાદુરભાઇ, તમારી ભૂલ ખરેખર ભયંકર છે. પરંતુ જે કાંઈ થઇ ગયું તે કાંઈ હવે ન થયું થનાર નથી. હવે પછી તમે અત્યંત સાવચેતી રાખીને વર્તશો; અને છૂટકોજ ન હોય તેવાં કારણ વગર આ ઓરડો છોડીને બહાર જ નીકળશો નહિ. આ ચીબા બાવાના સબંધમાં જે કાંઇ કરવાનું હશે તે બધું હું સભાળી લઇશ. તમે બીલકૂલ મૂંગા રહીને જોયા કરજો."

આમ વાતચિત થયાને પૂરો પા કલાક પણ થયો ન હશે એટલામાં એકાએક અમારા ઓરડાનું બારણું ખખડયુ. મેં પાસે જઇ કાન માંડી જોયું તો બહાર પાંચસાત બાવાઓ ઉભેલા હોય એવો અવાજ સંભળાયો. પ્રતાપરાય પાસે જઇ ધીમે સાદે મેં કહ્યું–

"એ....ધાડ આવી !"

"કાંઇ ફીકર નહિ. આવવા દો."

એમ કહીને તરતજ તેઓ બુદ્ધ મૂર્તિ-ની સામેના આસન પર પદ્માસન વાળીને બેસી ગયા. થોડીવારે મેં દ્વાર પાસે જઈ "કોણ છો ?" એમ પૂછયું.

"અમે, મખ્ખુંગી મહારાજના શિષ્યો છીએ." બહારથી જવાબ મળ્યો.

મેં દમામમાં કહ્યું–"થોડીવાર પછી આવો. હમણાં ગુરૂજી મહારાજ ધ્યાનમાં બેઠા છે."

"અમારે બહુ જરૂરનુ કામ છે. દ્વાર ઉઘાડો." તેમણે કહ્યું.

છતાં મેં દ્વાર ઉઘાડવાની ના કહી. એટલે તેમણે માંહોમાંહે વાતચિત કરવા માંડી:

એકે કહ્યું–"ચાલો, આપણે મખ્ખુંગી મહારાજને તેડી લાવીએ."

"તેમ કરવુંજ પડશે એમ લાગે છે. તેમના વગર આ બારણું ઉઘડવાનું નથી."

બહાર ચાલી રહેલા ગડબડાટ પરથી ત્રણેક જણા મખ્ખુંગી મહારાજને તેડવા ગયા હોય એમ લાગ્યું. થોડીવાર સુધી બધુ શાંત રહ્યું. પાંચેક મિનિટમાં ફરી પાછું દ્વાર ખખડયુ.

"ઉઘાડો. મખ્ખુંગી મહારાજ પધાર્યા છે." બહારથી અવાજ આવ્યો.

પ્રતાપરાયે મને ઇશારત કરી સમજાવ્યું કે કાંઇ ચિંતા નહિ, બારણાં ઉઘાડી નાંખો. મેં તેમ કર્યું, એટલે હાડકાંના માળા મખ્ખુંગી મહારાજ અને તેમના ત્રણ ચાર શિષ્યોએ અંદર પ્રવેશ કર્યો. બાકીના શિષ્યો તો બહારજ ઉભા રહ્યા.

એ વખતે પ્રતાપરાય તો પાછા ધ્યાન-સ્થ થઇ ગયા હતા. મેં મખ્ખુંગી મહા-રાજને નમસ્કાર કરીને કહ્યું:—"સવા કલાક થયા ગુરૂજી મહારાજ ધ્યાનમાં બેઠા છે."

"તેઓ કયારે ઉઠશે ?"

"તે કાંઇ મારાથી કહી શકાય નહિ." મેં ઉત્તર આપ્યો–"ગુરૂજી મહારાજ ઘણી વાર સાત સાત કલાક સુધી ધ્યાનમાં રહે છે."

"કાંઇ ફીકર નહિ. તેઓ જાગ્રત થાય ત્યાં સુધી હું અહીં થોભીશ."

એમ કહી તે ડોસો એક આસન પર બેઠો. તેના શિષ્યો તેની પાછળ ઉભા રહ્યા, અને બધા મારા પરમપૂજ્ય ગુરૂજી મહારાજના જાગ્રત થવાની વાટ જોવા લાગ્યા.

લગભગ વીશ મિનિટ સુધી પ્રતાપરાયે જરા પણ દાદ દીધી નહિ. તેમણે ધ્યા-નમા ભગ પાડવા દીધો નહિ. પછી જાણે મહાન ઉંડા સ્વપ્નમાંથી જાગ્રત થતા હોય તેમ ધીમે ધીમે નેત્રો ઉઘાડયા અને અત્યંત ગંભીરતાપૂર્વક મખ્ખુંગી મહા-રાજ પ્રત્યે જોયું. તે ડોસાએ એના જવા-બમા નમન કર્યું અને કંઇક બોલવા માટે હોઠ પણ ફફડાવ્યા. પરંતુ તરતજ પ્રતાપરાયે પોતાનું મુખ પાછું ફેરવી લીધું અને બુદ્ધમૂર્તિ તરફ મીટ માંડી. ડોસાના શબ્દો તેના ગળામાંજ રહી ગયા.

પાંચેક મિનિટ પછી ફરીથી પ્રતાપ-રાયે મખ્ખુંગી મહારાજ સામે જોયું. આ

વખતે તેમનો ચહેરો એવો તો કડક હતો અને તેમની આંખના ડોળા એવા તો ચઢાવી દીધેલા હતા કે તેમને નમન કરવાની પણ તે ડોસાની હિંમત ચાલી નહિ. જાણે ક્રોધ અને અગ્નિની જ્વાળા ભભુકતી હોય એવો ભયાનક દેખાવ ધારણ કરીને તેમણે નીચે પ્રમાણે શબ્દો ચીપી ચીપીને બોલવા માંડ્યા—

"વયોવૃદ્ધ મહંતજી, તમે અને તમારા શિષ્યોએ અત્યારે મારા ખંડમાં આવીને મારી ધ્યાનાવસ્થામાં ભંગ પાડી એક ભારે પાપ કર્યું છે. તમે શામાટે આવ્યા છો તે કહેવાની કશી જરુર નથી. તમારા આગમનનો હેતુ મને મારી સમાધિ અવસ્થામાંજ અવગત થયો છે. તમારા અંતઃકરણમાં મારા પરમ શિષ્યના સંબંધમાં કાંઇ સંદેહ ઉત્પન્ન થયો છે; કેમ ખરૂ ને ?"

ડોસો અને તેના શિષ્યો તો આભાજ બન્યા. પ્રતાપરાયે તેમનો હેતુ પારખી લીધો તેથી તેઓ મહાત થયા.

પ્રતાપરાયે આગળ કહ્યું–"કેમ, હું કહું છું તે સાચું છે ને ?"

ડોસાએ હાથ જોડયા અને પ્રતાપરાયે અંતર્દષ્ટિ વડે જાણી લીધેલી હકીકત સાચી છે એમ કબૂલ કર્યું.

પ્રતાપરાયે કહ્યું–"જો તમારે એ સંબંધમાં વાત કરવી હોય તો પ્રથમ આપના શિષ્યોને અહીંથી વિદાય કરવા જોઈએ."

ડોસાએ તરતજ તેમ કર્યું. પછી હાથ જોડી બોલ્યો—

"મહારાજ શ્રી, મારા એક શિષ્યને આપશ્રીના પટ્ટશિષ્યના સંબંધમાં કંઇક શંકા ઉપસ્થિત થઇ છે. તેનું એમ કહેવું છે કે આપના શિષ્ય ખરેખરા ચીના કુલોત્પન્ન નથી; પરંતુ બહાદુરસિંહ નામના કોઈક હિંદીવાન છે. જો કે એની આ વાત હું તો બીલકુલ માનતોજ નથી. ઉલટું મેં તો એને આવી કુશંકા મનમાં ઉત્પન્ન થવા દેવા માટે પુષ્કળ ઠપકો આપ્યો અને કહ્યુ કે:એમના જેવા ચહેરાવાળા કોઇક બીજા માણસને તેં જોયો હશે. છતાં તે જીદ લઇને બેઠો છે અને કહે છે કે આપના શિષ્યને હાથે પડેલો ઘા પણ એણે પારખી લીધો છે."

કપાળ પર કરચળીઓ પાડી પ્રથમ કરતાંયે વધારે ચીપી ચીપીને શબ્દો બોલતાં પ્રતાપરાયે કહ્યું—"અરેરે ! તમે કેટલા બધા નાદાન છો ? કેટલા બધા અલ્પજ્ઞ છો ! આટઆટલા વર્ષથી લામાસરાઇમાં વસો છો અને તપ તપો છો તોયે અંતરદૃષ્ટિથી એટલુ યે જોઈ શકતા નથી કે મારો શિષ્ય શુદ્ધમાં શુદ્ધ રકતનું ચીના કુલોત્પન્ન સંતાન છે. એને માટે તમારા શિષ્યના હૃદયમાં સંશય ઉભો થયો એટલે તમે નક્કી સમજજો કે **'સંશયાત્મા વિનશ્યતિ'** એ ન્યાયે તેનો નાશ થશેજ. તેની સાથે તમારા આ આશ્રમની પણ કેટલેક અંશે માનહાનિ થવાની એમાં પણ શંકા નથી. છતાં કાંઈ ચિંતા નહિ મારે તમારા એ સંશયનુ છેદન કરવુ એ મારો ધર્મ છે. અત્યારે તો હજુ મારે ઘણી પાઠપૂજા અને ધ્યાન કરવાનાં છે. આવતી કાલે સવારે પ્રાર્થના વખતે પ્રાર્થનામંદિરમાં હું જાતે મારા શિષ્યને લઇને હાજર થઇશ અને ત્યાં એના સાચાપણાની ચોક્કસ ખાત્રી તમો સર્વેજણાને કરાવી આપીશ."

એમ કહી પ્રતાપરાયે અત્યંત દમામથી તે ડોસાને પોતાનો ખંડ છોડી જવાની આજ્ઞા કરવા માટે ઇશારત કરી. તેના જવાબમાં તે પ્રણામ કરી ઉઠી ગયો. તે થોડે દૂર ગયો એટલે તેના શિષ્યો તેને ટેકો આપી–ઉંચકીને લઇ ગયા.

## પ્રકરણ ૪૦ મું.

### ભયાનક ઉપાય.

એ પ્રમાણે તે ડોસો વિદાય થઇ ગયા પછી મે દ્વાર પાછું અડકાવી દીધું. પ્રતાપરાયની પાસે ગયો એટલે તેમણે અત્યંત ગંભીરતાથી કહ્યું:

"બહાદુરભાઇ, આપણે આજની રાતમાં ને રાતમાંજ સઘળી વ્યવસ્થા કરી લેવી પડશે."

"શી વ્યવસ્થા?" મે ભયભીત સ્વરે પૂછયું:–"મને તો લાગે છે કે આપણે અહીંથી અત્યારે ને અત્યારેજ જીવ લઇને નાસી જવું........"

"હુ હું હું....એ શુ બોલ્યા તમે?" પ્રતાપરાયે એકદમ મને અટકાવીને કહ્યુ–"બહાદુરસિંહ, તમારી બુદ્ધિ બહેર મારી ગઇ છે કે શું?"

મારાથી કાંઈ જવાબ દેવાયો નહિ. મૂઢ જેવા બની મેં પ્રતાપરાયના સામે જોયાજ કર્યું.

તેમણે કહ્યું–"ભલા માણસ, આપણે જ્યારે આ મહાન કાર્ય ઉપાડયું ત્યારેજ શું આપણને ખબર ન હતી? કે આવી આવી તો અનેક આફતો આપણા શિર પર આવી પડવાની છે? અરે આ તો શું? પણ બહાદુરભાઇ, આથીયે અતિ ગણા વિકટ સંજોગોમાંથી આપણને પસાર થવું પડશે એમ આપણે પ્રથમથીજ નહોતા જાણતા?"

મે ડોકુ હલાવી હા કહી:–"તે તો ખરી વાત છે."

"તો પછી આવી એકાદ ક્ષુદ્ર મુશ્કેલીથી આપણે શા માટે ડરી જવુ જોઇએ? શા માટે આપણે એકજ આફતથી ગભરાઇને બાયલા બની પાછા પગલા ભરવાં જોઈએ? આપણી બુદ્ધિ અને કાર્યદક્ષતાની સાચી કસોટી તો અત્યારેજ થવાની છે."

"પરંતુ આ આફતમાંથી ઉગરવાનો એક પણ માર્ગ મારી દૃષ્ટિને સૂઝતો નથી." મેં ગરીબ થઇ જઇને કહ્યું.

"તેનું કારણ માત્ર એટલુંજ છે કે તમે ભયથી ગભરાઇ જઇને તમારી બુદ્ધિનું સમતોલપણું ગુમાવ્યું છે. તમે જરા શાંત થશો એટલે તમને તરતજ ઉગરવાનો માર્ગ સૂઝી આવશે."

થોડીવાર શાંત રહીને મેં કહ્યું—

"મને લાગે છે મારેજ લીધે તમે પણ આફતમાં આવી પડયા છો. જો એ ચીબો આવો મારો ઓળખીતો ન નીકળ્યો હોત તો અત્યારે આપણે માથે આ વિપત્તિ આવી જ નહોત."

"એ વાત સાચી છે; પરંતુ બહાદુરભાઈ, એવો વિચાર કરીને જીવ બાળવાથી આપણું કાંઇ કાર્ય સધાવાનું નથી; તેમજ આપણે આ મુશીબતમાંથી ઉગરી જવાના નથી, એ પણ સાથે લક્ષમાં રાખવાનું છે. વળી આગળ જતાં મારો પણ

કોઈ ઓળખીતો ચીનો નીકળી આવે અને તેને લીધે મારી સાથે તમે પણ આફ્તમાં આવી પડો એ પણ કાંઇ અસંભવિત નથી એ તો બધું પરસ્પર છે. આપણે બે જણાએ સહકાર કરીને અમુક કાર્ય સાધવાનો નિશ્ચય કર્યો, તેજ પળથી આપણે એકાદ પરણેલા વરવહુના જોડાની પેઠે એક બીજાના સુખદુઃખના ભાગીદાર થયા છીએ."

પ્રતાપરાયના આવા શબ્દોથી મને ઘણુ આશ્વાસન મળ્યું. મારે હાથે થયેલી ગભીર ભૂલને માટે મને ઠપકો આપવાને બદલે તેમણે આવા શાંતિદાયક અને ઉત્તેજક શબ્દો કહ્યા તેથી મને તેમની ઉદારતા વિષે ઘણીજ પૂજ્યવૃત્તિ થઇ.

થોડીવારે મે તેમને પૂછ્યું–" ત્યારે આ સબધમાં કોઇ ઉપાય તમને સૂઝયો છે ખરો ?"

"હજુ સુધી તો નથી સૂઝયો. પરતુ થોડાજ વખતમા હુ કાંઇક યુક્તિ ગોઠવી કાઢીશ. તમે એ સંબધમા નિશ્ચિંત રહેજો."

એમ કહીને તેમણે અત્યંત શાંત અને ગંભીરપણે ઓરડામાં આમથી તેમ આંટા મારવા માંડયા. હું પણ એક ખૂણામાં ગોઠવેલા આસનમા બેસી ઉંડા વિચારમાં [illegible]. લગભગ અડધો કલાક એ પ્રમાણે વીતી ગયો.

પછી પ્રતાપરાય મારી પાસે ધીમે ધીમે આવ્યા, અને મારી જોડે મારાજ આસન ઉપર બેસી જઇને બોલ્યા–

"બહાદુરસિંહ, મને ઉપાય જડયો છે. જો કે તે ઉપાય અત્યંત જોખમ ભરેલો છે. પણ તેના સિવાય બીજો કોઇ સહીસલામત માર્ગ ઘણો વિચાર કરવા છતા મને સૂઝતો નથી. એ ઉપાય પાર પાડવાની બધી જવાબદારી તમારે માથે પડવાની છે. પરંતુ તેથી બ્હીવાનુ નથી. જો તમે શાંત ચિત્ત રાખીને સમયસૂચકતાથી કામ કરશો તો મને ખાત્રી છે કે આપણને યશ મળ્યા વગર રહેવાનો નથી."

મેં ઉત્સુકતાથી તેમના પ્રત્યે જોયુ, અને કહ્યું—" ડાકટર સાહેબ, કૃપા કરી મને ઉત્સુકતામાં વધુ વખત ન રહેવા દો. એકદમ કહી નાંખો, કે તમે શુ ઉપાય શોધી કહાડયો છે ? આ સકટમાંથી ઉગરી જવા માટે સાક્ષાત જમરાજની સામે જવું પડે તોયે હિંમતથી જવું એવો મે નિશ્ચય કરી નાંખ્યો છે."

"લગભગ તેટલુંજ જોખમ ખેડવાનુ છે." પ્રતાપરાય બોલ્યા "સાંભળો; અત્યારે દશ વાગ્યા છે. થોડીવારમાં હું તમને આ આશ્રમમાંથી બહાર કાઢી આપુ છુ. તમારે બને તેટલી ઉતાવળથી અને જે સારામાં સારૂં સાધન મળે તે વડે અહીંથી પેકીન શહેરમાં જવાનુ છે. ત્યાં તાર્તર મહોલ્લામાં પોલિસથાણાની જમણી બાજુએ યુલા–ઓચી નામના ચીનાનુ ઘર છે. તે ઘરને બે માળ છે; ઉપલે માળે ઝરૂખો છે; ઓટલા પર ૪ થાંભલા છે; એ નિશાની. ત્યાં આગળ જઇને તમારે યુલા–ઓચીને ઉંઘતો જગાડવો. અને તેની મુલાકાત લેવી. તે મારો વિશ્વાસુ ભક્ત છે. તમે તેને આપણી અત્યારની સ્થિતિની વિગતવાર વાત કરજો. જરાયે છૂપાવશો નહિ. એક સો રૂપીઆ રોકડા આપી તથા કામ પૂરૂ થયે બીજા ચારસો આપવાનું વચન આપી તેને અહીં કાલનો દિવસ તમારી ભૂમિકાનો પાઠ ભજવવા માટે તેડી લાવો."

" પણ આવું સટોસટનું......." હું બોલવા જતો હતો.

"પણ–બણ કાંઇ નહિ" પ્રતાપરાયે મને અટકાવીને કહ્યું–"એ ચુલા–ઓચીને પકડી લાવવો એ તમારૂં કામ. હું તમને ખાત્રી આપું છું, કે એ લગભગ તમારા જેવોજ સાહસિક માણસ છે અને બનતાં સુધી તો આ મારી ચિઠ્ઠી અને રોકડા રૂપીઆ હાથમાં આવતાં વારજ તે તમારી સાથે આવવા તૈયાર થઇ જશે છતાં જો ન માને તો તેને કોઇ પણ પ્રકારે સમજાવીને, દબડાવીને અથવા ભૂત પિશાચનો ડર બતાવીને પણ પકડી લાવવાનોજ છે. એ કામ કેવી રીતે પાર ઉતારવું તે તમે વિચારી કાઢજો. એટલી ખાત્રી રાખજો કે ચૂલા–ઓચીને અહીં લાવ્યા વગર આપણા માથાનું વાદળ વિખરાવાનું નથી." પછી તેમણે જરા અચકાઇને કહ્યું. "તમે એ માણસને પકડી લાવો એટલે પછી બાકીનુ કામ હું મારે ફોડી લઈશ."

"જો ચૂલા–ઓચી વગર આપણું નાવ પાર ઉતરે એમ નજ હોય તો હું કોઇ પણ ઉપાયે તેને અહીં પકડીજ લાવીશ. એ માટે આપ નિશ્ચિત રહેશો." મેં જવાબ આપ્યો.

"બસ. તો પછી બીજા કશાની જરૂર નથી. ચાલો હું તમને આ આશ્રમમાંથી બહાર નીકળવાનો રસ્તો બતાવું."

એમ કહી પ્રતાપરાય મને તે ઓરડાની દક્ષિણ તરફથી બારીએ લઇ ગયા. ત્યાં આગળ બહાર એક મોટું પીપળાનું ઝાડ ઉગેલું હતું અને તેની લાંબી લાંબી ડાળીઓ ઠેઠ બારીની ઘણેજ પાસે આવેલી હતી. મેં હાથ લંબાવી જોયો તો તેનાથી એક ડાળી માત્ર બે ફુટ જેટલી દૂર દેખાઈ. પ્રતાપરાયે કહ્યું, "આપણે એકાદ લુગડાંનો ગાળો કરીને આ ડાળીમાં ભેરવી ખેંચીશું તો તે આપણા હાથમાં આવશે."

એમ કહેતાં તેમણે પોતાના ખભા પરથી કેસરીઆ ઉપરણું લીધું અને તેને એક છેડે મોટો ગાળો બનાવ્યો. તેની મજબૂત ગાંઠ મારી પેલી ડાળી પર ફેંક્યો. એક બે પ્રયત્ન નિષ્ફળ ગયા પછી ગાળો તે ડાળીની અંદર સજ્જડ ભેરવાયો. એટલે અમે બંનેએ જોરથી ખેંચીને તે ડાળી બારીની પાસે આણી. ઉપરણાનો બીજો છેડો ઓરડાની અંદર એક મજબૂત ટેકા સાથે બાંધ્યો.

આટલું કરીને પ્રતાપરાયે મને બધો રસ્તો બતાવવા માડયો—"જૂઓ, આ ડાળી પરથી સરતા સરતા પેલી બીજી ડાળી પર ચાલ્યા જશો એટલે પ્હણે પેલો ટેકરો દેખાય છે તેના પર તમે સહેલાઇથી ઉતરી શકશો. તે પરથી નીચે એક કુદકો મારીને પેલી બે ભીંતો ઓળંગી તમે આશ્રમના કોટ પાસે જઇ પહોંચશો. કોટને ઓળંગવાનુ ઠેકાણું પણ મેં ખોળી કાઢયું છે. પેલા ટેકરાથી ડાબી તરફ આઠ દશ પગલાં ચાલ્યા. કે તમને કોટમાં એક મોટું ગાબડુ દેખાશે. મને લાગે છે કે આ ગાબડું નવુંજ પડેલું હોવું જોઈએ કારણ કે જો આ બાવાઓને તેની ખબર હોત તો તેમણે તે ક્યારનું પૂરાવી નાંખ્યું હોત. જો કે એ ગાબડામાંથી માણસનો પ્રવેશ થઇ શકે એમ નથી, પરંતુ એને આધારે તમે કોટ ઓળંગી શકશો. તમે આ ડંગોરો સાથે લઇ જાઓ. તે ગાબડામાં એને મજબૂત રીતે ભેરવજો. અને મારા કોચ પરની લાંબી ચાદર તેની સાથે એક છેડે બાંધજો અને બીજો છેડો કોટની બહારની બાજૂએ લટકતો રાખજો.

તેને આધારે તમે કોટની બહાર નીકળી શકશો. કેમ મેં કહ્યું તે સમજ પડીને ?"

"હા. હા."

એ પ્રમાણે મેં ઝટ લઈને હિંમતભેર જવાબ આપ્યો તો ખરો, પરંતુ તે વખતે મારા મનની ભારે અવદશા હતી ચન્દ્રમાના પ્રકાશમાં હું એ બધી વસ્તુઓ જોતો હતો, તે વખતે મને અમારા માથા પર ઝઝૂમતું સંકટ અને તેમાંથી પાર ઉતરવા માટે પ્રતાપરાયના વિચિત્ર ભેજાએ શોધી કહાડેલો આ એકનો એક ઉપાય, અને તેમાં રહેલુ ભયાનક જોખમ–આ બધું બહુજ તીવ્ર સચોટતાથી સાંભરતું હતું. વહેમના કીડા અને ખાઇ પીમાતેલા સાંઢ જેવા બનેલા અલમસ્ત બાવાઓની રાત દિવસ રહેતી ચોકીમાંથી આ પ્રમાણે છટકીને આશ્રમ બહાર જવું અને ત્યાંથી મારે બદલે બીજા કોઇ માણસને આજ ગુપ્ત રસ્તે આશ્રમમાં ઘુસાડવો—જ્યાં સુધી દિવસ પાધરો હોય ત્યાંસુધી તો એ બધુ ઠીકઠીક ચાલ્યું જાય પણ જો કમનસીબે કાંઈ ભૂલચુક થઈ, ને પોગળ પકડાયું તો આશ્રમના બાવાઓ અમારા શરીરનું બે ઈંચ લાંબુ એક પણ હાડકું આખું રહેવા નહિ દે એ નક્કી હતું.

પણ એવા વિચારો કરવામાં ઝાઝો વખત ગુમાવવાનું અમને પાલવે એમ ન હતું. મેં તરતજ કફની ઉતારી ધોતીઆનો કચ્છો માર્યો અને પ્રતાપરાયને કહ્યું– "ચાલો, હું જાઉં છું. તમે મને ચિઠ્ઠી અને રૂપીયા આપો." તરતજ તેમણે એક કાગળને પેન્શીલ લઈ ચીની ભાષામાં થોડા શબ્દો ચીતરી કાઢ્યા અને ટ્રંકમાંથી આશરે દોઢસોએક રૂપીઆની નોટો કાઢી મને આપી. મેં તે બંને વસ્તુને મારી કમ્મર સાથે કચકચાવીને બાંધી.

પછી બારી પર ચઢીને મેં પેલા વૃક્ષની ડાળીને બેઉ હાથે મજબૂત પકડી. રખેને કૂદકો મારતાં હાથ છૂટી જાય એવા ભયથી મેં મારા આખા શરીરનું બળ હાથમાં ખેંચી આણ્યુ. વિશાળ દરિઆમાં ડૂબતો માણસ હાથમાં આવેલા એકાદ વાંસડાને જેટલી મજબૂતીથી વળગી રહે, તેટલી મજબૂતી–તેટલીજ અધિરાઇથી–મેં તે વૃક્ષની ડાળીને પકડી હતી. નીચે નજર કરવા જાઉં તો તમ્મર આવે એવું હતું. બારીથી જમીન પચાસ ફુટ નીચી હતી. મારા આખા શરીર પર રોમાંચ થયો. મારી છાતીમાં ખૂબ જોરથી ધબકારા થવા લાગ્યા. મે તરતજ મનમાં "હર હર મહાદેવ" ની ઘોષણા કરી અને આંખ મીંચી કુદકો માર્યો—ઝંપલાવ્યું.



## પ્રકરણ ૪૧ મું.

### ચાંદીની ગોળી !

હું હવામાં અદ્ધર લટકયો.

પ્રતાપરાયે ધીમે સાદે કહ્યું, "હવે સંભાળીને ઉતરજો."

મેં કહ્યું. "વારૂ."

વૃક્ષની ડાળીને વજ્રલેપ પેઠે વળગીને સરતો સરતો દશેક મિનિટે હું પેલા ટેકરા પર ઉતર્યો. એટલે પ્રતાપરાયે બારીમાંથી એક લાકડાનું ડંગોરૂ અને લાંબી ચાદર નાખ્યા. તે લઈ હું કોટ પાસે આવ્યો. કોટ આગળ આવવામાં અને તેને ઓળંગવામાં મને મુશીબત તો ઘણીયે પડી, પરંતુ તે બધી વિગતવાર વર્ણવીને હું વાંચકને કંટાળો આપવા નથી માગતો. જ્યારે તે ચાદરને આધારે હું કોટની બહાર ઉતર્યો ત્યારે મેં એક લાંબો છૂટકારાનો દમ્ ખેચ્યો.

વાંચનાર !

લામાસરાઇના કોટ બહાર નીકળ્યા પછી મને અહીંથી બીલકુલ નાસી જવાનો, પ્રતાપરાયને ફરી મ્હોં પણ ન બતાવવાનો વિચાર મારા હ્રદયમાં ઉદ્‌ભવ્યો હશે ખરો ?

કેમ કહી શકાય ? અમે ઉપાડેલા કાર્યમાં રહેલું ભયાનક સાહસ જોતાં કોઈપણ મનુષ્યને એવો વિચાર આવ્યા વગર ન રહે એ ચોકખું છે. મને પણ એવો વિચાર આવેલોજ એમ મારે કબૂલ કરવુંજ જોઇએ. પરંતુ રહેનાતા પાડાએ લાત મારી હોય તે વખતે કસાઇ જે ક્રોધ અને ઝનુનથી પોતાનો છરો તેના ઉપર ઉગામે, તેવા ક્રોધ અને ઝનુનથી મેં એ વિચારને ઉગતાંજ કચરી નાંખ્યો. કમબખ્ત સ્વાર્થ મને મારા માલિક પ્રત્યે —પ્રતાપરાય પ્રત્યે—નિમકહરામ બનાવવા આવ્યો હતો ? મે તેને લાત મારી.

અસ્તુ.

બને તેટલી ઝડપથી મેં પેકીન તરફને રસ્તે દોડવા માંડયું. થોડેક દૂર ગયો, એટલે એક ગામડીઓ ઘોડેસ્વાર સામેથી આવતો દેખાયો. પેકીનમાં રાત્રે નાટક કે સરકસ જેવો કોઇ તમાસો જોઈને તે પોતાને ઘેર પાછો જતો હતો. મે વિચાર કર્યો કે ભલમનસાઇની કોઈ પણ રીતે તે મને પોતાની ઘોડી આપવાનો નથી; એટલે મે બીજોજ ઉપાય અજમાવવાનો વિચાર કર્યો. જેવો તે મારી પાસેથી પસાર થયો કે તરતજ મેં પાછળથી કુદકો મારી તેનુ બાવડુ પકડી નીચે પાડયો તે બૂમ પાડવા જતો હતો, પણ મે તરતજ તેના ઉઘાડા મ્હોં પર હાથ મૂકી તેને બોલતો અટકાવ્યો. અને કહ્યું—" ચૂપ રહે. મારે તારી ઘોડીની ભારે જરૂર છે. લે આ દશ રૂપીઆ. સવારે તું તારી ઘોડીને પેલા ઝાડ નીચે ચરતી જોશે. અત્યારે સીધો ઘેર જા."

એમ બોલીને મેં તેના હાથમાં દશ રૂપીઆની નોટ મૂકી. ને તરતજ છલંગ મારી ઘોડી પર ચઢી બેઠો. જોરથી એડ મારીને મે તેને પૂરપાટ દોડાવી મૂકી. ઘોડાના માલિકનું પછી શું થયુ તે મને ખબર નથી.

અડધા પોણા કલાકમાં હું પેકીન શહેરના કોટ પાસે આવી પહોંચ્યો. આજ કોટના એક ભાગ પર એક દિવસ સંધ્યાકાળે હું મારી હ્રદયદેવી ચંપાવતીની સાથે સ્વર્ગીય સુખનો આલ્હાદ અનુભવતો બેઠો

હતો, એ વાત સાંભરતાં મને મારી પ્રિયતમાની મનોહર મૂર્તિ તાદૃશ થઇ મેં મારી છાતી પર હાથ મૂક્યો. મનમાંજ ગણગણ્યો:-"વહાલી ચંપા, તને સ્વપ્નેય કલ્પના ન હશે કે અત્યારે તારો બહાદુર કેવું સાહસ ખેડી રહ્યો છે. તું અત્યારે તારા ઘરમાં પલંગ પર નિદ્રાના નિર્દોષ, અનુપમ સુખનો આસ્વાદ લેતી હશે. તને તારો આનંદ મુબારક હો! માત્ર ચાર મહિના જવાદે. પછી આપણે એક થઇશું."

એમ હૃદયને આશ્વાસન આપી હું આગળ ચાલ્યો. થોડી મિનિટમાં એક દરવાજા આગળ આવી પહોંચ્યો મને જોઇને દરવાન ઉભો થયો. બૂમ પાડી: "કઉગુત્ત?" (કોણ જાય છે?)

મે જવાબ આપ્યો-"રૈયત."

તે મારી પાસે આવ્યો મને ઓળખવા માટે પોતાનું ફાનસ ઉંચું કર્યું. મે મારા મ્હોં પર અંધારૂં પડે એવી રીતે આડો હાથ ધર્યો અને બીજા હાથે તેની સામે એક ચકચકતો રૂપીયો ધર્યો. લક્ષ્મી દેવીનાં દર્શન થતાંજ તે પીગળ્યો. તેણે રૂપીઓ લીધો. મે કહ્યું-"હમણાં બીજા એક માણસને લઇને હું પાછો આવું છું તે વખતે બીજા ચાર રૂપીઆ આપીશ. તે વખતે તુંજ અહીં હાજર રહેજે."

"સેવક તાબેદાર છે" એમ કહી તેણે મને નમન કર્યું. હું પૈસાના પ્રભાવ પર વિચાર કરતો અને મનમાંજ હસતો આગળ ચાલ્યો.

થોડીવારમાંજ હું પ્રતાપરાયે કહેલા મહોલ્લામાં આવી પહોંચ્યો. ત્યાં તેમણે જે નિશાનીઓ આપી હતી તેને આધારે ચુલાઓયીનું મકાન ખોળી કાઢવામાં મને ઝાઝી મુશ્કેલી નહિ નડી. થાંભલા પરનું પાટીઉ વાંચી મેં બારણા પર ધીમે ધીમે ટકોરા કર્યા.

બે ત્રણ મિનિટ સુધી કોઇએ જવાબ આપ્યો નહિ. એટલે મેં કંઇક જોરથી સાંકળ ખખડાવી. અંદરથી "કોણ છે?" એવો અવાજ આવ્યો. મેં જવાબ દીધો—"બારણું ઉઘાડો."

"આવી અડધી રાત્રે કોણ ત્રાસ આપવા આવ્યું છે? જે હોય તે પાછા જાઓ. સવારે આવજો."

મેં કહ્યું-"પહેલાં બારણું ઉઘાડો; એટલે બધી સમજ પડશે."

અડધી મિનિટમાં બારણું ઉઘડ્યું. એક ઉંચી પડછંદ શરીરની પણ અત્યંત રૂપાળા મ્હોં વાળી સ્ત્રીએ તે ઉઘાડ્યું હતું. હાથમાંના ફાનસનો પ્રકાશ મારા મ્હોં પર નાંખી મને જોઇ તે મોં મચકોડી બોલી "ઓહો! તમે આવી પહોંચ્યા? કેટલોક જુગાર રમી આવ્યા? કેટલું અફીણ ખાઇ આવ્યા?"

હું તો આભોજ બન્યો. આ બાયડી ગાંડી હતી કે શું? મેં કહ્યું—

"હું જુગારે નથી રમ્યો, તેમ મેં અફીણે નથી ખાધું. મારે તો ચુલાઓયીને મળવુ છે...."

"અરે હારે! એમ તમે ગમે તેવો વેશ બદલીને આવશો કે ગમે તેમ બોલશો તેથી કાંઈ હું છેતરાવાની નથી. તમે તમારે જાઓ. જેને ત્યાં અફીણ ખાધું હોય તેને ત્યાંજ પડી રહો....."

હવેજ મને સમજ પડી કે આ બાયડી ચુલાઓયીની ધર્મપત્ની થતી હતી અને મને પોતાનો સ્વામીનાથ ધારીને ઠપકો આપતી હતી. હવેજ મને સમજ પડી કે ચુલાઓયીના અને મારા ચહેરામાં અ-

જળ જેવી સમાનતા હતા અને તેથી ખુદ તેની બાયડી પણ છેતરાઇને મને પોતાના વર તરીકે ઠોકી બેસાડતી હતી. પ્રતાપ-રાયે કહ્યુ હતુ કે 'ચુલાઓયીને લાવ્યા વગર બીજો ઉપાય નથી' તેનો પણ મુદ્દો હવેજ મને સમજાયો.

મેં તે બાઇને ચીની ભાષામા ધીમે સાદે સમજાવીને કહ્યું–"બહેન, હું ચુલા-ઓયી નથી. તમે જરા ધ્યાનપૂર્વક મને નિહાળો."

તેણે પુનઃ ફાનસ ઉચું કર્યું અને મારા મ્હો પર પ્રકાશ પાડયો. મેં મારા દાંત બતાવ્યા, કાન બતાવ્યા, નસકોરાં ફુલાવ્યાં, ત્યારે ઘણી વારે તેની ખાત્રી થઇ કે હુ ચુલાઓયી નથી. મે કહ્યું—

"બહેન, મારે તમારા ધણીને ઘણાજ અગત્યના કારણસર મળવું છે. મારા મેળાપથી તમારા ધણીને ચારસો પાંચસો રૂપીઆનો લાભ થાય એમ છે..."

"ચારસો પાચસો રૂપીઆ?" તે આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠી તેના ઘરમાં અત્યારે હાંલ્લેહાલ્લાં લડતાં હતાં. આજે તે બીચારી પેટ ભરીને ખાવાયે પામી ન હતી.

"હા, બહેન" મેં જવાબ આપ્યો: "જો અત્યારે તેમની સાથે મારી મુલાકાત થાય તો....."

"પણ તે તો ચાંગુકચાંગ અફીણી-આને ત્યાં જઇ પડયા છે." તેણે જવાબ આપ્યો.

"તેનું ઘર કયાં છે? મારે તેને અત્યારેજ મળવું જોઇએ."

તે વિચારમાં પડી. પણ પછી તરતજ કાંઇ ઉપાય સૂઝતાં બોલી:– "તમે ઉભા રહો; હું હમણાંજ તમારી સાથે એક છોકરાને મોકલું છું."

એમ કહીને તે ઘરમાં પાછી ગઈ અને પાછલે બારણે વસતા કોઇ હલકી કોમના પડોશીના છોકરાને ઉંઘમાંથી ઉ-ઠાડી લાવી. તે આખો ચોળતો આવ્યો. ચુલાઓયીની સ્ત્રીએ તેને મારી સાથે ચાંગુ-કચાંગ અફીણીઆને ત્યાં જવાનું કહ્યું. પ્રથમ તો તેણે નાજ પાડી. કાંઇ કાંઇ બહાનાં કાઢવા લાગ્યો. મેં વિચાર કર્યો, જો આ છોકરો આમ ફસાવશે તો લામાસરાઈમાંની બધી બાજી બગડી પ્રતાપરાયનું નિંકંદન નીકળી જશે. તરતજ કમ્મરેથી બે રૂપીઆ કાઢી મેં તે છોકરાના હાથમાં મૂકયા, એ-ટલે તરતજ તેની ઉંઘ ઉડી ગઈ અને તે મારી સાથે આવવાને તૈયાર થયો.

તે છોકરાને બે રૂપીઆ મળેલા જોઇને તે સ્ત્રીને પણ ખાત્રી થઇ ગઇ કે મારા ધણીને જરૂર ચારસો પાંચસોનો લાભ થવાનો. તેણે મને ચાંગુકચાંગનું ચોકકસ ઠેકાણું આપ્યું અને પોતાના ધણીને તેડીને જેમ બને તેમ જલદી પાછા ઘેર આવ-વાનું આમંત્રણ આપ્યું.



# પ્રકરણ ૪૨ મું.

## ચાંગુક્યાંગ અફીણીઓ

પેકીનના એક નિર્જન, અવાગરા જેવા ખૂણામાં ચાંગુક્યાંગ અફીણીઆની અફીણની દુકાન આવેલી હતી. એ દુકાનમાં શહેરના ઘણાજ નામીચા અફીણીઓ આવતા. ઘણાખરા તો સાંજે આવતા ને બીજે દિવસે સવારેજ ઘેર જતા. ચાંગુક્યાંગ તેમને જોઇએ તેટલુ અફીણુ ખાવા આપતો દરેકના પૈસા તે રોકડા ' એડવાન્સ ' લેવાનું ચૂકતો નહિ.

અમે તેની દુકાને ગયા ત્યારે તે લાંબા ટાટીઆ નાખી પોતાની પેઢીની વ્યાસપીઠ પર પડયો હતો. એક મોટા હુકકાની લાંબી નળી તેના બે હોઠ વચ્ચે દાબેલી હતી. તેની પાસે જઇ મે પૂછ્યું:

" ચુલાઓચી છે ? "

જાણે ખૂબ ભાર પડતો હોય એવી ઢબથી, ગગનમાં વિજળીના ગોળા ગબડે એવે ઘોઘરે અવાજે તેણે કહ્યુ—

" શુ કામ છે ? "

" મારે મળવુ છે "

" નથ્થી. " તેણે પોતાની ભાષામાં શબ્દ ચીપીને ઉત્તર આપ્યો.

" કાકા, અમારે બહુ અગત્યનું કામ છે. " પેલા છોકરાએ મારા તરફથી વકીલાત કરવા માંડી. આવી રીતે તે આગળ ઘણીવાર ચુલાઓચીઓને તેડવા આવ્યો હોવો જોઇએ એમ મને લાગ્યુ.

" જા, અંદર જઇને તપાસ કર " પેલા અફીણીઆએ કહ્યુ

અમે બને અંદર ઘુસ્યા. દુકાનની અંદર બે ત્રણ ઓરડા હતા. તેમાંના એકમાં જઇ ઉભા તો ત્યાં ચુલાઓચી મહાશય અફીણ અને કસુંબાના નશામા ચકચૂર થઇને લાંબા ટાંટ થઇને પડયા હતા. તેને આવી દશામાં જોઇને મારી તો લગભગ છાતીજ બેસી ગઇ. આ પીધેલદાસ કોણજાણે કેવી રીતે લામાસરાઇમાં આવીને અમારી બાજીને પાર ઉતારશે ?

પરંતુ એનું મ્હોં જોતા મને મારી સાથેના સરખાપણાથી ઘણુંજ આશ્ચર્ય લાગ્યુ. આ માણસ વગર અમારો છુટકો ન હતો એમ ખાત્રી થતા મેં તેને ઢંઢોળવા માંડયો. પણ તે લાલાજી ઉઠેજ-શાના ? મેં ને પેલા છોકરાએ મળી ખૂબ મહેનત કરી, તેના મ્હોં પર પાણીની ઘણી છાલકો મારી, ત્યારે તેણે " ઉઉં-ઉં....હેં...હે...? " એવો અવાજ કર્યો. મેં તેના શરીર પર જુદે જુદે ઠેકાણે પુષ્કળ ચીમટા ભર્યાં. તેના હાથ પગ ઘણાજ જોરથી ઉંચાનીચા કર્યા ત્યારે તેને ધીમે ધીમે જાગૃતિ આવવા માંડી.

તેને ઉભો કરીને ચાલતો કરવામાં મને બીજો પા કલાક લાગ્યો. મહા મહેનતે અને બંને તરફથી ટેકા આપીને અમે તેને જેમ તેમ કરીને ઘેર આણ્યો. રસ્તા પર આવતા ખુલ્લી હવાના દમ લેવાથી તેનામાં ઘણી જાગૃતિ આવી હતી. અને રસ્તે તેણે મારી સાથે કેટલીક વાતો કરી. ઘેર આવતાં મેં પેલા છોકરાને બીજો એક રૂપીઓ આપી વિદાય કર્યો. અને પ્રતાપરાયની ચિઠ્ઠી તેના હાથમાં મૂકી. તે વાંચીને તે ચમકીને બોલી ઉઠયો—

"કોણુ ? પ્રોફેસર સાહેબ મને બોલાવે છે ?"

" હા. અને તેમણે આ સો રૂપીઆ

તમને ભેટ તરીકે મોકલાવ્યા છે. તથા એમનું કામ થયે બીજા ચારસો રૂપીઆ આપવાની ઇચ્છા દર્શાવી છે."

"એવું તે શું કામ છે?"

મેં બધી વાત સમજાવીને કહી. જરા પણ સંકોચ વગર, કાંઈ પણ છુપાવ્યા વગર તેને બધી પરિસ્થિતિ સમજાવી. અને મારો પાઠ ભજવવા મારી સાથે આવવાની વિનંતિ કરી.

જ્યારે નશો ઉતરી ગયો હોય ત્યારે ચુલાઓચી જેવો શૂરવીર અને સાહસિક માણસ ભાગ્યેજ બીજો મળી આવે. તેની સાહસિક વૃત્તિને લીધેજ પ્રતાપરાયને તે ઘણો ગમી ગયો હતો. પોતાના સ્વભાવ અને વૃત્તિને લાયકનું કામ ન મળવાથી તે કેટલાક મહિના થયા ભુખે મરતો હતો. અને કાંઈ કામકાજ વગરનો હોવાથી તેને અફીણનુ વ્યસન પણ જબ્બર લાગુ પડી ગયું હતું.

મારી વાત સાંભળીને તે તરત તૈયાર થઇ ગયો. તેણે સો રૂપીઆ બરાબર બે વાર ગણી પોતાની સ્ત્રીને આપ્યા. અને તરતજ કપડાં પહેરી મારી સાથે આવવા નીકળી પડયો.

પેકીનના દરવાજા આગળ પેલો ચોકીદાર ક્યારનો મારી વાટ જોઇનેજ બેસી રહ્યો હતો. મને જોઈને તેણે સલામ કરી કહ્યું–"કેમ સાહેબ, આવી પહોંચ્યા?"

તેને વચન આપ્યા પ્રમાણે મેં તરત ચાર રૂપીઆ કાઢી આપ્યા. તે ગજવામાં મૂકી તેણે અમને આશીર્વાદ આપ્યો વારાફરતી ઘોડી પર બેસતા અમે કલાકેકમાં લામાસરાઈની પાસે આવી પહોંચ્યા. ઘોડીના માલિકને બતાવેલા ઝાડ સાથે ઘોડીને બાંધી અમે લામાસરાઇનો ડુંગર ચઢી તેના કોટ પાસે આવ્યા.

——):o:(——

## પ્રકરણ ૪૩ મું.

### અદલમ્ બદલી

એ વખતે સાડાચાર વાગ્યા હતા. હજુ આકાશમાં ઘોર અંધકાર હતો.

લામાસરાઈના કોટ પરથી હજુ પેલો ચાદરનો છેડો બહારની બાજુ લટકતો હતો. તેને આધારે પ્રથમ હું સડસડાટ દિવાલ પર ચઢી ગયો. હું ઉપર ચઢીને અડધી મિનિટ પણ ઉભો ન હઇશ એટલામાં ચુલાઓચી પણ ચાદરને આધારે ચઢી આવ્યો. મેં તો ધાર્યું હતું કે મારે તેને ઘણી મદદ કરીને ઉપર લેવો પડશે, પરંતુ મારી ધારણા કરતાં તે વધારે કુશળ નીકળ્યો.

પળવારમાં અમે અંદરની બાજુએ ઉતરી, ચાદર ખેંચી લઇ પીપળાના ઝાડ પાસે આવી પહોંચ્યા તે વખતે પ્રતાપરાય બારીમાંજ ઉભા હતા. તેમણે અમારા પગલાંનો ઘસારો સાંભળીને સીસકારી ફોડી. અમે તેનો જવાબ પણ તેવીજ સીસકારીથી આપ્યો. બંને જણા પીપળાના ઝાડ પર ચઢી ગયા. અને ખૂબ શ્રમ વેઠી બારીમાં ઉતર્યાં. પ્રતાપરાયે ચાલાકીથી ગાળો છોડી પીપળાની ડાળી પરથી ઉપરણું કાઢી લીધું.

ચુલાઓચીને આવેલો દેખીને પ્રતાપ-

રાયના હર્ષનો પાર રહ્યો નહિ. આવું વિકટ કામ આટલી સહેલાઈથી ટુંક સમયમાં પાર પાડવા માટે તેમણે મને અભિનંદનો આપ્યા. મારાં ખૂબ વખાણ કર્યાં મારા જેવો કુશળ સાગ્રીત પોતાને મળવાથી પોતાનો કાર્યક્રમ જરૂર પાર પડવાનો એવી ખાત્રી બતાવી. પછી તેમણે મને કહ્યું–

" બહાદુરભાઇ, તમે તમારૂં કામ પૂર્ણ કર્યું છે. હવે તમે નિરાંતે બેસજો અને હું બાકીનો ભાગ કેવી રીતે પાર ઉતારૂં છું તે જોયા કરજો. "

પછી તેમણે આ સંકટ સમયે આવી પહોંચી અત્યંત સાહસ ભરેલી મદદ કરવા માટે ચુલાઓયીનો ઉપકાર માન્યો અને તેની કુશળતા તથા પોતાના પ્રત્યેની ભક્તિના ખૂબ વખાણ કર્યાં. મેં એકવાર તેને બધી પરિસ્થિતિ સમજાવેલી હતી છતા તેમણે પુનઃ તે બધી વિશેષ વિગતવાર સમજાવી.

" બહાદુરસિંહ, હવે તમે તમારાં બધાં કપડાં ઉતારી ચુલાને આપો અને એનાં કપડા તમે પહેરી લો. અત્યાર પછી તમારૂં નામ ચુલાઓયી અને ચુલાઓયીનુ નામ માહપૂ છે એમ સમજવાનુ છે હોં

મેં હસતાં હસતાં કહ્યું–"વારૂ સાહેબ."

અમે કપડા બદલીને તરતજ વેશાંતર કરી નાખ્યા.

\+ \+ \+ \+

સવારે સાડા છ વાગે પ્રાથનાનો ઘંટ વાગ્યો અને લામાસરાઇના બધા બાવાઓ વચલા ચોગાનમાં ભેગા થવા લાગ્યા. આખા દિવસમાં આ પ્રાર્થના વખતે સરાઇના દરવાજા ખુલ્લા મૂકવામાં આવતા અને ડુંગરાની તળેટીમાં આસપાસ વસતા ગામડાના કેટલાક લોકો પ્રાર્થના સાંભળવા માટે આવતા. તેમને બધાની પાછળ દૂરથી બેસાડવામા આવતા.

એ પ્રમાણે દરવાજો ઉઘડયો કે તરતજ હું મારા ઓરડામાથી નીકળ્યો અને લાગ જોઇ આગળ સટકી ગયો. જાણે દરવાજામાંથી દાખલ થયો હોઉં તેવો ઢોંગ કરીને બહારથી આવેલા બીજા ગામડીઆઓની સાથે જઇને ગોઠવાયો. એ વખતે પ્રાર્થનાની તૈયારી કરવાની ગરબડમા બધા બાવાઓ આમથી તેમ દોડાદોડ કરી રહ્યા હતા તેથી કોઇનું લક્ષ મારા પ્રત્યે ખાસ ખેંચાયું નહિ.

પા કલાકમાં સર્વ કોઇ પોતપોતાની જગાએ ગોઠવાઈ ગયા. ત્રણ શિષ્યોની ખાંધ પર ટેકો દઈને મખ્ખુંગી મહારાજ પધાર્યા અને મુખ્ય આસનની જોડેના નાના આસન પર બેઠા. જ્યારે જ્યારે પ્રતાપરાય પ્રાર્થનામાં પધારતા ત્યારે ત્યારે મખ્ખુગી મહારાજ ગૌણ પદ ધારણ કરી નીચા આસન પર વિરાજતા. થોડી વારે પ્રતાપરાય ઉર્ફે હોંકાઉનો પરમ પુણ્યશાળી મહંત અને તેમના મહા પ્રતાપી શિષ્ય ઉર્ફે અફીણી ચુલા-ઓયી આવી પહોચ્યા. પ્રતાપરાય એવા તો પ્રૌઢતા અને દમામથી ચાલતા હતા કે તેમને આવેલા જોઇને આખી સભામાં બેઠેલા બાવાઓ–ખુદ મખ્ખુંગી મહારાજ પણ–ઉભા થઇ ગયા. પ્રતાપરાયે તે સર્વને મુંગો આશીર્વાદ આપી બેસી જવાની આજ્ઞા આપી અને પોતે પ્રાર્થનાના મુખ્ય સિંહાસન પર બુદ્ધ મૂર્તિની સાથે વિરાજ્યા.

—:():—

# પ્રકરણ ૪૪ મું.

## ન્યાયનો ફેંસલો

અડધી મિનિટ બધું અત્યંત શાંત અને ગંભીર રહ્યું. હવે શું થાય છે તે જોવાને આખી સભા તાકી રહી એક પાઈ કે સોય પણ ભોંય પર પડે તો બધાને સંભળાય એવી ઘોર નિરવતા તે વખતે પ્રસરી ગઈ હતી.

એવામાં પ્રતાપરાય બોલ્યા–

"મખ્ખુંગી મહારાજ, આપણે પ્રાર્થના શરૂ કરીએ તે પહેલાં તમારા એક શિષ્યના હૃદયમાં મારા શિષ્ય વિષે જે શંકા ઉપસ્થિત થઇ છે તેનું નિરાકરણ કરી નાંખવું જોઇએ. શંકાશીલ સંશયાત્મક હૃદયથી કરેલું કોઇ પણ કાર્ય પરિપૂર્ણ થતું નથી. માટે પ્રથમ તમારા શિષ્યના મનનો ખુલાસો થવા દ્યો."

"જેવી પ્રભુની ઇચ્છા." એમ કહીને મખ્ખુંગી મહારાજે પેલા ફરિયાદી બાવાને પોતાની ફરિયાદ રજૂ કરવાની આજ્ઞા આપી.

તે લહીંગો બાવો ઉભો થયો અને ભારે હિંમતપૂર્વક અને દૃઢતાથી મખ્ખુંગી મહારાજ પ્રત્યે જોઇને પોતાની ફરિયાદ કહેવા લાગ્યો. મારી અને તેની પ્રથમ મુલાકાત કતાન શહેરમાં ક્યારે અને કેવા સંજોગોમા થઇ હતી તેનું વર્ણન કરીને, મારા મિત્ર સાથે થયેલી તકરારની અને તેના કારણે મારા હાથ પર તેણે કરેલા ઘાની હકીકત તેણે પોતાનો દોષ જેમ બને તેમ ઓછો દેખાય તેવા સ્વરૂપમાં રજૂ કરી. પછી બોલ્યો–

"આ સર્વ ઉપરથી મારી ખાત્રી છે કે પરમ પવિત્ર મહંત મહારાજના શિષ્ય તે મૂળ એક કમનસીબ હિંદીવાન છે અને તેણે આ પવિત્ર આશ્રમમા અધિકાર વગર પ્રવેશ કરીને આશ્રમને ભ્રષ્ટ કરેલો છે."

"એ માણસ બહાદુર નામનો હિંદીવાન છે એનું તારી પાસે કંઇ પ્રમાણ છે ખરૂ ?" મખ્ખુંગી મહારાજે પૂછ્યું.

"હા, મહારાજ." પેલાએ હાથ જોડી ઉત્તર આપ્યો –"બે વર્ષ ઉપર એ માણસના ડાબા હાથ ઉપર જે જખમ કરવામા આવ્યો હતો તેના નિશાન હજુ પણ જોવામાં આવશે."

"હવે મારી સામે જો." પ્રતાપરાયે ડોળા ચઢાવી કહ્યું. આ વખતે તેમની આંખમાં એટલું બધુ તેજ આવ્યું હતું કે તે બાવો તેમની સામે મીટ માંડીને જોઈ શક્યો નહિ. તે જમીન તરફ નજર ઢાળી બોલ્યો–" જેવી મહારાજની આજ્ઞા."

પ્રતાપરાયે શબ્દો ચીપીચીપીને કહ્યુ –

"પામર સંન્યાસી, તને ખબર નથી કે મારા પરમપ્રિય શિષ્ય પર આવો અવિચારી આક્ષેપ કરીને તેં મારૂં તેમજ મારા શિષ્યનું ભારે અપમાન કર્યું છે. તેં મૂકેલા આક્ષેપમા તારેજ માથે ભયંકર જોખમ છે એનો તને ખ્યાલ નથી. જો તપાસ કરતાં ફરિયાદ ખોટી માલમ પડે તો તું શુ પ્રાયશ્ચિત કરવા તૈયાર છે ?"

પ્રતાપરાય ઉપલા શબ્દો એવી તો ગંભીરતા અને આડંબરથી બોલતા હતા, કે તે બાવાના મનમાં ઘણોજ ભય પેંસવા લાગ્યો હતો તેણે હાથ જોડી કહ્યું—

"આપ દયાળુ છો. બાળકનો અપ-



હવે તારાથી એક અક્ષર પણ બોલાશે નહિ (પૃષ્ઠ ૧૪૬)

રાધ ક્ષમા……"

તેને અટકાવી પ્રતાપરાય બોલ્યાઃ– "નહિ. નહિ. આવી ગંભીર બાબતમાં ક્ષમા અને દયાળુતાને ઉંચે મૂકવાં પડે છે." ડોસા તરફ જોઇને–"મખ્ખુંગી મહારાજ, આજની તપાસને અંતે જો મારો શિષ્ય બનાવટી ચીનો માલમ પડે તો તેને આપ ચાહો તે શિક્ષા કરવા, ખુદ દેહાંતની શિક્ષા કરવા મુખત્યાર છો. પરંતુ જો તેથી ઉલટું બને અને આપના શિષ્યની ફરિયાદ જૂઠી ઠરે તો તેને શિક્ષા કરવાનો અધિકાર મને હોવો જોઈએ."

આ સાંભળી તે ડોસો હાથ જોડી બોલ્યો–"ન્યાયપુરઃસર માગણીનો કોઇથી પણ કેમ અનાદર થાય? આપ તો સર્વ કાંઇ કરવા શક્તિમાન છો, સર્વ કાંઇ કરવા મુખત્યાર છો. આપ મારે શિરસાવંદ્ય મુરબ્બી છો. મારા બધાયે શિષ્યો આપને શરણે છે. આપની સમક્ષ હું કોઇને પણ શિક્ષા કરવાને અધિકારી નથી."

"હું વિવેક નથી માંગતો." પ્રતાપરાયે કહ્યું.

"મહારાજ હું વિવેક ખાતર નથી કહેતો. આ બે પ્રતિપક્ષીઓમાંથી જે ગુન્હેગાર ઠરે તેને આપ સ્વેચ્છા મુજબ શિક્ષા કરવાને મુખત્યાર છો."

"ઠીક ત્યારે."

એમ બોલી પ્રતાપરાયે ચુલાઓચી, જે મારો વેશ ધરીને આગળની હારમાં બેઠો હતો તેને ઉભા થવાની ઈશારત કરી. પહેલેથી પઢાવી રાખ્યા પ્રમાણે ચુલાઓચી ગુપચુપ ઉભો થયો અને મખ્ખુંગી મહારાજ પાસે જઇ તેણે પોતાનો ડાબો હાથ તેમના તરફ લંબાવ્યો. ડોસાએ તે હાથ પોતાના હાથમાં પકડી તપાસ્યો. આંખે બરાબર દેખાય નહિ તેટલા માટે આખા હાથ પર હથેલી ફેરવી તપાસ્યો અને પછી અભિપ્રાય જાહેર કર્યો–"આના ઉપર તો કોઇ ઠેકાણે જખમ થયેલો હોય એમ લાગતું નથી."

"હેં? શું? નથી?" પેલો બાવા ચમકીને બોલી ઉઠયો.

"ના. તું જાતે તપાસી લે."

તે આગળ આવ્યો અને ચુલાઓચીનો હાથ તપાસી જોયો. ડાબાની સાથે જમણો હાથ પણ તપાસી જોયો. પણ કશું માલમ પડ્યું નહિ. તે અત્યંત નિરાશ થયો. હવે શિક્ષા થશે એવા ભયથી તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા. ચુલા પોતાની જગાએ જઈ બેઠા.

પ્રતાપરાયે કહ્યું–

"આખી સભા જોઇ શકે છે કે આ અવિચારી સંન્યાસીએ મારા શિષ્ય ઉપર કરેલા આક્ષેપો ખોટા છે. હજુ પણ જેમને ખાત્રી જોઈતી હોય તેમણે મારા આ શિષ્ય સાથે ચીની ભાષામાં કોઈ પણ ઘરગથ્થુ વિષય ઉપર વાતચીત કરી લેવી. જેથી કોઇ પણ જાતની શંકાનું કારણ ન રહે."

કોઇ બોલ્યું નહિ. આખરે મખ્ખુંગી મહારાજે ચુલાઓચીને બેચાર સવાલ પૂછ્યા તેના જવાબ તેણે બેધડક આપ્યા. તે પરથી ડોસાએ તેના ચીનાપણા વિષે સંતોષ જાહેર કર્યો.

પ્રતાપરાયે કહ્યું–"ત્યારે સર્વ સભાજનોની અને મખ્ખુંગી મહારાજની સંમતિથી આ અપરાધી સંન્યાસીને શિક્ષા કરૂં છું કે તેણે આજે પ્રાર્થના પૂરી થાય કે તરતજ આ પવિત્ર આશ્રમ છોડીને ચાલ્યા જવું. પ્રાર્થના દરમ્યાન તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકશે નહિ."

## પ્રકરણ ૪૫ મું.

### હિપ્નોટીઝમનો ચમત્કાર

એટલુ બોલી પ્રતાપરાય પોતાના આસન પરથી ઉતર્યા અને પેલા અપરાધી બાવાની સામે આવી ઉભા. પોતાની આંખને વિકરાળ બનાવીને તેમણે તે બાવાની આંખ સાથે મીટ માંડી. પછી પોતાનો જમણો હાથ લંબાવીને તેની એક આંગળી તેના કપાળ પર લગાડી. અડધીક મિનિટ એ પ્રમાણે રાખ્યા પછી તેમણે ધીમે ધીમે બોલવા માંડયુંઃ-

"સર્વ શક્તિમાન...સર્વવ્યાપીની... આજ્ઞાથી...તારી વાચા બંધ થશે...... તારી જીભ તાળવે ચોંટી જશે. જો તે ચોંટી જાય છે...ચોંટે છે... ચોંટી ગઇ ....હવે તારાથી એક અક્ષર પણ બોલાશે નહિ..."

આટલું બોલીને તેમણે પોતાનો હાથ ખેંચી લીધો. અને પોતાના આસન પર જઇ વિરાજ્યા. એ ગુન્હેગાર બાવાએ પોતાની જીભ હલાવવા ખૂબ પ્રયત્ન કર્યો પરંતુ તે ખરેખર તાળવે ચોટી ગઇ હતી. તેણે ફાંફા તો ખૂબ માર્યા; છતાં તેનાથી ઉઉઉ આંઆંઆ સરખું પણ થયુ નહિ.

આખી સભા સ્તબ્ધ થઇ ગઇ.

તે બાવાએ મ્હોંમાં આંગળાં ઘાલીને તથા બીજી અનેક રીતે જીભ છૂટી કરવાની તજવીજ કરી પરંતુ તેનુ કશું વળ્યું નહિ. બધાયે બાવાઓ તથા તેમના વૃદ્ધ ગુરૂજી પણ પ્રતાપરાયનો પ્રતાપ જોઇને ચકિત થઇ ગયા. કેટલાકને તે બાવાની દયા આવી. તેઓ ઉભા થઇ હાથ જોડી બોલ્યા-

"કૃપાનાથ, રંક અવિચારી બાળકના અપરાધ ક્ષમા કરો. એનો અનુગ્રહ કરો. એના વતી અમે સર્વ આપની ક્ષમા માગીએ છીએ. દયા કરો, દયા કરો."

એ શબ્દો તરફ પ્રથમ તો પ્રતાપરાયે કાંઇ લક્ષ આપ્યું નહિ. પરંતુ જ્યારે ઘણા બાવાઓ વારંવાર બોલ્યા અને ખુદ મખ્ખુગી મહારાજે પણ તે બાવાની ઉપર અનુગ્રહ કરવાની વિનતિ કરી ત્યારે પ્રતાપરાયે ઉદારતા બતાવી કહ્યું.

"જો એ મારા શિષ્યને સાષ્ટાંગ નમન કરી પોતાની શિખા તેના ચરણને અડાડશે તો એને થયેલી શિક્ષાનો અનુગ્રહ થશે."

તરતજ પેલો બાવો ચુલાઓચીની પાસે દોડી ગયો અને તેને લાંબો થઈ પગે લાગ્યો. પોતાની લાબી ચોટલીનો છેડો બેચાર વાર ચુલાઓચીને પગે લગાડયો. અને અત્યંત કાકલુદી ભરેલે ચહેરે તેની પાસે ક્ષમા અને દયા માંગવા લાગ્યો.

ચુલાઓચી પ્રથમથી શિખવી રાખ્યા પ્રમાણે બોલ્યો-"જાઓ, આ સરાઇના મુખ્ય દરવાજામાંથી બહાર નીકળતાંજ તારી વાચા ખુલી જશે."

એ સાંભળીને બધા આનંદ પામ્યા. તરતજ એક બે સંન્યાસીઓ આવીને પેલા અપરાધીને આશ્રમની બહાર લઇ ગયા. ત્યા મુખ્ય દરવાજા બહાર પગ મૂકતાંજ પ્રતાપરાયે તેના ઉપર જમાવેલી હીપ્નોટીઝમની અસર નાબુદ થઈ. અને તે ઘાંટો પાડીને બોલી શકયો. તેથી તેનો આનંદ માયો નહિ.

પરંતુ પ્રતાપરાયથી અને તેણે બતાવેલા ચમત્કારથી તે એટલો બધો હબકી ગયો હતો કે પોતાની જીભ ખૂલી જતાં વાર તેણે ડુંગરો ઉતરીને નાસવાજ માંડયું. તેને મૂકવા ગયેલા બાવાઓ સાથે એક શબ્દ પણ બોલવા તે થોભ્યો નહિ. પ્રતાપરાયે તેને આશ્રમ છોડી ચાલ્યા જવાની આજ્ઞા આપી હતી અને પ્રતાપરાયની અદ્ભુત શક્તિથી તે એવો તો ભડકી ગયો હતો કે તે આજ્ઞા અમલમાં મૂકવા સિવાય તેને બીજું કાંઇ ધ્યાનજ નહતું.

જોતજોતામાં તે અદૃશ્ય થઈ ગયો. પછી તેણે કોઈ દિવસ અમને મ્હોં બતાવ્યું નથી.

---

## પ્રકરણ ૪૬ મું.

### શા માટે અહીં આવી રહ્યા?

આ ફરિયાદ પ્રકરણ સમાપ્ત થયા પછી બધુ વાતાવરણ શાંત થયુ એટલે પ્રાર્થનાઓ શરૂ થઇ. ચાર પાંચ ભજનો ગવાયાં. ચુલાઓયીએ પણ એક ખાસ ચીની ભજન ગાયું અને ગવાડયું. છેવટે પ્રતાપરાયે હાથ જોડી આંખો મીંચી ગદ્ય–પ્રાર્થના કરી; તેમાં આશ્રમના બાવાઓના ચારિત્ર્યમાં જે કાંઇ ઉણપ હોય તે દૂર થઇ તેમને જ્ઞાનની તૃષ્ણા અને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય એવી અંતઃકરણની ઇચ્છા પ્રદર્શિત કરી.

પ્રાર્થના સમાપ્ત થયા પછી સર્વ ઉઠયા. બધા બાવાઓ પ્રતાપરાયની પાસે જઇ તેમને નમન કરવા અને તેમનો ચરણસ્પર્શ લેવા લાગ્યા. એક બાવાએ અમારી પાસે આવી અમને–બધાયે બહારથી આવેલાઓને–વિદાય થઈ જવા કહ્યું. અમે પ્રથમથી સતલસ કર્યા પ્રમાણે બીજા ગામડીઆઓ સાથે હું પણ બહાર નીકળ્યો. આખો દિવસ મારે લામાસરાઈની આસપાસના ગામડામાં ફરવું અને રાત્રે કોટ આગળ આવી ચુલાઓયીના બહાર નીકળવાની વાટ જોવી એવી અમારી ગોઠવણ હતી. તે પ્રમાણે આખો દિવસ હું પાસેના ગામમાંની એક હોટલમાં બેસી રહ્યા. સાંજ પડી અને અંધકાર પ્રસરવા લાગ્યો, એટલે હું હોટલમાંથી નીકળી ધીમે ધીમે ડુંગર ચઢી લામાસરાઈની બહારની દિવાલ આગળ–જ્યાંથી અમે ગઈ કાલે રાત્રે અંદર પેઠા હતા, ત્યાં–આવી ઉભો.

અડધો એક કલાક વાટ જોયા પછી દિવાલને મથાળે કંઇક અવાજ થયો. મેં ઉંચું જોયું. ચુલોઓયીનુ મ્હોઢું દેખાયું. તેણે ગઇ કાલની માફક ચાદરનો છેડો લટકતો નાંખ્યો, અને સડસડાટ ઉતરી આવ્યો.

"કેમ સાહેબ, આવી પહોંચ્યા?" તેણે મને જોઈ પૂછયું–"તમારૂં કામ ફત્તેહ થઈ ગયું, હોં!"

"તમને ઘણીજ શાબાશી!" મેં જવાબ આપ્યો—"કહ્યા પ્રમાણે તમને ઇનામ મળી ગયું કેની?"

"હા. લ્યો આ તમારાં કપડાં. ફરીવાર કામ પડે તો જરૂર ફરમાવજો."

એમ કહી મને મારાં કપડાં આપી હાથ જોડી પ્રણામ કરી એ ચાલતો થયો. હું

ચાદરને આધારે દિવાલ પર ચઢી અંદર ઉતર્યો, અને પીપળા પર ચઢી જઇ ગઇ કાલની પેઠેજ અમારા ઓરડામાં દાખલ થયો.

પ્રતાપરાય મારી વાટજ જોઇ રહ્યા હતા. હું તેમની પાસે ગયો એટલે તેમણે ધીમે સાદે કહ્યું—"બહાદુરભાઇ, મારે તમને આનંદના સમાચાર આપવાના છે."

"શું?"

"આવતી કાલે સવારે આપણે આ આશ્રમ છોડી જઇશું."

"હેં, ખરેખર?"

"હા."

"આપણું કામ ખલાસ થયું?"

"હા. સાંભળો, હું તમને માંડીને કહું." એમ કહી પ્રતાપરાયે બધી વાત કહેવા માંડી-"સવારે પ્રાર્થના પૂરી થયા પછી મખ્ખુંગી મહારાજ મારી પાસે આવ્યા હતા અને પોતાના શિષ્યે મારા શિષ્ય ઉપર શંકા આણ્યાથી મને કાંઇ ખોટું લાગ્યું હોય તો તેને માટે મારી ક્ષમા માંગવા લાગ્યા પછી અમે લગભગ દોઢ બે કલાક સુધી વાતો કરી. એ વાતો દરમ્યાન મારે જે જે માહિતી જોઇતી હતી તેમાની ઘણી ખરી મને મળી ગઇ છે. સાચુ કહું તો બહાદુર ભાઇ, તમારા સબંધમાં જે ખટલો ઉભો થયો હતો તેનાથી આપણને હાનિ થવાને બદલે લાભજ થયો છે. આપણે એ મહંતના તેમજ એના શિષ્યોના મગજનો વહેમ આટલી ફતેહમંદીથી ટાળી શકયા તેનુ પરિણામ ઘણુંજ આશ્ચર્યજનક આવ્યું છે. મારા ઉપર એ મહંતની ઘણીજ શ્રદ્ધા બેસી ગઇ છે અને તેથી તેણે મારી આગળ ઘણાજ ખુલ્લા દિલથી સત્યજ્ઞાનાશ્રમ વિષે વાતો કરી. તે વાતો દરમ્યાન એણે તે આશ્રમમાં પ્રવેશ કરવાનો ગુપ્ત શબ્દ પણ મને સંભળાવી દીધો છે. એ શબ્દ 'સૂર્યમંડળ' છે.

"બહાદુરભાઇ, આ લામાસરાઇમાં આવીને આટલા દિવસ વીતાડવાનું અને ભયંકર સંશયવાળું સાહસ ખેડવાનું ખરૂં કારણ હવે હું તમને સમજાવીશ. હોંકાઉના જે ડોસાને આપણે ચીનાઇ સમુદ્રમાના ટાપુમા કેદ કરાવી રાખ્યો છે, તે ડોસો એકવાર સત્યજ્ઞાનાશ્રમમાં અતિથિ તરીકે ગયો હતો અને ત્યા પાંચેક દિવસ રહી આવ્યો હતો—એમ મને ખબર મળી હતી હવે મે હોંકાઉના મહતનો વેશ ધર્યો એટલે મને તે આશ્રમનું બીલકુલ જ્ઞાન ન હોય તે કેમ ચાલે? હું રહ્યા અજ્ઞાન, એટલે કદાચ આમ ને આમ ત્યાં જાઉં અને મારાથી કાંઇ અવળચંડુ બફાઇ જાય તો તેથી શંકા ઉપસ્થિત થઇ આપણા બંનેના ભોગ ફરી વળે. કોઇપણ રીતે મારે તે સત્યજ્ઞાનાશ્રમ કેવો છે, તેની રચના કેવી છે, તેમા કોણ કોણ વસે છે, કોની શી પદવી છે તથા તેમાં પ્રવેશ કેવી રીતે થઇ શકે છે તેનુ વિગતવાર જ્ઞાન પ્રાપ્ત કરવુંજ જોઇએ. ટીન્સ્ટીનમાં મને માલમ પડયું કે આ લામાસરાઇનો બાવો સૌથી વૃદ્ધ છે અને તેની પાસે સત્યજ્ઞાનાશ્રમની ઘણી માહિતીઓ મળી શકે તેમ છે. આથી આપણે અહીં આવ્યા.

"મખ્ખુગી મહારાજ સાથેની મારી બધી વાતચિત દરમ્યાન હું તેની સાથે એવીજ રીતે વર્ત્યો છું કે જાણે હુ ખરેખરો હોંકાઉનો મહંત છું! અને સત્યજ્ઞાનમઠમાં એકવાર પાંચ દિવસ રહી આવેલો હોવાથી ઘણી ઘણી બાબતોથી

માહિતગાર છું. મેં ઘણી યુક્તિથી તેની પાસે વાત કરીને, જે વાતો હું બીલકુલ જાણતો નહતો તે હું જાણું છું એવો છટાદાર ઢોંગ કરીને તેની પાસેથી બધી વિગતો જાણી લીધી છે. માત્ર એકજ વસ્તુની મને ખોટ હતી એમ મેં તેને જણાવ્યું હતું. તે એજ કે સત્યજ્ઞાનાશ્રમનો નકશો જે મારી પાસે હતો તે કોઇ બેદરકાર શિષ્યે ગફલતથી બાળી નાખ્યો છે અને તેથી મારે તમારી પાસેના નકશાની ખાસ જરૂર છે ગઇ કાલે મેં નકશાની વાત કાઢેલી ત્યારે એ ડોસાએ નાકનું ટીચકું ચઢાવેલું. તે વિષે કાંઇપણ વાતચીત કરવાની વૃત્તિ બતાવેલી નહિ. પણ આજે સવારે આપણને જે ફતેહ મળી તેને લીધે ઉપજેલા વિશ્વાસથી તે છેક બદલાઇ ગયો છે. અને અત્યારે તેણે તે નકશો મને આપવાનું કહ્યું છે. કદાચ થા કલાકમા તે નકશો લઇને આવી પહોચશે."

આ સમાચાર સાંભળીને મને ઘણો આનંદ થયો. લામાસરાઇમાં આટલા દિવસ રહીને હું ઘણો કટાળી ગયો હતો. કોઇએ ગુલાઓયીને બરાબર નિહાળ્યો હોય અને મારામાં કે તેનામાં રહેલી કોઇ બારીક નિશાનીને આધારે મને ઓળખી પાડે એવો પણ મને ભય લાગતો હતો. તેથી લામાસરાઇ છોડી જવાની વાતથી હું ઘણોજ હરખાયો.

---

## પ્રકરણ ૪૭ મું.

### વિદાયગીરી

થોડીવારમાંજ બારણા પર ટકોરા થયા. અને મખ્ખુંગી મહારાજ પોતાના શિષ્યોના ખભા પર ટેકો દેતા આવી પહોંચ્યા. તેમના હાથમાં એક લાંબું કાગળનું ભૂંગળું હતું.

પ્રતાપરાયની પાસે આવીને તેમણે કહ્યું–"લ્યો, મહારાજ. આપને માટે ખાસ શ્રમ લઇને મેં આખરે આ નકશો શોધી કહાડયો છે. મારી ખાસ વિનતિ છે કે આપને ઉપયોગ થઇ રહે કે તરતજ મને પાછો મોકલી આપવા કૃપા કરશો."

એમ કહેતાં તેણે પ્રતાપરાયને તે નકશો આપ્યો. પ્રતાપરાયે તે લઇને પોતાની ટ્રંકમાં મૂકતા ડોસાને કહ્યું—"હવે આ નકશા માટે તમે બીલકુલ નિશ્ચિંત રહેજો. મારે તેનો ઉપયોગ થઇ રહેશે કે પળવાર હું તેને મારી પાસે રાખી મૂકવાનો નથી. તરતજ તમને પાછો મોકલી આપીશ."

પછી તેમણે કેટલીક આડીતેડી વાતો કરી. તે દરમ્યાન પ્રતાપરાયે ડોસાને 'અમે આવતી કાલે સવારે અહીંથી વિદાય લઇશું' એમ જણાવી દીધુ. મખ્ખુંગીએ અમને વધારે રહેવાનો આગ્રહ તો કર્યો, પરંતુ પ્રતાપરાયે 'મારાં ઘણાં કાર્યો રખડી જાય....મારી અનેક ગોઠવણોનો ક્રમ નિષ્ફળ જાય........હું અમુક ધર્મ કાર્યમાં નાહક મોડો પડું' એવાં એવાં અનેક કારણો અત્યંત ગંભીરતાપૂર્વક રજૂ કરીને ડોસાનું મન મનાવી લીધું. આખરે તેણે 'જેવી મહારાજશ્રીની ઇચ્છા' એમ કહી આગ્રહ પડતો મૂકયો. પ્રતા-

પરાયે અમારી વિદાયગીરી માટે પ્રાતઃકાળે ઘોડાઓ, નોકરો વગેરેની તજવીજ કરી રાખવાની તેને આજ્ઞા આપી, તે અમલમાં મૂકવા માટે એ પ્રણામ કરી ચાલતો થયો.

\+ \+ \+

બીજે દિવસે સવારે સાડા છ વાગે અમારી સ્વારી લામાસરાઈમાંથી નીકળી. અમે આવ્યા હતા તે વેળાની પેઠેજ અમે ત્રણ ઘોડા લીધા હતા. એ પર અમે બેઠા હતા; ત્રીજા પર અમારો સામાન હતો. અમને વિદાયગીરી આપવા લામાસરાઈના બધા બાવાઓ મુખ્ય દરવાજા આગળ આવી ઉભા. મખ્ખુંગી મહારાજ સૌને મોખરે હતા. જાણે સ્વર્ગ પર ચઢાઈ કરવા જતા કોઈક મહાપ્રતાપી દેવને ઋષિઓ વિદાય આપે, તેવી રીતે તેમણે સર્વેએ અમારા નામનો જયઘોષ કરીને, બીજી અનેક રીતે જય જયકાર બોલાવીને તથા પુલમાળાઓ પહેરાવીને તેમણે અમને વિદાય આપી. અમે બંનેએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે તેમને આશીર્વાદો આપ્યા!

——:( ):——

## પ્રકરણ ૪૮ મું.

## ટીબેટને રસ્તે

હવે અમારે દક્ષિણ તરફ ટીબેટના પહાડી મુલકમાં જવાનું હતું. લામાસરાઈનો ડુંગર ઉતરીને અમે મોટા રસ્તા પર આવ્યા તે વખતે સૂર્યોદય થઈ ગયો હતો.

પ્રતાપરાયે કહ્યું–"બહાદુરસિંહ, આપણું ખરેખર સાહસ તો હવેજ શરૂ થવાનું છે. આપણે ઘણોજ લાંબો પ્રવાસ કરવાનો છે. રોજ ઓછામાં ઓછા ત્રીશ પાંત્રીશ માઇલ તો કાપવાજ પડશે."

"સત્યજ્ઞાનાશ્રમ અહીંથી કેટલોક દૂર હશે?" મેં પૂછ્યું.

"તેની મને ચોક્કસ ખબર નથી. પરંતુ આશરે અઢીસો માઇલ તો હોવાજ જોઇએ એમ મને લાગે છે." તેમણે ઉત્તર આપ્યો.

"અઢીસો માઇલ!" મેં આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

"હા."

"બાપરે! એટલા બધા માઈલ આ ઘોડાની પીઠ પર કેમ કપાશે?"

"એ તો એમસ્તો." પ્રતાપરાયે હસીને જવાબ દીધો.

"ત્યારે ત્યાં જવાને બીજો કોઇ રસ્તો નથી?"

"બીજો કોઇ રસ્તો યે નથી તેમ બીજું કાંઈ સાધન પણ—આપણે માટે—નથી."

"આપણે માટે નથી—એટલે?"

"ઉંટ કે સાંઢણી પર બેસીને જઈએ તો વિશેષ જલદી જવાય અને સુખની મુસાફરી થાય એમ છે પરંતુ આપણાથી તે પ્રાણીનો ઉપયોગ થાય એમ નથી."

"કેમ?"

"ઉંટ ચીના લોકમાં પવિત્ર પ્રાણી

ગણાય છે અને કોઈ પણ ધર્માધિકારીથી તેના ઉપર બેસાય નહિ એવી માન્યતા પરાપૂર્વથી ચાલી આવેલી છે."

"પણ અઢીસો માઈલ ઘોડાની પીઠ પર જતાં મારાં તો ઠાઠાં બેસી જશે એમ મને લાગે છે."

"બહાદુરભાઈ, એમ તમે શા માટે ગભરાઓ છો? તમારા કરતા તો હું વિશેષ કુમળો છું. તમારી પેઠેજ મને પણ આ અઢીસો માઈલની મુસાફરી ભારે થઇ પડે એમ છે પરંતુ વચમાં ઠેકાણે ઠેકાણે આપણે મુકામ કરતા જઇશુંને?"

"તે શું આપણા રસ્તામા ગામડાં કે ધર્મશાળા આવશે ખરી?"

"ધર્મશાળા પણ આવશે અને કોઇક કોઈકવાર સાધુઓના મઠ પણ આવશે."

"તો ઠીક."

પછી ઘણો વખત સુધી અમારા વચ્ચે કાંઇ વાતચિત થઈ નહિ. બપોરે અમે એક ધરમશાળા આગળ આવી પહોંચ્યા. ત્યાં નાસ્તો પાણી કરી, બે કલાક આરામ લીધા પછી પાછા ઉપડયા. સાંજે એક નાનુ ગામડુ આવી લાગ્યું. ત્યાં એક ગરીબ ડોશીનું ઘર ખોળી અમે મુકામ કર્યો અમારો સામાનવાળો ઘોડો દોરવી લાવનાર નોકર હજુ અમારી સાથેજ હતો.

તે ડોસીએ અમને ધર્મિષ્ટ સંતપુરૂષ જાણીને અમારો ભારે આદર સત્કાર કર્યો. લુખુંસુકું ભોજન પણ અત્યંત ભક્તિભાવ પૂર્વક તેણે અમારી આગળ ધર્યું. અમે તે ઘણાજ આનંદથી આરોગ્યુ.

રાત્રે બધાં નિદ્રાવશ થયા પછી હું અને પ્રતાપરાય અમારી એકાંત ઓરડીમાં વાતો કરતાં બેઠાં.

"મને લાગે છે કે આપણું નસીબ ભારે સિકંદર છે." મેં કહ્યુ.

"શા પરથી?"

"લામાસરાઇના ખટલામાંથી આપણે આટલી બધી સહેલાઇથી પાર ઉતરીશુ એમ મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો."

"સાચી વાત છે. જો આપણને યુલાઓચી મળ્યો ન હોત, તો આપણે મૂઆ છૂટયા હોત. કયાં તો આપણે આશ્રમ તથા આપણું કાર્ય છોડી નાસી જવું પડત, કે કયાં તો લામાસરાઇની વેદી પર આપણાં મસ્તકનો ભોગ આપવો પડત."

"એ લોકોએ આપને હોંકાઉના મહંત તરીકે માની લીધા એ પણ કાંઇ જેવી તેવી ફતેહ નથી."

"જરૂર. એમાં પણ આપણે દૈવનોજ ઉપકાર માનવાનો છે."

"પરંતુ ડાકટર સાહેબ, મને એક વાતનો સંશય પડે છે તે એજ કે સત્યજ્ઞાનાશ્રમના મહંતો આટલા બધા જ્ઞાની અને ત્રિકાળદર્શી ગણાય છે તો તેમને આ તાવીજ ચોરાયાની અને તે આપણી પાસે આવ્યાની હકીકત કેમ અવગત થઈ નહિ?"

"તેનું કારણ એટલુંજ કે તેમણે આ તાવીજ સંબંધી કશો વિચારજ કર્યો ન હોવો જોઇએ. એ વિચાર કરવાનું તેમને ખાસ કારણ હજુ મળ્યુ નથી એમ મને લાગે છે. છતાં...." પ્રતાપરાય બોલતાં અટકી ગયા.

"કેમ અટકી ગયા?" મે પૂછ્યું.

"એમ કે આ તાવીજ વિશેની હકીકત કોઈપણ વખતે તે મહંતોને ખબર પડી જાય એવો સંભવ છે ખરો."

"જો તેમ થાય તો આપણા માર્ગમાં ભારેમા ભારે વિઘ્ન આવીને ઉભું રહે એ પણ નક્કી."

"હાસ્તો." પ્રતાપરાયે કહ્યું–"પરંતુ તેવું કાંઇ ન થયું, અને આપણું કાર્ય ફતેહમંદીથી પાર પડયુ, તો તેથી આપણને જે અવર્ણનીય લાભ થવાનો છે તેનો પણ સાથે સાથે વિચાર કરવાનો છે. માત્ર આધ્યાત્મિક લાભ થશે એવું કાંઇ નથી. એ આશ્રમમાં સૃષ્ટિજ્ઞાનનું જે પુસ્તક છે તે જો આપણને હાથ લાગે તો તેમાં આપેલા મંત્રોથી આપણે સત્યયુગની પેઠે સંચા વગરના વિમાનો ચલાવી શકીશું. આજકાલ યુરોપના લોકો પેટ્રોલ મોટરના વિમાનો ચલાવે છે. પરંતુ આપણાં વિમાનોમાં સૂત્રક્રિયા સિવાય બીજા કશાંની જરૂર નહિ પડે. એવા વિમાનો સો દોઢસો રૂપીઆમાં તૈયાર થઇ શકશે એવી મારી ગણત્રી છે કેમ, એવી વિદ્યા પ્રાપ્ત કરવાને ખાતર આપણા સરખા માત્ર બે પામર દેહોને જોખમમાં નાંખવા પડે એ કાંઈ વિસાતમાં છે?"

"નહિજ" મેં જવાબ આપ્યો.

"અને બીજી અનેક વિદ્યાઓ પ્રાપ્ત થશે તે તો જુદી. દાખલા તરીકે, આપણા મહાભારતમા અને રામાયણમાં આકાશવાણી થયાની, પુષ્પવૃષ્ટિ થયાની, અનેક પ્રકારનાં માંત્રિક બાણ માર્યાની, પૃથ્વીમાં બાણ મારી ગંગાજી પ્રગટ કર્યાની, અગ્નિ વર્ષાવ્યાની, નાનું મોટું અદ્દભુત સ્વરૂપ ધારણ કર્યાની અને એવી એવી બીજી અનેક આશ્ચર્યજનક વાતો આવે છે જેને આજકાલના ભણેલા લોકે, હમ્બગ માને છે તે બધી ખરી હતી એમ આપણે પ્રત્યક્ષ રીતે પુરવાર કરી શકીશું."

"જો એટલુ થાય તો તો ભારે ગમ્મત આવે. આપણો દેશ અત્યારે સુધરેલા દેશોમાં પાછળ પડેલો ગણાય છે તે સૌથી મોખરે આવે એમાં કાંઇ શક નથી."

"અલબત્ત. અને તેટલાજ ખાતર હું તમને વારેવારે કહું છું કે જે કાર્ય આપણે ઉપાડયું છે તે ઘણુંજ મહાન છે અને તેની તુલનામાં આપણા બે જણાના ક્ષુદ્ર દેહો કશીજ ગણત્રીમાં નથી."



## પ્રકરણ ૪૯ મું.

### વિકટ માર્ગ.

એ પ્રમાણે વાતો કરીને કેટલીકવારે અમે પથારીમાં પડયા. પ્રતાપરાય તો તરતજ નિદ્રાવશ થયા. પરંતુ ઘણો વખત સુધી મને બીલકુલ ઉંઘ આવી નહિ. બાળપણથી અત્યાર સુધીના મારા જીવનમાં જે ઘટના બની ગઇ હતી, જુદા જુદા પ્રસંગે જે જુદી જુદી સ્થિતિમાં હું મૂકાયો હતો, તે બધું મને એક પછી એક સાંભરવા લાગ્યું. કેટલાક બનાવો તો જાણે મારી દૃષ્ટિ સમક્ષ ફરીવાર ભજવાતા હોય એમ મને લાગ્યું. મારૂં શાળાજીવન, મારા બુઢ્ઢા મંગુ મહેતા, તેમણે એક દિવસ મને કલાસ વચ્ચે ટાંગીને મારેલો માર, જેમ તેમ મેટ્રીક પાસ થઇ કરેલો કોલેજ પ્રવેશ આખરે કંટાળીને કરેલો અભ્યાસત્યાગ, નોકરી માટે આમતેમ

આથંડી નિરાશ થઈ જાપાની સ્ટીમર પર કોયલા પૂરવા રહેવું, જાપાનમાં ભોગવેલી મુશીબતો, ત્યાંથી ચીનમાં આવવું, પ્રતાપરાયનો મેળાપ, તેમણે બતાવેલા ચમત્કાર, તેમના સાહસમાં જોડાવું, ચંપાવતીનો પ્રથમ મેળાપ, તેના પિતાનું મૃત્યુ, અમે તેને આપેલી સહાય, તેની સાથે મેં કરેલો મુદ્રા અને તાવીજનો વિનિમય, પેકીનમાં તેની અચાનક ભેટ, જગપ્રસિદ્ધ દિવાલ પર અમારાં હૃદયોનું ઉદ્‌ઘાટન, તેણે સજળનયને આપેલી વિદાય, લામાસરાઈમાં આવી રહેવું, ત્યાં એક મોટા સંશયનો ભોગ થઈને યુલાઓચીને પોતાની જગાએ ગોઠવવાનું જોખમ ભરેલુ કાવતરૂં રચવુ—એ બધુ મને જાણે ફરીથી બનતું હોય એમ ઝખના થવા લાગી. અંતે બીજા બધા વિચારોને મહા પ્રયત્ને હાંકી કાઢી એક માત્ર મારી હૃદયેશ્વરીના નિર્મળ પ્રેમમાં તલ્લીન થઈ જઇને હું કોણ જાણે ક્યારે નિદ્રાવશ થઈ ગયો, તે પણ મને સમજાયું નહિ.

મળસ્કે પોણા પાંચ વાગે પ્રતાપરાયે ઊઠીને મને બૂમ પાડી. કે હું તરતજ ઊઠયો. દાતણપાણી અને બીજો પ્રાતર્વિધિ સમાપ્ત કરી અમે થોડો નાસ્તો કર્યો. નોકરને પ્રવાસની તૈયારી કરવાનો હુકમ આપ્યો. ડોશી અમને વંદન કરવા આવી એટલે પ્રતાપરાયે તેના હાથમાં પાંચ રૂપીઆ મૂકયા. પ્રથમ તો તેણે તે લેવાની ઘણી આનાકાની કરી. 'મારાથી આપની પાસે લેવાયજ નહિ; ઉલટું મારે કાંઇક આપને ચરણે ધરવું જોઈએ.....હું લઉં તો પાપમાં પડું' એવું એવું કહીને તેણે પૈસા લેવાની ના પાડી. પરંતુ પ્રતાપરાયે 'હું મારી ઇચ્છાથી તમને બક્ષિસ આપું છું' એમ કહ્યું, અને મેં પણ 'ગુરૂમહારાજ પોતાની ઉર્મિથી આપે તે લેવું જોઇએ; તેમની ઇચ્છાનો અનાદર ન કરવો' એમ સમજાવ્યું, ત્યારે તેણે અત્યંત ભક્તિભાવથી ઘણાજ વંદન કરીને પ્રસાદ તરીકે તે પૈસા સ્વીકાર્યા.

પછી અમે આગળ ચાલ્યા.

તે ગામડું છોડીને બે ત્રણેક માઇલ વટાવ્યા એટલે અમે ઘણાજ પહાડી, વેરાન મુલકમાં આવ્યા. ચારે બાજુ મોટા મોટા પત્થર અને ખડકો દેખાવા લાગ્યા. અમારા રસ્તામાં પણ કેટલીકવાર મણ દોઢ મણના પથરા પડી રહેલા દેખાતા. અમારા ઘોડાને કેટલીકવાર ચાલતાં ઠોકર પણ વાગતી. ઘણી વાર તો અમે ચાલાકીથી સંભાળી લેતા તેથીજ ગબડતા બચી જતા.

ફર્લાંગ બે ફર્લાંગ ચાલ્યા કે એકાદ ઉંડી ગુફા આવતી. દિવસનો વખત હતો એટલે કાંઇ ફીકર ન હતી, પરંતુ રાત્રે એ ગુફાઓમાં વાઘ, ચિત્તા કે દીપડા જરૂર આવીને સૂતા હોવા જોઇએ એમ માલમ પડતું હતું. બબ્બે ત્રણ ત્રણ માઇલને અંતરે બે મોટા પહાડો વચ્ચેની ઉંડી ખીણમાંથી અમારે પસાર થવું પડતું. કોઇ કોઈ વાર અમને એ પ્રદેશનો કાળો ઠીકરા જેવા રંગનો ભીલ સામો મળતો. તેને ખભે એક મોટું કામઠું અને હાથમાં પાંચ સાત તીર હોય.

બે ચાર માઇલ વટાવીએ એટલે ઘેટાંના ધણવાળા રબારીઓ મળે; તેઓ આમથી તેમ પોતાનાં ઘેટાં લઈને ચારતા ફરતા હોય. કોઇ કોઇ વાર ટીબેટમાંથી ચારોળી, બુદદાણા, ચ્હા વગેરે માલ ભરેલી પોઠો લઇ જતા વણઝારા મળતા. અમને જોઈને તે બધા નમસ્કાર કરતા.

તે દિવસે બપોરે કોઇ આશ્રય સ્થાન આવી ન પહોંચવાથી અમે એક ઝાડ તળે વિરામ લઇ ભોજન કરી આગળ ચાલ્યા. સાંજે એક ઉંચા ડુંગર પર બૌદ્ધ સાધુઓનો મઠ હતો ત્યાં આવી મુકામ કર્યો. એ દિવસમાં અમે કુલ પાંસેઠ માઈલ વટાવ્યા હતા.

આ સ્થળે કાંઇ જાણવા જેવી ઘટ્ના બની નહિ. મઠના સાધુઓએ અમને સામાન્ય રીતે ઠીક આવકાર આપ્યો. રાત્રે સૂતાં પહેલાં પ્રતાપરાયે તેમની આગળ યોગ અને તેનો પ્રભાવ એ વિષય પર ચીની ભાષામા એક સુંદર વ્યાખ્યાન આપ્યું હતું.

બીજે દિવસે વળી પાછા પ્રાતઃકાળમાં નીકળી પડયા. હવે અમારો રસ્તો ઢાળ પડતો આવ્યો. થોડેક દૂર જતાં અમે એક ઘરડના માર્ગ પર આવી પહોંચ્યા. ત્યાં અમને કેટલાંક લાંબા ગાડાં પણ મળ્યાં.

મેં પૂછ્યું—'આ રસ્તો કયાં જતો હશે?'

પ્રતાપરાયે કહ્યું—"અહીં પાસેજ હોયાંઝલુ નામનું એક ગામ આવેલું છે. ત્યાંથી ઘાસ અને બીજી વનસ્પતિનાં ગાડાં ટીબેટમાં જાય છે."

"ત્યારે હવે આપણે આખી મુસાફરી ઘરડવાળે રસ્તેજ કરવાની થશે?"

"ના. આપણે કાંઇ ટીબેટના મુખ્ય શહેરમાં જવાનું નથી. આપણે તો અડધો પોણો માઇલ ગયા પછી આડે રસ્તે વળી જવું પડશે."

અત્રે એટલુ કહેવું જરૂરનું છે કે સત્ય જ્ઞાનાશ્રમમાં જવાના રસ્તાનું વર્ણન પ્રતાપરાયે ટીનસ્ટીનમાં મેળવ્યુ હતું. જેણે તે વર્ણન આપ્યુ હતું તેણે એ માર્ગમાં કયાથી કયાં વળવાનું આવે છે તથા તે તે જગાએ ઝાડ, પહાડ નદી વગેરેની કેવી કેવી નિશાનીઓ છે તે પણ જણાવેલું હતું તેને આધારે અમે અત્યારે માર્ગ કાપતા હતા.

થોડીવારે અમે ઘરડના રસ્તાથી છૂટા પડયા. પાછા પહાડી રસ્તા પર આવ્યા. આ વખત અમારો માર્ગ ઘણોજ વિકટ હતો. કેટલીક જગાએ રસ્તો એટલો બધો સાકડો આવતો કે અમારે ઘોડા પરથી ઉતરીને તેમને હાથે હાથે દોરવી લઇ જવા પડતા. જો તેમ ન કરીએ અને–ન કરે નારાયણ–બાજુમાં ઢળી પડયા અથવા ઘોડાનો પગ લપસ્યો તો હજારો ફુટ ઉંડી ખીણમાં ગબડતા ગબડતા જઇ પડીએ અને શરીરનુ એક હાડકું પણ હાથમાં આવે નહિ એવો ઘાટ હતો. ઝાડો જવલ્લેજ આવતાં પરંતુ આસપાસ પહાડો એટલા બધા આવેલા હતા કે ખરેખરા બપોર થયા હોવા છતાં જરાયે તાપ લાગતો ન હતો.

એક ઠેકાણે તો રસ્તાની બાજુમાંજ આવેલા એક ઉંચા પહાડનુ માથું એટલું બધું ઝૂલી પડેલુ કે તેના પરથી મોટો ખડક હમણાંજ તૂટી પડશે એમ લાગતુ હતું. અમે તે જગા વટાવીને અડધો માઇલ ગયા ન હઈશું, એટલામાંજ અમારી પાછળ એક મોટો ધબાકો થયાનો અવાજ સંભળાયો. પાછા ફરી જોયું તો પેલો ખડક ખરેખર તૂટી પડેલો હતો.

"જોયું ? બહાદુરસિંહ, આપણે કેટલા બધા નસીબદાર છીએ ? જો પાંચ મિનિટ વહેલો તુટી પડયો હોત તો એ ખડકે આપણને બધાને કચડી નાંખ્યા હોત !"

"આપ કહો છો તે અક્ષરશઃ સાચું છે. આપણે આબાદ બચી ગયા છીએ." આ રસ્તો ઘણોજ જોખમ ભરેલો છે, એ વિચારે મારી છાતી ધડકતી હતી.

## પ્રકરણ ૫૦ મું.

### ફરી પાછું સંકટ !

સાંજે વળી બીજો એક મઠ આવ્યો ત્યાં અમે મુકામ કર્યો. આ મઠમાં જોડાજોડ ચાર પાંચ ઓરડા હતા. એકમાં તેમણે અમને ઉતારો આપ્યો.

અંધારૂં થવા આવ્યું એટલે વાળુથી પરવારીને અમે બધા આશ્રમની બહાર ખુલ્લી જમીનમાં ખાટલા ઢાળી બેઠા. મઠનો મહંત એક ચાળીસેક વરસનો બાવો હતો, એને ચારેક શિષ્યો હતા. બધા શિષ્યો એકજ ઓરડામાં રહેતા.

વાતચિત અને જ્ઞાનગોષ્ટિમાં વખત પસાર થવા લાગ્યો. એટલામાં ત્રણ ઘોડેસ્વારો અને બે સામાન દોરવી લાવનાર નોકરો ત્યાં આવી પહોંચ્યા. મઠના ગુરૂને તેમણે પ્રણામ કર્યા. એ વખતે અંધારૂં તો થયુંજ હતું, પરંતુ કોડીઆમાં બળતા દીવાના પ્રકાશમાં મેં એક જણને ઓળખ્યો. કોઈપણ ઠેકાણે મેં આ માણસને જોયો છે એમ મને લાગ્યું. કદાચ તે પણ મને ઓળખતો હોય તો કમબખ્તી ! એવો વિચાર તરતજ મને આવ્યો.

મેં તરતજ પ્રતાપરાયનો અંગુઠો દાબ્યો. તે ચેત્યા અને 'દિવસના થાકથી નિદ્રા આવે છે માટે ઉઠીશું' એમ કહી અમે ઉઠયા. અમારી ઓરડીમાં આવ્યા.

"આ ત્રણમાંનો એક મારો ઓળખીતો છે." મેં ધીમે સાદે કહ્યું.

"હેં ? ખરેખર ?"

"હા. મેં એને કયાં જોયો છે તે યાદ નથી આવતું. પણ જોયો છે ખરો."

"વિચાર કરીને સંભારો, જોઇએ."

હું સ્મૃતિને કસવા લાગ્યો. દરમ્યાન તે ત્રણે જણાને અમારી જોડેની ઓરડીમાં ઉતારો આપવામાં આવ્યો. નોકરોએ સામાન લાવીને નાંખ્યો અને થોડીવારે ત્રણે જણા તે ઓરડામાં આવી બેઠા. તેમના તરફથી સંભળાતા બચ બચ અવાજ પરથી તેઓ પોતાનું ભાથું છોડીને ખાતા હોય એમ લાગ્યું.

ધીમે ધીમે તેમની વચ્ચે વાતચિત થવા લાગી. પ્રથમ તો તેના શબ્દો સાંભળવા માટે અમને બહુ મુશ્કેલી પડી. પરંતુ જેમ અવાજ પરખાતા ગયા તેમ તેમ તેમ તેમની વાતચિતમાં અમને સમજ પડતી ગઇ.

બે ચાર વાકયો સમજાયાં એટલે પ્રતાપરાય જાતેજ બોલી ઉઠયા–"ઓહ ! આઈ સી."

"કેમ ?" મેં પૂછયું.

"આ તો મેં ઓળખ્યો. આપણે શાંગહાઇમાં પેલી ગુપ્ત મિટિંગમાં ગયા હતા ત્યાં આ ત્રણમાંનો એક માણસ હાજર હતો."

મને પણ તરતજ યાદ આવ્યું.

"હા. બરોબર છે. હવે મને પણ સાંભરે છે. ત્યાંજ મેં એને જોયો હતો. આજ ચહેરો, આજ અવાજ !"

જોડેની ઓરડીમાં વાતચિત કંઇક મોટેથી થવા માંડી. અમે તે સ્પષ્ટ સાંભળી શકવા લાગ્યાઃ–

"હવે આપણને તેનો પત્તો લાગ્યો છે. મઠપતિ કહે છે કે સાંજે અહીં બે સંન્યાસી ઘોડેસ્વારો અને એક નોકર આવીને ઉતર્યાં છે. પણ તેઓ અત્યારે

નિદ્રાવશ થયા છે. સવારે ઉઠીને આગળ પ્રવાસ કરે તે પહેલાં આપણે તેમની તપાસ કરી લઈશું."

"અને જો ખાત્રી થાય તો આપણે બીજું કાંઇ કરવુ નથી. માત્ર ક્વાંગમૂનને સર્વ બાબતની ખબર આપી દેવી, એવો મારો અભિપ્રાય છે." બીજો બોલ્યો.

"ક્વાંગમૂન આપણને સાંગી નદીને પેલે કિનારે મળશે." ત્રીજાએ કહ્યું.

"પરંતુ મારો એવો વિચાર છે કે તેમનું પોગળ ફોડી દેતાં પહેલાં કોઇ પણ પ્રકારે યુક્તિ પ્રયુક્તિથી આપણે તેમની પાસેથી પેલુ અમૂલ્ય તાવીજ પડાવી લેવું જોઇએ."

"હા. એ તમે ઠીક સંભાર્યું. તેની પાસેથી તાવીજ તો મેળવવુંજ જોઇએ. જો તે આપણા હાથમાં આવે તો આપણું જીવન પર્યંતનું દારિદ્રય દૂર થાય અને ભારે યશ પ્રાપ્ત થાય!"

"અને આ પરદેશી ભૂત પોતાની મેળેજ બેહાલ થઈને નાશ પામે."

"જ્ઞાનમઠના પવિત્ર મહંતને ફસાવીને છેતરવાનો ઇરાદો રાખનારને એવીજ ભયકર શિક્ષા થવી જોઇએ." એક જણ ગંભીરપણે બોલ્યો—"જ્ઞાનમઠમાં તેમની જે દશા થાય તે જોવાની ભારે ગમ્મત પડે, પણ તે આપણને મળવાની નહિ."

"મને એમ ખબર મળી છે કે એ તાવીજ સિવાય પણ જ્ઞાનમઠમાં પ્રવેશ કરવાનો ગુપ્ત મંત્ર તેણે લામાસરાઇમાંથી પ્રાપ્ત કર્યો છે."

"ખરી વાત છે. તેને આધારે તે પ્રવેશ તો કરશે પરતુ જયારે ક્વાંગમૂન દ્વારા આપણો સંદેશો બીજા બે મહંતોને પહોંચશે ત્યારે તેનો સજ્જડ ઘડોલાડવો થશે."

"હાસ્તો. જ્યારે તેની પાસેનું તાવીજ જોવા માગશે અને તે નહિ નીકળશે ત્યારે–મને લાગે છે કે બીજા મહંતો તેને ઘાણીમાં નાંખીને પીલાવે એટલા ક્રોધાયમાન થશે."

"પછી ઘાણીમાં નાંખે અથવા ફાંસીએ ચઢાવે તેમાં આપણે શું?" એક જણ હસીને બોલ્યો.

તે સાભળીને મારા રૂંવાડા ઉભા થયા. વાતચિત આગળ ચાલી:

"બધી વાત ખરી, પરંતુ આપણે ક્વાંગમૂનને ઓળખતા નથી. તેનું શું?"

"ઓળખતા નથી, પરંતુ તેને ઓળખવાની નિશાની મને ખબર છે."

"શી?"

"તે ઉંટ પર બેસીને દર શુક્રવારે આવે છે. ઉંટ પરનું કાઠુ લાલ રંગેલું છે. તેની આસપાસનો ઓઢો લીલા રંગનો છે. તે જાતે ભગવા કપડાં પહેરે છે. તેનો ડાબો હાથ ભાંગેલો છે. અને તેથી ઉંટની લગામ તે કાંઠાંનાં સાલમાં ભેરવી રાખે છે."

"ઓહો! બસ આટલી નિશાની પરથી તો તે તરત ઓળખાશે."

પ્રતાપરાયે મારો ખભો દાબ્યો, અને કાનમાં કહ્યું-"આ બધી નિશાનીઓ ધ્યાનમાં રાખજો."

પછી થોડોજ વખત વાતચિત ચાલી. તેની મતલબ એ હતી કે આવતી કાલે કોઇ પણ ઉપાયે અમારી પાસેથી તાવીજ ઝુંટવી લેવુ. ધીમે ધીમે તેઓ શાંત થયા અને રાત ઘણી વીતેલી હોવાથી નિદ્રાવશ થયા હોય એમ લાગ્યું.

———:():———

# પ્રકરણ ૫૧ મું.

## ફરી પાછી ખટપટ!

થોડીવારે પ્રતાપરાય મારી પાસે આવ્યા અને ધીમે સાદે બોલ્યાઃ—'બહાદુરભાઇ, આ સંકટ પણ કાંઇ જેવું તેવું નથી આપણે આની સામે એક ભારે કાવતરૂં રચવું પડશે."

"મને પણ એમજ લાગે છે." મેં જવાબ આપ્યો; "આપે કાંઇ વિચાર કરી રાખ્યો છે?"

"ના પણ એક વસ્તુ તો નક્કી છે."

"શું?"

"કોઈ પણ ઉપાયે આ લોકો આવતી કાલે સવારે નવ વાગતા પહેલાં જાગવા જોઇએ નહિ. તેઓ જાગે તે પહેલાં આપણે અહીંથી નીકળીને સાંગી નદી પર જઇ પહોચવુ જોઇએ."

"તેને માટે આપણે સવારમાં ચાર વાગે ઉઠીને રસ્તે પડી જઈએ તો કેમ?"

"તે નહિ ચાલે. તેમ કરવાથી તો સંશય ઉત્પન્ન થાય. કોઇ પણ સંજોગોમ અહીંના મઠપતિને કોઇ જાતનો વહેમ આવવો ન જોઇએ. બહાદુરભાઇ, તમે મારી પ્રવાસ પેટીમાંથી કલોરોફોર્મની શીશી કાઢો"

"કલોરોફોર્મ?" મે આશ્ચર્યથી પૂછયું.

"હા એવા કડક ઉપાય વગર આપણું કામ પાર પડવાનુ નથી."

મેં ટ્રંક ઉઘાડી. સંભાળથી પ્રવાસ પેટી કાઢી તેમાંથી કલોરોફોર્મની શીશી લઇ પ્રતાપરાયના હાથમા આપી પ્રતાપરાયે પોતાનાં બધાં કપડાં ઉતારી નાંખ્યાં. માત્ર એક જાંગીઓ પહેરી મોઢે બુકાની બાંધી. બીજી એક ટ્રંક ઉઘાડી તેમાંથી ચોર ફાનસ અને નાનો છરો કાઢયો.

"રખેને ઝપાઝપી થાય તો કામ લાગે" પ્રતાપરાયે છરો જાંગીઆ પર ખોસતાં કહ્યુંઃ—"બધી તરફની સાવચેતી રાખવી જોઇએ."

ચોર ફાનસ સળગાવી પ્રતાપરાય અમારા ઓરડાની પાછળની બારી પર ચઢયા અને ઓટલા પર ઉતર્યા. જોડેના ઓરડાની પાછલી બારી પણ ઉઘાડીજ હતી તેમાં જઇ ડોકીયું કર્યું, ચોર ફાનસનો પ્રકાશ નાખી કોણ કેવી રીતે સૂતુ છે તે જોઇ લીધુ. અને ફાનસ મને પાછુ આપી દીધુ.

પ્રતાપરાય સંભાળથી જોડેના ઓરડામાં ઉતર્યા હુ ફાનસ હોલવી મારી પથારીમા આવી બેઠો. ઘોર અંધકારમાં મારી છાતી જોરથી ધબકારા મારી રહી હતી.

બરાબર પા કલાક સુધી ઘોર શાંતિ ફેલાઈ રહી. તે દરમ્યાન જોડેના ઓરડામાં શું થાય છે તે જાણવા માટે મેં ખૂબ ધ્યાનપૂર્વક કાન માંડયા. પરંતુ કાંઇ સંભળાયુ નહિ. અણસારો સરખો કાને પડયો નહિ. પા કલાક પૂરો થતાં પ્રતાપરાય બારી વાટે પાછા આવ્યા.

"આટલુ કામ તો પાર ઉતર્યું" તેમણે મારા કાનમાં કહ્યું.

"ત્રણેને શીશી સુંઘાડી?"

"હા. નવ સાડાનવ વાગતાં પહેલાં એ ત્રણમાંનો એકે ઉઠવા પામવાનો નથી." પ્રતાપરાયે નિશ્ચિંતપણે કહ્યું—"આપણે

હવે નિરાંતે ઉંઘો–ચાર વાગતા સુધી."

કપડાં પહેરી પ્રતાપરાય પથારીમા સૂતા. હુ પણ ભય, જોખમ, નિરાશા, સાહસ, ક્રોધ વગેરેની ચિત્ર વિચિત્ર લાગણીઓ અનુભવતો બીછાનામાં પડયો, અને થોડાક વખત પાસાં ફેરવ્યા પછી દિવસભરના અત્યંત થાકને લીધે નિદ્રાવશ થયો.

ચાર વાગે પ્રતાપરાય ઉઠયા અને મને ઉઠાડયો સવારનાં નિત્યકર્મથી પરવારીને મેં નોકરને જગાડયો અને પ્રયાણ માટે તૈયારી કરવા હુકમ આપ્યો. પ્રતાપરાયે આમતેમ આંટા મારતાં એક પ્રભાતીયું મોટેથી ગાવા માંડયું; તે સાંભળીને મઠનો મહંત તથા તેના શિષ્યો જાગી ઉઠયા. પ્રભાતીયું પૂરૂં થતાં પ્રતાપરાયે વિદાય માંગી.

"આપના આગમનથી અમારો મઠ પાવન થયો છે. આપ મહા જ્ઞાની અને તપસ્વી છો. બે દિવસ રહી અમને આપનાં જ્ઞાન તથા તપનો લાભ આપો." એવુ એવું કહીને તે મહતે વિવેક ઘણો બતાવ્યો. પરંતુ પ્રતાપરાયે તેને અનેક રીતે સમજાવી વિદાય લીધી.

સવા પાંચ વાગે અમે માર્ગે પડયા. બરાબર અઢી કલાક ઘોડા દોડાવ્યા એટલે અમે સાંગી નદીને કિનારે આવી પહોંચ્યા. આ નદી ઘણી નાની હતી અને તેમાંથી માણસો, ઘોડા વગેરે ચાલીને પાર જતાં. માર્ગમાં પ્રતાપરાયે મને કવાંગમૂન બાબતમાં શી યોજના ઘડી હતી તે સમજાવી દીધી હતી; તે પ્રમાણે સાંગી નદીને કિનારે હું મારો વેશ બદલી નાંખી તેમનાથી જુદો પડયો. પ્રતાપરાય અને સામાનવાળો નોકર આ કિનારે થોડેક દૂર એક ઘીચ ઝાડી હતી તેમાં જઇ ભરાયા. અને હું નદીમા ઘોડો ચલાવીને સામે પાર ગયો. ત્યાં થોડુંક આગળ ચાલી હું એક ઝાડ તળે ઘોડો થોભાવી કવાંગમૂનની વાટ જોતો બેઠો. આ સ્થળેથી મને દક્ષિણ દિશામા હિમાચળ પર્વતનાં બરફથી આચ્છાદિત શ્વેત શિખરો સ્પષ્ટ દેખાતાં હતાં.

દશેક મિનિટ થઈ ન હશે એટલામાં દૂર એક ડુંગરાપરના રસ્તેથી એક ઉંટ ચાલી આવતું દેખાયું. તે થોડુંક પાસે આવ્યુ એટલે તેના ઉપર બેઠેલા માણસને મે, પેલી નિશાનીઓને આધારે, કવાંગમૂન તરીકે ઓળખ્યો.

તે મારી પાસે આવ્યો અને ઉંટને બેસાડી નીચે ઉતર્યો. મે તેને પ્રણામ કર્યા અને પૂછયું—

"જ્ઞાનાશ્રમના મહંતશ્રીના દૂત તમેજ છો કે ?"

"તમે કોણ છો ?" તેણે મારા પ્રત્યે અવિશ્વાસની દૃષ્ટિથી જોતાં પૂછયુ.

"હું લામાસરાઇથી આવું છું. ત્યાંના મહંતશ્રીએ મને કહ્યું હતું કે કવાગમૂન નામનો માણસ તને સાંગીનદીને પેલે પાર ઉંટ પર બેસીને આવતો મળશે. તેજ પ્રમાણે તમે મળ્યા છો, તેથી તમારૂજ નામ કવાંગમૂન હોવું જોઇએ એમ મને લાગે છે."

"મારૂંજ નામ કવાંગમૂન." તેણે ટુંકો ને ટચ ખૂલાસો કર્યો, અને પૂછયુ–"લામાસરાઇના મહંતે તમને કાંઈ ચિઠ્ઠી આપી છે કે ?"

"હા. મખ્ખુગી મહારાજે આ પત્ર આપ્યો છે. તે જ્ઞાનમઠમાં મોટા ગુરૂજીને પહોંચાડવાનો છે." એમ કહી મેં પ્રતાપ-

રાયે મખ્ખુંગી મહારાજની સહીથી ચીતરી કાઢેલો બનાવટી પત્ર તેના હાથમાં મૂકયો. એ પત્રમા "આપની સૂચના પ્રમાણે હોંકાઉના મહંત થોડાજ વખતમાં પોતાના શિષ્ય સાથે આપના તરફ આવી પહોંચશે" એવી ખબર લખેલી હતી

કવાંગમૂને તો વારૂ કહીને તે પત્ર ખીસામા મૂકયો, અને ચલમ સળગાવી એક પથરા પર ફુંકવા બેઠો. મેં કહ્યું.

"કવાંગમૂનભાઇ, આમ તમે કયાં સુધી બેસી રહેશો ?"

"દર અજવાડીએ મારે અહીં એક કલાક સુધી થોભવું એવો મહંતશ્રીનો હુકમ છે."

"પરંતુ આજે તે હુકમ તોડવા જેવો પ્રસંગ છે." મે તેને સમજાવવા માંડયું– "આ પત્રમાં ઘણાજ અગત્યના અને ઉતાવળે પહોચાડવાના સમાચાર છે. એ સમાચાર ગુપ્ત રાખવાના છે એમ મને મખ્ખુંગી મહારાજે તાકીદ આપી છે, છતાં તમે વિશ્વાસુ માણસ છો એટલે તમને કહેવામાં હરકત નથી." એમ કહી મેં તેને જરા ફુલાવ્યો અને તે બનાવટી કાગળની હકીકત કહી સંભળાવી. પછી ઉમેર્યું:–"તમે સમજો છો કે જ્ઞાનમઠમાં ત્રીજા મહંત તરીકે નિમાયલા હોંકાઉના ગુરૂજી પ્રથમ વાર આ આશ્રમમાં આવે ત્યારે તેમનું યથાયોગ્ય આદરાતિથ્ય થવું જોઈએ. તેની તૈયારી કરવા માટે તમારે સત્વર પાછા ફરવું જોઇએ. આજે તમારા વતી હું જ અહીં એક કલાક બેસીશ અને કોઇ આવી પહોંચે તેને જવાબ દઈશ. મખ્ખુંગી મહારાજે પણ મને ખાસ ભલામણ કરી છે કે કવાંગમૂનદ્વારા મારે જેમ બને તેમ જલદી આ ખબર જ્ઞાનમઠમાં પહોચાડવી અને તેને ખાતર બક્ષિસ આપવાની જરૂર પડે તો આ સો રૂપીઆ પણ આપવા. કોઈ પણ રીતે હોંકાઉના મહાપુરૂષનું સ્વાગત જ્ઞાનમઠમાં અત્યંત ઠાઠમાઠથી થવું જોઇએ."

એમ બોલતાં મે તેના હાથમા સો રૂપીઆની એક નોટ સેરવી દીધી. આમ કરવામાં મારો ઉદ્દેશ તેને જેમ બને તેમ જલદી પાછો કહાડવાનો હતો. સવાનવ વાગ્યા હતા અને ભોગજોગે પેલા મઠમાના મ્હેમાનો વહેલા જાગી ઉઠીને આ તરફ આવી પહોચે તો તેમનો મેળાપ કવાંગમૂન સાથે ન થાય એવી મતલબથી આ બધી ખટપટ કરી હતી.

કવાંગમૂન ગમે તેવો પણ જ્ઞાનમઠનો નોકરજ હતો. સો રૂપીઆની નોટ દેખી તે પાણી પાણી થઇ ગયો અને મખ્ખુંગી મહારાજ (!) ની ઇચ્છા પરિપૂર્ણ કરવાને તરતજ તૈયાર થઇ ગયો. ઉંટ ઉપર બેસીને તેણે મને એ જગા પર એક કલાક થોભવા વિનતિ કરી મેં તે માન્ય રાખી એટલે તેણે ઉંટને પૂરપાટ દોડાવી મૂકયું.



# પ્રકરણ પર મું.

## સંતસેવાની ભગવા!

તે ગયો એટલે મેં આનંદના ઉંડા શ્વાસ ખેંચી નદી તરફ પાછા ફરવા માંડયું. થોડુક ચાલ્યો એટલે પેલે પાર ઉભા રહેલા પ્રતાપરાય નજરે પડયા. તેને મેં ઈશારતથી મારૂં કામ પૂર્ણ સફળ થયું એમ સમજાવ્યું. તરતજ તેઓ ઝાડીમાંથી બહાર નીકળી નદી ઓળંગી મારી પાસે આવ્યા. તેમની સાથે અમારા સામાનનો ઘોડો હતો.

અમે બંને આ પાર એક ડુંગરની ખીણમાં જઇ ભરાયા. પ્રતાપરાયે કહ્યુ—"બાકીનું કામ આપણો નોકર પૂરૂં કરશે. મેં તેને ક્વાંગમૂનનો વેશ ધારણ કરાવી બધું શીખવી મૂકયું છે. પેલા ત્રણ જણા આવશે એટલે તેમને એ ક્વાંગમૂન તરીકે મળશે. ઉંટ પર બેસવાને બદલે ઘોડા પર કેમ આવ્યો એવી શકા તેઓ કદાચ કરે તો ઉંટનો પગ ભાંગી ગયો છે એમ કહી તેમને પટાવી કાઢવાનુ શીખવ્યું છે. તે ત્રણ જણા જે કાંઇ કહે તે સાભળી લેવું અને તેમને બધી રીતે સંતોષી વિદાય કરવા એમ મેં તેને કહ્યું છે."

અમે તે ખીણમાં પોણો કલાક સુધી ભરાઈ બેઠા. વચમાં વચમાં એક પથરા પછાડીથી ડોકીયુ કરીને અમે નદીને પેલે પાર જોતા. બરાબર એક કલાકે પેલા ત્રણ મ્હેમાનો આવી પહોંચ્યા, અને ઘોડા પર બેઠેલા અમારા નોકર સાથે વાતચિત કરવા લાગ્યા. વીશેક મિનિટ વાતો થયા પછી અમે તેમને પાછા જતા જોયા. તેઓ અદ્રશ્ય થયા એટલે અમારો નોકર અમને આવી મળ્યો. અને પોતે કેવી સીફતથી વાતચિત કરીને તે ત્રણ જણાને પાછા કાઢયા હતા તે બધું કહી સંભળાવ્યું.

પ્રતાપરાયે તેને અત્યંત શાબાશી આપી આ કાય પરિપૂર્ણ કર્યા બદલ બક્ષિસ તરીકે તેને પચાસ રૂપીઆ આપ્યા. આજદિન સુધીની તેની નોકરીનો બધો હિસાબ કરી તેને પૈસા ચૂકવી આપ્યા. અને પાછા ફરવાનું કહ્યું.

પરતુ તેણે ડોકું ધુણાવ્યું.

"ના મહારાજ, હવે તો મને આપની સાથેજ આવવા દો. મારી ખાત્રી છે કે આપ કોઇ મહાન પુણ્યાત્મા છો અને કાંઇ અલોકિક સિદ્ધતા પ્રાપ્ત કરવા માટે અરણ્ય પ્રદેશમા જાઓ છો તો મને પણ આપની સેવા માટે સાથેજ રાખો."

પ્રતાપરાયે તેને સમજાવીને કહ્યું:—

"ભલા માણસ અમે અલૌકિક સિદ્ધતા પ્રાપ્ત કરવા જઇએ છીએ એ ખરૂં; પરતુ તેને માટે અમારે ઘણાજ ભયાનક પ્રદેશમાં જવાનુ છે. હવે આગળ કાંઈ અરણ્ય આવવાનું નથી; પરંતુ કકડતી ઠંડીવાળો મુલક આવશે, જ્યાં રાત પડતાં તારાં બધાં ગાત્ર ઠરી જશે. કદાચ એમ પણ બને કે આપણે ત્રણે જણાં હિમને લીધે ગળી જઇએ. ન કરે નારાયણ, તેવું કાંઇ થયું તો તારાં બૈરી છોકરાં રખડી જશે. તેમને ખબર આપવા જનાર પણ કોઇ રહેશે નહિ."

"મહારાજ, બૈરી છોકરાંને તો ક્યારનાં ભગવાને ઉપાડી લીધાં છે. દુનિયામાં એકલો અટુલો હું દુ:ખેપાપે દહાડા કાઢું છું તો ભલેને આપની સેવામાં મારો

દેહ પડે. મારી પાછળ કોઈ રડનાર નથી."

તે બોલતો હતો તેમાં તેના શબ્દો જેટલી શુદ્ધતા ન હતી એમ મને લાગ્યું. માત્ર સંતસેવાને ખાતર મરી ફીટે એવા મનુષ્યો જગતમાં થોડાજ હશે. પણ અહીં તો તે ઉપરાંત હમણાં મળ્યું તેવું ઇનામ પ્રાપ્ત કરવાની લાલસા પણ હતી. પ્રતાપરાય પાસે પુષ્કળ પૈસા છે એમ તેણે જોયુ હતું અને તેમાંના થોડા ઘણા પોતાને મળશે એવી આશા, પ્રતાપરાયની અત્યંત ઉદારતાને લીધે, તેના હૃદયમા ઉપજેલીજ હોવી જોઇએ, એમ મને ખાત્રી હતી.

પ્રતાપરાયે તેને ઘણો સમજાવ્યો, પરંતુ તેણે પોતાની આગ્રહભરી વિનતિ ચાલુ રાખી. એટલે આખરે પ્રતાપરાયે તેને પોતાની સાથે આવવાની છૂટ આપી.

તેજ જગાએ અમે નાસ્તાનું પોટલું છોડી 'એન્જીનમાં કોયલા' નાખી લીધા. પાસેના ઝરામાથી પાણી પી તાજા થયા. પાછી મુસાફરી શરૂ કરી ત્યારે અગીઆર વાગ્યા હશે.

થોડેક દૂર ગયા એટલે પ્રતાપરાયે મને પૂછયું–"હવે આશ્રમ કેટલો દૂર હશે? તમે શું ધારો છો?"

"હું ધારૂ છું કે પાંચ સાત માઇલ દૂર હશે." મે જવાબ દીધો.

પ્રતાપરાય હસ્યા.

"કેમ?" મેં પૂછયું.

"તમારી ધારણા બીલકુલ ખોટી છે."

"ત્યારે કેટલા માઇલ હશે?"

"ઓછામાં ઓછા સાઠ માઇલ."

"હેં?"

"હા. જૂઓ. ક્વાંગમૂન તમને નવ વાગે સાંગી નદી પર મળ્યો. તે ઉંટની ઉપર બેસીને આવ્યો હતો. આશ્રમમાંથી તે પાંચ વાગતે નીકળ્યો હોવો જોઇએ. હવે ઉંટનો વેગ કલાકના ઓછામાં ઓછા પંદર માઇલ ગણીએ તોયે સાઠ માઇલ થયા."

"પણ તે સવારે પાંચ વાગે નીકળ્યો હશે એમ શા પરથી જાણ્યું?"

"બીજી રીતે પણ ટાળો મળી રહે છે. લામાસરાઇથી નીકળ્યા ત્યારે મેં તમને આપણો રસ્તો અઢીસોએક માઇલનો છે એમ મેં કહ્યું હતું. સાત દિવસમાં આપણે એકસો પંચ્યાશી માઇલ કાપ્યા છે."

"ત્યારે હજુ ૬૦–૬૫ માઇલ રહ્યા." મેં કહ્યું.

"એ સાઠ માઇલમાં આપણને એક પણ ધર્મશાળા રાડ કે ગામડું મળવાનાં નથી."

"તે તો સૌથી સારૂં. આપણાં બધાં વિઘ્નો ધર્મશાળા અને મઠોમાંજ આવી પડયાં છે."

"તે ખરૂં, પણ કુદરતનાં વિઘ્નો એથીયે કપરાં થઇ પડશે એ ખાત્રીથી માનજો."

"કેમ?"

"આપણે કકડતી ઠડીમાં ઝાડ નીચે અથવા પહાડની બખોલમાં મુકામ કરવો પડશે. તથા ધોળા રીંછ અને વરૂ સાથે બાથ ભીડવી પડશે."

"એ કામ કાંઇ ખાસ અઘરૂં નથી." મેં જવાબ આપ્યો.

"એ કામ કાંઇ તમે ધારો છો તેટલું સહેલું નથી." પ્રતાપરાયે હસીને કહ્યું–"છતાં કાંઈ ફીકર નહિ. **હિંમતે મર્દા તો મદદે ખુદા.**"

# પ્રકરણ ૫૩ મું.

## આફતનો આરંભ-ઘોડું પડ્યું !

એ પ્રમાણે અમે દોઢ બે કલાક મુસાફરી કરી. તે દરમ્યાન કાપેલો બધો રસ્તો ચઢાવનો હતો. અત્યારે અમે સમુદ્રની સપાટીથી બે હજાર ફીટ ઉંચે હતા.

આટલી ઉંચાઇ પર ટાઢ કેટલી હોય તે તો જેને અનુભવ હોય તેજ જાણે. ઘણોજ ઠંડો પવન ફુંકાતો હતો. અમે અમારા સામાનમાંથી કાઢીને અમારા ભગવાં કોટ, ઓવરકોટ બધું ચઢાવી લીધું. કેટલાક કપડાં તે નોકરને પણ પહેરવા આપ્યા. છતાં અમારાં શરીર ટાઢથી ઠુઠવાતાં હતાં.

અમારા ઘોડાઓની પણ એજ સ્થિતિ હતી. ઠંડીને લીધે તેમના પગ એક બીજા સાથે અથડાતા હતા. આખો દિવસ ચઢાવ ચઢીને તેઓ ખૂબ થાકી ગયા હતા. અને અત્યારે તે ભાગ્યેજ કલાકના ચાર પાંચ માઇલની ઝડપથી ચાલતા હશે. તેમાંયે વળી રસ્તો ઘણોજ વાંકો ચૂકો આવતો હતો, એટલે અમુક ખડક આગળ આપણે હમણાંજ પાંચ મિનિટમાં પહોંચી જઇશું એમ જ્યારે લાગતું ત્યારે પણ ત્યાં પહોંચતાં અમને પોણો પોણો કલાક થતો.

ધીમે ધીમે ઠંડી વધવા લાગી. અમારા બધાયના રૂંવાડા ઉભા થઇ જતા હતા. રસ્તામા ખાડા ટેકરા પુષ્કળ આવતા. કેટલીકવાર નાના મોટા પથરાઓ વચ્ચે પડેલા હોય, તેમાંના એકાદની ઠોકર ઘોડાને વાગતી એટલે ઘોડો પાંચ મિનિટ ઉભોજ રહી જતો. કકડતી ટાઢમાં જરાક પણ વાગે તોયે કેટલું બધું દુઃખ થાય ! એ સમજવા છતાં અમારે ઘોડાને એડ મારી મારીને ચલાવવાજ પડતા.

પ્રતાપરાય તરફ જોઈ મેં કહ્યું–"ડાકટર સાહેબ, અત્યારે આટલી ઠંડી પડે છે તો રાત્રે શું થશે ?"

તેમણે કાંઈ જવાબ આપ્યો નહિ. મને લાગ્યું કે આટલી ઠંડીની એમણે આશા રાખેલી ન હોવી જોઇએ. થોડે દૂર ગયા અને મેં પાછળ ફરી જોયું, તો અમારા નોકરનો સામાનવાળો ઘોડો અમારાથી ઘણે દૂર પડી ગયો હતો. ઘણું ખરૂં પચાસ–સાઠ વારને અંતરે તે ચાલતો પણ અત્યારે લગભગ પોણા ફર્લાંગ જેટલું અંતર અમારી વચ્ચે પડી ગયું હતું.

મેં ઘાંટો પાડી પૂછ્યું–" કેમ ચાંગપૂ, શું થયુ ?"

તે બુઢ્ઢા નોકરે હાથની ઈશારત કરી જવાબ આપ્યોઃ–

" મહારાજ, ઘોડાથી ચલાતું નથી."

અમે અમારા ઘોડાને ઉભા રાખ્યા. દશેક મિનિટે સામાનવાળો ઘોડો અમે ઉભા હતા ત્યાં આવી પહોંચ્યો. ખચકાતો ખચકાતો અને પાછળથી ડીપું પડે ત્યા રેજ તે ચાલતો હતો. પ્રતાપરાયેનોકરને પૂછ્યું–

" ચાગપૂ, એને શું થયુ છે ?"

" મહારાજ, અડધોક માઇલ પર એને સજ્જડ ઠોકર વાગી હતી. અને હિમને લીધે એના પગ અકડાઇ ગયા છે."

પ્રતાપરાય નીચે ઉતર્યા. તે ઘોડાના પગ એક પછી એક પકડીને જોરથી વાળ્યા. ઘુંટણ અને જાંગના ભાગો પર માલિસ કરાવ્યું. તેના ઉપરનો કેટલોક

સામાન ઓછો કરી અમારા ઘોડાઓ ઉપર થોડો થોડો લઇ લીધો. અને પાછું પ્રયાણ શરૂ કર્યું.

પરંતુ દૈવે આજે કાંઇ જુદુજ ધાર્યું હતુ. થોડેક ગયા એટલામાં પશ્ચિમ દિશામાં કાળાં વાદળાં ઘેરાવા લાગ્યાં. આટલી ઉંચાઇ પરથી અમને તે વાદળાં જાણે અમારાથી અડધોક માઇલજ દૂર હોય એમ લાગતું હતુ. ધીમે ધીમે અંધકાર વધવા લાગ્યો. ચારે બાજુથી જાણે મોટું ભયાનક વાવાઝોડુ થવાનુ હોય તેવા જોસથી પવન ધસી આવવા લાગ્યો. વૃક્ષો અને વેલીઓ ડોલાયમાન થવા લાગ્યાં; મોટી મોટી ડાળીઓ પણ જાણે હમણાંજ તૂટી પડશે એમ લાગતું હતું.

અમારી નજર ઘણે દૂર સુધી પહોંચતી નહતી. ચારે તરફથી વાદળાં અમારી આસપાસ ઘેરાયાં હતાં. શરીરને ભેજ ઘણોજ લાગતો હતો. એક મોટાં વાદળની અંદર અમે કેદ પકડાયાં હતાં એમ મને લાગ્યું. એ વાદળમાં જે તીવ્ર શીતળતા હતી તેનો ખ્યાલ, ગમે તેવા શબ્દોમાં વર્ણવુ તોપણ સપાટ જમીન પર વસનારા મારા વાચકોને નહિજ આવી શકે. મારે આખે શરીરે જાણે શીત વ્યાપી ગયાં હોય એમ મને લાગતું હતું.

થોડીવારે મેં પ્રતાપરાયને કહ્યું–"મને લાગે છે કે આવી સ્થિતિમાં આપણાથી આગી મુસાફરી થવાની નથી."

"માર્ગમાં કોઇ ગુફા કે બખોલ આવે તેની હું શોધમાંજ છું. અડધા કલાકમાં ધોધમાર બરફ વરસશે."

આ ઉત્તરથી મને ખાત્રી થઇ કે જે વિચાર મારા મગજમાં ઘોળાતા હતા તેવાજ વિચારો પ્રતાપરાયના મગજમાં પણ તેજ વખતે સ્ફુરતા હતા. આજે મારૂં ડાબું નેત્ર બે વાર ફરક્યું. હું જોકે બુઢ્ઢાઓના વહેમને માનતો નહતો છતાં કોણ જાણે કેમ મને કોઇ અગમ્ય, ન સમજાય એવી બેચેની લાગ્યા કરતી હતી. આજે કંઇક આફત આવી પડશે, આજે કાંઇક પણ અનિષ્ટ બનવાનું છે એવી ઝંખના મને ક્યારની થયાજ કરતી હતી.

પંદર વીશ મિનિટ આગળ ચાલ્યા એટલે એક બાજુ પરના પહાડમાં ઉંડી બખોલ માલમ પડી. પ્રતાપરાયે ઘોડા ઉભા રખાવ્યા. સાથેના નોકરને આજ્ઞા આપી કે તે બખોલમાં રાત રહેવાય એમ છે કે નહિ તે જોઇ આવ.

ઠુંઠવાતે શરીરે અને ધબકતે હૈયે નોકર જોવા ચાલ્યો. પાંચેક મિનિટમાં તે પાછો આવ્યો અને કહેવા લાગ્યોઃ–"મહારાજ, ગુફા ઉંડી તો ઘણી છે, પણ તેના દ્વાર આગળ વાઘનાં પગલાં પડેલાં છે."

"ત્યારે તો એ જંગલી પ્રાણીનું નિવાસ સ્થાન હોવું જોઇએ. રાત્રે ત્યાં વાઘ–વાઘણ આવતાં હશે." મેં પ્રતાપરાય સામે જોઇ કહ્યું.

"ચાલો, ત્યારે આગળ." પ્રતાપરાયે જવાબ આપ્યો.

વળી પાછું સરઘસ આગળ ચાલ્યું. અમારા રસ્તા પર ઘણે દૂર બરફનો વરસાદ શરૂ થઇ ગયો હોય એમ દેખાતું હતુ. દોઢ બે ફર્લાંગ ગયા ન હઇશું એટલામાં પાછળ આવતા નોકરે બૂમ પાડીઃ–"મહારાજ, આ તો બેસી ગયું. નથી ચાલતું."

અમે પાછું ફરી જોયું. સામાનનું ઘોડું ચાલી ન શકાવાથી રસ્તાની એક

બાજુમાં ફસડાઈ પડયું હતું. તેના ઉપર ગોઠવેલો બધો સામાન ગબડી પડયો હતો. ઘોડાના પગ આડા અવળા દબાણમાં આવી ગયા હતા; તેના ઘુંટણ અને નાક પત્થરોમાં કૂટાવાથી છોલાઇ ગયા હતા અને તેમાંથી લોહી વહેતું હતું. તેના ડોળા જાણે ઉંચે ચઢી ગયા હોય એમ લાગતું હતું.

અમે બંને તરતજ ઘોડા પરથી ઉતર્યા અને તેની પાસે ગયા. નોકરની મદદથી બધો સામાન ખસેડયો, તેના ઉપર ગોઠવેલું કાઠું છોડયું અને દબાણમાં આવી ગયેલા તેના પગો સીધા કર્યા. પ્રતાપરાયે તેના નાક પાસે હાથ ધર્યો. તે બહુજ જોરથી હાંફતો હતો પોતાની પ્રવાસ પેટીમાંથી પ્રતાપરાયે એક શીશી કાઢી. તેમાંથી દવાનાં થોડાંક ટીપા એક રૂમાલ પર છાંટી તે રૂમાલ ઘોડાના નાક પાસે ધરી રાખવાનું નોકરને–ઇશારાથી–કહ્યું. બીજી એક શીશીમાંથી જાડું તેલ કાઢી ઘોડાના લોહી ઝરતા ભાગો પર ચોપડયું.

આ વખતે અમારા ત્રણમાંથી કોઇ એક અક્ષર પણ બોલતુ ન હતું. બધું કામ મૂગામૂગા થતું હતું. બધી વાતચિત ઈશારતોથીજ થતી હતી. ત્રણેના મુખ પર ભારે ગ્લાનિનાં ચિહ્ન સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થતાં હતાં.

પરંતુ પ્રતાપરાયનાં ઔષધોની કાંઇજ અસર થઈ નહિ. ધમણ પેઠે ચાલતો તેનો શ્વાસોશ્વાસ ધીમો પડયો ખરો, પરંતુ તે ધીમો ને ધીમો જ પડતો ગયો. તેના ચારે પગ ખેંચાવા લાગ્યા. આંખોમાથી તેજ જતું રહ્યું. થોડીવારમાં તેનો શ્વાસ ઘણોજ મદ પડી ગયો. ટાટીઆ ખેંચાતા અટકી ગયા. આંખો બીડાઇ ગઇ. મ્હોંમાંથી અને નસ્કોરા વાટે ફીણફીણ નીકળી આવ્યું અને–જોતજોતામાં ગરીબ બીચારા તે ઘોડાનું શરીર પ્રાણરહિત થઇ પડયું.



## પ્રકરણ ૫૪ મું.

### —મરે નહિ તો માંદો થાય!

વાંચનાર! હું હિંમતવાન છું, સાહસિક છું, ગમે તેવી આપત્તિમાં ધૈર્ય ન ખોવાનો મારો સ્વભાવ છે. છતા હું સાચુ કહુ છું કે આ દૃશ્ય જોઇને મારૂ હૈયુ કકળી ઉઠયું. એ આખો પ્રસંગ અત્યંત કરૂણાજનક હતો કોઈ કાંઈ બોલતુ નહતું જાણે સિનેમાના ચિત્રપટ પરનાં પૂતળાં હોઇએ તેમ અમે અમારા પાઠ ભજવ્યા જતા હતા. અને તેથીજ અમારા બધાયના અંતરમાં ભારે ઉદ્વેગની લાગણી પ્રસરેલી હતી.

"હવે આ મૃત શરીરનુ આપણે શું કરીશું?" મે આખરે પ્રતાપરાય તરફ જોઈ નમ્ર સાદે પૂછયું.

"બહાદુરભાઇ, આ મૃત શરીરનું કાંઇ પણ કરવા જેટલો સમય આપણી પાસે નથી. પહેલું જૂઓ, પેલુ હિમનું ઝાપટુ કેટલી ઝડપથી આપણા તરફ આવતું

દેખાય છે!"

મેં તે દિશામાં નજર કરી. જોડેના પહાડ પર ધોધમાર બરફ વરસી રહ્યું હતું. પાંચ સાત મિનિટમાં અમે ઉભા હતા ત્યાં આવી પહોચે એમ લાગતું હતું. આવી કકડતી ઠંડીમાં બરફનો વરસાદ આવી પડે તો અમે ત્રણે જણા ત્યાંના ત્યાંજ ઠરી જઇએ એમ નકકી લાગ્યુ.

પ્રતાપરાયે કહ્યુ—"આ ઘોડા ટાઢથી કે શ્રમથી મૃત્યુ પામ્યો છે એમ તમને લાગતું હોય તો તે ભૂલ છે. આવરદાની દોરી ખૂટવાથીજ તેનો દેહાત થયો છે. જો આપણા શિર પર આ બીજી આપત્તિ ઝઝૂમતી ન હોત તો આપણે એના શબને કોઈ સારી જગ્યામાં ખાડો ખોદી દાટી દેત પરંતુ તેમ કરવાનો વખત કે સાધન આપણી પાસે નથી. આપણે અહીથી જલદી આગળ જઇને કોઇ ગુફા કે બખોલ શોધી કહાડવી જોઇએ. તેમ નહિ કરીશું તો ભારે મુશીબતમાં આવી પડીશું."

મેં બીલકુલ જવાબ આપ્યો નહિ. ભોંય પર પડેલા સામાનમાંથી થોડો લઇ મારા ઘોડા પર ગોઠવ્યો. થોડો પ્રતાપરાયે પોતાના ઘોડા પર લીધો અને બાકીનો તે નોકરે ખભા પર ઉંચક્યો. અને અમે જેમ બને તેમ ઉતાવળે આગળ ચાલવા માંડ્યું.

સદ્દભાગ્યે અમે અડધો પોણો ફર્લાંગ ચાલ્યા એટલામાંજ રસ્તાની પાસેના બે ખડકો વચ્ચે આવેલી એક બખોલ નજરે પડી અમે ઘોડાઓને ત્યાં દોરવી ગયા. પાસે જઇને જોતાં માલમ પડ્યું કે ત્રણ માણસો અને એક પ્રાણીનો માંડમાંડ તેમાં સમાવેશ થઇ શકે એમ છે.

ઘોડા પરથી સામાન ઉતારી અમે બખોલની બહાર ગોઠવ્યો. આસપાસથી ડાખળા, છોડીઆં, ઘાસના તણખલા અને એવું એવું ક્ષુદ્ર બળતણ વિણી લાવી ગુફાની અંદર ઢગલો કર્યો ગુફામા કોઈ જીવજંતુ ભરાઇ રહેલાં હોય તે નાસી જાય, એવા ઉદ્દેશે અમે તેમા તાપણું કરવા માડ્યું, પરંતુ હવાના ભેજ તેમજ વાદળાંના સ્પર્શથી ભીનાં થઇ ગયેલાં તે સળગે કેમ? અંતે પ્રતાપરાયે એક ઉપાય શોધી કહાડ્યો. પોતાની ટ્રંકમાંથી એક પુસ્તક કાઢી તેને ફાડી પાના છૂટા કર્યા અને પ્રથમ તે સળગાવ્યાં. કાગળના તાપથી લાકડાં છોડીઆનો ભેજ ઉડી ગયો એટલે ધીમેધીમે તે પણ સળગ્યાં.

પુસ્તકનાં પાનાં બળતાં હતાં તે વખતે પ્રતાપરાય મારા પ્રત્યે જોઇ બોલ્યા—"બહાદુરભાઈ, ચાર વર્ષ ઉપર આ પુસ્તકને માટે મે સાડા અગીઆરસો રૂપીઆ ખરચ્યા હતા!"

"અને તે છતાં તમે તેને બાળી નાંખ્યું?" મેં આશ્ચર્યચકિત થઇ પૂછ્યું:—"આવું અમૂલ્ય......."

મને આગળ બોલતો અટકાવી પ્રતાપરાયે કહ્યું—"એ અમૂલ્ય પૂસ્તક કરતાં આપણાં જીવન વધારે અમૂલ્ય છે. અત્યારે મેં તેને બાળ્યું નહોત તો સવાર સુધીમાં આપણે ઠરીને ખલાસ થઇ ગયા હોત!" જરા અચકીને તે બોલ્યા—"આટલી બધી ટાઢની મેં આશા રાખી નહતી."

પછી અમે તે ગુફામાં જગ્યા સાફ કરી સૂતા. એક ઘોડાને અંદર લીધો અને તેના શરીરને અઢેલીને અમે બંને સૂતા, જેથી ઘોડાના શરીરની ગરમીથી અમને હુંફ મળે. ગુફાના મ્હોં આગળ અમારા

નોકરને સૂવાડયો અને તેની પાસેજ આખી રાત બળ્યા કરે એટલાં લાકડાં વિણી લાવીને તાપણું કર્યું. બીજા ઘોડાને ગુફામાં વિશેષ જગા ન હોવાથી અમારે બહારજ રહેવા દેવો પડયો.

એ વખતે બરફનો વરસાદ ચાલૂ થઈ ગયો હતો. બારણે તાપણું હોવા છતાં, અને ત્રણ ત્રણ ડગલા પહેરેલા હોવા છતાં અમારાં શરીર કોઈ કોઈવાર થરથર ધ્રુજી ઉઠતાં હતાં. ઘણાં વરસનો વિરહી પોતાની પ્રિયાને જે ઉમળકાથી–જે આવેગથી –ભેટી પડે, તેના કરતાં ચાર ગણા આવેગથી અમે તે ઘોડાના શરીરને બાઝી રહ્યા હતા

અતસ્વેતાની ધગશવાળા અમારા નોકરને ગુફાના બારણાં આગળ કેવો અનુભવ થયો હશે તે તો તેનું હૃદય જાણે. અમે પણ જો આખા દિવસના શ્રમથી થાકીને લોથપોથ થઇ ગયા ન હોત તો તે રાત્રે ભાગ્યેજ પળવાર પણ આંખો મળતે. જેટલો વખત અમે ઉંઘ્યા અને જેટલો વખત જાગ્યા તે દરમ્યાન અમારી સ્થિતિનું તાદૃશ વર્ણન કરવાને ભાષામાં શબ્દોજ નથી એમ કહું તો જરાયે અતિશયોક્તિ ન માનવી.

\+ \+ \+ \+

સવારે દિવસ ઘણો ચઢયો, ત્યારેજ અમે જાગ્રત થઈને ગુફાની બહાર આવ્યા. જોઇએ છીએ તો બહાર સખેલા ઘોડાનું પ્રાણહીન શરીર જમીન પર લાંબું થઇને પડયુ હતું તેના ઉપર બરફનો મોટો ઢગલો થઇ ગયો હતો. મૃત્યુ વખતે તેની આંખો બહાર નીકળી પડી હતી. જીભ પણ લબડી પડી હતી તેથી દેખાવ ઘણોજ ભયકર લાગતો હતો.

મને તે ઘોડા પ્રત્યે જોતો જોઇને પ્રતાપરાયે કહ્યું–"ઘોડાની ઉત્તરક્રિયા કરવા રહ્યા હોત તો આપણી પણ આવીજ દશા થાત, હોં!"

એ શબ્દો સાંભળીને મને કંપારી છૂટી. હવેજ મને સમજાયું કે શા પ્રતાપરાયે સાડી અગીઆરસો રૂપીઆની કીંમતનું પુસ્તક કેમ સળગાવી મૂક્યું ?

અમે ઉઠયા ત્યારે ચાંગપુ આસપાસથી લાકડાં વિણી લાવવાને બહાર ગયે હતો. તેણે આવીને પ્રતાપરાય સામે હાથ જોડયા, અને બોલ્યો–

"મહારાજ, હવે આગળ આવવાની મારી હિંમત થતી નથી. મને મુક્ત કરે તો મોટી કૃપા."

હું ચમકયો. આફત પર આફત આવતી જતી હતી. આટલો એક નોકર પણ ચાલ્યો જાય તો બધો સામાન અમારે ઉપાડયા વગર છુટકો નહતો, કારણ કે તે પોતાનો બાકી રહેલો ઘોડો પણ સાથે લઇ જવા માંગતો હતો.

પરંતુ પ્રતાપરાયે તે નોકરને મુક્ત કરવામાં જરાયે આનાકાની બતાવી નહિ. કહ્યું–"ગાંડા! હું તો તને કયારને વિદાય થઇ જવાનું કહેતો હતો. પરંતુ તું હાથે કરીને અહીં સુધી આવ્યો. હવે તને સમજ પડી હશે કે સાધુઓની સાથે જવું કાંઈ સહેલું નથી."

"હા, બાપજી મારી ભૂલ થઇ. આપની તપશ્ચર્યા બહુ ભારી છે" એ કહીને તે 'મોટા સાથે નાનો જાય, મરે નહિ તો માંદો થાય' એવી મતલબની ચીનાઈ કહેવત બોલ્યો. બોલ્યો નહિ, પણ બબડયો; અને ગાલમાં તમાચા માર ગઇ રાતની ઠંડીથી તે હબકી ગયો હતો.

પ્રતાપરાયે તેની નોકરીનો હિસાબ ગણીને પૈસા ચૂકવી આપ્યા. આગળ કબૂલેલા ઈનામના પચાસ રૂપીઆ પણ આપી દીધા. તે લઈને બાકી રહેલા પોતાના ઘોડા પર બેસીને તે ચાલતો થયો. ત્યાર-પછી તે જીવતો સુખરૂપ ઘેર પહોંચ્યો કે રસ્તો ચુકવાથી બરફમાંજ અટવાઇ મૂઓ તે તો પ્રભુને માલમ!

---

## પ્રકરણ ૫૫ મું.

### પૈસા એટલે કાંકરા!

તે થોડે દૂર ગયો એટલે મેં પ્રતાપ-રાયને કહ્યું–"ડાકટર સાહેબ, તમે તો કેવાક ભલા માણસ છો? એને ઘોડે ... લઇ જવા દીધો, ને હવે આટલો બધો સામાન આપણે કેવી રીતે ઉપાડીને લઇ જઈશું?"

"બહાદુરભાઇ, આપણે સામાન કરતાં આપણી પોતાની ચિંતાજ વિશેષ કરવી જોઇએ."

"તે ખરૂ. પરંતુ સામાન ... સાથે હોવો તો જોઇશેજ ને?"

"ના. છો પડ્યો સામાન, જ્યાંનો ત્યાં."

"એટલે?"

મારા પ્રશ્નનો તેમણે ઉત્તર ન આપ્યો. પરંતુ બધા સામાનની ટ્રંકો, પો... વગેરે છોડી તેમાંથી અમુક અમુક વસ્તુ... ચૂંટી કાઢી. તેની તેમણે બે પોટલીઓ બાંધી. એકમાં કેટલાંક અમૂલ્ય પુસ્તકો અને નકશા, અને બીજીમાં બધું ખાવાનું. પુસ્ત-કોની પોટલી ખાંધે ભેરવી કહ્યુ–

"લ્યો બહાદુરભાઇ, આ ખાવાનાની પોટલી તમે ઉપાડી લ્યો, એટલે આપણે આગળ ચાલીએ."

"અને આ બાકીનો સામાન?"

"તેની આપણને જરૂર નથી."

"પણ આ કોથળીમાં તો પૈસા છે –પૈસા–રૂપીઆ! તે કેમ રહેવા દીધા?" મેં તે સામાનમાંથી દશ શેર વજનની એક નાણા કોથળી કાઢી બતાવતા કહ્યું.

"એ પૈસા આપણને કાંઈ કામ લાગે એમ નથી." પ્રતાપરાયે કહ્યુ–"બહાદુર-ભાઇ, આ નિર્જન અરણ્ય સરખા પર્વત પ્રદેશમા દ્રવ્ય અને ખડકની કીંમત એક સરખીજ છે. પૈસા એટલે માનવ સમા-જમાં કોઇ પણ વ્યવહાર પરિપૂર્ણ કરનારા આડતીઓ અથવા એજન્ટ. પરંતુ એ એજન્ટનું આ પહાડોનાં શિખરો પર કાંઇજ ચલણ નથી. આપણે ફરી પાછા માનવી સમાજમાં આવીશુ ત્યારે જોઇ લઇશું. અત્યારે તો એ કોથળીમાં દશ શેર સિક્કાને બદલે દશ શેર કાંકરા ભર્યા છે એમ સમજીને તેને ફેંકીજ દો. નાહક વધારે બોજો લેવાથી શું લાભ છે?"

પ્રતાપરાયના આ શબ્દો પ્રથમ તો મને અત્યંત વિચિત્ર લાગ્યા, પરંતુ થોડો વિચાર કરતાં મને તેમાંનું તાત્પર્ય સમજાયું. છતાં તે કોથળી આખી નાંખી દેવાનો મારો જીવ ચાલ્યો નહિ. તે કોથળીમાં કેટલીક સુવર્ણમહોરનું એક પડીકું હતું, તે મેં કાઢી લીધુ ને મારા ખીસ્સના અંદરના ગજવામાં સેરવી દીધું. બાકીના સિક્કાને ખરેખરા કાંકરા સમજી

મેં ફેંકી દીધા. પ્રતાપરાય તો મેં સોનામહોરો સંઘરી લીધી તે જોઇને પણ ખડખડ હસ્યા. પરંતુ મેં તેમની દરકાર ન કરી.

પોતપોતાનું ઓચકું ખાધે મારી અમે આગળ ચાલવા માંડયું. પ્રભુકૃપાથી તે દિવસે આકાશ આખો દિવસ બીલકુલ સ્વચ્છ રહ્યું. ઠંડી પણ કંઇક ઓછી થઇ હતી. બપોરે બારેક વાગે થોડાં વાદળાં ચઢયાં અને બરફ વરસે એવો દેખાવ થયો ખરો; પરંતુ તે પાંચેક મિનિટજ રહ્યો. અને દૈવયોગે અમે ગઇ કાલની મુશીબતોમાં સપડાતા બચી ગયા.

તે આખો દિવસ અમે ચાલચાલ કર્યું. બે વાગે એક ખાખરના ઝાડ નીચે ભાથું અને થાક ખાવા માટે એક કલાક બેઠા તેજ માફ. બાકીનો બધો વખત અમે પ્રવાસમાંજ ગાળ્યો. રાત્રે જે બરફ પડયું હતું તે હજુ પૂરેપૂરૂં ઓગળ્યું ન હતું. એટલે તેના ઢગલાને લાતેલાતે રૂની પેઠે ઉડાવતો હું ચાલતો હતો. પ્રતાપરાય પણ કોઈકોઇ વખત એ રમતનો આસ્વાદ લેતા હતા. જાણે કોઇ દિવસ ખૂટવાનોજ ન હોય એવા લાંબા, કંટાળાભરેલા આ પ્રવાસમાં આવી રમતો ન કરી હોત તો તેના વિચાર માત્રથીજ અમે સજ્જડ થઇ ગયા હોત એમ અત્યારે મને લાગે છે.

સાંજ પડી એટલે એક પહાડની બખોલ શોધીને અમે મુકામ કર્યો. આસપાસથી લાકડાં ડાખળાં વણી લાવીને તાપણું કર્યું. આખા દિવસના થાકથી ઠકડીને ભૂખ લાગી હતી. તેથી ભાથાની પોટલી છોડી શિરામણ કર્યું અને પાસેજ વહેતા એક ઝરામાંથી પાણી લાવી તૃષાને તૃપ્ત કરી. પછી બંને જણા તાપવા બેઠા. તાપતાં તાપતાં મેં પ્રતાપરાયને પૂછયું—

"આજે આપણે કેટલા માઇલ કાપ્યા હશે ?"

"સોળ." પ્રતાપરાયે બીલકુલ વિચાર કરવાનો સમય ન લેતાં ચટ લઇને જવાબ આપ્યો:—

"હજુ આપણે બીજા ચાળીસ માઈલ કાપવાના છે."

હું એ સાંભળીને સુમસામ બેસી રહ્યો. મારા મુખ ઉપર એક પ્રકારની ઉંડી નિરાશાનાં ચિહ્ન છવાઇ ગયાં હતાં. ગઈ કાલની એક શંકા મારા હૃદયમા ઉઠયા કરતી હતી. અમે જ્ઞાનમઠની દિશા ચૂકીને કોઇ બીજીજ દિશા તરફ તો નહોતા જતા ? અત્યારે આટલું બધું ચાલીને થાકી જવાથી એ શંકા મારા અંતરમાં જોરથી ઉછાળા મારી રહી હતી. પ્રતાપરાય મારા મુખ પરથી મારી ચિંતા કળી ગયા

"બહાદુરભાઈ, તમે કેમ આટલા બધા ઉદાસીન જણાઓ છો ? તમારા હૃદયમાં કોઇક ભારે ચિંતા ઘોળાયા કરે છે એમાં કાંઇ શક નથી."

મેં એ આક્ષેપ કંઇક રકઝકને અંતે કબૂલ કર્યો અને નમ્રતાપૂર્વક કહ્યું—

"ડાકટર સાહેબ, ગઇ કાલનું મને એમજ લાગ્યા કરે છે કે આપણે એ બ્રહ્મજ્ઞાનમઠની દિશામાં જવાને બદલે કોઇ બીજીજ દિશામાં પ્રયાણ કરીએ છીએ !"

મારી શંકા સાંભળીને પ્રતાપરાયે હથેલી પર મુક્કી ઠોકીને મક્કમપણે જવાબ આપ્યો:—"ના. ના ના ના. બહાદુરભાઇ, એવું કાંઇ છેજ નહિ. તમારે એવી શંકા લાવવાનું જરાયે કારણ નથી. આપણે અચૂક બ્રહ્મજ્ઞાનમઠની દિશામાંજ

જઈએ છીએ. જો તમને જરા પણ વહેમ હોય તો લ્યોને, હમણાંજ હું તમારી ખાત્રી કરી આપું."

એમ કહી તેમણે પોતાની પાસેની પુસ્તકો, નકશા વગેરેની પોટલી છોડી. અને તેમાંથી ત્રણચાર લાલ અને ભૂરી શાહીથી દોરેલા નકશાઓ કાઢ્યા. તે બધાને જમીન પર ખુલ્લા કરીને પાથર્યા; અને પોતાના કોટના અંદરના ખીસામાંથી એક નાની પોકેટબુક કાઢી. તે પોકેટબુકને માત્ર દશ પંદર જ પાનાં હતાં અને તેમાં આકાશના નક્ષત્રો, તારાઓ ચંદ્રો વગેરેની આકૃતિઓ અને તેમનાં સ્થાન, ગતિ વગેરેની નોંધ હતી.

પ્રતાપરાયે મારી આગળ તે ચોપડી ધરીને તથા નકશાઓમાં અમુક અમુક સ્થળો અને દિશાઓ બતાવીને અમે ખોટે રસ્તે ઉતર્યા નહોતા, પણ અચૂક ખરે રસ્તેજ પ્રયાણ કરતા હતા એવું સિદ્ધ કરી આપવા તથા મારા મગજમાં ઠસાવવા લગભગ અડધો કલાક સુધી ચીપી-ચીપીને ભાષણ કર્યું; કેટલીયે વાર તારાઓની ગતિ તથા ક્ષિતિજ પરથી તેમના ખૂણાના માપ લઇ મને સમજાવ્યું. પરંતુ કોણ જાણે કેમ? મને તેમના ભાષણમાં અને સમજૂતિમાં કાંઇજ સમજ પડી નહિ. કદાચ તેનું મુખ્ય કારણ એ પણ હોય કે નાનપણમા જ્યારે મ્હેતાજી નિશાળમાં ખગોળનો વિષય સમજાવતા, ત્યારે હું બગાસાં ખાતો હતો, અથવા નિશાળના છાપરાં તરફ જોઈ આવો વિષય મ્હેતાજી સાહેબે અંધારી રાતેજ સમજાવવો જોઈએ એમ વિચાર કરતો હતો. ગમે તેમ હોય પણ પ્રતાપરાયનું તે વખતનું બધુંયે વક્તવ્ય મને ગ્રીક ને લેટીન જેવુંજ લાગ્યું એમાં કાંઇ શક નહિ.



## પ્રકરણ ૫૬ મું.

### ઠગલીલાવ ને આનસ!

અડધો કલાક પૂરો થતાં તેમણે બધા નકશા સમેટી લીધા અને તેને પાછા પોટલીમાં બાધતાં મને પૂછ્યું. "કેમ! હવે તમારી ખાત્રી થઇને? કે આપણે ખોટે માર્ગે જતા નથી?"

કોઈપણ જાતના ઉત્સાહ કે આનંદના ચિહ્ન વગર મેં ઉત્તર આપ્યો—"હા, થઈ."

પરંતુ પ્રતાપરાયની તીક્ષ્ણ દૃષ્ટિ આગળ મારી એ નિરાશા ગુપ્ત ન રહી શકી. તેમણે પોટલી ઉંચે મૂકતાં કહ્યું—"હજુ તમારી ખાત્રી થઇ નથી; પરંતુ કાંઇ ફીકર નહિ. ચરમ દિવસે તમે એ બ્રહ્મજ્ઞાન-મઠનો પત્થરીઆ કિલ્લો નજરે જોશો એટલે તમારી બધી નિરાશા તડકામાં મૂકેલા બરફની પેઠે ઓગળી જશે. અત્યારે તો હવો, ચાલો, આવી જાઓ, જોઈએ!"

એમ કહી એમણે પોટલીમાંથી પાનાંની એક કેટ ખેંચી કાઢી, ને ચીપવા માંડી. મારાં તો અંગેઅંગ થાકીને લોથપોથ થઇ ગયાં હતાં. મારા બરડામાં પાંચ મિનિટ ટટાર બેસવા જેટલી તાકાત નહતી. ઉપરાંત ટાઢ કહે કે મારૂં કામ! બખોલને બારણે તાપણું સળગાવ્યું હતું, છતાં ઉપરથી શીત વ્યાપી જાય એવા પવનના

ઝપાટા આવ્યા કરતા હતા. આવી પરિસ્થિતિમાં પ્રતાપરાયે રમવાનાં પાનાં કાઢ્યાં અને જમીન પર બે ઢગલીઓ પાડી, તે જોઇ મને 'એક દુ:ખ ને બીજું હસવુ' જેવી લાગણી થઇ. મારી પેઠે પ્રતાપરાય પણ આખો દિવસ ચાલી ચાલીને થાકેલાજ હતા. છતાં આ સંકટમય સ્થિતિમાં તેમની આવી મોજીલી મનોવૃત્તિ રહેતી જોઈને મને તેમના ધૈર્ય અને માનસિક નિર્લેપતા વિષે ખરેખર અત્યંત માન ઉપજ્યું.

પ્રથમ તો માથાઉતાર જેવા ઉત્સાહથી, પ્રતાપરાયનુ માન રાખવા ખાતરજ મેં ઢગલી દાવનાં પાનાં નાખવા માંડ્યાં. પરંતુ બેચાર બાજી રમ્યા એટલે મને પણ રસ પડવા માંડ્યો. પ્રતાપરાય તો જાણે. કોઈ કલબમા અથવા પોતાના ખાસ લંગોટીયા મિત્રોના ટોળકીમા બાઝીક ખેલવા બેઠા હોયને! તેવાજ ઉત્સાહથી રમતા હતા અને પોતાનો હાથ થાય ત્યારે "ફાવ્યા છ! માર્યા ઠાર!" એવા એવા ઉદ્ગારો પણ કાઢતા હતા.

થોડીવારે હું ઢગલી દાવથી કંટાળ્યો. અને અમે ચાનસ રમવા માંડી. તેની પાંચ સાત બાજી ખેલ્યા પછી મેં પ્રતાપરાયને કહ્યું—

"ડાક્ટર સાહેબ, હવે તો બહુ થયું. બાજી બંધ કરો તો ઠીક. લગભગ બાર વાગ્યા હશે ને મને તો ઉંઘ આવે છે."

"ના ભલે. માંડી વાળો." એમ કહી પ્રતાપરાયે પાના ભેગાં કરવા માંડ્યાં સાથે કહ્યુ—"એ તો મને ઉંઘ આવતી નથી એટલે તમને ઉંઘ આવતી હશે એ વાત

મેં સૂવા માટે જગા સાફ કરી ચ
કામળો પાથર્યો. હાથનુ ઉશીકુ કરીને
તો જેવો સૂતો તેવોજ નિદ્રાધીન થ
બાકીની રાત્રિમાં હું બે ત્રણ વાર જાગ
તે દરેક વખતે મેં પ્રતાપરાયને તાપ
પાસે બેસીને કંઇક ઉંડા વિચારમાં તલ્લ
થઇ ગયેલા, અથવા પોતાના નકશાવે
માથી કઇક માપ લેતા જોયા!

સવારે પૂરતું અજવાળું થયુ, ચ
સૂર્ય નારાયણના પનોતા પગલાં હિમા
રિનાં ધવલ શિખરો પર પડયાં, ત્યાર પ
મે બીછાનુ છોડ્યું. મેંતો ધોઇ પ્રાતર્વિ
સમાપ્ત કર્યાં ત્યારે પ્રતાપરાય એક પોટ
પર માથું ટેકવી ઉંડા નિદિધ્યાસન
પડયા હતા. મારો ખોંખારો સાંભ
તે જાગ્રત થયા અને સુસ્તી ઉરાડી ના
મને કહ્યું—"બહાદુરભાઈ, હવે આપ
પરિશ્રમનો અંત નજીકમાજ છે. ર
બેજ દિવસ. આજ ને કાલ. હું ત
સોયે સો ટકા ખાત્રી આપું છું કે
વતી કાલે બપોર પછી નમતે પો
આપણે બ્રહ્મજ્ઞાનમઠના આશ્રમ ન
જોવા ભાગ્યશાળી થઈશુ જ."

મે કહ્યું:—"કાંઇ ફીકર નહિ. કાલ
સાથે બીજા બે દિવસ થાય તોયે શું
ગયુ'? ગમે તે થાય તોપણ એકવાર અ
લેલુ કાર્ય આપણે પડતુ મૂકવાના નથ

હું આમ બોલ્યો તો ખરો, પ
મારા શબ્દોમાં કેટલીક માથાઉતારપણ
છાયા હતી એમ મારે કબૂલ કરવું જોઇ
હજુ ગઇ કાલનો થાક પૂરેપૂરો ઉ
નહતો. એક વાર તો મને આળસ ચ
થાક ઉરાડવા અગ મચડતો જોઇને પ્ર
પરાયે કહ્યું—"બહાદુરભાઇ, મારી અ

શીશી મારી પાસે લાવો." મેં તેમ કર્યું એટલે તેમણે એ શીશીમાંનું તેલ હાથમાં લઇ મારે હાથે પગે ચોળવા માંડ્યું. મેં ઘણીયે ના પાડી. 'કાંઇ જરૂર નથી' એમ કહ્યું, તોયે તેમણે કાંઇ સાંભળ્યા વગર મારા હાથ પગ તે તેલ વડે ખૂબ ચોળ્યા. પા કલાક પછી જોઉં છું તો મારો બધો થાક ઉતરી ગયો હતો અને મારા અંગમાં કંઇક નવુંજ જોમ અને ઉત્સાહ આવ્યાં હતાં.



## પ્રકરણ ૫૭ મું.

### તુમડીનો માર!

પછી થોડો ઘણો નાસ્તો કરી, પાણી પી, તાજા બની અમે ફરી પ્રયાણ શરૂ કર્યું. પ્રતાપરાયે ચોળેલા ઔષધથી મારામાં અજબ જેવી સ્ફુર્તિ આવી હતી એટલે ગઇ કાલ કરતાં આજે હું વિશેષ સપાટાભેર ચાલતો હતો. બપોરે અમે નાસ્તો કરવા માટે એક ઝાડ તળે બેઠા, ત્યાર સુધીમાં અમે બાર તેર માઇલ વટાવી નાંખ્યા હતા.

નાસ્તો કરીને અમે થોડોક વખત વાતે વળગ્યા. મુસાફરીને લીધે કંઇક થાક બંનેને લાગ્યો હતો, એટલે અડધા કલાકના વિરામની બંનેને આવશ્યકતા હતી. વાર્તાલાપમાં અત્યારે પ્રતાપરાયે હિંદુ સમાજની ચાલૂ પરિસ્થિતિ અને તે સુધારવાને માટે શું શું પગલાં લેવાં અગત્યનાં છે તેની ચર્ચા ઉપાડી. તે વિષયમાં સ્વાભાવિક રીતેજ આપણી લગ્નપ્રથા અને સ્નેહલગ્નના અભાવની વાત નીકળી. સ્નેહની–પ્રેમની–વાત નીકળતાંજ મને મારી ચંપા સાંભરી. હા! હું તેને ક્યાં મૂકી આવ્યો હતો! અને અત્યારે હું ક્યાં ભટકતો હતો! મારી ને તેની વચ્ચે સેંકડો માઇલોનું અંતર હતું. કેવું ભયાનક પ્રાણસંકટવાળું સાહસ હું ખેડી રહ્યો હતો! છતાં આ સાહસમાંથી નિવૃત્ત થઈ ચંપાવતીને પ્રાપ્ત કરવાની હું આશા રાખી રહ્યો હતો. આ ભયાનક કાર્યમાંથી હું ક્યારે નિવૃત્ત થઇશ? કોણ જાણે. એ કાર્યમાંથી હું જીવતો નિવૃત્ત થઇશ ખરો? કોણ કહી શકે? છતાં રમણી હૃદયને જીતવાની, પ્રિયતમાના પ્રેમને નભાવી–ટકાવી–રાખવાની, હૃદયદેવી સાથેનુ ઉરસંધાન અતૂટ રાખવાની વાંછના પુરૂષ હૃદયમાં કેટલી બધી બળવતી અને ઉછળતી હોય છે!

ચંપાવતીના વિચારોને લીધે ગમગીન બનેલું મારૂં મુખારવિંદ જોઇને પ્રતાપરાયે વાર્તાનો બીજો વિષય કાઢવા માંડ્યો. પરંતુ તેઓ એક બે વાક્યો બોલ્યા, ન બોલ્યા એટલામાંજ મારા માથા પર તડાક દઇને ઉપરથી એક મોટું ફળ પડ્યું. ઉંચે જોયુ તો ઝાડની ડાળી ઉપર બરાબર અમારે માથેજ એક મોટો ભયંકર કાળા મ્હોંવાળો જંગલી વાંદરો બેઠો હતો. ઝાડ જંગલી તુમડીનું હતું. તે વાંદરાએ એક તુમડી તોડીને ખાસ મારા માથાને તાકીને મારી હતી. તે મને એવી તો જોરથી વાગી હતી કે પાંચ મિનિટ સુધી હું મારૂં માથુંજ પંપાળતો રહ્યો.

અમે તે વાંદરાની સામે જોયુ એટલે તે અમારા પ્રત્યે જોઇને દાંતીઆ કરવા લાગ્યો. પ્રતાપરાયે જમીન પરથી એક પથરો ઉપાડી તેના તરફ ફેંકવાના ચાળા કર્યા. પરંતુ તેથી જરાયે ન ગભરાતાં તેણે એક બીજી તુમડી તોડીને અમારા પ્રત્યે ફેંકી. આ વખત તો અમે બંને સાવધાન હતા, એટલે તરતજ બાજુ પર ખસી જઇને અમે તેની નેમ ચુકાવી દીધી. પરંતુ અમે તે તુમડી ક્યાં પડે છે તે જોવા ગયા એટલામાંજ તે વાંદરો 'હાઉક' કરતો ઝાડની ડાળી પરથી અમારી પાસે કુદી પડયો અને જોતજોતામાં અમે જમીન પર મૂકેલી બે પોટલીઓમાંની એક ઉઠાવીને પાછો કુદકો મારી ઝાડ પર ચઢી ગયો.

આવું થશે એવી અમે જરાયે આશા રાખેલી નહિ. આ વાંદરો આટલો બધો સમજુ હશે અને તે અમારી પોટલીઓ પર ત્રાપ મારી બેઠો હશે એવો અમને સ્વપ્નેયે ખ્યાલ ન હતો. એક પોટલી ગઇ એટલે બીજી પોટલીને સાચવવા માટે પ્રતાપરાય તરત તેના તરફ દોડયા અને ઉંચકી બગલમાં મારી લીધી. ફંફોળી જોતાં તે પોટલી નકશા વગેરેની છે એમ ખાત્રી થઇ, એટલે પ્રતાપરાય મારા પ્રત્યે જોઇ બોલ્યા—"બહાદુરભાઇ! ભોગ લાગ્યા! આપણું બધુ ખાવાનુ-બધું ભાથું —ગયુ!"

મારૂં મ્હોં ઉતરીને કોડીયા જેવડું થઈ ગયું. અત્યાર સુધીની મુસાફરીમાં મગનું દળ અને મેથીના મૂઠીઆ ઝાપટવાના મળતા હતા તેથીજ ટાંટીઆ ચાલતા હતા. પણ હવે? ભાથાનું આખું પોટલું ને પોટલુંજ ગેપ થઇ ગયું હતુ! સાંજે ખાધા વગર આવતી કાલે ચરણ-કમળ કેમ ચાલશે તેની મને ફીકર પેઠી.

મારી પેઠે પ્રતાપરાયના મનમાં પણ આવી થોડીક ચિંતા પ્રવેશ કરવા પામી હતી. અમે બંનેએ તે વાંદરા પાસેથી પોટલી પાછી પડાવી લેવાને ખૂબ પ્રયત્નો કર્યા; જમીન પર અમારી આસપાસ જેટલા પથરા પડયા હતા તેટલા બધા લઇને તેના ઉપર ફેંક્યા. પરંતુ તેથી જરાયે ન ડરતાં તે ઉલટો અમને તુમડીઓ તોડી તોડીને મારવા લાગ્યો. ઝાડ પર ને ઝાડ પરજ પોટલું છોડીને તેમાનું ભાથું મોજથી ખાવા લાગ્યો. દશેક મિનિટમાં તો તેણે આખું પોટલું સફાચટ કરી મૂકયુ; અને ખાલી થયેલા દાબડા તથા બાધવાના કકડો અમારા તરફ ફેંકયા. ફુલ નહિ તો ફુલની પાંખડી પણ પાછી મળી એમ અર્ધ સંતોષથી મન વાળી અમે તે ·-ચકી લીધા, એટલે તે ભયંકર બદમાસ આનંદની કીકીયારીઓ અને દાંતીઆ કરતો એક ઝાડ પરથી બીજા ઝાડ પર એમ ડાળીઓ કુદતો કુદતો ઘણે દૂર નીકળી જઇ અદૃશ્ય થઇ ગયો!



## પ્રકરણ ૫૮ મું.

### જમરૂખી પર હલ્લો !

રણમાં હાર ખાઇ આવેલા સૈનિકની પેઠે અમે ખિન્ન હૃદયથી આગળ ચાલવા માંડયું. ખાવાનાની પોટલી ગઈ તેથી પ્રતાપરાયને પણ ઘણુ લાગ્યું હતું. આ નિર્જન અરણ્ય પ્રદેશમાં તેમણે ભાથાની પોટલીને દશ શેર ચાંદીના સિક્કા અને એકવીસ સોના મહોર કરતાં વિશેષ કીંમતી ગણી હતી. અને એવી કીંમતી વસ્તુ આવી રીતે અચાનક લૂંટાઈ જાય એટલે સ્વાભાવિક રીતે ઉદ્વેગ થાયજને ?

છતાં થોડીવાર પછી અમે બે ચાર ફર્લાંગ વટાવ્યા એટલે પોતાના અંતરમાંથી બધો ઉદ્વેગ હાંકી કાઢી પ્રતાપરાય બોલ્યા—

"કાંઈ ફીકર નહિ. બહાદુરભાઇ, પ્રભુએ આપણી લાજ રાખી છે. હવે આપણે ચોવીસજ કલાકની મુસાફરી કરવાની બાકી રહી છે. અત્યારે આપણે જે કાંઇ જમ્યા છીએ તે આપણને ઓછામાં ઓછું આવતી કાલની સવાર સુધી તો કામ લાગશે જ. પછી આપણને માત્ર અર્ધા દિવસનોજ ઉપવાસ કરવાનો રહેશે. એટલું શું આપણાથી નહિ થાય ?"

"જરૂર થશે." મે ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો. પ્રતાપરાય અમારી મુસાફરીના અંત બાબતમાં એટલી બધી ખાત્રીથી વાત કરતા હતા કે તે સાંભળીને મને પણ હવે ઘણી આશા ઉપજી હતી. મેં આગળ ચલાવ્યું—"એમ તો નાનપણમાં હું તોફાન કરતો ત્યારે કેટલીયે વાર મારી ડોસીએ મને અડધા અડધા દિવસના અપવાસં કરાવેલા !"

એ સાંભળીને પ્રતાપરાય હસ્યા. પણ તેમણે કાંઈ ટીકા કરી નહિ. થોડીકવાર અમે મૂગા મૂગા ચાલ્યા કર્યું; એટલામાં રસ્તાની પેલી મેર એક ઝાડ તરફ જોઇ પ્રતાપરાય બોલી ઉઠયાઃ—"બહાદુરભાઇ, ઉભા રહો. જૂઓ પેલું જમરૂખીનું ઝાડ છે. ચાલો થોડાં જમરૂખ તોડી લઇએ."

"હા ચાલો; સાંજે ખાવા કામ લાગશે." મેં ઉત્તર આપ્યો; અને અમે તે ઝાડ પાસે જઇને ડઝનેક જમરૂખ તોડી લીધાં. આગળ ચાલતાં સીતાફળી અને બોરનાં ઝાડ આવ્યાં. તેના પરથીયે અમે જોઇએ તેટલાં ફળો ઉતારી લીધાં.

તે દિવસે સાજ સુધી ચાલ ચાલ કરીને અમે પુષ્કળ માર્ગ કાપ્યો. સાંજે રાતવાસો રહેવા લાયક જગ્યા ખોળીને મુકામ કર્યો. થોડોક આરામ લઇને અમે માર્ગમાંથી તોડી લીધેલાં ફળોનું પ્રાશન કર્યું. તેથી ક્ષુધા દેવીને થોડું ઘણું નૈવેદ્ય મળ્યું. પણ અન્ન જેવી તૃપ્તિ ફળો વડે તો કયાંથીજ થાય ?

"હવે કાલનો પ્રવાસ છેવટનોજ થશે." એક જમરૂખને બચકું ભરતાં પ્રતાપરાયે કહ્યું.

"પ્રભુનો ઉપકાર !" મેં ઉદ્‌ગાર કાઢયો. પ્રતાપરાયના શબ્દોમાં એમની પોતાની દૃષ્ટિથી ગમે તેવું સત્ય હોય, પણ મારી દૃષ્ટિએ તો તેમાં ખરેખરૂં સત્ય હતુંજ. ગઇ કાલની પેઠે આજે પણ હું થાકીને લોથપોથ થઇ ગયો હતો. ગઇ કાલે તો મગનું દળ ઝાપટવાનું મળ્યું

હતું. પણ આજે તો જમરૂખ ને બોરના ઉપર ગુજારો કરવાનો પ્રસંગ આવ્યો હતો. એવા ક્ષુદ્ર ફળો ઉપર આપણાથી ઝાઝા દિવસ જીવતા કઢાય એમ ન હતું. જો આવતી કાલનો પ્રવાસ છેવટનો ન થાય, તો પરમ દિવસે કાંઇ આ શરીરનાં હાડકા ચાલવાનાં નથી એમ મને ખાત્રી હતી. એટલે મારે મન તો આવતી કાલનો પ્રવાસ છેવટનો હોય તો યે હતો, અને ન હોય તો યે હતો.

એવા વિચાર કરતો કરતો તે રાત્રિએ હું કામળા પર લાંબો થઈને સૂતો. આજે પેટમાં મગફળને બદલે જમરૂખ પડયાં હતાં, એટલે નિદ્રાદેવીએ પણ પ્રથમ તો મને આશરો આપવાને આનાકાની કરી. એથી ઉલટું, પ્રતાપરાય-વિચિત્ર ભેજાં અને વિચિત્ર મનોવૃત્તિવાળા પ્રતાપરાય-આવતી કાલે બ્રહ્મજ્ઞાનમઠનાં પુણ્ય દર્શન કરવાના આનંદમાં ઘસઘસાટ ઊંઘ્યા અને નસ્કોરાં બોલાવવા લાગ્યા!

——(૦)——

## પ્રકરણ ૫૯ મું.

### આનંદની ઘડી

તે રાત્રિ જેમ તેમ પસાર કરી બીજે દિવસે પ્રાતઃકાલે અમે નિત્યકર્મથી પરવારી પ્રયાણે નીકળી પડયા. આજે અમારા પ્રવાસનો છેલ્લો દિવસ હતો. તેથી બ્રહ્મજ્ઞાનમઠના દર્શન થતાં અને તેમાં પ્રવેશ પામતાં શા શા લાભ થશે, એ અદ્ભુત મઠમાં જગતના ઉદ્ધાર માટે શી શી સામગ્રીઓ ભરેલી છે, દુનિયાની નૈતિક અને ભૌતિક પ્રગતિ માટે તેમાં કેવાં કેવાં ચમત્કારિક સાધનો અને મંત્રો છે-વગેરેની ખૂબ વાતો પ્રતાપરાયે કાઢી અને તેની અમે બંનેએ પેટ ભરીને ચર્ચાઓ કરી. બ્રહ્મજ્ઞાનમઠમાંનું જો અમુક પુસ્તક હાથ આવે, તો માનવી સમાજમાં પાછા જઇએ ત્યારે અમારે સમાજસેવાનો કાર્યક્રમ કેવી રીતે ગોઠવવો તેની પણ વિચારણા કરી લીધી.

અમારી એ બધી ચર્ચા અને મસલતો લગભગ બે કલાક સુધી પહોંચી. તે દરમ્યાન અમે કેટલોયે બધો માર્ગ કાપ્યો, છતાં વાતોના રસમાં કાંઈ માલમ પડયું નહિ. જ્યારે અમે વાતો કરી કરીને થાકયા અને જ્યારે કાંઇ નવું બોલવાનું સૂઝયું નહિ, તેમજ કાંઈ નવા વિચારો મગજમાં સ્ફુર્યા નહિ ત્યારેજ અમે મૂગા રહ્યા. એ દશામાં પણ અમે એક બે માઇલ કાપી નાંખ્યા.

અમારો માર્ગ હજુયે ઉંચો નીચો મોટા મોટા અણીયાળા ખડકોવાળો હતો. પગમાં કતાનના જોડા પહેર્યા ન હોત તો ચીચા પત્થરોના ખૂણા પગને તળીએ વાગી વાગીને કેટલુયે લોહી નીકળ્યું હોત! કોઇ કોઇ વાર રસ્તામાં કરાડીઓ જેવી ઉંડી ખીણો આવતી તે વખતે અમારે ફલ્લંગો મારીને તેને ઓળંગવી પડતી. એવી ફલ્લંગ મારતાં જોગજોગે કદાચ પગ ચુકયા તો થઈ રહ્યું. આખું શરીર સો કે દોઢસો ફીટ ઉંડી કરાડીને તળીએ જઇ બેસે અને નીચેના પત્થરોમાં અફળાતાં શરીરનાં હાડકે હાડકાં આખખાં

થઇ જાય, એમાં કાંઇજ શક નહોતો. ઠંડી જો કે અમે ત્રણ દિવસ પર પેલા ઘોડાના શરીરને ભેટીને અનુભવી હતી તે કરતાં ઓછી હતી, છતાં હડહડતા શિયાળામાં નાગપુર ખાતે જે સ્વરૂપમાં ટાઢદેવી પ્રકાશમાન થાય છે તેના કરતાં તો પાંચસાત ગણી હતીજ. વળી ચાર દિવસ પર અમે જે સપાટી પર હતા તેના કરતાં અત્યારે વળી પાંચસો સાતસો ફુટ ઉંચા ચઢ્યા હતા. કફનીની ઉપર બબ્બે ઓવરકોટ તથા કાનઢાંકણી ટોપી પહેરી હતી તોયે કોઇ કોઇ વાર ટાઢથી રૂવાડા ઉભા થઇ જતા હતા.

અમારા રસ્તાની બંને બાજુએ ઉંચા ઉંચા પહાડનાં શિખરો આવતાં હતાં. એકની પાછળ એક એમ ઘણે દૂર સુધી એવાં શિખરો અને પહાડો સિવાય બીજુ કશું દેખાતુજ ન હતું. અને એમાંના ઘણા પહાડો ઉપર ઉજળું દુધ જેવું, જરાયે કચરો કસ્તર વગરનું શ્વેત બરફ પથરાયલું હતું. દૂરથી તેનો દેખાવ ઘ-ણોજ મનોહર લાગતો. જો આવા સુંદર હિમ-પથારમા આટલી બધી શીતળતાનો વાસ ન હોત તો જાણે આખો દિવસ તેની પાસે બેસીને તેને નિહાળ્યાજ ક-રીએ એવી તેમાં આકર્ષકતા હતી.

ઉપર જણાવ્યુંજ છે કે હવે અમે મૂગા મૂગા ચાલતા હતા. માર્ગમાં હું તો ઘણું ખરૂં નાકની દાંડીની ઉપર સીધી દૃષ્ટિ રાખીનેજ ચાલ્યા કરતો હતો. આસ-પાસ નજર કોઇકજવાર નાંખતો. છતાં એક વાર મેં જોયુ—પાસેનાજ બે શિખરો વચ્ચે કાંઇક વસ્તુ મને દેખાઇ. હું અચ-કીને ઉભો રહ્યો.

"ડાકટર સાહેબ, ઉભા રહો." મેં કહ્યું.

"કેમ?"

"મેં કંઈક જોયું."

"શું? ક્યાં?" કંઇક ભયની વસ્તુની શંકા પડતાં તેમણે મંદ અવાજે પૂછ્યું.

"ગભરાવા જેવું કાંઈ નથી. ડાકટર સાહેબ, પેલાં બે શિખરો વચ્ચે મેં કાંઇ-ક ધજા જેવું જોયું...." એમ બોલતાં મેં તે બે શિખરો પ્રત્યે આંગળી કરી.

"હત્તારીની! હું તો સમજ્યો કે કોઇ ધોળું રીંછ કે દીપડો દેખાયો કે શું?" એમ બોલતા પ્રતાપરાય તરતજ દોડ્યા, અને રસ્તાની પાસે આવેલા એક ઉંચા ખડક ઉપર ચઢી ગયા. આમતેમ બે ત્રણ બાજુએ નજર ફેરવી એકદમ બોલી ઉઠ્યા:—"ઓહો! બહાદુરભાઈ, આવો આવો—જૂઓ, પેલો બ્રહ્મજ્ઞાનમઠ!"

જાણે વિદ્યુત્ પ્રવાહથી ખાસ ચેતન મળ્યું હોય તેવા વેગથી દોડતો હું પણ એકદમ તે ખડક પર ચઢી ગયો અને પ્રતાપરાયની પાસે જઇ ઉભો. પ્રતાપરાયે જમણો હાથ જેટલો લાંબો થાય તેટલો લાંબો કરીને અંગુલિ-નિર્દેશ કરીને કહ્યું—"જૂઓ જૂઓ—પેલી બ્રહ્મજ્ઞાનમ-ઠની પત્થરીઆ ઇમારત—તેની અગાસી અને તેના ઉપર ગોઠવેલી લાલ અને પીળા ચટાપટાવાળી ધજા! કેવી ચોકખી દેખાય છે!"

પ્રતાપરાયનો હરખ માતો નહતો. બ્રહ્મજ્ઞાનમઠની ધજા નજરે જોઇને મને પણ ઘણો આનંદ થયો. આજે અમારો પ્રવાસ ખરેખર પૂર્ણ થવાનો—પૂર્ણ થયો, એ વિચારે અમને બંનેને આખે અંગે રો-માંચ થયો. હર્ષની પ્રેરણાથી જાણે અમારા આખા શરીરની નસેનસમાં લોહી અત્યંત

વેગથી દોડવા માંડ્યું. પ્રતાપરાયને તો હરખનાં આંસુ પણ આવ્યાં. અને આટલા બધા દિવસનો—આટલા બધા મહિનાનો પરિશ્રમ આજે ફળીભૂત થવાનો પ્રસંગ આવી પહોંચ્યો તેથી તેમનું હૃદય અવર્ણ્ય ઉલ્લાસથી ઉભરાવા લાગ્યું. બ્રહ્મજ્ઞાનમઠની ધ્વજા પહેલી મેં જોઇ તેથી જાણે પોતાની મહાન સેવા થઈ હોય તેમ તે સેવાનો બદલો આપવાને તેઓ મને જોરથી ભેટી પડ્યા અને મને તેમણે કંઈક ઉચક્યો યે ખરો.

લગભગ પા કલાક સુધી અમે તે લાલપીળા ચટાપટાવાળી ધજા તરફ જોઇ જોઇને વિવિધ પ્રકારની વાતો કર્યા કરી. એ પા કલાક દરમ્યાન અમે હજુ કાંઇ જ્ઞાનમઠમાં પહોંચી ગયા ન હતા, ત્યાં પહોંચવાને અને મઠમાં પ્રવેશ પામવાને અમારે હજુ ઘણી વાર હતી એ બધું પણ અમે વિસરી ગયા. અહા! ખરેખર છેલ્લા ત્રણ મહિનામાં અમે આટલા આનંદની ઘડી કદિ પણ અનુભવી ન હતી!

---

## પ્રકરણ ૬૦ મું.

### ચઢવાનો ભેદ.

અંતે પ્રતાપરાયે કહ્યું—"બહાદુરભાઇ, આ ધજા અહીંથી આટલી પાસે દેખાય છે, છતાં જ્ઞાનમઠ પર પહોંચવાને હજુ આપણને ઘણો વખત લાગશે, હો!"

"ઘણો વખત—એટલે?" મેં ચમકીને પૂછ્યું. મને ભય લાગ્યો કે વળી બે પાંચ દહાડાની મુસાફરી બાકી રહી છે કે શું?

"ચાલૂ રસ્તે જઇએ તો હજુ બીજા ત્રણેક દિવસ લાગે........"

"ત્ર........ણ દિવસ?" મેં વચમાંજ અટકાવીને પૂછ્યું—"એ દેખાય છે તો આટલો બધો પાસે!"

ખરેજ, તે બ્રહ્મજ્ઞાનમઠની ઇમારત અમે ઉભા હતા તે ખડકથી ઘણી પાસે દેખાતી હતી. બે ત્રણ ફર્લાંગ દૂર હશે. પરંતુ વચ્ચે બે પહાડો આવેલા હતા. તે બતાવીને પુનઃ મેં કહ્યું—

"શું આટલા બે પહાડો ઓળંગવાને ત્રણ દિવસ લાગશે?"

"પરંતુ એ બે પહાડોની પેલી મેર એકાદ ઉંડી ખીણ હોવી જોઇએ એમ મને લાગે છે." પ્રતાપરાયે જવાબ આપ્યો.

"ખીણ હોય કે કોતર! સીધાજ ચાલો. મારાથી તો હવે ત્રણ દિવસ મુસાફરી થાય એમ નથી." મેં મોંઢા પર તોબરો ચઢાવી સ્પષ્ટ જણાવ્યું.

અને એ સાચીજ વાત હતી. આટલા દિવસ ચાલી ચાલીને મારા પગના નળા ઉપર સોજો આવ્યો હતો. મૂળે તો રોજ ખાવાની કુસકી ને ઉચકવાની ઇંટ જેવો અમારો ઘાટ હતો. અધૂરામાં પૂરૂં તે કુસકી પણ પેલો વાંદરો લૂંટી ગયો હતો અને હવે ઝાડનાં ફળો પર ગુજારો કરવાનો હતો. જમરૂખ ને સીતાફળ આમ ખાવામાં મીઠા લાગે પણ તેમાં પોષણ કેટલું? જીભલડીને રસ પડે પરંતુ ટાંટીઆકમળમાં કૌવત તો જરાયે આવે નહિ. ગઇ કાલે રાતનું કાંઈ અનાજ

ખાવા ન મળેલું હોવાથી અત્યારેજ મારા હૃદયમાં બેસી જવાની ઉર્મિઓ ઉછળતી હતી. માણસને બદલે જો હું ઘોડો હોત તો તો ક્યારનો અડી ગયો હોત, એમાં કાંઇજ શક નથી.

મારા શબ્દોના જવાબમાં પ્રતાપરાયે કહ્યું–

“એ ખરૂં. પરંતુ એ ખીણ કાંઈ ફલ્લાંગ કે છલ્લાંગ મારીને ઓળંગી શકાય એવી નથી. એ ખીણ ઓળંગવાનો પ્રયત્ન કરવો એ લગભગ મોતનાજ સૌદા કરવા જેવું છે.”

આ સાંભળીને હું કઇક વિચારમાં પડગ્યો ખરો. મોતનો સોદો કરવાની તે વખતે મારામાં વૃત્તિ ન હતી. છતાં હજુ બીજા ત્રણ દિવસ ટાંટીઆ ઘસડ કરવાની તો મારી વૃત્તિ નહોતી, નહોતી ને નહોતીજ. એ ત્રણ દિવસ વધુ પ્રવાસ કરવો તે પણ મોતનો સોદો કરવા કરતાં કોઇ પણ રીતે જરાયે ઓછુ જોખમભરેલું નહતું. તો પછી ચાલૂ રસ્તે જવાને બદલે સીધે રસ્તે જઇ ખીણ ઓળંગવામાં, જે મોત કાલે નક્કી આવવાનું છે તે કદાચ આજે આવી પડે એટલોજ માત્ર તફાવત હતો. ચાલૂ રસ્તે ત્રણ દહાડા ગાળવામા તો મોતની પધરામણી નિશ્ચિત જ હતી. પરંતુ ખીણ ઓળંગવામાં કાંઇ તેની નિશ્ચિતતાની ખાત્રી ન હતી. એમ ાં ન બને કે જે જગન્નિયંતાએ અમને આટલે સુધી સુખરૂપ આણ્યા હતા તેજ અમને એ ખીણ ઓળંગવાનો એકાદ અજાણ્યો ગુપ્ત માર્ગ બતાવે? આટલી આટલી આપૂતો, આવી ભયંકરવિપત્તિઓ અને જીવલેણ મુશ્કેલીઓમાંથી અમે આરપાર નીકળી ગયા હતા, તો પછી ઈશ્વર જાતેજ અમારાં કાર્યને સહાય કરતો હોવો જોઇએ એમ માની શામાટે તેનાજ ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા ન રાખવાં?

આ રીતે મેં પ્રતાપરાય સાથે વાત કરી, એટલે તે એકદમ હસી પડયા, અને મારો વાંસો ઠોકી બોલ્યા—“શાબાશ! બહાદુરભાઇ, મારી ને તમારી બુદ્ધિ એક સરખીજ ચાલે છે, એ કેટલા બધા આનંદની વાત છે! મેં પણ પ્રથમથીજ નિશ્ચય કરી મૂકયો હતો કે ગમે તેવુ જોખમ વહોરીને પણ આપણે તે ખીણજ ઓળંગવી. પરંતુ આ તો તમારી સાહસ વૃત્તિની કસોટીને ખાતર મેં તમારી સાથે આટલી દલીલો કરી. ખરૂં જોતાં તો આપણે ઘેરથી નીકળ્યા ત્યારથીજ આ જીવનનો વીમો ઉતરાવીને નીકળ્યા છીએ. રણે ચઢતા રજપુતની પેઠે આપણે પ્રથમથીજ કાં તો જીતવું કે મરવું પણ પાછા હઠવું નહિ એવો નિશ્ચય કરીને નીકળ્યા છીએ; અને અત્યારે મારી ખાત્રી થઇ ગઇ છે કે મારા નિશ્ચય કરતાં તમારો નિશ્ચય કોઈ રીતે ઉતરે એવો નથીજ.”

આ પ્રશંસાથી પ્રફુલ્લિત થયેલા હૃદયે મેં હસતાં હસતા કહ્યું—“જો આમજ છે, તો હવે આપણે એ ખીણ ઉપર હલ્લો લઇ જવામાં વિલંબ કરવો ન જોઇએ. જે સમય જાય છે તે દરમ્યાન પેટમાંનો ખાડો ઉંડો થતો જાય છે.”

“હા. ચાલો.”

એમ કહી પ્રતાપરાયે ખડક પરથી ઉતરવા માંડયું. તેમની પાછળ હું યે ચાલ્યો. અમે સીધા બ્રહ્મજ્ઞાનમઠની દિશામાંજ ચાલવા લાગ્યા. અડધા પોણા કલા-

ક્રમાં અમે પેલા બે પહાડો ઓળંગી નાંખ્યા. અને એક ઉંડી ખીણુ આગળ આવી ઉભા. આ ખીણુની પેલી મેર બ્રહ્મ-જ્ઞાનમઠની ભવ્ય શિલાબદ્ધ ઇમારત માત્ર પાંચેક મિનિટના રસ્તા પર દેખાતી હતી. એ ઇમારતની અગાસી પર ગોઠવેલી ધ્વજા પર ચીની લીપીમાં કેટલાક શબ્દો પણુ લખેલા હતા. તે અમે સ્પષ્ટ વાંચી શકયા. એ શબ્દોનો અર્થ—"ઇશ્વર એક છે પરંતુ તેને પ્રાપ્ત કરવાના રસ્તા અનેક છે"—એવો થતો હતો.

પરંતુ જ્યારે અમે તે ખીણુની ઉંડાઇ તપાસી અને તેની આજુબાજુની ભેખડો પર નજર ફેરવી, ત્યારે—સાચુંજ કહું છું કે—અમે ભડકી ગયા. અમારી ખાત્રી થઇ કે અમે આ ખીણુ ઓળંગવાની વિકટતાનો ખ્યાલ બાંધવામાં ખરેખર થાપ ખાધી હતી, અને તેને ઓળંગવાને બદલે દશબાર માઇલ પર, જ્યાં ખીણુનો અંત આવતો હતો ત્યાં સુધીનો ચકરાવો ખાઇને આવજા કરતા મઠના નિવાસીઓ કાંઇ ગધેડા કે મૂર્ખા ન હતા.



## પ્રકરણ ૬૧ મું.

### પલાળ્યું તે પૂરૂં .....

છતાં પલાળ્યું ને પૂરૂં મૂડવું એ ન્યાયે અમે આટલે સુધી આવ્યા હતા તેથી કોઇ પણુ ઉપાયે અને ગમે તેવા જોખમે પણુ તે ખીણુ ઓળંગ્યેજ અમારો છુટકો હતો.

અમે તે ખીણુને કિનારે કિનારે ચાલવા માંડયું. દરેક ઠેકાણે કોઈ સગવડ ભરેલી ઉતરવાની જગા હોય તેની તપાસ કરતા ગયા પરંતુ કોઇ પણુ સ્થળે એવો થોડી ઘણી પણુ સુલભતા વાળો માર્ગ માલમ પડયો નહિ. અમે પ્રથમ આવી ઉભા હતા તેની બંને તરફ અડધો અડધો માઇલ સુધી અમે ફરી વળ્યા. પરંતુ ધરતીથી બરાબર કાટખૂણે ઉભેલા ઉંચા ને અણીયાળા ખડકો, પગ સરે તો હાડકાંના ચુરેચુરા કરાવી આપે એવી ભેખડો કાંટા અને ગોખરૂવાળાં ઝાડો અને એવી એવી મુશીબતોથી ભરપૂર વસ્તુઓ સિવાય બીજા કશાંના અમને દર્શન થયાં નહિ. લગભગ સવા કલાકે મહા પ્રયાસે અમને એક જેવી તેવી જગા જડી. ખીણુ લગભગ પોણોસો ફુટ ઉંડી હતી. આ જગાએ પચાસેક ફુટ સુધી તો કેટલીક મુશીબતો વેઠીને ઉતરી જવાય એમ હતું. ત્યાર પછીના પચ્ચીસ ફુટનો કુદકો મારવો પડે એવી ભેખડ હતી. એ કુદકો મારવામાં જો જીવતા રહ્યા હોત તો જીવ્યા, નહિ તો 'રામ બોલો ભાઇ રામ' જ થાય તેવું હતું.

'હરહર મહાદેવ'નું નામ લઈને અમે ઝંપલાવ્યું. ભેખડોની ફાટોમાં ઉગેલા ઝાડોની ડાળીઓના તથા વેલાઓના આધાર લઇ લઈને પા એક કલાકમાં સરળતાના પચાસ ફુટ ઉતરી ગયા. હવે જીવલેણુ આફતવાળો પચ્ચીસ ફુટનો ભુસકો આવી પહોંચ્યો. મારૂં હૈયું ધડકવા લાગ્યું. ચીચા પત્થરને પણુ ટપી જાય એવી સખ્તાઈવાળા ભયાનક ખડકોની

ઉપર પચ્ચીસ પુટની ઉંચાઇએથી ભુસ્કો મારવાનો હોય ત્યારે તેમ કરતી વખતે જીવવાની આશા તો ક્યાંથીજ રખાય ?

પરંતુ પ્રતાપરાયને મારા જેટલી દહેશત હોય એમ લાગતું ન હતું. પચાસ પુટ ઉતરી રહ્યા પછી તેઓ લમણે હાથ દઇને એક પથરા પર વિચાર કરવા બેઠા. પાંચેક મિનિટ વિચાર કર્યા પછી ઉભા થઈ મને કહ્યું—"બહાદુરભાઇ, તમારો કામળો છોડો."

હું તેમના કહેવાનો ઉદ્દેશ સમજ્યો નહિ. છતાં નરદમ આજ્ઞાંકિત વૃત્તિથી મેં મારે ખભે ગળાની આસપાસ લપેટેલો કામળો છોડવા માંડ્યો. પ્રતાપરાયે પોતાનો કામળો પણ છોડ્યો. બંને કામળાના છેડાને ભેગા કરી તેમણે તેની મજબૂત ગાંઠ વાળી, ત્યારેજ તેમની યોજનાની મતલબ મને સમજાઇ. આ કામળાનો છેડો કોઇક સ્થળે બાંધી તેને આધારે ખીણમાં ઉતરવાનું હતું. કામળાઓને ગાંઠ બાંધી અમે બંનેએ સામસામા છેડા ખેંચી અમારા જીવનાધાર દોરડાની મજબૂતી તપાસી જોઇ. પછી નીચે જોઇને મેં કહ્યું—

"હજુ આ ટુંકું પડશે. આ કામળાઓની લંબાઇ કરતાં ખીણની ઉંડાઇ ઘણી વધારે છે."

"કાંઈ ફીકર નહિ." પ્રતાપરાયે ઠંડે કલેજે જવાબ આપ્યોઃ—"હજુ આપણી પાસે આપણા બે ઓવરકોટ છે, તે બાંધી દઇશું. આ જગાએથી ખીણનું તળિયું પચીસેક પુટ ઉંડું હોય એમ લાગે છે. આપણા કામળા આઠ આઠ પુટના છે. તેને ગાંઠ બાંધતાં પંદર પુટનું દોરડું બન્યું છે. મારો ઓવરકોટ બાંય સાથે છ પુટનો છે તે બાંધીશું એટલે વીસ એકવીસ પુટનો નિકાલ થઇ જશે. પછી રહ્યા ચાર પુટ. તો શું એટલો આપણાથી ભુસ્કો મરાશે નહિ ?"

પ્રતાપરાયની તરકીબ જોઇને મને આશ્ચર્ય અને હાસ્ય બને ઉપજ્યાં. પ્રશંસાયુક્ત શબ્દોમાં તેમની બુદ્ધિની ઉપયોગિતા તથા તેમણે યોજેલી યુક્તિથી મને ઉપજેલો આનંદ મેં પ્રદર્શિત કર્યો. પછી બંનેએ અમારૂં આ તૈયાર થયેલું જીવન દોરડું ક્યાં બાંધવું તેની તપાસ કરવા માંડી. ભેખડની ફાટોમાં જ્યાં જ્યાં મટોડી જેવો ભાગ હતો ત્યાં વૃક્ષો અને વેલાઓ ઉગેલા હતાં. પરંતુ તેમાં અમારા સાડા ત્રણ મણના શરીરનો ભાર ઝીલે એવા થોડાજ હતા. મહા પ્રયાસે, અનેક વૃક્ષો અને વેલાઓની મજબૂતી તપાસ્યા પછી અમે એક વૃક્ષનાં મૂળીઆં શોધી કાઢયાં. તે ભેખડની કોરણુ પર હોવાથી અમારા દોરડાને ખીણમાં વધુમાં વધુ નીચે પહોંચાડે એમ હતું.

પ્રતાપરાયે તે દોરડાંનો છેડો તે મૂળીઆં સાથે બાંધ્યો, અને ખેંચી જોયો. મારા પ્રત્યે જોઇને બોલ્યાઃ—"ચાલશે, કેમ ખરૂંને ?"

તે મૂળીઆંની મજબુતીથી મને પૂરેપૂરો સતોષ થયો ન હતો, છતાં તેના કરતાં વધારે સુલભતાવાળું બીજું કોઇ સાધન નથીજ એવી અમારી ખાત્રી હોવાથી મેં પણ હસતાં હસતાં જવાબ આપ્યોઃ—

"સૌ ચાલશે. પછી તો ભગવાન લાજ રાખવાવાળો છે."

મારા શબ્દો સાંભળી પ્રતાપરાય પણ હસ્યા. પછી અમે અમારાં પોટલાં ઉપરથી ધબ્બાધબ્બ નીચે નાંખી દીધાં. તૂટી,

પુટી કે ઢોળાઇ જાય એવુ તેમાં કશું હતું નહિ. એક દુરબીન અને ચોર ફાનસ હતાં તે તો પ્રતાપરાયે પ્રથમથીજ કાઢી લઇને પોતાની કમ્મરે બાંધી દીધાં હતાં.

પ્રથમ ભેખડની કોરણુ ઉપર બેસીને પગ ઝુલતા રાખી બેઉ હાથે કામળાનું દોરડું મજબૂત પકડી તથા પગ વચ્ચે દબાવી પ્રતાપરાયે ઉતરવા માંડયુ. પરંતુ જેવો તેમના શરીરનો બધો ભાર તે દોરડા પર આવ્યો, તેવાજ તે મૂળીઆં તડતડી ઉડયાં. તેમાંનો કેટલોક ભાગ તો જમીનમાંથી ઉખડયો યે ખરો. તેમના તડતડાટના અવાજ સાથેજ "ઓ બાપરે! ગયા!" એવા ઉદ્ગારો મારા મ્હોંમાંથી નીકળી પડયા. અને સાચેજ જો એ મૂળીઆં વધુ ઉખડયાં હોત તો પ્રતાપરાયનું શરીર અણીયાળા ખડકો સાથે અફળાઇને પુરચેપુરચા થઇ ગયું હોત. એ ઉદ્ગાર નીકળતી વખતે મારી છાતીમાં અને નાડમાં એક મિનિટના સવાસો કરતાં યે વધારે ધબકારા થતા હતા.

ધીમે-ધીમે-ધીમે-નીચે-નીચે-નીચે. માથા ઉપર અત્યંત ભારને લીધે તણાવાથી ચૂંચૂ બોલતાં મૂળીઆં અને નીચે ભયાનક ખડકો. સિંહની ગુફામાં માણુસ જેવી ગતિથી પગલાં મૂકે તેવીજ ગતિથી અને અત્યંત સંભાળથી પગલાં મૂકતા પ્રતાપરાય નીચે ઉતરવા લાગ્યા. એ વખતે તેમના હૃદયમાં શુ થતું હશે, તેમને મિનિટના કેટલા ધબકારા થતા હશે તે તો કોણુ જાણે? પરંતુ મારા હૃદયમાં તો "હાય! આ ભેખડ મારાથી કેવી રીતે ઉતરાશે?" એજ વિચાર જમદૂત પેઠે સતાવણી કરી રહ્યો હતો.

---

## પ્રકરણ ૬૨ મું.

### મોતની ખીણુમાં

ઘડિયાળમાં જોયું હોત તો માત્ર પાંચજ મિનિટ પ્રતાપરાયને ખીણુમાં ઉતરતાં લાગી એમ માલમ પડતે. પરંતુ તે પાંચ મિનિટ મને પાંચ વરસ કરતાંયે લાંબી લાગી પ્રતાપરાય ઉતરી રહ્યા એટલે તેમણે નીચેથી ઘાંટો પાડી મને કહ્યું-"બહાદુરભાઇ, હવે તમે ઉતરી આવો."

અંતે એ ભયાનક ઘડી મારે માટે પણ આવી પહોંચી ખરી! પ્રતાપરાય કરતા મારૂં શરીર કાંઇક વધારે ભારેખમ્મ હતુ એટલે તેમનો ભાર ઝીલતાં જે મૂળીઆ ચૂંઉઉં ચૂંઉઉં કરવા લાગ્યાં, તે હું ટગાઇશ ત્યારે તો જરૂર જમીનમાંથી છૂટાં પડી મને લઇને ધબાયમાન થઇ જશે એવી મારા અંતરમાં એકસો પાંચ ટકા ખાત્રી હતી. અને તેથી મારે આ ખીણુ ઉતરવી ન પડે તો સારૂં, સ્વર્ગની કોઇ રઝળતી પરી આવીને મને ઉંચકી પેલે પાર, સામી ભેખડ પર લઇ જાય એવી-વ્યર્થ-પ્રાર્થના હું કરી રહ્યો હતો. ન કળાય એવી, ન વર્ણવાય એવી ડરપોકતા મારા હૃદયમાં ભરાઇ બેઠી હતી, તેવામાં નીચે પ્રતાપરાયના આવા શબ્દો સંભળાયા, એટલે મારે તે બધીયે ડરપોકતાને તરતજ ઝાટકી નાંખવી પડી. મને, કમને અથવા નિર્મને જેમ કહો

તેમ, હું પણ પ્રતાપરાયની પેઠે ભેખડની કોરણ પર ઝૂલતા પગ રાખી બેઠો અને મૂળીઆં સાથે બાંધેલો કામળો બે હાથે જોરથી પકડયો. પગ વચ્ચે કામળો ઝાલી નીચે લટકી પડતાં પહેલાં મેં કેટલી બધી વાર તે વૃક્ષને મારા મનમાંજ પ્રાર્થના કરી, કે–"હે તરૂવર, અત્યારે હું તારે શરણે છું; મારે તોયે તું, અને જીવાડે તોયે તું! હે જીવનાધાર! મને ખીણમાં જીવતો ઉતારજે."

એમ હું કદાચ વધુ વખત બેસી રહ્યો હોત, પરતુ નીચેથી અવાજ આવ્યો:–"આવો, આવો બહાદુરભાઈ, કાંઈ ગભરાવાનું નથી. મૂળીઆં અને કામળા મજબૂત છે; છતાં પડશો તો હું તમને ઝીલી લઇશ. આવો."

હવે તો ઝંપલાવ્યા વગર છૂટકો નહતો. લામાસરાઇની બારીએથી પીપળાના ઝાડ સાથે બાંધલા દોરડાં પર જેટલી સાહસિકતાથી લટકયો હતો તેથી દશ ગણી સાહસિકતાને નોંતરી મેં "જય વિશ્વભર"નું નામ લઇને ઝંપલાવ્યુ.

પણ હાય! ઓ ઓ...આ શું?

મારો બધો ભાર દોરડા પર આવતાંની સાથેજ ઉપર મૂળીઆમાં ભારે અવાજ થયો–મને લાગ્યું કે આ ચાલ્યો મોતની ખીણમાં! પળવાર મારી આંખે અંધારા આવી ગયાં. છતાં મારા હાથમાંનું જોર ઘટયુ ન હતું. ડૂબતો માણસ તરણાંને પકડે તેમ મે હજુ કામળો જોરથી પકડયો હતો. પરતુ અડધી મિનિટમાંજ મારી ખાત્રી થઈ કે કામળો હજુ છૂટયો ન હતો. ધબકતે હૈયે હું કામળાને હાથ તથા પગ વડે મજબૂત ઝાલીને ધીમે ધીમે ઉતરવા લાગ્યો. પરંતુ પ્રતાપરાય ઉતર્યા તે વખતે થતો હતો તેના કરતાં અત્યારે તે મૂળીઆમાં વધારે અવાજ થતો હતો. મારે ડગલે ડગલે બેચાર મૂળીઆં જમીનમાંથી મટોડી સાથે ઉખડતાં હોય એમ મને ચોક્કસ લાગતું હતું. ઉખડેલી મટોડી મારા માથા પર પડતી હતી; પરંતુ ઉંચું કે નીચું જોવાની તો મારી છાતીયે ચાલતી ન હતી, એટલે તે મટોડી મારી આંખમાં જવા પામી નહિ. જય વિશ્વંભરનું રટણ કરતો કરતો હું નીચે ઉતર્યોજ ગયો. બંને કામળા વટાવી નાંખ્યા. પ્રતાપરાયનો ઓવરકોટ આવ્યો. જેવો મેં તે ઓવરકોટની બાંયવાળો ભાગ ઝાલ્યો તેવોજ—ઓ રામ! આ શું?

કડડડડ....ધુસ!

ઉપરનાં 'મૂળીઆં બીલકુલ ઉખડી છૂટી ગયાં હતાં. મારી આંખે તમ્મર આવ્યાં. હુ પડયો–ગયો–મૂઓજ હતો. મારી શુદ્ધબુધ ઉડી ગઇ.

× × ×

હું કેટલો વખત બેભાન રહ્યો તે મને ખબર નથી. જ્યારે અડધો પડધો જાગ્રત થયો ત્યારે જોયું તો પ્રતાપરાય મને પોતાના ઓવરકોટ વડે પવન નાખી રહ્યા હતા. હજુયે હું જીવતો રહ્યો છું એ વિષે મને ઘણીજ શંકા થયા કરતી હતી. સહજ વધારે શુદ્ધિ આવતાં હું ઉઠીને બેઠો થયો અને પ્રતાપરાય સાથે વાતચિત કરવા લાગ્યો. હું કેવી રીતે પડયો, કયાં પડયો, કેવી રીતે બચ્યો, એ બધું તેમણે કહી સંભળાવ્યું. હું ઉતરતો હતો તે વેળાએ પ્રતાપરાય મારા પ્રત્યે ટાંપીને જોઈ રહ્યા હતા. વૃક્ષનાં મૂળીઆંની નબળાઇ તેમના ધ્યાનમાં પણ આવેલી હોવાથી તેમણે પ્રથમથીજ મને ઝીલવાને

બે હાથ પહોળા કરી રાખ્યા હતા. હું પડયો. તેમણે મને ઝીલ્યો, છતાં સાડાત્રણ મણનો બૉલ તે. ખુદ કૉડ્રેન્ગ્યુલર મેચનો ચાલાકમાં ચાલાક રમનારો યે ઝીલી શકે નહિ તેમના હાથમાંથી મારૂં શરીર અડધું છટકયું અને ખડક સાથે અથડાયું. પગ ભાંગતા બચી ગયો. નળાની ઉપર સોરાઇ ગયું. મારા અચેત શરીરને સુવ્યવસ્થિત સૂવાડી પ્રતાપરાયે એક વેલાને મસળી તેમાંની રસ કાઢી તે મારા દબડાયલા અંગો ઉપર ઘસ્યો અને પછી મને શુદ્ધિમા લાવવા પ્રયત્ન કરવા લાગ્યા. તેમના કહેવા પ્રમાણે હું વીસેક મિનિટ બેશુદ્ધ રહ્યો હતો.

દુખતા નળાની જરાયે દરકાર ન કરતાં હું થોડીવારે ઉઠીને ઉભો થયો. અમે બંનેએ પોતપોતાના પોટલાં ખાંધે ભેરવ્યાં અને ખીણમાંથી બહાર નીકળવાનો, સામી ભેખડ પર ચઢવાનો કોઇ સરળ રસ્તો ખોળવા લાગ્યા

માર્ગમાં પ્રતાપરાયે કહ્યું-"બહાદુરભાઈ, તમે પડયા તેથી એક લાભ થયો તે તમને ખબર છે?"

"શું?" ન સમજાવાથી મેં પૂછયું.

"આપણા બંને કામળા તથા ઓવરકોટ આપણને પાછા મળ્યા."

"ખરી વાત." મેં ઉત્તર આપ્યો:-"કુદરતની એકેએક કૃતિમાં ઉંડો ભેદ રહેલો છે એમાં કાંઈ શક નથી."



## પ્રકરણ ૬૩ મું.

### જટાધારી બાવાનો મેળાપ.

તે ખીણની અંદર, અમે ઉભા હતા તેની બંને તરફ ખૂબ રખડયા. પરંતુ કોઇ સ્થળે સહેલાઇથી ચઢી શકાય એવો ઢોળાવ કે પગથીયાં જેવા ખડકો દૃષ્ટિએ પડયા નહિ. અમારા અંતરમાં ભારે નિરાશા ઉત્પન્ન થવા લાગી. હોંસમાં ને હોંસમા આ ઉંડી ખીણમાં ઉતર્યા તો ખરા, પરંતુ હવે જો સામી ભેખડ પર ચઢવાનો જે માર્ગ ન જડયો તો ભોગજ લાગ્યા હતા. રસ્તથી કામળાનુ દોરડું બનાવી તેને આધારે ઉતર્યા હતા, ત્યાં પણ હવે અમારાથી ચઢાય એમ તો હતુંજ નહિ. પૃથ્વીના ગુરૂત્વાકર્ષણે અમને ખીણમાં ઉતરવામા સહાય કરી હતી, પરંતુ તેજ ગુરૂત્વાકર્ષણ કાંઇ અમને પાછા ઉંચે ચઢાવે તેમ નહતું.

જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ અમારી નિરાશા વધુ ને વધુ દુઃખદ થતી ગઇ અમારાં હૃદય ભારે શલ્ય જેવાં થતાં ગયાં. હવે શું થશે? અમારાં શરીરને રીંછ ખાશે કે વાઘ? એનોજ વિચાર કરવાનુ અમારે ભાગે રહ્યું હતું. વળી ખીણમાં કોઇ કોઇ સ્થળે દેડકા, વીંછીઓ, અને સાપ દેખાતા હતા. જો ક્ષુધા કે શ્રમથી અમારાં જીવનનો અંત ન આવે તો તેઓ અમારા ઉપર તરાપ મારવાને તૈયારજ હતા. કોઇ પણ રીતે અમારો અંત આ ખીણમાં ને ખીણમાંજ આવવાનો એવી અમને દરેક પળે વધારે દૃઢ ખાત્રી થતી જતી હતી.

આવી રીતે ખીણમાં રખડવામાં કલાક દોઢ બે નીકળી ગયા. હતાશ હૃદયથી અંતે અમે એક મોટી શિલા પર બેઠા. હુ સાચું કહું છું કે તે વખતે મારૂં મ્હોં ઉતરીને સુક્કા સફરજન જેવુજ થઇ ગયુ હતુ. હવે આપણે શું કરવું? શો ઉપાય આદરવો? એવું કાંઇ પણ પ્રતાપરાયને પૂછવાની મારી હિંમત થતી નહતી. મારી પેઠે તેમનું પણ મ્હોં ઉતરી ગયું હતું, અને અત્યંત ખિન્નતાનાં ચિહ્નો તેમના મુખ ઉપર સ્પષ્ટ જણાતાં હતાં. તેમને પણ કાંઇ બોલવાની વૃત્તિ થતી નહતી.

આમ ને આમ મીણનાં પૂતળાંની પેરે અમે કોણ જાણે ક્યાં સુધી બેસી રહ્યા હોત. પરંતુ એટલામાંજ અમારા માથા પરથી અત્યંત ગંભીર ઉંડો અવાજ આવ્યો—

"આ નિર્જન પર્વત પ્રદેશમાં વિચરનારા એક પવિત્ર આશ્રમની સાંનિધિમાં આવેલા તમે કોણ છો?"

અમે ચમકીને ઉંચે જોયું. મારા મુખ પર ભારે આશ્ચર્યનાં ચિહ્ન ઉપસ્થિત થયાં પરતુ પ્રતાપરાયે બીલકુલ સ્વસ્થપણે ઉત્તર આપ્યો—

"આશ્રમના પરમપુણ્યવાન મહંતદ્વયે જેને આ આશ્રમમાં આવવાની આજ્ઞા આપી છે તેજ અમે છીએ."

"કોણ? માનવ, દાનવ કે દેવ?" પેલાએ પ્રશ્ન પૂછયો.

"જેની તેઓશ્રી વાટ જોઈ રહ્યા છે તે—સર્વશક્તિમાન પરમેશ્વરના દાસાનુદાસ." પ્રતાપરાયે તરતજ જવાબ આપ્યો; અને ઉમેર્યું—"આ લોક અને પરલોકમાં તારનાર એવા બ્રહ્મજ્ઞાનના પરમ જીજ્ઞાસુ."

આ છેલ્લા શબ્દો સાંભળી ઉપર ઉભેલા માણસના ચહેરામાં એકદમ ફેરફાર થઇ ગયો. અમે તેનું આખું શરીર જોઇ શકતા નહતા. તેના માથા પરની ભવ્ય જટા તથા અનેક પ્રકારની ભસ્મો ચોપડેલુ મુખ એટલુંજ માત્ર અમને દેખાતુ હતું. પ્રતાપરાયનો ઉત્તર સાંભળી તે મુખ પર આનંદ પ્રસર્યો. અનંત, અગાધ શક્તિવાળા એક મઠપતિની ત્રીજા મહંતને સ્થાને નિમણુક થઇ હતી એટલી તેને ખબર હતી તે અદ્ભુત મહંતે અત્યારે તેને આ ઉંડી ભયાનક ખીણમાં દર્શન દીધાં, તેથી તેને જાણે અલૌકિક લાભ પ્રાપ્ત થયો હોય એમ લાગ્યું. તે ઉપરથી ઘાંટો પાડી બોલ્યો—"ગુરૂ મહારાજ, અહીંજ ઉભા રહો. હું આપની પાસે આવું છુ"

આમ બોલીને તે અદૃશ્ય થયો. અમને અત્યંત આશ્ચર્ય થયું કે—જે ખીણમાંથી બહાર નીકળવાને માટે અમે બે અઢી કલાકથી ફાંફા મારી રહ્યા છીએ, અને નિષ્ફળતાથી નિરાશ થઇને જીવનત્યાગનું વ્રત લઇ બેઠા છીએ તે ખીણમાં આ બાવો સહેલાઇ ઉતરી આવવાની વાત કરે છે, એ શું?

પરંતુ ખરેખર પાચસાત મિનિટ પછી જોઉં છું, તો તે બાવો અમારી સામે આવી ઉભો રહ્યો. તેણે પ્રતાપરાયને દંડવત્ પ્રણામ કર્યા અને ચરણસ્પર્શ લીધા. પ્રતાપરાયે પૂર્ણ આડંબરથી તેને આશીર્વાદ આપ્યા. તેણે મને પણ નમન કર્યું અને મેં મારી યોગ્યતા પ્રમાણે તેને આશિર્વચન કહ્યાં.

આટલું થયા પછી કેટલીક વાતો કરવાની મને ભારે ઉત્સુકતા થઇ: "ત્યારે

આ ખીણમાંથી ઉપર ચઢવાનો રસ્તો છે ખરો? ક્યાં છે? અમે તો શોધી શોધીને મરી ગયા..." એવું એવુ કાંઇ કાંઇ મેં બકી નાંખ્યું હોત. પરંતુ પ્રતાપરાયે મને આંખથી ઇશારત કરી. હું સમજી ગયો કે અત્યારે અહીં કોઇ પણ જાતનુ અજ્ઞાન અમારે પ્રદર્શિત કરવાનું નથી.

પ્રણામ વિધિ પૂરા થતાંજ પ્રતાપરાયે ઉભા થઇ કહ્યું—"ચાલો." જાણે પોતાને તે રસ્તો પ્રથમથીજ માલમ હોયને!

તે બાવો આગળ ચાલવા લાગ્યો. વચ્ચે પ્રતાપરાય અને પાછળ હું–એમ ચાલતા દશેક મિનિટમાંજ અમે ભેખડ ચઢીને ઉપર આવ્યા—ત્યારેજ મને માલમ પડ્યું કે નિરૂપાયતાથી નિરાશ થઇને અમે જ્યાં આગળ શિલા પર બેઠા હતા, ત્યાંથી ત્રણ ચાર મિનિટ આગળ ચાલ્યા હોત તો અમને આ ચઢાવનો માર્ગ આપોઆપ જડતે. આશ્રમ તરફની બાજુએથી ખીણમાં ઉતરાતું હતું, પરંતુ સામી બાજુએ ચઢવાનો રસ્તો ન હોવાથીજ આશ્રમવાસીઓ લાંબા ચકરાવાવાળો માર્ગ વાપરતા હતા.



## પ્રકરણ ૬૪ મું.

### વાઘના ડાચામાં પ્રવેશ

ત્યાંથી અમે બ્રહ્મજ્ઞાનમઠની દિશામાં ચાલવા માંડ્યું. ખીણમાં રસ્તો ખોળતા ખોળતા અમે ઘણે દૂર નીકળી ગયા હતા. જ્ઞાનમઠની ઇમારત અમારાથી અડધો પોણો માઇલ દૂર પડી ગઇ હતી.

એ વખતે સંધ્યાકાળ થવા આવ્યો હતો. અમારી સમક્ષ સર્વત્ર શ્વેત દુધ સરખું બરફ પથરાઈ રહેલું હતું. તે જાણે પૃથ્વીમાતાને રાત્રિને સમયે ઓઢવા માટેની ચાદર હોયને, એવું દેખાતું હતું. ચોતરફ મનોહર હિમાચ્છાદિત શિખરો જાણે પૃથ્વી માતાની ચોકી કરવા સિપાઈ તરીકે ઉભા હતા. આકાશ નિરભ્ર હતું અને હવાની શીતળતા પણ અસહ્ય ન હતી. એટલે અમે થોડીજ વારમાં જ્ઞાનમઠની નજીક આવી પહોંચ્યા.

જ્ઞાનમઠને દૂરથી દેખીને પ્રતાપરાયના હૃદયમાં કેવી લાગણીઓ થતી હશે તે તો કોણ જાણે, પરંતુ મારા અંતરમાં તો હર્ષની અને શોકની પરસ્પર વિરોધી લાગણીઓ એકી વખતે થતી હતી. આટઆટલો પરિશ્રમ, આટઆટલાં સંકટો વેઠીને અને અસંખ્ય ભયાનક સાહસો ખેડીને અંતે અમે બ્રહ્મજ્ઞાનમઠની સન્નિધિમાં આવી ચૂકયા હતા એટલે અમારા સાહસકાર્યનો અમુક ભાગ તો સિદ્ધ થઇ ચૂકયો હતો, તે વિચારે મને આનંદ થતો હતો. પરંતુ હવે આ જ્ઞાનમઠમાં પ્રવેશ કરીને આજસુધીમાં ખેડેલાં બધાંયે સાહસો કરતાં પણ વધારે જોખમભરેલાં સાહસોમાં, માથું ટોલ્લે ટંગાવીને ઝંપલાવવાનું હતું. એટલે ખરો કટોકટીનો સમય તો હવે આવી પહોંચ્યો હતો એ વિચારે મારૂં હૃદય ધબકતું હતું, અને કોઇકોઇ વાર મને રોમાંચ થઇ જતો હતો.

જ્યારે અમે જ્ઞાનમઠની તે ભવ્ય

ઈમારત પાસે આવી પહોંચ્યા, ત્યારેજ મને તેની વિશાળતાનો ખરો ખ્યાલ આવ્યો. આગળ લામાસરાઈની ઈમારતનું વર્ણન કરતાં મેં તેને કિલ્લા સાથે સરખાવી છે. પરંતુ તે દૃષ્ટિએ આ બ્રહ્મજ્ઞાન-મઠની ઈમારતને કોની સાથે સરખાવવી તે પણ મને સમજ પડતું નથી. લામા-સરાઈ કરતાં આનો ઘેરાવો ત્રણ ચારગણો હતો આની દિવાલો પણ તેના કરતાં ત્રણગણી ઉંચી હતી. પાસે આવીને જોતાં મને લાગ્યું કે આ આખી ઈમારત એક પહાડી શિખરમાંથી કોરી કહાડેલી છે.

પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે આવી મોટી ઈમારતને એકે તરફ એક પણ બારી હોય એમ દેખાતું નહતું. કોઇકોઇ ઠેકાણે નાનાં બાકોરાં દેખાતાં હતાં તેજ માત્ર. અમે તેના નાનકડા દર-વાજા પાસે આવી પહોંચ્યા. ત્યાં બેઠેલા બાવાને પ્રણામ કરી અમારી સાથેનો બાવો તેમાં દાખલ થયો; તેની પાછળ અમે પણ ઘુસ્યા. પરંતુ પંદરેક ડગલાં ચાલ્યા એટલે અમારે ભારે અંધકારમાં ઉભા રહેવું પડયું. ઈમારતને માથે મોટી અગાશી હતી અને દિવાલમાં નામનિશાન ન મળે એટલે બહારનો પ્રકાશ આવે પણ ક્યાંથી? થોડીવારમાં તે બાવો એક નાની મશાલ લઈ આવ્યો અને તેના પ્રકાશની સહાયથી અમને એક લાંબી ગેલેરીમાં થઇને તે આગળ લઇ ચાલ્યો.

માર્ગમાં પ્રતાપરાયે તેને પૂછ્યું–"આ દેહ શા નામથી ઓળખાય છે?"

કહેવાની જરૂર નથી કે બીજામાંથી ઉપર આવ્યા પછી પ્રતાપરાયે ખરેખરા મહંતનો વેશ ભજવવા માંડયો હતો. તેમની પ્રત્યેક હિલચાલમાં તથા દરેક વાકયમાં અગાધ જ્ઞાન અને ઉંડું તત્વ-જ્ઞાન ઉભરાતાં હતાં. ઉપરોક્ત પ્રશ્નમાં પણ તેમણે પોતાની ફીલસુફી પ્રદર્શિત કરી હતી.

તે જટાધારી બાવાએ નમ્રપણે જવાબ આપ્યો–"આ પામર ક્ષણભંગુર દેહ વાંગાકુને નામે ઓળખાય છે."

પ્રતાપરાયે વાંગાકુને સંબોધીને બીજું કાંઈ કહ્યું નહિ. ગેલેરી પૂરી થતાં અમે એક વિશાળ ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાં કેટલાક ગોખલાઓમાં દિવેલનાં કોડીઆં મૂકેલાં હતાં. તેના પ્રકાશમાં અમે જોયું તો કેટલાક યુવાન બ્રહ્મચારીઓ અમારા માર્ગની બંને બાજુએ ઉભા રહી ગયા હતા. અમારો પ્રવેશ થતાંની સાથેજ તેઓએ ચીની ભાષાના કેટલાક રૂઢ સ્વાગત શબ્દો બોલીને અમને આવકાર આપ્યો. તેમનામાંથી કોઈના પણ મુખ પર અમે કોણ છીએ, અને ક્યાંથી શામાટે આવ્યા છીએ તે જાણવાની ઉત્સુકતા જણાતી ન હતી. તેમાંના કોઇએ પણ વાંગાકુને અમારા વિષયમાં પ્રશ્ન કે ઇશારત સરખી પણ કરી નહિ. તે પરથી મને લાગ્યું કે અમારા આગમનનો વૃત્તાંત તેમને પ્રથમથીજ માલમ પડી ગયો હોવો જોઇએ. કયાં તો તે પેલા ક્વાંગમૂન સાથે મોકલેલા સંદેશાને આભારી હોય, કે કયાં તો આ વાંગાકુએ અમને જોતાંને વાર માનસિક પ્રેરણા વડે વિચારતરંગો ફેંકીને અમારા આગમનના સમાચાર આ-શ્રમના મહંતહૃદયને પહોંચાડયા હોય. ગમે તેમ હોય પણ એ શાથી થયું તે છેવટ સુધી હું સમજી શકયો નથી.

—(૦)—

# પ્રકરણ ૬૫ મું.

## એકાંત ઓરડામાં

તે બ્રહ્મચારીઓને યોગ્ય રીતે આશીર્વાદ આપી અમે આગળ ચાલ્યા. કેટલાક બ્રહ્મચારીઓ અમારી પાછળ આવવા લાગ્યા. ઘણો વખત સુધી અમે એક બીજી ગેલેરીમાં ચાલ્યા કર્યું, ત્યારે અંતે એક લાંબો અને ઉંચો દાદર આવ્યો. સાધારણ દાદરોને હોય છે તે કરતા ચાર પાંચ ગણા પગથીયાં આ દાદરને હતા. અમે સર્વ તેના પર ચઢવા લાગ્યા. વીસ બાવીસ પગથીયાં ચઢયા એટલે મને તો શ્વાસ ભરાવા લાગ્યો. આખો દિવસ ચાલીને મારા ટાંટીઆ શ્રમથી લોથપોથ થઇ ગયા હતા. છતાં જેમ તેમ જોર કાઢી હું તે દાદર ચઢયો. ઉપર ગયા એટલે જી. આઇ. પી. ના રીવર્સીંગ સ્ટેશનની પેઠે જે દિશામાંથી આવ્યા હતા તેજ દિશામાં ચાલવા માડયુ. અહીં બંને બાજુએ નાના મોટા ઓરડાઓ હતા અને તેમાંના કોઇમાં યુવાન, કોઇમાં પ્રૌઢ તો કોઇમાં લાંબી અને ધોળી દાઢીવાળા વૃદ્ધ જોગીઓ વસતા નજરે પડતા હતા. તેઓ બધા મોટે ભાગે પોતપોતાના પાઠાધ્યયનમાં લીન થયેલા હતા અને કેટલાક પોતાની પોથી અથવા ગુટકાઓમાથી મંત્રો ગણગણતા હતા

એ ભાગને પાંચેક મિનિટમાં અમે વટાવી દીધો, એટલે એકી વખતે એકજ માણસથી પ્રવેશ કરી શકાય એવડો નાનો દરવાજો આવ્યો ત્યા આગળ એક બુઢ્ઢો ચીનો બેસી રહ્યો હતો અમને જોઇને તે ઉભો થયો અને હાથ જોડી પ્રણામ કર્યાં. અમે તે દરવાજામા દાખલ થયા એટલે અમારી પાછળ આવેલા યુવાન બ્રહ્મચારીઓનું સરઘસ ત્યાંથી પાછું ફર્યુ.

આ સ્થાનમાં એ વખતે એટલી બધી શાંતિ હતી, કે એકાદ સોય પડે તો પણ સંભળાય. ઘણીવાર તો મને હુ સ્વપ્નામાં છું કે શું? એવી ભ્રમણા થતી હતી. બે ત્રણ વાર તો મારી જાગ્રતાવસ્થાની ખાત્રી કરવાને મેં ખરેખર મારા ગાલ પર ચીમટી ખણી જોઇ મારી છાતી પર હાથ મૂકી હૃદય ચાલે છે કે ઠંડુ પડી ગયું છે તેની તપાસ કરી. ગેલેરીમા ચાલતી વખતે હું વખતોવખત પ્રતાપરાય તરફ જોતો જતો હતો. તેમનામાં મારા જેટલી શંકાશીલતા દેખાતી ન હતી શાત, ગંભીર મુદ્રાથી તેઓ વાંગાકુની પૂઠે પૂઠે ચાલ્યા કરતા હતા. તેમની તીવ્ર મર્મભેદી દૃષ્ટિ આમતેમ ચોતરફ ફર્યા કરતી હતી, તે પરથી તેઓ સૂક્ષ્મ અવલોકન કરતા જાય છે એમ હું સમજી ગયો.

ત્યાર પછી તે બુઢ્ઢો ચીનોજ અમારી સાથે ભોમીઆ તરીકે આવ્યો. પાસળા મરડીને ઉચાનીચા ટાટીઆ વડે તે અમારી આગળ ચાલવા લાગ્યો. અમે એક વિશાળ હૅાલ જેવો ઓરડો પ્રસાર કર્યો. તે ઓરડામાં વચ્ચે દશ દશ ફુટને અંતરે કેટલાક થાંભલાઓ હતા તે બધા પર દેવદેવીઓની મૂર્તિઓ, મોર, પોપટ, ચકલીઓ વગેરે કોતરેલાં હતાં. કોઇ કોઇ સ્થળે હાથમાં પોથીઓ ધરીને, દીવેલના કોડીઆને અજવાળે વાંચતા બાવાઓ બેઠેલા હતા. અમે તેમની આગળથી પસાર થતા એટલે તેઓ પળવાર અમારા

પ્રત્યે જોતા, નમન કરતાં, અને પાછું નીચું ઘાલી પોથી વાંચવા મંડી પડતા.

એ પ્રમાણે તે વિશાળ ઓરડામાંથી નીકળી એક બે ગેલેરી અને સાંકડી ઓરડીઓ પસાર કરી એટલે અમે એક ઉતરવાના દાદર આગળ આવી પહોંચ્યા. તે દાદરના દશબાર પગથીઆં ઉતરતાંજ અમે એક ભવ્ય દિવાનખાનામાં પ્રવેશ કર્યો આ દિવાનખાનામા એક બાજુએ એક મનોહર ઉંચું સિંહાસન ગોઠવેલું હતું. તેની બંને બાજુ પર એક એક આસન ગોઠવ્યાં હતાં. તે બુંધા ચીનાએ અમને તે આસનો નજીક લઇ જઈને તેના ઉપર બેસવાની પ્રાર્થના કરી. પ્રતાપરાય તે સિંહાસન પર પોતાને યોગ્ય આડંબરથી બેઠા. હું પણ તેમની જોડેના એક આસન પર બેઠો. એટલે તરતજ તે બુંધો ચીનો અમને પ્રણામ કરી ત્યાંથી એક બાજુએ આવેલા દ્વાર મારફતે ચાલ્યો ગયો.

તે ચીનાનાં પગલાંનો અવાજ સંભળાતો બંધ થયો કે તરતજ મેં ધીમે સાદે પ્રતાપરાયને પૂછ્યું–"આ બધી શી ધમાલ છે?"

"કોણ જાણે? કાંઇ સમજાતું નથી." તેમણે અત્યંત મંદ સ્વરે ઉત્તર આપ્યો.

"આમ સિંહાસન પર બેસાડીને આપણાં ડોકાં કાપવાનો તો........"

"શીટ્ શીટ્ ચૂપ" પ્રતાપરાયે મને તરતજ બોલતો અટકાવ્યો, ને કહ્યું–"આ કાંઈ વાતચિત કે મશ્કરી કરવાનો વખત નથી."

---

## પ્રકરણ ૬૬ મું.

### સુવર્ણમય સ્વાગત

હું મૂગો રહ્યો અને મનમાંજ વિચાર કરવા લાગ્યો. પરંતુ વિચાર કરવાનો મને ઝાઝો સમય મળ્યો નહિ. કારણ કે ઉપર પ્રમાણે અમારા પ્રશ્નોત્તર થયા પછી તરતજ તે દિવાનખાનાની બંને બાજુ પરની ભીંતોમાંના બારણાંઓમાંથી આખે શરીરે પીળા બુરખા પહેરેલા અસંખ્ય મનુષ્યો ત્યાં આવવા લાગ્યા. તે દરેકના હાથમાં એકએક પિત્તળની દીવીમાં સળગાવેલો દીવો હતો. તેમના આવ્યા પછી આખા દિવાનખાનામાં અત્યંત મધુર સુગંધિ પ્રસરી રહી, તે પરથી મે અનુમાન કર્યું કે તે દીવીઓમાં કોઇક જાતનું સુગંધિદાર તેલ પૂર્યું હશે. તે મનુષ્યોએ જે પીળા બુરખા પહેરેલા હતા તેમાંથી તેમની આંખો અને નાક સિવાય બીજું કશું દેખાતું ન હતું. શ્વાસ લેવાને તથા જોવાને માટે દરેક બુરખામાં કાણાં પાડેલાં હતાં. તેમના માથાની પાછળ અંબોડા જેવો ઘાટ દેખાતો હતો. એ કારણથી આ બધા પુરૂષો છે કે સ્ત્રીઓ તેની સહજ શંકા થતી હતી. પરંતુ આ જ્ઞાનમઠ જેવા સ્થાનમાં સ્ત્રીઓ તો નહિજ હોય; એટલે તે બધા પુરૂષોજ હોવા જોઇએ એમ મેં મારા મન સાથે ગાંઠવાળી. તે સર્વના હાથમાંની દીવીઓના પ્રકાશ વડે આખો ખંડ ઝગઝગાટ મારી રહ્યો હતો.

તેઓ અંદર આવી રહ્યા એટલે બંને બાજુનાં દ્વારો પર પડદા પડી ગયા અને તરતજ તેની પાછળથી 'તુનતુન તનનન તુન' કરતો ચીનાઇ વાજીંત્રોનો અવાજ આવવા લાગ્યો. અડધી મિનિટ તે તુનતુન ચાલ્યા પછી દિવાનખાનામાં ઉભેલી દરેક વ્યકિતના મુખમાંથી સુર નીકળી વાજીંત્રના સુર સાથે ભળવા લાગ્યા. એ બધાના સુરોમાં એટલી બધી સમાનતા હતી કે કયો અવાજ કઇ વ્યક્તિના મુખમાથી નીકળે છે તે પારખવું મુશ્કેલ હતુ. અને તે બધાના શબ્દોચ્ચાર એકએકમાં એવા તો ભળી જતા હતા, કે ભલભલા યુરોપીઅન બેન્ડવાળાને પણ ટક્કર મારે.

પ્રથમ તેમણે એક ઇશ્વરપ્રાર્થના શરૂ કરી. તે આપણે ત્યાંના ગઝલ જેવા રાગની હતી, પણ સુરો ઘડીમાં અત્યંત ઉચા અને ઘડીમાં અત્યત નીચા જતા હતા. કેટલીક વાર તો છેક ભેસના બરાડા જેવોજ અવાજ નીકળતો હતો. હું તો સર્વને ચકિત દૃષ્ટિથી જોયા કરતો હતો. ઇશ્વરપ્રાર્થના પૂરી થતાં પળવાર અટકી તેમણે બીજું ગાયન શરૂ કર્યું. તે ગાયન લાવણી જેવા છંદમાં હતું. તેની પાચેક લીટી બોલાઇ ત્યારેજ મને સમજ પડી કે તે ગાયન અમારૂં સ્વાગત કરવાને માટે ખાસ રચેલું હતુ. તેનો ભાવાર્થ આ પ્રમાણે હતો—

"પરમ બ્રહ્મને શોધનારા મહાન તપસ્વીઓ, પધારો. અનંત, અનાદિ ને અવિચળ સત્યના પરમધ્યાની ઉપાસકો, આપને અમારા વંદન હો. આપે અમારા આ નમ્ર આશ્રમને આપના પુનિત પગ લાંથી પાવન કર્યો છે સમાધિસ્થ મહંત મહારાજને સ્થાને વિરાજી આપ અમ પામર જીવોનો ઉદ્ધાર કરો."

એ પ્રમાણેની પ્રાર્થના પૂરી થઇ એટલે તે બધાએ અમને અત્યંત નીચા વળીને પ્રણામ કર્યા, અને તરતજ જેવી રીતે આવ્યા હતા તેવીજ રીતે એક પછી એક બાજુમાંના દ્વાર મારફતે ચાલ્યા ગયા. તેમના જવાથી દિવાનખાનામાં પહેલાં હતો તેવોજ અંધકાર ફેલાઇ રહ્યો. એ અંધકારમાં હું અને પ્રતાપરાય બેજ જણા શુનમૂઢ જેવા બેસી રહ્યા.

અમે દશેક મિનિટ એ પ્રમાણે બેસી રહ્યા, પરંતુ કોઇ ત્યાં આવ્યુ નહિ કે ત્યાંથી પસાર પણ થયું નહિ. હું અકળાયો. મે પ્રતાપરાયને પુનઃ ધીમે સાદે પૂછયું—

"આપણે આ પ્રમાણે કયાં સુધી બેસી રહીશું ?"

"કાંઇ સમજાતુ નથી. અત્યારે તો આપણે જે કાંઇ થાય તે શાંતપણે જોયાજ કરવાનું છે. હજુ તો એ લોકો કાંઇ કાંઇ વેશ ભજવશે એમ લાગે છે" તેમણે જવાબ આપ્યો.

મેં કહ્યું–"મને તો જાણે આ ભૂતોની દુનિયા હોય તેવુંજ લાગે છે. આપણે અહીં પ્રેત લોકમાં તો નથી આવ્યા ? એવી શંકા........"

"ચૂપ, ચૂપ. કોઇ આવશે તો સાંભળશે." એમ કહી પ્રતાપરાયે મને બોલતો બંધ કરી દીધો.

ત્યાર પછી એકાદ મિનિટમાંજ એક તરફનાં દ્વાર પરનો પડદો ખસ્યો, અને એક નકાબપોશ વ્યકિતએ તે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેણે પહેરેલા બુરખાને લીધે તે વ્યકિત જુવાન છે કે વૃદ્ધ તે માલમ પડતું નહતું. તેની ઉંચાઇ ઘણીજ ઓછી

હોવાને લીધે તે ઠીંગણો છે એમ સ્પષ્ટ દેખાતું હતું.

આસનની પાસે આવીને તેણે અમને પ્રણામ કર્યા. અને પોતાની પાછળ પાછળ આવવાની ઇશારત કરી. અમે ઉઠ્યા અને તેની પાછળ ચાલવા લાગ્યા. જે રસ્તે અમે આવ્યા હતા તે તરફ થોડેક દૂર જઇને અધવચ્ચે એક બારણું આવ્યું તેમાં પ્રવેશ કર્યો. તો એક ખડક પરથી બીજા ખડક પર જવાને માટે ઝરૂખો બાંધેલો હોય એમ માલમ પડયું. અમે તે ઝરૂખા પર ચાલવા લાગ્યા. આગળ જતાં એક ગેલેરી આવી. તેની બને બાજુ એ મોટા મોટા ઓરડાઓ હતા. દરેક ઓરડામાં એક માણસ આરામથી રહી શકે એટલી ખુરશીઓ, ખાટલા, ગોદડાં વગેરે સાધનો હતાં. બ્રહ્મજ્ઞાનમઠનાં મેમાનોને અહીં રાખવામાં આવતા હશે એમ મને સમજાયું. જ્યારે તે ઠીંગણો બુરખાધારી તેમાંના એક ઓરડા પાસે અટક્યો અને તેના બારણા પરનો પડદો ખસેડી અમને અંદર લઇ ગયો ત્યારે મને તે વિષે વધારે ખાતરી થઇ.

જે ઓરડામાં તે અમને લઇ ગયો તેમાં બે વિભાગ હતા. દરેકની અંદર પ્રકાશ આવવા માટે વચમાં એક લોખંડની દીવી ટાંગી હતી તેને તે બાવાએ પોતાની મશાલ વડે સળગાવી. તે દીવી નો પ્રકાશ ઓરડાના બંને વિભાગમાં પડતો. અમને ત્યાં મૂકીને તે ત્યાંથી ચાલ્યો ગયો. એ વખતે રાત્રિના સાડા નવનો અમલ થયો હશે.

---

## પ્રકરણ ૬૭ મું.

### ભૂખે પેટ મગળવાર

નિત્ય નિયમ પ્રમાણે મેં બહારની ઓરડીમાં અને પ્રતાપરાયે અંદરની ઓરડીમાં મુકામ કર્યો. બંનેમાં એક એક ખાટલો હતો. તે પર જઇ અમે પડ્યા. થોડીવાર પછી પ્રતાપરાય ઉઠીને મારી પાસે આવ્યા અને બોલ્યા—

"બહાદુરભાઇ, આટલે સુધી તો બધું ઠીક ઠીક ચાલ્યું લાગે છે. આ જ્ઞાનમઠમાં આપણો પ્રવેશ તો નિર્વિઘ્ને થયો છે. હવે થોડાજ વખતમાં આપણો ઉદ્દેશ પાર પડશે, અથવા તો........"

"અથવા તો—શું ?"

"પરલોકમાં આપણી પધરામણી થશે." એમ તેઓ કંઈક અચકાતાં અચકાતાં બોલ્યા એટલે મેં તરતજ કહ્યું—

"કદાચ બંને એકીસાથે થશે."

"પણ તેથી તમે નાહિંમત તો નથી થયાને ?"

"જરાયે નહિ." મેં જવાબ આપ્યો— "કોઇ પણ પ્રસંગમાં હું મારા નામને લજવાવા દેવાનો નથી."

"ત્યારે ઠીક. બહાદુરભાઇ, ગમે તેમ થાય તોયે તમારે આટલું તો ધ્યાનમાંજ રાખવું, કે બીજા બધા મઠો કરતાં અહીં આપણે અત્યંત નિયમબદ્ધ રહેવું પડશે. આ આશ્રમના બધાજ મનુષ્યો, ઉપરથી ગમે તેવા દેખાતા હોય, તોપણ તેઓ કોઇ ને કોઇ પ્રકારની ભારે તપશ્ચર્યા કરતા

હોય છે એમ મારૂં માનવું છે. મને લાગે છે કે અહીં આપણને ખોરાક મળશે તે પણ પ્રમાણસર અને અત્યંત સાદો મળશે."

"બાજરાનો રોટલો ખાવાને હું તૈયાર છું. ભડકાખીચડી પણ હું ખાઈ શકીશ. પરંતુ તે પેટપૂર તો મળવી જોઇએજ." મેં ઉત્તર આપ્યો—"ખાધા વગર તો મારાથી કાંઇ કામ થઈ શકશે નહિ. સાચું કહું તો ડાકટર સાહેબ, અત્યારેજ મારા પેટમાં કુરકુરીઆં બોલી રહ્યા છે."

અને એ સાચી વાત હતી. દોઢ દિવસથી બીલકુલ ખાવાનું મળ્યું નહતું અને ટાંટીઆતોડ તો ચાલુજ હતી એટલે ક્ષુધાની પીડાથી મને કોઈ કોઇ વાર પહોંચા કરડી ખાવાનું મન થતું હતું. મારા શબ્દો અને સ્થિતિ પરત્વે સહાનુભૂતિ દર્શાવતા પ્રતાપરાય બોલ્યા:

"બહાદુરભાઇ, તમારી વાત કબૂલ છે; તમારી પેઠે મને પણ અત્યારે ખૂબ કકડીને ભુખ લાગેલી છે. પરંતુ તેનું કરવું કેમ? અત્યારે આપણે જે સ્વાંગ ધારણ કરેલો છે તેને અનુકૂળ વર્તન રાખવા માટે જ્યાસુધી અહીંના બાવાઓ પોતે થઇને આપણા સમક્ષ ભોજનથાળ લાવીને ન મૂકે ત્યાંસુધી ભોજન કે ભૂખ –એમાથી એકને પણ વિષે આપણે કાંઇ બોલવું જોઇએ નહિ."

"પરન્તુ આમ ભુખે પેટે કેટલા મગળવાર કઢાશે?" માની પાસે ફરિયાદ કરતા દીકરાના જેવો રોષ ચઢાવી મેં કહ્યુ.

"કદાચ આપણે આવા બે ત્રણ દહાડા પણ ખેંચી કાઢવા પડે!!

"બે ત્રણ દહાડા?" હું ચમકીને બોલી ઉઠયો.

"હા. તમને ખબર છે? બહાદુરભાઇ, ક્ષુધા અને પિપાસાને મહિનો મહિનો સુધી રોકી રાખવાની આપણામાં શક્તિ છે એમ આ જોગીઓ ખાત્રીથી માને છે, કારણ કે આપણે એક મોટા મહતનો વેશ ધરીને આવ્યા છીએ. જરાયે શિથિલતાને આવવા દીધા વગર છ સાત દિવસ સુધી અન્નપ્રાશન કર્યા સિવાય ચલાવે એવા બાવા તો આ આશ્રમમાં ઘણા છે એવું મારૂં માનવું છે. એટલે આપણે આપણી પદવીને શોભે એવો દેખાવ તો કરવોજ જોઇએને?"

મેં કાંઇ જવાબ આપ્યો નહિ. એટલે તેમણે કહ્યું–

"મારી વાત સાંભળીને તમને વધારે નિરાશા થાય છે એમ લાગે છે. પરંતુ તમારે એ રીતે હતાશ થઈ જવાનુ જરાયે કારણ નથી. આપણે અહીં મહિનો ભૂખ્યા પડીજ રહેવું પડશે એવુ નક્કી માની લેવાની કાંઇ જરૂર નથી. કદાચ એકજ મિનિટમાં કોઇ એક બાવો આવી પહોંચે અને આપણે માટે કાંઇક ખાવાનું મૂકી પણ જાય."

પ્રતાપરાયના છેલ્લા શબ્દો પૂરા થયા કે તરતજ કેટલેક દૂરથી આ તરફ કોઈ આવતું હોય એવા પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો. હું તરતજ મારી ઓરડીમાં જઈને મારા ખાટલા પર બેસી ગયો. થોડીજ વારમાં એક બાવો અમારા ખંડ આગળ આવ્યો. પરંતુ તે અંદર ન પ્રવેશ કરતાં સીધો સીધોજ ચાલ્યો ગયો. ખડના દ્વાર પર પડદો હોવાથી તે કોણ હતો અને તેના હાથમાં ભોજનની થાળી હતી કે નહિ તે મારાથી દેખાયું નહિ

તેના જવા પછી કેટલીકવાર સુધી હું

ખાટલા પર બેસી રહ્યો. એ વખતે તે બાવો પાછો ફરીને મારે માટે ગમે તેવું પણ ખાવાનું લઇ આવે, અથવા તેજ ઓરડામા ઘણા સમયથી રખડતો પડેલો એકાદ રોટલાનો ટુકડો કે એવુંજ કાંઇક મને મળી જાય, એવી ઝંખના મને થયા કરતી હતી. અનેક દિવસોના પ્રવાસથી શ્રમિત થયેલાં મારાં ગાત્રો કળતાં હતા. ક્ષુધાપીડિતને સામાન્યતઃ નિદ્રા ન આવે છતાં અતૂટ પરિશ્રમને લીધે, શિથિલ થયેલા જ્ઞાનતંતુઓને લીધે, મારાં નેત્રો બીડાઇ જતાં હતાં. થોડીવાર આડો પડું એવા વિચારથી હું ખાટલા પર સૂતો. અને કોણ જાણે કઇ પળે નિદ્રાવશ થઇ ગયો. એ નિદ્રામાં મને અનેક વિષયોના અનેક પ્રકારનાં સ્વપ્નાંઓ આવ્યાં. મારી પરમ પ્રિય ચપાને વિષે, લામાસરાઇના શંકાશીલ બાવાઓ વિષે, સાંગી નદી પાસેના મઠમાં બનેલા કિસ્સા વિષે, કકડતી ઠંડીમાં પહાડની બખોલોમાં ઘોડાના શરીરને ભેટીને વીતાડેલી રાત્રિઓ વિષે—એ બધાં સ્વપ્નાંઓનાં વર્ણન જો હું આપવા બેસું તો કેટલાંયે પાનાં ભરાઇ જાય. તેથી તે પડતાં મૂકું છુ.



## પ્રકરણ ૬૮ મું.

### દાઢો ભાત ને ખાટી દાળ.

જ્યારે હું જાગી ઉઠયો ત્યારે જોઉં છું, તો પ્રતાપરાય મને ઢંઢોળી રહ્યા હતા.

"કેમ શુ છે?" મેં ચમકીને જાગ્રત થતાં પૂછ્યુ.

"આપણે માટે ભોજન આવ્યું છે." પ્રતાપરાયે ધીમે સાદે કહ્યું.

"હેં! ખરેખર?"

"હા. ચાલો, તમે મ્હોં ધોઇ લો."

હું ઉઠયો અને પ્રતાપરાયની ખોલીમાં આવ્યો. ત્યાં થોડો થોડો ભાત અને જરા જરા મીઠું પીરસેલી બે થાળીઓ, અને દાળ જેવો કોઇક પ્રવાહી પદાર્થ ભરેલી એક તપેલી પડેલી હતી. સાથે બે વાડકા અને એક પાણીનો કુંજો પણ હતા. તેમાંથી પાણી લઈ મેં મ્હોં ધોઇ નાંખ્યું. પ્રતાપરાયને પૂછનાં માલમ પડયું કે હું માત્ર પા કલાકજ નિદ્રાવશ રહ્યો હતો. એટલા ટુંકા સમયમાં મને આટલાં બધાં સ્વપ્ના કેવી રીતે આવ્યાં તે મને હજુ સુધી સમજાયું નથી.

દાળની તપેલીમાંથી આવતી ખાટી વાસ ઉપરથી ભોજન વિષે કાંઇ કાંઈ તર્કવિતર્કો કરતા અમે જમવા બેઠા. પ્રતાપરાયે દાળ રેડી ભાત ભેળવા માંડયો. મેં મારા વાડકામા દાળ કાઢીને ભૂખના દુઃખથી આકુળવ્યાકુળ થયેલે ચિત્તે ચાંગળુ ભરીને સબડકો માર્યો, ને તરતજ હું બોલી ઉઠયો–"અરરરરર, આ શું?"

"કેમ શું છે?" પ્રતાપરાયે પૂછયું.

"ખીલકુલ ખાટી ચીચોડા જેવી દાળ છે." મેં જવાબ આપ્યોઃ–"આ તે કેમ ખવાશે? મારા તો દાંત ને જીભ પણ ખટાઇ ગયા."

"હું હું ધીમેથી બોલો. કોઇ સાંભળશે તો આપણી આબરૂ જશે."

"એમા આબરૂ શા માટે જાય?"

"અહીંના બાવાઓ ધારે છે કે આપ-ણામાં એકલા મરચાં ખાઇને જીવવાની શક્તિ છે...."

મેં જરા ચીડવાઈને કહ્યું–"જહન્નમમાં ગયા એ બાવાઓ! તેઓ તો ધારશે કે આપણે કાંકરા ફાકીને જીવી શકીએ; પરંતુ તેમાં આપણો શું દહાડો વળ્યો?"

મને અહીડાયલો જોઇ પ્રતાપરાયે હસીને કહ્યું:–"બહાદુરભાઇ, ગભરાવાનું કાંઈ કારણ નથી. ઉભા રહો. હુ હમણાં તેને મોળી કરી આપું." એમ કહી પ્રતાપરાયે પોતાનું પોટલું છોડી તેમાંથી એક નાનકડી દવાની શીશી કાઢી. મારી દાળના (જો કે તેમાં દાળનો એક દાણો પણ દેખાતો નહતો) વાડકામાં એક બે ટીપાં પાડી તેમણે દાળ પુષ્કળ હલાવી નાંખી. પછી મને કહ્યું–"હવે ચાખો જોઇએ?"

મેં સહજ આંગળી બોળી જીભને લગાડી જોઈ તો દાળ બીલકુલ મોળી થઇ ગયેલી હતી. મને અત્યત આશ્ચર્ય લાગ્યું. આવી અદ્દભુત દવા મેં આગળ કદિ જોઇ નહતી.

દાળમાં મીઠું નાંખી તે વડે ભાત ભેળી મેં ખાવા માંડયું. રસોઇયા બાવાએ કદાચ પોતાના પાઠાધ્યયનમાં ચિત્ત હોવાથી ભાતને ભડકી જેવોજ બનાવી મૂક્યો હતો. છતાં અન્નદેવતાની નિંદા ન કરવી એ સૂત્રને ધ્યાનમાં લઇ હું તેમના કોળીઆ ગળે ઉતાર્યેજ ગયો. તીવ્ર ક્ષુધાને લીધે મેં થોડીજ વારમાં મારી થાળી તો ખતમ કરી નાંખી. ઉપરાંત પ્રતાપરાયે પોતાના ભાતમાંથી કેટલોક મને આપ્યો. તે પણ ના ના કહેતાં કહેતાં લઈને હું ચપાટી ગયો.

\+ \+ \+ \+

થોડીવારે પ્રતાપરાય બોલ્યા–"કેમ, હવે તમારો જીવ ઠંડો પડયોને?"

"પડયો તો ખરો. પરંતુ રોજ આવા ને આવા ભોજન પાણી મળશે તો દશ પંદર દહાડામાં મારે બાટલાવશ થવાનો વખત આવશે એમાં કાંઈ શક નથી."

"બહાદુરભાઈ, થોડી ધીરજ ધરો. હજુ આપણને અહીં આવ્યાને પૂરા ચોવીસ કલાક તો થયા નથી. ત્યાર પહેલાં અહીંની દિનચર્યા વિષે કાંઈ પણ અભિપ્રાય બાંધી લેવો એ ઠીક નથી."

"ખરી વાત છે. પરંતુ આવા એકાંતવાસમાં કેટલા દિવસ પડી રહેવાશે?" મેં કહ્યું–"મને તો આ ભયાનક શાંતિ અસહ્ય લાગે છે."

"એનો સમય આવશે એટલે એ શાંતિ પણ આપોઆપ ટળશે. પછી આપણને એટલું બધું કામ મળશે–કે તે પૂર્ણ કરવાને આપણું આખું જીવન પણ પૂરતું થશે નહિ. તેજ પ્રમાણે આપણા માથા પર સંકટો પણ આવી પડવાનો સંભવ છે."

મેં કહ્યું—"સંકટથી હું ડરતો નથી. સંકટો ભલે આવો. પરંતુ એકાંતવાસ તો ટળવો જોઈએ."

"તે પણ ટળશે. જૂઓ આ કોઇનાં પગલાં સંભળાય છે"

મેં કાન ધર્યા તો દૂરથી કોઇ માણસ પાવડી પહેરીને આવતો હોય એમ લાગ્યું.

"તમે તમારી ઓરડીમાં જઇ ધ્યાન ધરો" પ્રતાપરાયે કહ્યું.

ને તરતજ હું મારી ઓરડીમાં આવી મૃગચમ ઉપર ચીનાઈ ઢબનું આસન.

વાળી બેસી ગયો. થોડીજ વારમાં તે પાવડી પહેરનારે અને તેની સાથે બીજા એક માણુસે મારા ઓરડામાં પ્રવેશ કર્યો. આ બીજા માણુસે પગમાં ઘાસના જોડા પહેર્યા હતા. આશ્રમના ઘણા ખરા બાવાઓ ઘાસનાજ જોડા પહેરતા હતા જેથી ચાલતાં અવાજ ન થાય. માત્ર અમુક કોટિના યોગીનેજ પાવડી પહેરવાનો અધિકાર હતો.

અડધી મિનિટ સુધી તો મેં આંખનજ ઉઘાડી. જ્યારે તેઓ મારી ઘણેજ પાસેં આવ્યા અને તેમાંનો એક, પાવડીવાળો બાવો તો મારી સમક્ષ કેટલોક વખત સુધી ટાંપીને ઉભો રહ્યો. ત્યારેજ મેં ધીમેથી નેત્ર ખોલી તેમના પ્રત્યે જોયું. પેલો ઘાસના જોડાવાળો તો સીધો પ્રતાપરાયના ઓરડામાં ગયો અને ત્યાંથી અમારી જમેલી થાળીઓ વગેરે ઉપાડીને ચાલ્યો ગયો.

——*——

## પ્રકરણ ૬૯ મું.

### મહંતોની મુલાકાત

મારી ને તે પાવડીધારીની વચ્ચે પરસ્પર નમન થયું. પછી તેણે હાથ જોડી ચાઇનીઝ વિનયપદ્ધતિથી કહ્યું–"આપ બંને મારી સાથે ચાલો."

મેં તેને જવાબ ન આપ્યો પણ ઉઠીને પ્રતાપરાયની ઓરડી પાસે જઇ ડોકીયું કર્યું. મારી ધારણા પ્રમાણે તેઓ ખરેખર ઉડી ધ્યાનાવસ્થામાં બેઠા હતા. પાવડીવાળા પ્રત્યે જોઇ મેં જવાબ આપ્યો–"ગુરૂજી ધ્યાનમાં બેઠા છે."

"કૃપા કરી તેમને જાગ્રત કરો અને બંને મારી સાથે પધારો. મહંત મહારાજ વાટ જૂએ છે."

હું પુનઃ પ્રતાપરાયની ઓરડીમાં ગયો. મારી પાછળ તે પાવડીવાળો પણ આવ્યો. મેં પ્રતાપરાયના ચરણુસ્પર્શ કર્યા કે તરતજ તેઓ ધ્યાનવસ્થામાંથી જાગ્યા, ને બોલી ઉઠયાઃ–"કેમ, શું સંકટ છે?"

"કાંઇ નથી." મેં નમન કરતાં કહ્યું–"મહંત મહારાજ આપણી વાટ જૂએ છે."

"અચ્છા." એમ બોલી પ્રતાપરાયે પોતાની ધ્યાનાવસ્થા ધીરેધીરે સંકેલવા માંડી. થોડીવારમા ઉભા થઇ કહ્યું—

"ચાલો, હું તૈયાર છું."

ફરી પાછા અમે ઓરડાઓ પસાર કરવા લાગ્યા. આગળ તે પાવડીધર, પાછળ હું અને વચમાં પ્રતાપરાય, એમ ચાલવા લાગ્યા. પ્રથમ તો જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે ચાલ્યા, પણ પછી અમે બે ત્રણ આડા અવળાં ને ત્રાંસાં બારણાં ઓળગ્યાં. અમે કઇ દિશામાં જતાં હતાં અથવા લામાસરાઇના કયા ભાગમાં આવી પહોંચ્યા હતા તે સમજવાને મેં ઘણાયે ફાંફા માર્યા પરંતુ મને કશી સમજ પડી નહિ.

દશેક મિનિટ સુધી ચાલ ચાલ કરાવ્યા પછી એક સાંકડા પત્થરના દાદર આગળ તેણે અમને ઉભા રાખ્યા. ત્યાં એક બીજો બાવો બેઠો હતો તે ઘણોજ વૃદ્ધ દેખાતો હતો. ઘડપણુને લીધે તેના

શરીરની ચામડી ઝૂલી ગઇ હતી. એ ડોસાને અમારી સુપરત કરીને પાવડીધારી પાછો ફર્યો. તે દૂર જઇ એક પથરા પર બેઠો અને ડોસો અમને લઇ દાદરનાં પગથીઆં ચઢવા લાગ્યો. ઉપર જતાં એક દિવાનખાનુ આવ્યું. તે પસાર કરાવી બીજા એક દિવાનખાનામાં તે અમને લઈ ગયો.

ત્યાં આગળ ભીંતની એક બાજુએ ત્રણ સુંદર આસનો ગોઠવેલા હતાં. તે-માંના બે ઉપર બે ભગવાંવેશધારી લાબી શ્વેત દાઢીવાળા મહાપુરૂષો જેવા દેખાતા મનુષ્યો બેઠા હતા. તેમના ગળામાં, હાથે અને માથાપર મોટામોટા રૂદ્રાક્ષની મા-ળાઓ બાંધેલી હતી. કપાળે, હાથપર તથા ગળા પર રક્ષા ચોપડેલી હતી. સુગંધિત કંકુ ચદન વગેરે પદાર્થોના લેપ પણ કર્યા હતા. ખરેખર તેમનો દેખાવ બરાબર મહર્ષિ જેવોજ હતો.

આગળ પ્રતાપરાય અને પાછળ હું તેમની સામે જઇ પ્રણામ કરી ઉભા રહ્યા તેના જવાબમા તે મહતોએ માત્ર ડોકુજ ધુણાવ્યું. ઘણીવાર સુધી કોઇ કાંઇ બોલ્યુ નહિ. આખા ઓરડામાં ભારે તીવ્ર શાંતિ પ્રસરી રહી હતી.

પછી તે બે મહંતોમાંના એકે મ્હોં ઉઘાડયું—

" તમે કોણ છો? અને અહીં આ-વવાનું સાહસ કરીને અમારા એકાંતનો ભંગ શા માટે કરો છો?"

પ્રતાપરાયે પુનઃ નમ્રપણે પ્રણામ કરી ઉત્તર આપ્યો—" હું હોંકાઉના મઠમાં વાસ કરનો પરમેશ્વરનો દાસાનુદાસ છું. મારા સબંધમા સદ્દગુરૂ મહારાજને સર્વ વૃત્તાંત અવગતજ છે. મહારાજની આજ્ઞા માથે ચઢાવી અહીં સેવામાં હાજર થયો છું."

"તમે હોંકાઉના મઠાધિપ છો તેની ખાત્રી શું?"

" એ સબંધમાં પેકીનથી લામા-સરાઈના મહંત મહારાજે આપના ઉપર મોકલેલો વિનતિપત્ર આપને પહોચ્યો જ હશે. તેમાં સર્વ વિગત દર્શાવેલીજ છે. ઉપરાંત આપના સહબધુએ હોંકાઉ તીર્થે સમાધિસ્થ થતી વેળાએ-પોતાને ભવિષ્યકાળનું જ્ઞાન હશે તેથી કે કેમ-મને એકાંતમાં ગુપ્તપણે આ પવિત્ર તાવીજ સ્વાધીન કર્યું છે. તે પરથી આ-પની ખાત્રી થશે."

એમ બોલતાં પ્રતાપરાયે પોતાની ઓટીમાંથી તે નાની ડબ્બી કાઢી અને તેને ઉઘાડી બંને મહંતોને સ્પષ્ટ દેખાય એવી રીતે તેમની સામે ધરી. તે જોતાંજ તે બંને મહંતોના મુખ પર એકદમ ફેર-ફાર થઈ ગયા. તેમનું કેટલેક અંશે સમાધાન થયું હોય એમ લાગ્યું. થોડી-વાર બધા શાત રહ્યા

એક મિનિટ થોભીને બીજા મહંતે પૂછયું—" તમે અહીં શું કામ કરશો?"

"પ્રભુની પ્રેરણાથી તેમનાજ જ્ઞાનપ્રસાદ વડે સજ્જનોને દુઃખમુકત કરવાનો અને દુષ્ટોને સન્માર્ગ પર લાવવાનો હું પ્રયત્ન કરીશ."

બે ત્રણ મિનિટ કોઇ કાંઇ બોલ્યું નહિ. બને મહંતો એક બીજા પ્રત્યે કોઇક ભેદભરી દૃષ્ટિથી જોઇ રહ્યા. તેઓ બોલતા નહોતા તેમજ ઈશારતે કરતા નહતા. આખા ઓરડામાં અત્યંત શાંતિ ફેલાયેલી હતી. બને મહંતો ચિત્રમાંનાં પૂતળાં પેઠે નિશ્ચલ બેસી રહ્યા હતા.

થોડીવાર પછી પ્રશ્ન પૂછાયો—

"તમે ધારેલું કાર્ય કરવાની લાયકાત સંપાદન કરી છે ખરી ? એ કાર્યની મહત્તા સાથે રહેલાં જોખમોનો તમને ભય નથી લાગતો ?"

"ભયને હું ઓળખતો નથી. પ્રાણના ભોગે પણ મેં જનસેવા ને જગતસેવા કરવાનો નિશ્ચય કરેલો છે." પ્રતાપરાયે મક્કમપણે ઉત્તર આપ્યો.

"તમે શું શું જ્ઞાન સંપાદન કર્યું છે ?"

"મને જ્ઞાન પ્રાપ્ત થયું છે એમ હું કહેતો નથી. પરંતુ સામાન્ય માણસોને અશક્ય અને અસાધ્ય લાગતી કેટલીક ક્રિયાઓ હું અભ્યાસને લીધે કરી શકું છું. સ્પષ્ટ કહું તો હું તો માત્ર કુદરતનો અભ્યાસક છું."

એ સાંભળીને બંને મહંતો પરસ્પર જોવા લાગ્યા. આ વખત તો તેમણે કાંઇક ઈશારત પણ કરી એમ મને લાગ્યું.

થોડીવાર પછી તેમાંનો પહેલો મહંત બોલ્યો—

"ઠીક છે. પરમ દિવસે રાત્રે તમારા નિશ્ચયની, જ્ઞાનની, અને ધૈર્યની પરીક્ષા થશે. તેમાં ઉત્તીર્ણ થતાં તમને તમારી યોગ્ય પદવી મળશે. ત્યાંસુધી તમે પ્રભુ સ્મરણ કરતા સ્વસ્થ રીતે કાળ વીતાડો. અને ભવિષ્યના કાર્ય માટે અંતઃકરણની તૈયારી કરો."

---

## પ્રકરણ ૭૦ મું.

### એકાંતસેવન

એ સાંભળીને પ્રતાપરાયે ગૌરવયુક્ત નમ્રતાથી તે બંને મહંતોને નમન કર્યું. દ્વારમાં બેઠેલા વૃદ્ધ સંન્યાસીએ અમને બહાર આવવાની ઇશારત કરી. પ્રતાપરાય તે ખંડ છોડી નીકળ્યા. મેં પણ તે પરમ પૂજ્ય મહર્ષિઓને પ્રણામ કર્યા અને પ્રતાપરાયની પૂંઠે પૂંઠે ચાલવા માંડ્યું. વૃદ્ધ સંન્યાસીએ અમને પેલા પાવડીધરને સોંપ્યા અને તેની સાથે જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે અમે પાછા અમારા મુકામવાળા ખંડમાં આવ્યા.

અમને અમારા ઓરડામાં મૂકીને તે પાવડીધર ચાલ્યો ગયો. બીજે દિવસે મેં પ્રતાપરાયની પાસે જઇને ધુસપુસ કરવા માંડી.

"ડાકટર સાહેબ, કાલની આ ભેદભરી મુલાકાત ઉપરથી તમને શું લાગે છે ?"

"એજ કે આવતી કાલની મુલાકાતમાં કાંઇક મહત્વનો અથવા ભયંકર પ્રસંગ ઉપસ્થિત થશે ખરો." પ્રતાપરાયે વિચાર કરવાને જરાયે વખત ન લેતાં જવાબ આપ્યો:—"હવે આપણી ખરી કસોટીનો વખત આવ્યો સમજજો."

"પરંતુ આવતી કાલે આ મહંતો તમને શું શું પ્રશ્નો પૂછશે તેનો કાંઇ ખ્યાલ આવે છે ખરો ?"

"ના. તે કાંઈ અત્યારથી કલ્પી શકાય નહિ."

"ત્યારે તમે કાલને માટે શું તૈયારી, અને કેવી રીતે કરશો ?"

"જે જ્ઞાન મેં આજ સુધીનાં વાંચન

અને અધ્યયનથી સંપાદન કર્યું છે તેનું હું મનન કરીશ અને બાકીનાને માટે ભાગ્ય પર આધાર રાખીશ." પ્રતાપરાયે જવાબ આપ્યો—"જે સદ્‌ભાગ્યે આપણને આટલે સુધી સુરક્ષિત આણ્યા છે તેજ આપણને આગળનો માર્ગ બતાવશે, અને કપરામાં કપરી કસોટીઓમાંથી પાર ઉતારશે."

"પ્રભુકૃપાથી સર્વ યોજના સાંગોપાગ સફળતાથી પાર ઉતરે, અને આપણે વિજય પ્રાપ્ત કરી ઘેર જઇએ—તો હું હનુમાનજીને સવાશેર તેલ ચઢાવીશ. એમ કરવાનો સમય જલદી આવે એવી મારી પ્રાર્થના છે. આ આશ્રમની રહેણીકરણી મને તો ઘણી વિચિત્ર લાગે છે. ખાસ કરીને અહીંનું ખાવાનું જોઇને તો મને સૂગજ આવે છે. આના કરતાં તો આપણા હિંદુસ્થાની ગામડાની બામણીઆ વીશી પણ સારી."

વાંચકને કહેવાની જરૂર નથી કે આજે અમને જે ભોજન મળ્યું, તે પણ કાંઇ ગઇ રાતના કરતાં કોઇ રીતે ચઢે એમ નહતું.

"એ બધું ગમે તેવું હોય તોયે બહાદુરભાઇ, ખાસ મારે ખાતર તમે તે નભાવી લ્યો, અને પૂર્ણ ઉત્સાહથી મને મદદ કરો. એકવાર અહીંથી સુરક્ષિત બહાર નીકળ્યા અને શહેરમાં જઈ ઠરીઠામ પડયા એટલે જીંદગીભર તમે વગર કામે સુખચેનથી રહી શકો એવી હું ગોઠવણ કરીશ."

પછી અમે બીજી આડીતેડી વાતોએ વળગ્યા. અને વાત કરતાં કટાળ્યા એટલે પોતપોતાના ખાટલા પર આડા પડયા. વાળુનું ભોજન લાવનાર માણસનાં પગલાં સંભળાયાં કે ધ્યાનમાં બેઠા ને તે થાળીઓ મૂકીને ચાલ્યો ગયો એટલે તરતજ ઉઠીને બેસ્વાદ આમટી અને સૂરણની ખીચડીના 'ડબુચા' માર્યા. રાત્રિ વધતાં નિદ્રાવશ થયા.

પ્રાતઃકાળે આઠેક વાગે એક બાવો અમારા ખંડમાં આવ્યો અને ન્હાને બદલે કાંજી આપી ગયો. બપોરના ભોજન વખતે અમને ગાયનુ દુધ ને ભાત મળ્યા. અને સાંજે પાછાં ગઇ કાલની પેઠેજ આમટીબાઇ પધાર્યા. ભોજન લાવનાર એકના એક બાવા સિવાય આખા દિવસમાં બીજું કોઇ ત્યાં આવ્યું નહિ, કે દેખાયું પણ નહિ. ખાવાનું લાવનાર પણ પોતાનું કામ કરીને મૂગોમૂગો વિદાય થઇ જતો, એક અક્ષર પણ બોલતો નહિ. રખેને અવાજથી મારા ગુરૂજીના ધ્યાનમાં ભંગ પડે એવા ભયથી કાંઇ કહેવાનું હોય તે પણ મને ઇશારતથીજ સમજાવતો. એ રીતે દિવસનો આખો વખત અમારે નિરવ એકાંતવાસમાંજ ગાળવો પડયો.

રાત્રે આઠ નવ વાગે બરાબર ગઇ કાલના વખતે પેલો પાવડીધર બાવો ઠમકઠમક કરતો આવી પહોચ્યો. અને અમને પોતાની સાથે આવવાની ઇશારત કરી. પ્રતાપરાય અને હું તેની પાછળ ચાલ્યા. આજે એણે અમને કોઇ બીજેજ રસ્તે દોર્યા. કાલે જ્યાં પેલો વૃદ્ધ તપસ્વી બેઠો હતો ત્યાં આગળ આવીને એ બાજૂમાંની ભીંતમાંના દ્વાર પરનો પડદો ખસેડી ભોંયરા જેવો દાદર ઉતરવા મંડયો. અમે તેની પાછળ ઉતર્યા ને એક મોટા કોઠારમાં આવી પહોંચ્યા. અહીં બબ્બે મથોડા જેટલી ઉંડાઈની કોઠીઓ ગોઠવેલી હતી તેમાં અનાજ હોવું જોઇએ એમ મને નક્કી લાગ્યું. કોઠાર વટાવીને આગળ

ચાલ્યા. એક બે ચાલીઓ અને નાના ઓરડામાંથી પસાર થયા. વળી પાછો ઉતરવાનો દાદર આવ્યો. તે ઉતર્યા. વળી થોડેક ચાલ્યા એટલે ત્રીજો દાદર આવ્યો. તે ઉતરતી વખતે તો મને લાગ્યું કે આ બાવો અમને પૃથ્વીના મધ્યબિંદુ પાસે લઇ જવા ધારે છે કે શું? આ જ્ઞાનમઠમાં આવ્યા પછી દિશાઓનું ભાન તો હું સદંતરજ ભૂલી ગયો હતો આથી વખતોવખત અમે આડા વળતા કે બાજુમાંના બારણાંમાં પેસતા ત્યારે અમે પૂર્વમાં જતા હતા કે દક્ષિણમાં તેની હું ઘણોયે મગજ તાણતો તોયે મને જરાયે સમજ પડતી નહતી. જ્યાં જઈએ ત્યાં ભીંતમાંના ગોખલાઓમાં મૂકેલા દિવેલના કોડીઆઓનો ઝાંખો પ્રકાશ ફેલાઇ રહેલો હતો.

---

## પ્રકરણ ૭૧ મું.

### ગંગોત્રીનો ધોધ!

હવે અમે ખરેખર ભૂગર્ભમાં આવી પહોંચ્યા હતા. જી. આઇ. પી રેલ્વેના ખંડાળા ઘાટ પરના બુગદાઓ જેવી એક લાંબી નેળમાંથી અમે પસાર થયા. નેળ ઘણીજ લાંબી હતી અને તેને નાકે એક બાકોરૂં હતું. એ બાકોરા પાસે આવી પહોંચતાંજ અત્યંત શીતળ અને ભેજવાળો પવન લાગવા માંડયો અને ઘોઘોઘોઘો કરતો, વાદળ ગર્જના જેવો અત્યંત ગંભીર ઘુઘવતો અવાજ સંભળાવા લાગ્યો. પ્રતાપરાય તરત અચકીને ઉભા રહ્યા અને તે ભોમીઆને પૂછયું-"આ શાનો અવાજ?"

"એ તો ધોધ." એમ માત્ર ત્રણુજ શબ્દો તે બોલ્યો અને અમને તે બાકોરા પાસે તેડી ગયો. તેમાંથી બહાર નજર કરતાંજ હું તો 'ઓ બાપરે! અધધધ' એમ બોલી એક ડગલું પાછળ હઠી ગયો. મારે એમ કરવું જોઈતું નહતું, એમ કરવાથી અમારા ભોમીઆના મનમાં કદાચ શંકા ઉઠે એવો વિચાર પણ મને આવ્યો નહિ.

વાંચક, તે બાકોરામાંથી એવું તે શું દેખાયું કે મારે પાછા હઠી જવું પડયું?

બાકોરામાં અમે જ્યાં આગળ ઉભા હતા ત્યાંથી વીશ બાવીશ ફુટને અંતરે એક ઘણોજ મોટો ઉંચો ખડક હતો. બાકોરાથી તે ઓછામાં ઓછો સો ફુટ ઉંચો હશે. અમારી અને તે ખડકની વચ્ચેની ખીણનું તળીયું તો દેખાતુંજ નહતું. એ ખડક પરથી પચ્ચીશ ફુટ પહોળો એક મોટો ભયાનક પાણીનો ધોધ પડતો હતો. તેનો અવાજ કાન ફાડી નાંખે એવો રૌદ્ર અને પહાડી હતો. તે ધોધનું પાણી નીચે પડીને કયાં જતું હતું તે પણ દેખાતું ન હતું. પ્રથમ તો ધોધના અવાજથી ભડકીને હું દૂર ખસી ગયો, પરંતુ પછી ધીમે ધીમે હિંમત લાવી મેં તે બાવા પાસેથી મશાલ લઇ તળીઆમાં અજવાળું પાડયું. ધોધનું પાણી એટલું બધું અમારી નજીક હતું કે હમણાં અમારા દીલ પર આવી પડશે એવી બ્હીક લાગતી હતી. પાણીના છાંટા અને જોસભેર વાછંટ તો અમે ઉભા હતા તે જગા પર ઘણી-

વાર આવતી હતી.

આ ભીષણ દૃશ્ય દેખીને મને એ જ્ઞાનમઠની રૌદ્રતા વિષે કંઇ કંઈ વિચારો આવ્યા. પ્રતાપરાયને પણ આવ્યાજ હશે. પરંતુ તેમણે પોતાની મુખમુદ્રામાં જરાયે વિકાર થવા દીધો નહિ. ઉલટું બોલ્યા–"કેવું મનોહર દૃશ્ય છે. આ જોઇને મનુષ્યને પ્રભુની અગાધ શક્તિનો ખ્યાલ કેમ ન આવે?"

પરંતુ પ્રભુની શકિતની અગાધતાનુ માપ કાઢવા જેટલી મને તો ધીરજ નહોતી. અમે તરતજ ત્યાંથી પાછા પૂર્યા. નેળના વચલા ભાગમાં આવીને તે માર્ગદર્શક બાવો બોલ્યો—"આપ જરા અહીં ઉભા રહો."

એટલુ કહી જવાબની રાહ જોયા વગર તે બાવો પોતાની મશાલ સાથે સડસડાટ ચાલ્યો અને નેળમાં થોડે દૂર આવેલો વાંક વળી કોણ જાણે કયાં ગડપ થઇ ગયો અમે બને અધકારમાં ઉભા રહ્યા. અમારી આસપાસ ચોમેર કાળો મેશ જેવો અંધકાર હતો. અમારી આંખો દેખતી છતાં અંધ સરખી હતી કારણ કે ઉઘાડી રાખવા છતાં અમને કાંઇ દેખાતુ ન હતું. મારાથી એક ફુટને અંતરે ઉભેલા પ્રતાપરાયની આકૃતિ પણ મને દેખાતી ન હતી. પૃથ્વીના પેટામા ઘણે ઉંડે અમે ઉતરી આવેલા હતા. અમારી આજુબાની બંને ભીંતોમાથી પાણી ઝરતું હતુ. ઉપરની છતમાથી ટપક ટપક ટીપાં પડતા હતા. તેનો અને નાના જળચર જંતુઓનો મંદ અવાજ–એ સિવાય બીજું કાંઈ સભળાતુ ન હતુ. પાણીનાં ટીપાં કેટલીક વાર અમારા દીલ પર પણ પડતાં હતાં, તેથી અમારી કફનીઓ ભીંજાતી હતી અને ટાઢ વાતી હતી.

એ અંધકારમાં હવે અમારૂં શું થશે? એવા વિચાર મને આવવા લાગ્યા મેં પ્રતાપરાયના ખભા પર હાથ મૂકયો. અને કાનમાં કહ્યું- -

"મને તો નકકી લાગે છે કે આ બધી આપણો ઘાટ ઘડવાની પેતરણ થાય છે. અહીંથી આપણુ એક હાડકુ પણ...."

"ચૂપ અરે ચૂપ કોઇ સાંભળશે" પ્રતાપરાયે મારા મોં પર હાથ ઢાકી દીધો.

"પણ અહીં આપણા સિવાય ત્રીજુ કોણ છે?"

"ભીતને પણ કાન હોય છે." પ્રતાપરાયે કહ્યુ.

અને જાણે તેમના શબ્દો સાચા પાડવાને ખાતરજ તે વખતે આવી પહોચ્યો હોય એવા એક મનુષ્યના પગલાનો અવાજ વીશેક ફુટ દૂરથી સભળાયો. તે આટલો પાસે એકદમ કયાથી આવી પહોચ્યો તે પણ મને સમજ પડી નહિ. સારૂ થયુ કે હું મારા શબ્દો ઘણાજ ધીમા સ્વરે બોલ્યો હતો, નહિ તો તે સાંભળી જાત અંધકારમાં પ્રતાપરાયની પાસે આવીને તે મનુષ્ય બોલ્યો—"મહારાજ, તમે આ આશ્રમમાં પોતાની ઇચ્છાથી આવ્યા છો, કે કોઇએ તમને મોકલ્યા છે? જ્ઞાનમઠનું જ્ઞાન સંપાદન કરવાની તૃષ્ણા આપના મનમાં સ્વયમેવ ઉભી થઇ, કે કોઇએ તે ઉત્પન્ન કરી છે? જે હોય તે સ્પષ્ટ જણાવો—એવી મહંત મહારાજની ઇચ્છા છે. આપને હજુયે આ બાબતમાં વિચાર કરવો હોય તો કરી લ્યો વખત છે. એક ડગલું આગળ ભર્યું તો પછી ખલાસ! બધી બાજી આપના હાથમાંથી જશે. જો આપને પાછા જવું

હોય તો હજુયે અમે સુરક્ષિતપણે મુકી આવીશું. તમને કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ નડશે નહિ, ”

“ આવો સંશય લાવીને અમારાં હૃદય દુભવવાનું શું પ્રયોજન છે ?” પ્રતાપરાયે આડંબરયુક્ત સ્વરથી કહ્યું-“મને કોઇએ પ્રેર્યો નથી જ્ઞાનપ્રાપ્તિ એ મારો પરમપ્રિય શોખ છે ને જનસેવા એ મારો હૃદયંગમ સિદ્ધાંત છે. એ શોખ અને એ સિદ્ધાંત સફળ કરવામાં મને કોઈ જાતની ભીતિ લાગતી નથી. હું કદિ પણ પાછાં પગલાં ભરવા માગતો નથી.”

આ શબ્દો પ્રતાપરાય એવી તો મક્કમતાથી બોલ્યા કે તેની તે માણસ પર ઘણી અસર થઈ. હાથ જોડીને તે બોલ્યો—“ તો મહારાજ આપ મારી સાથે ચાલો. ”

એમ બોલી તે આગળ થયો. અને અમે બે પાછળ થયા. મને સાથે આવતો સાંભળીને (કારણ કે અંધકારને લીધે દેખી તો શકાતુંજ ન હતું) તે માણસ થોભ્યો અને મને ઉદ્દેશીને કહેવા લાગ્યો—

“ભલા માણસ, તું શા માટે સાથે આવે છે ? તું તો જ્યાં છે ત્યાંજ ઉભો રહે. કારણ કે હવે જે દૃશ્ય જોવાનું છે તે તારાથી સહન થઇ શકે તેવુ નથી.”

આ ઉદ્દગારોને હું કાંઇક ઉત્તર આપવા જતો હતો પરંતુ એટલામાંજ પ્રતાપરાયે કહ્યું—

“પ્રિય શિષ્ય, તું અહીંજ ઉભો રહે. હું એકલો હમણાં જઇને આવું છું.”

“જેવી આજ્ઞા.” મેં અજ્ઞાંકિત શિષ્યને લાયક નમ્રતાથી ઉત્તર આપ્યો.

પ્રતાપરાય તે માણસની સાથે ગયા. હું ત્યાંજ ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૭૨ મું.

### ચમત્કાર દર્શન.

પરંતુ તેઓ ગયાને અડધી મિનિટ ન થઇ એટલામાં મને પસ્તાવો થવા માંડયો. પ્રતાપરાયને એકલા જવા દીધા તે ઠીક ન કર્યું. તેમને માથે આફત આવી પડશે. તે વખતે હું તેને સહાય કરી શકીશ નહિ. આવા કટોકટીના પ્રસંગમાં કોઇ પણ રીતે મારે તેમની સાથેજ રહેવું જોઇતું હતું.

એ પ્રમાણે વિચાર આવતાંજ કોઈ પણ જાતના નિશ્ચય વગર મારા પગ ઉપડવા માંડયા. હું તેઓ ગયા હતા તે દિશામાં ચાલવા મંડયો. અંધકારમાં હાથ લાંબા કરી ફંફોળતો ફંફોળતો હું ચાલતો હતો. પાંચેક મિનિટ ચાલ્યો ત્યારે કોઇ એક વસ્તુ મારા પગ સાથે અથડાઈ. હાથનો સ્પર્શ કરી તપાસતાં માલમ પડયું કે તે એક દાદરનું પગથીયું હતું. હું ધીમે ધીમે ઉપર ચઢવા લાગ્યો. ચાર પાંચ પગથીયાં ચઢયો એટલે ઉપર કેટલેક દૂર ઝાંખું આંધળુંધુંધળું અજવાળું દેખાવા લાગ્યું. ધીમે ધીમે ચાલતો હું તે તરફ જવા લાગ્યો. પાસે જઇને જોઉં છું તો તે એક બાજુ પરનું બારણું હતું અને તેમાં મૂકેલા દિવેલના કોડીઆનુ

અજવાળું ગેલેરીમાં આવતું હતું.

ધબકતે હૈયે અને ધ્રુજતે પગે મેં તે બારણામાં પ્રવેશ કર્યો. તે એક વિશાળ ઓરડો હતો, પરંતુ ત્યા કોઈ ન હતું. ઓરડાની વચ્ચે, પાંચ સાત મોટા મોટા ગોળ પત્થરના થાંભલા હતા. ચારે બાજુએ નજર નાખીને હું તે થાંભલાઓ પાસે ગયો. મને વિચાર આવવા લાગ્યો કે પ્રતાપરાય ગમેતેમ પણ આ ઓરડામાંજ થઈ નેજ કોઈક સ્થળે ગયા હોવા જોઈએ, કારણ એ સિવાય બીજો કોઈ રસ્તો ન હતો. હું શાંતપણે ઉભો રહ્યો. કોઈક સ્થળેથી વાતચિતનો કે બીજો કાંઇક અવાજ આવતો હોય તો તે સાંભળવા મેં કાન માંડ્યા. પરંતુ ઘણો વખત સુધી કાંઈજ સંભળાયું નહિ. તે ઓરડામાં ભારે શાંતિ હતી. કશોજ ધ્વનિ થતો ન હતો. મને મારા શ્વાસોશ્વાસનો અવાજ પણ એન્જીનના ફુંફાડા જેવો સંભળાતો હતો. મારા હૃદયના ધબકારા પણ એવા જોરથી સંભળાતા હતા કે તેની મને બીક લાગતી હતી. પાચ મિનિટ પછી ફરીવાર હું કોડીયું હાથમા લઈને ચારે બાજુએ ફરી વળ્યો કે રખેને કોઈ બાજુએ ચોરદ્વાર જેવું તો કંઇ નથી! પરતુ તેવું મને કાંઇ માલમ પડયું નહિ.

આખા ઓરડામા ફરીને જેવો હુ તે કોડીઆને તેના ગોખલામાં પાછું મૂકવા જાઉં છુ તવાજ કેટલાક શબ્દોનો અવાજ મને સભળાયો. મે તીક્ષ્ણ ધ્યાનથી કાન માંડ્યા તો કેટલેક દૂર બે જણા વાતચિત કરી રહ્યા હોય એવો આભાસ થયો. અને તે પણ જાણે જમીનમાંથી અવાજ આવતો હોય એમ મને લાગ્યું ગમે તેમ પણ આ ઓરડામાં કોઇક સ્થળે ભોંયરૂં હોવું જોઇએ એમ મારી ખાત્રી થઇ.

હું તે ભોંયરાનો માર્ગ શોધવા લાગ્યો. ઘણે ઘણે વખતે પુષ્કળ ફાંફા માર્યા પછી હું વચમાંના એક થાંભલા પાસે આવ્યો એટલે મારો હાથ અચાનક તે પર ઠોકેલા એક ખીલા પર પડયો. તે ખીલો લપટો હતો. મે તેને પકડીને ઉંચો નીચો હલાવવા માડયો. ખીલો ઉંચો થતાંની સાથે તે થાંભલાની બાજુમાં એક મોટું પત્થરનું બારણું ઉઘડી ગયું. હું અત્યંત આશ્ચર્યમાં ગરક થઇ ગયો. આ શું? આ તો ભોંયરામાં ઉતરવાનો ગુપ્ત માર્ગ અથવા સીડી હોય એમ દેખાય છે.

તે પત્થરના સ્તંભનું ઢાકણુ ઉઘડી જતાં ની સાથે મને પેલી વાતચિતના શબ્દો કંઇક મોટેથી સંભળાવા લાગ્યા. પળવાર ધ્યાન દઈને સાભળતાં મેં પ્રતાપરાયનો અવાજ પારખ્યો. મને ખાત્રી થઈ કે તેઓ આ સ્તંભમાંની ગુપ્ત સીડી ઉતરીને નીચેજ ગયા હોવા જોઇએ.

હાથ વડે આધાર લેતા લેતાં મે તે થાભલાના બાકોરામાં પ્રવેશ કર્યો. અંદર બીલકુલ અંધકાર હતો. પગનો સ્પર્શ કરી કરીને હું પગથીયાં ઓળખતો ઓળખતો નીચે ઉતરવા લાગ્યો. નવ દશ પગથીયાં ઉતર્યો એટલે હું એક ભીંત સાથે અથડાયો. મને ગભરામણ થઇ કે આમ કેમ? અંધારામા હાથ ફેલાવી ઘણા ફાફા માર્યા ત્યારે સમજાયુ કે અડધી સીડી ઉલટા વળીને ઉતરવાની હતી.

બીજાં પાચ સાત પગથીયાં ધીમે ધીમે ઉતરાયાં. હવે મને તે વાતચિતના શબ્દો વધારે સ્પષ્ટ સંભળાવા લાગ્યા, જોકે વાતચિતનો ભાવાર્થ મને સમજાતો નહોતો. વળી એકવાર ઉલટા ફરીને પગથીયાં

ઉતરવા પડયાં. તેનાં ત્રણેક પગથીયાં ઉતર્યો એટલે થોડેક દૂર એક મોટું બારણું દેખાયું. એ બારણાની પેલી મેર એક વિશાળ ઓરડો હોય એમ માલમ પડયું તે ઓરડામાં ચાર પાંચ દીવા જુદે જુદે ઠેકાણે બળતા હોવાથી ચોતરફ સારો પ્રકાશ ફેલાઇ રહ્યો હતો. એ પ્રકાશમાં મેં જે દૃશ્ય જોયું તેનાથી ચમકીને આભો બની હું ત્યાંજ ઉભો રહ્યો.

## પ્રકરણ ૭૩ મું.

### ચમત્કારની પ્રસ્તાવના

વાંચનાર! ત્યાં એવું તે શું હતું?

ઓરડાની વચ્ચે એક મોટી શિલા હતી. સાહેબલોકના બીલીયર્ડ ટેબલની પેઠે તે શિલાનો ઉપલો ભાગ સપાટ હતો. તેના ઉપર એક અત્યંત રોગી હાડપિંજર જેવા મનુષ્યનું શરીર પડેલું હતું. તે શરીર જીવતું હતું કે માત્ર મુડદું હતું તે પણ શંકાભરેલું હતું કારણ કે તે શરીરનું મ્હોં ઘણુંજ વલ્લું રહી ગયેલું દેખાતું હતું. મુડદાથી ત્રણેક ફુટને અંતરે અત્યંત વૃદ્ધાવસ્થાને લીધે જર્જરિત થઇ ગયેલા શરીરવાળો અને ઝૂલી ગયેલી ચામડીવાળો ડોસો ઉભો હતો. તેના હાથમાં સ્કોચ વ્હીસ્કીના જેવડી અને તેવાજ ઘાટની એક પત્થરીઆ શીશી હતી. તેની સામે જમીન પર પ્રતાપરાય ઉભા હતા. એ બાટલીના સંબંધમાં તે ડોસો કાંઇક બોલતો હતો અને પ્રતાપરાય તેને એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યા હતા. મેં તીવ્ર સ્મરણ શક્તિ વડે ધ્યાન આપ્યું ત્યારે મને નીચે પ્રમાણેની વાતચિત સંભળાઇ—

શ્વેત બરફ સરખી દાઢીવાળો તે ડોસો બોલ્યો—"વત્સ, જે દૈવી સામર્થ્યની મેં હમણાંજ તને વાતો કહી, તે સામર્થ્યને કઠિણ તપશ્ચર્યા અને તીવ્ર વૈરાગ્ય વૃત્તિ વડે કેવી રીતે પ્રાપ્ત કરીને ખીલવી શકાય છે તે હવે તારા લક્ષમાં આવી ગયું હશે. એજ અલૌકિક સામર્થ્યને લૌકિક કેવી રીતે બનાવી શકાય, અર્થાત તેનો ઉપયોગ દુન્યવી વ્યવહારમાં કેવી રીતે કરી શકાય, તેને માટે કેવા કેવા પ્રયોગો કરવા જોઇએ તેનો ખ્યાલ હવે હું તને આપીશ. તે ધ્યાન રાખી સાંભળજે."

એમ કહી તે વૃદ્ધ પાંચ સાત ડગલાં ચાલી તે ઓરડાના દ્વારની ઘણો નજીક આવ્યો. ત્યારે જ હું તેનો ચહેરો બારીકાઇથી જોઇ શકયો. અહા! કેવું ઉગ્ર છતાં ભવ્ય તેનું મુખ હતું. તેના માથાની ચારે બાજુએ બસ સફેદ દુધ જેવા વાળજ વાળ હતા. એ વાળના ગંજાવર જથામાં તેનું ચીમળાયલી ચામડીવાળું મુખ બીલકુલ ઢંકાઇ જતું હતુ. અચાનક જોનારને તો એમજ લાગે કે કોઇ પ્રચંડ સિંહનું ડોકું કાપીને આ ડોસાને ચોંટાડી દીધું તો નહિ હોય? બોલતી વખતે જ્યારે તે મ્હોં ઉઘાડતો ત્યારે તેમા પચીસ વર્ષના યુવાનની પેઠે બત્રીસે બત્રીસ દાંત ચોકખા દેખાઈ આવતા હતા. તેની આંખોનુ તેજ અત્યંત પૂજ્યતાપ્રેરક હતું.

થોડીવાર વિચાર કરીને પુનઃ તે બોલ્યો—

"અમારા આ એકાંત જ્ઞાનમઠમાં કેટલાયે સૈકા પૂર્વેથી જ્ઞાન સંશોધનનું કાર્ય અહર્નિશ નિર્વિઘ્ને ચાલતુંજ આવ્યું છે. પ્રત્યક્ષ રીતે બાહ્ય જગત સાથે અમારો કશો સંબંધ નથી. છતાં આજકાલ બીજા દેશોમાં શું શું ચાલી રહ્યું છે તેની માહિતી અમને મળ્યાજ કરે છે. હાલ સુધરેલા દેશોમાં વિજ્ઞાનના તપસ્વી ગણાતા મનુષ્યો ભારે પરિશ્રમ લઇને જે કેટલીક નવી વસ્તુઓને નવાં બળો ઉત્પન્ન કરે છે ને જેને દુનિયાના લોકો નવિન શોધ તરીકે સ્વીકારી પુલાય છે તે વસ્તુઓ અને તે પ્રયોગો આ આશ્રમમાં આજથી કેટલાયે વરસો પૂર્વે સર્વજ્ઞાત થયેલા છે. એટલુજ નહિ પરતુ અમે જેજે બીજી શોધ કરેલી છે, ઇશ્વર પ્રાપ્તિ અને બ્રહ્માંડ રચનાની બાબતમાં જે સપ્રયોગ જ્ઞાન સંપાદન કર્યું છે તે પ્રાપ્ત કરવાને એ સુધરેલા ગણાતા દેશોના વિજ્ઞાનશાસ્ત્રીઓને કેટલાયે સૈકા લાગશે. છતાં અમારી જ્ઞાન પિપાસાની તૃપ્તિ થઇ નથી અને થવાથી નથી. વત્સ, તું જાણુતોજ હશે કે જ્ઞાનનો માર્ગજ એવો છે. જેમ જેમ એ વિષયમાં ઉંડા ઉતરતા જઇએ છીએ તેમ તેમ તેમાં હજુ વિશેષ ઉંડાણુ રહેલુ છે એવું ભાન આપણુને થાય છે. જેમ જેમ એક એક ડગલું આગળ ચાલીએ છીએ તેમ તેમ આપણુને આપણી જ્ઞાન સમૃદ્ધિ વધુ ને વધુ દરિદ્રતાવાળી લાગતી જાય છે. ખરૂં ને ?"

એના જવાબમાં પ્રતાપરાયે ડોકુ ધુણાવીને કહ્યું, "સત્યજ છે."

તે ડોસો થોડીવાર બિચાર કરીને પુનઃ બોલ્યો, "પ્રિય વત્સ, અત્યારે હું તને એક પ્રત્યક્ષ અનુભવ કરાવવા ઇચ્છું છું. આજથી કેટલાક દિવસ પર આ મઠમાં એક રોગી આવેલો હતો. એ મનુષ્યને પોતાનો વ્યાધિ બીલકુલ અસાધ્ય છે એવો અભિપ્રાય સર્વ મોટા વૈદ ડાકટરોએ આપેલ હોવાથી અત્યંત નિરાશા થયેલી કોઇક જાણભેદુને આધારે તે આ જ્ઞાનમઠમાં આવ્યો છે. તે આ રહ્યો, જો. જ્યારથી તે આવ્યો છે ત્યારથી આવી ને આવીજ સ્થિતિમાં પડી રહ્યો છે. તુ એને તપાસી જો. તારા વૈદ્યકીય જ્ઞાન વડે તારી પણ ખાત્રી થશેજ કે એનો રોગ અસાધ્યજ છે."

આ સાંભળીને પ્રતાપરાય ધીમે પગલે તે મુડદાં પેઠે સૂઇ રહેલા શરીરની પાસે આવ્યા અને અત્યંત બારીકાઇથી તેના હાથ, પગ, નાડી, શ્વાસોશ્વાસ વગેરે તપાસવા લાગ્યા. પાંચેક મિનિટ સુધી તેમણે પરીક્ષા કર્યા પછી તે વૃદ્ધ મહત પ્રત્યે જોઇને કહ્યું—

"મારી નમ્ર સમજ પ્રમાણે આને સર્વાંગવાયુ થયેલો છે અને તે બીલકુલ અસાધ્ય સ્થિતિએ પહોંચ્યો છે."

"તું ખાત્રીથી કહી શકે છે ? કે આ રોગ અસાધ્ય છે ?" તેણે પુનઃ પૂછયું.

"હાજી. આ રોગના જેટલા દર્દી મેં જોયા છે તે સર્વમાં આ સૌથી કપરો છે, એમાં મને કાંઇજ સંશય નથી."

"ઠીક ત્યારે." તે ડોસાએ પોતાની તીણી દાઢી હલાવતાં હલાવતાં ઉત્તર આપ્યો—"હવે આ જ્ઞાનમઠમાંના એક અત્યંત ગુપ્ત પ્રયોગનો પ્રભાવ હું તને બતાવું છું, તે લક્ષપૂર્વક જોજે."

——(૦)——

## પ્રકરણ ૭૪ મું.

### ચમત્કાર પહેલો

એમ કહી તે મહંતે પોતાના હાથમાંની પત્થરીઆ શીશી હલાવી અને તેમાંનો પ્રવાહી પદાર્થ તે મુડદાંની પાસેજ બે ત્રણ ફુટને અંતરે બળતી સઘડીમાં અંગારા પર નાંખ્યો. તેણે આઠ દશ ટીપાં પાડયાં કે તેમાંથી ભપ્ ભપ્ ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા. બે મિનિટમા તો આખા ઓરડામાં ધૂમાડો ભરાઈ ગયો. અને તે દ્વારમાં થઈને મારા પ્રત્યે આવવા લાગ્યો. તેની વાસ પરથી મને માલમ પડયું કે તે એક પ્રકારના અત્યંત મનોહર સુગંધિવાળા ધુપનો ધુમાડો હતો. તે બાટલીમાં જે પ્રવાહી પદાર્થ ભરેલો હતો તે આ અરણ્ય પ્રદેશમા નિપજતા કોઇ ગુપ્ત વૃક્ષ કે વેલાનો રસ હોવો જોઈએ એમ મારી ખાત્રી થઈ.

પછી તે મહંતની સૂચના પ્રમાણે પ્રતાપરાયે પાસેની ભીંતમાંના ગોખલામાંથી એક બેઠા ઘાટની શીશી લાવી આપી. તે શીશીમાં એક પ્રકારનો મલમ ભરેલો હતો. મહંતે તે મલમ એક આગળી પર લીધો અને તે શબવત્ શરીરના જૂદાજૂદા સાંધાઓ પર થોડો થોડો લગાડયો. પછી એક ત્રીજી શીશી લાવીને તેમાંનો પ્રવાહી પદાર્થ તે શરીરના ખુલ્લા મુખમાં રેડયો.

એટલું કર્યા પછી તે મહંતે મનમાં ને મનમાં કાંઈક મંત્રો ભણતાં ભણતાં પેલી સઘડીમાંથી નીકળતા ધૂમાડાને હાથની ઝાપટો વડે તે શરીરના ઉપર ઉરાડવા માંડયો, તથા હીપ્નોટીસ્ટની પેઠે તેના માથાથી પગ સુધી માર્જન કરવા માંડયું. બે ચાર વખત માર્જન થતાંની સાથેજ પેલા મુડદાલ મનુષ્યનું મુખ હાલવા લાગ્યું. તેનામાં જરા જરા ચેતન આવ્યું હોય એમ માલમ પડયું.

"આંખ ઉઘાડ" તે વૃદ્ધ મહંતે કહ્યું.

થોડીજવારમાં તે મનુષ્યની આંખો ધીમે ધીમે ઉઘડી અને તેણે પ્રથમ તે મહંત સામે અને પછી પ્રતાપરાય સામે જોયું.

"હાથ ઉંચા કર."

તે શરીરના હાથ ઉંચા થયા.

"પગ હલાવ."

તેણે પોતાના પગ વાળ્યા અને પાછા લાંબા કર્યા.

"પાસું ફેરવ." મહંતે આજ્ઞા કરી.

તે મુડદાલ મનુષ્યે ધીમે રહીને પાસું બદલ્યું. પ્રતાપરાય આ બધો પ્રકાર આશ્ચર્ય દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. પોતે હિપ્નોટીઝમના કેટલાક પ્રયોગો કરી જાણતા હતા ખરા, પરતુ આટલા ટુંક સમયમાં અસર થતી જોઇને તેમને પણ ભારે નવાઇ લાગતી હોય એમ તેમના મુખ પરથી મને સમજાયું.

પછી તે મહંતે "બેઠો થા, વાંકો વળ, ઉભો થા, ચાલવા માંડ," એવી એવી એક એકથી ચઢીઆતી આજ્ઞાઓ આપીને તે મુડદાલ મનુષ્યને પાચેક મિનિટમાં સશક્ત અને ચંચળ બનાવી દીધો. પ્રથમ પરમેશ્વરનું નામ બોલાવીને તથા પછી બીજા પાંચ સાત શબ્દો અને વાકયો બોલાવીને તેની વાચા પણ ખોલી નાખી. તે રોગી મનુષ્ય હવે બીલકુલ સાજો થઇ ગયો હતો તેથી તેણે અત્યંત ઉત્સુકતાથી

મહંત મહારાજને દંડવત્ પ્રણામ કર્યા. અને ગળગળે સાદે બોલ્યો—

"મહંત મહારાજ, કૃપાનાથ, હું હું આપનો આભાર શી રીતે પ્રદર્શિત કરૂં? આપના પ્રત્યેનું મારૂં ઋણ કેવી રીતે અદા કરૂં?"

તે મનુષ્યને યોગ્ય આશીર્વાદ આપીને અત્યંત શાંત ગંભીર સ્વરે મહંતે કહ્યુ—

"પામર મનુષ્ય, તારે મારૂં ઋણ અદા કરવાનો એકજ માર્ગ છે. અને તે એજ કે આ આશ્રમમાં જે કાંઈ તેં જોયું છે ને જે કાંઇ અનુભવ્યું છે તેનો એક અક્ષર પણ બાહ્ય જગતમાં નીકળ્યા પછી તારા મ્હોંમાંથી બહાર પડવો જોઇએ નહિ."

"જેવી મહારાજની આજ્ઞા."

"જો આ સૂચના આપ્યા છતાં તું આશ્રમને વિષે, કે અહીંના ચમત્કારિક ઔષધો વિષે કોઇની આગળ કાંઇ પણ બોલવા ગયો તો તેજ ક્ષણે તારી વાચા લુપ્ત થઇ જશે એ ધ્યાનમાં રાખજે."

"દાસ આપને શરણે છે." એમ બોલી તે મનુષ્ય પુનઃ તે ડોસાને પગે પડયો અને તેના ચરણ સ્પર્શ લીધા.

પછી મહંત મહારાજે "ચાંગા—માંગા" કરીને ધીમે સાદે બૂમ પાડી, એટલે પ સેનાજ કોઇક દ્વારમાંથી બે કેસરીઆ કફની ધારણ કરેલા બાવાઓ આવ્યા. તેઓ કયાં થઇને આવ્યા તે માગથી દેખાયું નહિ. કારણ હું જ્યાં બેઠો હતો ત્યાંથી તે ઓરડાનો બધો ભાગ દેખાતો નહોતો.

"આ મનુષ્યને અહીંથી લઇ જાઓ." મહંતે તે બાવાઓને આજ્ઞા આપીઃ— "અને કાલે પ્રાતઃકાળે એની આંખે પાટા બાંધીને એને સાંગી નદીને પેલે પાર મૂકી આવવાની સૂચના કવાંગમૂનને આપી દેજો."

"જેવી મહારાજની આજ્ઞા." એમ કહી નમન કરી તે બાવાઓ પેલા મનુષ્યને ત્યાંથી લઇ ગયા.

---

## પ્રકરણ ૭૫ મું.

### ચમત્કાર બીજો

તેમના ગયા પછી મહંતે પ્રતાપરાય પ્રત્યે જોઇને કહ્યું—"જોયો આ જ્ઞાનમઠનો વૈદક પ્રયોગ?"

"આ પ્રયોગ આગળ તો જગતના સુધરેલા દેશના બધાયે સુવિખ્યાત ડાકટરો પાણી ભરે એમાં કાંઇ શક નહિ." પ્રતારાયે કહ્યું.

"ને છતાં જે જ્ઞાનરાશિનો ઉકેલ કરવાને આજે આ આશ્રમમાં મથન ચાલી રહ્યું છે તે આ પ્રયોગથી અત્યંત પર છે. રોગી દેહને નિરોગી બનાવવો એ તો સામાન્ય જગતમાં ચાલી રહેલો નિત્ય વ્યવહાર છે. પરંતુ તત્વસૃષ્ટિના ઉંડા ભેદોની શોધખોળ કરવી, જડદેહ અને ચૈતન્યરૂપ આત્મા વચ્ચે શો સંબંધ છે, તે તથા જડ અને ચેતનવતી વસ્તુઓ વચ્ચેનો સૂક્ષ્મ ભેદ જાણવો, એ વસ્તુઓના ગુપ્ત કાયદાઓનું નિરીક્ષણ કરવું—એવું એવું કાર્ય અત્યારે આ આશ્રમમાં ચાલી રહ્યું છે. એ કાર્ય માટે નિસર્ગના સૂક્ષ્મ નિય-

મોની તપાસને માટે કેટલીક ભીષણ પ્રયોગો કરવા પડે છે. તેમાંના એક બે ચમત્કારી પ્રયોગો તને બતાવવાની મારી ઇચ્છા છે. પરંતુ તે હિંમતપૂર્વક જોઈ રહેવાની–તે જોતાં જરા પણ ભયભીત ન થવાની–શક્તિ તારામાં છે ખરી?" .

પ્રતાપરાયે તરતજ કહ્યું–

"એ ચમત્કારિક પ્રયોગો જોવાને હું અત્યંત ઉત્સુક છું. મને તેનાથી જરા પણ ભય લાગશે નહિ."

"ઠીક ત્યારે."

એમ કહી મહંત મહારાજે પુનઃ ચાગામાંગા કરીને બૂમ પાડી. અને તેઓ આવ્યા એટલે તેમના કાનમાં કાંઇક કહ્યું. થોડીવારમાં તેઓ એક સ્ત્રીના પ્રેતને ઉંચકી લાવ્યા. તે મુડદું કોઇ વૃદ્ધ ડોશીનું હતું. લાંબા સમયથી તે મૃત્યુ પામેલી હોવાથી તેના શરીરમાનું લોહી સુકાઇને ઉડી ગયું હતું. માત્ર ચામડી હાડકાં પર ચોંટી રહેલી હતી. તે શરીરના માંસના લોચા પણ ઓગળી ગયા જેવા હોવાથી તે બહુજ ભયાનક દેખાતું હતું. આંખો ઉઘાડી હતી અને જીભ બહાર લટકીને તેની ભયાનકતામાં ઉમેરો કરતી હતી. એ દૃશ્ય જોઇને મને રોમાચ થયો અને આખું શરીર ધ્રૂજી ઉઠયુ.

મહંત મહારાજની સૂચના પ્રમાણે પેલી વિશાળ શિલા પર તે મૂડદાંને સૂવાડીને ચાંગામાંગા વિદાય થઇ ગયા. પ્રતાપરાયને ઉદ્દેશીને મહંતે કહ્યું—

"કદાચ આ પ્રેતને દેખીને તને કંપારી આવતી હશે. પરંતુ જડદેહ અને સૂક્ષ્મ આત્માનો ભેદ પામવા માટેના પ્રયોગોમાં હંમેશ આવાં પ્રેતોની ખાસ જરૂર પડે છે. મોટાં શહેરોની ગટરોમાં પડેલાં અને નિર્જન અરણ્યમાં મૃત્યુ પામેલા મનુષ્યોને આ આશ્રમના યોગીઓ સંભાળથી ઉપાડી લાવે છે, અને તેને એક ઓરડામાં ઔષધોપચાર વડે કાળજીપૂર્વક સંઘરી રાખવામાં આવે છે. આ બાઈ આજથી સાત વરસ પર મૃત્યુ પામી છે. અત્યારે તેનું શરીર જેવું દેખાય છે તેવુંજ તે જ્યારે મૃત્યુ પામી ત્યારે દેખાતું હતું. હવે હું એના શરીરમાં એના ભટકતા આત્માનું આવાહન કરૂં છું. તે જોજે."

એમ કહીને તે ડોસાએ પાસેની ભીતમાંના ગોખલામાંથી એક શીશી લઇને તેમાંનો બારીક ભૂકો પેલી સઘડીના દેવતા પર નાંખ્યો. એટલે તેમાંથી પુનઃ ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડયા. થોડી વારમાં આખો ઓરડો ધૂપની મધુર સુવાસથી મઘમઘી રહ્યો. એટલે મહંતે તે મુડદાંની પાસે બેસીને કાંઇક મંત્રો બોલવા માંડયા.

બે ત્રણ મિનિટ મંત્રો બોલ્યા પછી તેણે પોતાનો એક હાથ ઉંચો કર્યો, અને મૂઠ્ઠી વાળી બેંચ્યો. તે મુડદાંના મુખ આગળ તે હાથ લાવીને જાણે કાંઇક જડ વસ્તુ તેના મુખમાં મૂકતા હોય તેવા અભિનય તેણે કર્યા. બે ત્રણ વાર એ પ્રમાણે મંત્રો બોલી બોલીને એજ ઢબથી હાથ ઉંચા કરી કરી તે મુડદાના મ્હોડામાં જીવ મૂકવા જેવા અભિનય કર્યા. એટલે તે શબ અચાનક ખડખડાટ હસી પડયું.

"ખામોશ." મહંત ચીનાઇ ભાષામાં જોરથી બોલ્યા અને પુનઃ મંત્રો ભણવા માંડયા.

થોડીવારમાં તે મુડદું ફરીથી ખડખડાટ હસી પડયું અને એકદમ ઉઠીને બેઠું થયું. મહંતના મંત્રો તો ચાલૂજ હતા.

તેના જોરથી મુડદાંએ આમતેમ ચારે તરફ જોવા માંડયું. તથા–અત્યંત આશ્ચર્યની વાત છે કે–પોતાની સામે બેઠેલા ખુદ મહંત મહારાજનાજ ગાલમાં તેણે ફડાક કરતો એક તમાચો ચોંડી કાઢયો.

"અરરરર!" પ્રતાપરાયના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયો.

"કાંઇ ફીકર નહિ." મહંત મહારાજ તે મુડદાંથી દૂર ખસી જઇ ઉભા થઈ ગાલ પંપાળતા પંપાળતા બોલ્યા–"કાંઇ ફીકર નહિ. પોતાના જીવનકાળમાં આ પ્રેતવાળી બાઇ અત્યંત ચીઢીયણ અને લડકણી હતી, દરેક જણ સામે ખાવા કરડવા ધસતી. તેનો એ ઉગ્ર સ્વભાવ હજુયે લુપ્ત થયો નથી."

પાછા મંત્રો બોલાવા શરૂ થયા. ધીમે ધીમે તે મુડદામાં વધારે ને વધારે ચેતન આવતુ ગયું તેણે ઉભા થઇને ચોમેર ધસવા માંડયું. એકવાર તો તેણે મહંત મહારાજની છાતીમા લાત મારવાને પોતાનો પગ પણ ઉગામ્યો. પરંતુ આ વખત તેઓ તેના પ્રત્યે બરાબર ટાંપીને જોઈ રહેલા હોવાથી તેમણે યુક્તિથી તે મુડદાની નેમ ચૂકાવી દીધી. તે વખતે તેણે છાતી ફાડી નાખે એવી કારમી ચીસ પાડી.

તે છતાં મહંત મહારાજે પોતાના મંત્રો ચાલૂજ રાખ્યા. જેમ જેમ મંત્રો વધુ બોલાતા જતા હતા તેમ તેમ તે મૃત્યુ પામેલ સ્ત્રીના અંગમાં વધારે ને વધારે જોમ આવતું દેખાતું હતું. મોટી મોટી કીકીયારીઓ પાડીને તે આમથી તેમ દોડવા લાગ્યું. શિલા પરથી ભુસ્કો મારીને તે આખા ઓરડામાં ખૂબ ઝનુનથી ઘુમવા લાગ્યું. એક બે વાર તો પ્રતાપરાય પણ તેની અડફટમાં આવી ગયા. જેમ એક મોટી વિકરાળ સમડીની પાંખની ઝાપટ વાગવાથી રસ્તામાં ચાલતું બાળક ગબડી પડે છે તેમ પ્રતાપરાય પડતા પડતા—ટેકો ધરી લેવાથી–બચી ગયા.

પછી તે મુડદું શિલાની ચારે બાજુએ અત્યંત વેગથી દોડતું પ્રદક્ષિણા ફરવા લાગ્યું. દરેક પ્રદિક્ષણાની સાથે તેની ચીસ વધારે કર્કશ અને ભયાનક થતી જતી હતી. એવી દશબાર પ્રદક્ષિણા પૂરી થતાંજ મહંત મહારાજે પ્રતાપરાયને ઇશારત વડે જણાવ્યું કે હવે તે પ્રેત પાસે આવતાંજ તારે તેનો ચોટલો પકડી લેવો.

એ બધો પ્રકાર હું મારી જગાએ સીડીમાં ઉભો ઉભો જોયા કરતો હતો. તે મુડદું દોડતું જોઇને અને તેની કારમી કીકીયારીઓ સાંભળીને મારી છાતી ધડકી રહી હતી, આંખે કમકમાં આવતા હતા. ઘણી વાર ઉભા રહેવાની હિંમત તથા શક્તિ ન હોવાથી હુ ખચ્ચ દઇને પગથીયાં પર બેસી ગયો.

થોડી વારે તે મુડદું દોડતું દોડતું પ્રતાપરાયની પાસે ગયું એટલે તેમણે યુક્તિથી ફડાક કરતા કે તેનો ચોટલો પકડી લીધો પોતાનો ચોટલો પકડાતાની સાથેજ તે રાબમાં આવેલું શૂરાતન ઘણે અંશે ઓછું થઈ ગયું. તે એકદમ ઠંડુંગાર થઇને ઉભુ રહ્યું. પ્રતાપરાયે તેને ઉંચકીને પાછુ શિલા પર ગોઠવી દીધું. મહંત મહારાજે ઉલટા મંત્રો બોલવા માંડયા. પાંચ મિનિટમાં તો તે શરીરમાં પ્રવેશ થયેલો બધો આત્મા વિસર્જન થઇ ગયો.

પછી મહંત મહારાજે કહ્યું—"આ બાઇનો આત્મા પેકીંગ શહેરમા એક

પૈસાદાર ગૃહસ્થને ત્યાં તેના પુત્ર તરીકે અવતરેલા શરીરમાં પ્રવેશેલો છે. એ છોકરો અત્યારે સાત વરસનો થયેલો છે. અત્યારે આપણે તેના આત્માને પાછો બોલાવ્યો તેટલો વખત પેકીંગ શહેરમા તે છોકરો સંપૂર્ણ રીતે શબવત્ હાલતમાં પોતાની શય્યામાં પડયો હશે. એના આત્માને આ રીતે વધુ વખત રોકી રાખવો તે ઠીક નહિ. તેથી મેં તેને જ્યાંથી આણ્યો હતો ત્યાં પાછો વિદાય કરી દીધો છે."

પ્રતાપરાયે નમ્રતાપૂર્વક મહંતને જણાવ્યું—

"મહાનુભાવ, આપ સરખાના આશિષ પ્રભાવથી આત્માવાહનના કેટલાક પ્રયોગો હું પણ કરી જાણું છું."

"એમ?" મહંતે આશ્ચર્ય પામી પૂછયું.

"જી હા." પ્રતાપરાયે નમન કરી ઉત્તર આપ્યો.

"એ વાત જાણીને મને ઘણોજ સંતોષ થાય છે. આ આશ્રમના ત્રીજા મહંત તરીકે જે મનુષ્યની નિમણુક થઇ છે તે પ્રારંભથીજ આટલું જ્ઞાન ધરાવે છે તે આ જ્ઞાનમઠનું પણ મોટું અહોભાગ્ય છે; તારા બુદ્ધિ વિકાસથી ટુંક સમયમાંજ તું અમો બે જણાની કોટિમાં બેસી શકીશ. એમાં કાંઇ શક નથી."

થોડીવાર પછી તેણે ચાંગામાંગાને બૂમ પાડી. તેઓ આવ્યા એટલે પેલી ડોસીના પ્રેતને ત્યાંથી ઉપાડી જવાની તેમને આજ્ઞા આપી.

---

## પ્રકરણ ૭૬ મું.

### ચમત્કાર ત્રીજો

ચાંગામાંગા તે મુડદાંને ઉપાડી ગયા પછી મહંત મહારાજે કહ્યું—

"વત્સ, હમણાં જે પ્રયોગો મેં તને બતાવ્યા તે પ્રયોગનું કાર્યકારણ વિષયક જ્ઞાન આ મઠની બહારના જગતમાં કોઇને પણ નથી."

"આપની વાત સત્ય છે. જગતના સામાન્ય મનુષ્યોને તો આવા પ્રયોગોનો ખ્યાલ સરખોયે આવતો નથી. તો પછી તેનું ઉત્પત્તિસ્ફોટક જ્ઞાન હોવાની તો વાતજ શી કરવી?"

"છતાં આ જ્ઞાનમઠમાં જે જ્ઞાનનું અત્યારે સંશોધન થયેલું છે તે તો આના કરતાં પણ વિશેષ ઉંડું છે. દૃષ્ટાંત તરીકે, એક પ્રકારના-દૈવી તો નહિ-પરંતુ મનુષ્ય નિર્મિત જીવન-અમૃતની શોધ અમે આજથી કેટલાયે વરસ પર કરેલી છે. એ અમૃત પીનાર મનુષ્ય બરાબર એકસો વર્ષ જીવી શકે છે. ઠેઠ મૃત્યુ શય્યા પર સૂતેલા મનુષ્યને પણ જો આ અમૃત આપવામાં આવે તો તે બીજાં બરાબર એકસો વરસ સુધી નિઃસંદેહ જીવે છે. આ જીવનામૃત વધારે પ્રમાણમાં પ્રાપ્ત થઇ શકતું ન હોવાથી જગતના સામાન્ય મનુષ્યોને માટે તે અલભ્યજ છે. પરંતુ જગત પર ઉપકાર કરનારા મહા તપસ્વી ઋષિઓના દીર્ઘાયુને કાજેજ એ અમૃત અલગ રાખી મૂકવામાં આવ્યું છે; એ અમૃતને

લીધેજ આ આશ્રમના મહંતો સેંકડો વર્ષ સુધી જીવે છે એવો સર્વનો અનુભવ છે. જ્યારે તને મહંત દીક્ષા મળશે ત્યારે તને પણ આ જીવનામૃતનો આસ્વાદ મળશેજ. સંક્ષેપમાં, આ જ્ઞાનમઠ તે કાંઇ સામાન્ય બાવાઓનું આરામગૃહ નથી, પરંતુ ખરેખરૂં જ્ઞાનવન છે. અને તેમાં તત્વસૃષ્ટિની અનેક અગમ્ય અભેદ્ય વાતો સંશોધિત થયેલી છે."

"એ અગમ્ય ને અભેદ્ય વાતોનો અભ્યાસ કરવાની અને સાચું જ્ઞાન સંપાદન કરવાની તીવ્ર જીજ્ઞાસા મારા અંતરમાં છે." પ્રતાપરાયે નમન કરીને કહ્યું.

"તે બધું ધીમે ધીમે થશે. તારી જીજ્ઞાસા અહીં રહેતે રહેતે તૃપ્ત થશે. અત્યારે તો હું તને એક બીજો ચમત્કારી પ્રયોગ બતાવીને આજનું પરીક્ષણ કાર્ય સમાપ્ત કરીશ."

"જેવી મહારાજની ઇચ્છા" એમ કહી પ્રતાપરાયે વૃદ્ધ મહંત મહારાજની સૂચના પ્રમાણે તે ઓરડાના એક ખૂણામાં ઉગેલા ઘાસના કેટલાંક તણખલાં તોડી આણ્યાં અને તેને વચ્ચેની શિલા પર જુદાં જુદાં ગોઠવ્યાં.

પુનઃ તે મહંતે પેલી સઘડીના અંગારા પર ભૂકો નાંખીને કડક ધૂપ કર્યો. અને તે ઘાસના તણખલાંઓ પર એક પ્રવાહી પદાર્થ છાંટીને મંત્રો ભણવા માંડયા. હવે શું થાય છે તે જોવાને હું ભારે આતુરતાથી ટાંપીને નિહાળી રહ્યો. પાંચેક મિનિટ સુધી તો કાંઇ થતું દેખાયુ નહિ. પરતુ પછી તે ઘાસની સળીઓ જાડી થતી હોય એમ સ્પષ્ટ દેખાયું. થોડીવારમાં તો તે સળીઓએ ઘણુંજ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તે પાંચ ફુટ લાંબી અને દોઢ બે ફુટ જાડી દેખાવા લાગી. બીજી પાંચેક મિનિટમાં તે સળીઓની ઉપર મનુષ્યના જેવાં આંખ, નાક, મ્હોં વગેરે દેખાવા લાગ્યા. પળવાર પછી તેમને બંને બાજુમાંથી હાથ પણ ફુટયા. પગ પણ સ્પષ્ટ દેખાવા લાગ્યા. વળી બીજી બેચાર મિનિટ ગઇ એટલે તો સળીઓનો આકાર અદૃશ્ય થઇને માત્ર મનુષ્યોનોજ આકાર દેખાવા લાગ્યો. તેમણે જુદા જુદા દેશના પોશાક ધારણ કરેલા માલમ પડતા હતા; કોઇકે સાહેબસઇ હેટ પહેરેલી હતી તો કોઇકે પાઘડી પહેરેલી હતી. કોઇકના માથા પર મીઆંભાઇના જેવી ટોપી હતી. કેટલાક ચીના જેવા દેખાતા હતા. તો કેટલાક હબસી જેવા હતા. તેઓ બધા માંહોમાંહે લડવા અને કુદાકુદ કરવા લાગ્યા.

મંત્રો ભણવાનું ચાલૂ રાખીને મહંત મહારાજે વચમાં પ્રતાપરાયને કહ્યું—"વત્સ, જગતમાં જેટલા ભિન્ન ભિન્ન દેશો છે તે અત્યારે મૂર્તિમંત થયલા અત્યારે તુ તારી દૃષ્ટિ સમીપ જૂએ છે જો પેલો વાનર સરખા મ્હોંવાળો ને ઉંચી ગોળમટોળ ટોપીવાળો દેખાય છે તે ઇગ્લાંડ દેશ છે. તેની પાસે પેલો ફ્રાંસવાળો ઉભો છે. આ વરૂ જેવો ચામડાના પટાથી વિભૂષિત થયેલો દેખાય છે તે રૂશિઆ. પેલુ જર્મની. તેની જોડે ઉભું છે તે લાલટોપીવાળું તુર્કસ્તાન છે. આ બાજુ પર જાપાન ને હિંદુસ્થાન પણ ઉભેલા દેખાય છે, તે બરાબર ધ્યાનપૂર્વક જોઇ લે; અત્યારે હું તને જગતના ભવિષ્યનુ દિગ્દર્શન કરાવવા ઇચ્છું છું."

આમ કહીને મહત મહારાજે પુનઃ મંત્રો ભણવા માંડયા. થોડીવારમાં તે સળીના બનેલા મનુષ્યો એકબીજાની સાથે અથડાવા લાગ્યા. તેઓ ઘણાજ વેગથી એક બીજાની આસપાસ અને અંદર અંદર



' અત્યારે હું તને જગતના ભવિષ્યનું દિગ્દર્શન કરાવવા ઇચ્છું છું." (પૃષ્ઠ ૨૦૮)

સેળભેળ થઇને જાણે ફેરફુદડી રમવા લાગ્યા. મહંતમહારાજ જોરથી મંત્રો બોલવા લાગ્યા, તેમતેમ તેઓ પુષ્કળ વેગથી અને ધમ્માધમ અવાજ સાથે એક બીજા સાથે અથડાવા લાગ્યા. કેટલાક જાડા અને મજબૂત મનુષ્યના ધક્કાથી બીજા પડી જતા દેખાયા. એકનું કપાળ બીજાના નાક સાથે અફળાવાથી તેની નસકોરી જોરથી ફુટતી; અને-હું આટલે દૂર હતો છતાં-તેમાંથી લોહીની ધાર છૂટતી તે મને દેખાવા લાગી.

---

## પ્રકરણ ૭૭ મું.

### ભવિષ્યવાણી

મહંત મહારાજના મંત્રો વધુ ને વધુ ઉગ્ર થતા ગયા. તેમ તેમ પેલા મનુષ્ય ધીમેધીમે ભયાનક સ્વરૂપ ધારણ કરવા લાગ્યા. તેમાં તકરાર અને મારામારી થતી હોય એમ લાગ્યું. ચારપાંચ ફુટના ગોળ-કુંડાળામાં ને કુંડાળામાંજ ફર્યા કરતા હતા અને દરેક જણ પોતે આખું કુંડાળું રોકી લેવા અને બીજા બધાને તેમાંથી કાઢી મૂકવા ઇચ્છતું હતું. કુંડાળા બહારની શિલાપટ પરની જમીન જાણે તેમને દેખાતીજ નહતી.

પાંચેક મિનિટ પછી તો તેઓમાના ત્રણ ચાર જણા સિવાયના બાકીના બધાને મેં તેમના પગ તળે રગદોળાતા જોયા. જેઓ ઉભેલા હતા તેઓ પણ માંહોમાંહે લડતા હતા. મહંત મહારાજે પ્રતાપરાયને કહ્યું—

"વત્સ, અત્યારે જે દૃશ્ય તું જૂએ છે તેમાં દુનિઆના ભવિષ્યનું ઉંડું રહસ્ય સમાયલું છે. આજથી પચાસ વર્ષ પછી દુનિયા પર એવો સમય આવશે કે લોકો એકબીજાને કરડવા ધાશે. પ્રજાઓ એકબીજા પર હુમલા કરશે અને પરસ્પરના મ્હોંમાંથી કોળીઓ પડાવી લેશે. આ હિમાલયના પહાડોની પશ્ચિમમાં મહમદી ધર્મ પાળનારી પ્રજાનું મહાન સામ્રાજ્ય સ્થપાશે. ઉત્તર તરફ શિયાળ સરખું જાપાન પોતાનો પગદંડો રોપશે. દક્ષિણમાં ઈંગ્લાંડના ટોપીવાળાઓ જઇને વસશે અને ત્યાંના લોકોને તાબે કરશે. પરંતુ એ બધો વખત આ ચીન દેશ અને તિબેટની ભૂમિ જેવી છે તેવીજ સ્વતંત્ર ને સુખમય રહેશે યુરોપના મધ્ય ભાગમાં અત્યંત ભયાનક કાળો કેર વર્તશે તેમાં અનેક પ્રજાઓ પાયમાલ થઇ જશે. ત્યાર પછી અત્યારે જેને તું આ શિલાપટ પર ઉભેલી જૂએ છે તેટલીજ પ્રજાઓ ઉભી રહેશે"

એટલું બોલ્યા પછી મહંત મહારાજે પુનઃ મંત્રો ગણગણવા માંડયા. પેલા મનુષ્યો ઘડીમાં એકબીજાને ભેટવા લાગ્યા, ઘડીમાં એકબીજા પ્રત્યે ઘુરકવા લાગ્યા. કેટલાક નીચે પડેલા શબવત્ મનુષ્યોની ચામડી ઉતારીને તેમાંનું માંસ ફોલી ખાવા લાગ્યા. જો કે તેમ થવા છતાં તે મુડદાલ શરીરોને જરા પણ દુઃખ કે

વેદના થતી હોય એમ દેખાતું ન હતું. દીવેલના કોડીઆના પ્રકાશમાં તે દૃશ્ય અત્યંત ભયાનક દેખાતું હતું.

"એક સમય એવો આવશે," મહંતે પુનઃ બોલવા માંડયું–"કે જગતભરમાં ખ્રિસ્તી ધર્મ ભારે આફતમાં આવી પડશે. અત્યારે જે પ્રદેશ તુર્કસ્તાનને નામે ઓળખાય છે, તેની સાથે એ ધર્મવાળાઓનો મહાન વિગ્રહ જાગશે. જગતમાં કદિ નહિ થયેલો એવા એ ભયાનક વિગ્રહમાં અંતે તુર્કસ્તાનવાળાઓ જય પ્રાપ્ત કરશે. અને તેમનું એક વિશાળ સામ્રાજ્ય સ્થપાશે. પરંતુ માંહોમાંહેના કજીઆ, અને દુર્વ્યસનોને લીધે એક સૈકામાંજ તે સામ્રાજ્યનો સમૂળો નાશ થશે. તુર્કસ્તાનનો રાજા રૂશીઆ સાથે ગુપ્તસંધિ કરશે, પરંતુ તેમાં પોતેજ ફસાઇ પડશે. તે પછી આખા જગતમાં બૌદ્ધ ધર્મનો ઉદય થશે. ચીનના મહારાજાની સારા એશિયાખંડ પર તેમજ યુરોપના ઘણા ભાગો પર આણ વર્તશે. અમેરિકાના અનેક નાના નાના ટુકડા થઇ જશે અને તે બધાયે ચીનના મહારાજાને ખંડણી ભરશે.

"એવો સમય આવશે ત્યાર સુધીમાં વિજ્ઞાનના ક્ષેત્રમા મનુષ્યવધની તેમજ વાહનની અનેક નવીન કળાઓનો ઉદય થશે. ઉડતા માણસો રોજના હજારો માઈલનો પ્રવાસ કરશે. શત્રુનો નાશ કરવા માટે એક પળમાં લાખો મનુષ્યોનો પ્રાણ લે એવી યુક્તિઓ અને યંત્રો રચાશે. એવી પણ દવા શોધાશે જે શરીર પર ચોપડતાંજ મનુષ્ય અદૃશ્ય થઈ જાય. સુવર્ણ કરતાં ચઢીઆતી–વધુ કીંમતી –એવી સાત ધાતુઓ દુનિયામાં પ્રગટ થશે. જે પંચતત્વોથી આ જગત નિર્માયું છે એમ કહેવાય છે તેને બદલે ખરેખરા અણુ અને પરમાણુઓની શોધ થશે તથા તેમનો ઉપયોગ મનુષ્યની ઇચ્છા પ્રમાણે જેમ કરવો હોય તેમ થશે. લાકડાની બાજઠ ઉપર દવા છાંટીને અથવા ભેદી પ્રકાશનાં કિરણ નાંખીને મનુષ્ય તેનું લોખંડનું વાસણ બનાવી શકશે.

"પરંતુ આટલી આટલી કળાઓ અને શકિતઓ પ્રાપ્ત કર્યા પછી પણ મનુષ્યને એમ ખાત્રીથી માલમ પડશે કે એના બધા પ્રયત્નો વ્યર્થ ગયા છે, પોતે દુન્યવી જ્ઞાનની દિશામાં લીધેલો બધો પરિશ્રમ નિષ્ફળ નિવડયો છે અને તેનાથી જગતની બીલકુલ પ્રગતિ થઇ નથી, પોતાની માનસિક ઉન્નતિને વિષે તે એક તસુભર પણ આગળ વધ્યો નથી. ત્યારપછી તેનું હૃદય જે દિશામાં અત્યારે આ જ્ઞાનમઠના યોગીઓ ઘણે દૂર સુધી પ્રયાણ કરી ગયા છે તે દિશામાં વળશે. તે સમયે સેંકડો જીજ્ઞાસુઓ રોજ આ બરફાચ્છાદિત પર્વતોનાં મૃત્યુજનક કષ્ટો વેઠીને પણ આ આશ્રમમાં આવશે, અને સાચા આધ્યાત્મિક જ્ઞાનને માટે, જીવાત્માને સ્વર્ગીય રસ્તે પ્રેરવા માટે એક એક બોધવચન સાંભળવાને ખાતર પાણી બહાર કાઢેલા મત્સ્ય પેરે ટળવળશે."

મહંત મહારાજ આટલુ બોલી રહ્યા ત્યારે પેલા કુંડાળામા ઘુમી રહેલાં મનુષ્યો બીલકુલ શાંત થઇ ગયેલા દેખાયા જેઓ ભોંય પર પડીને કચડાતા હતા તેઓ પણ ઉભા થઇ ગયા અને જાણે લશ્કરના સિપાઇઓ હોય તેમ એક બીજાની જોડાજોડ ગોઠવાઇ ગયા. પુનઃ મહંતે મંત્રોચ્ચાર કરવા માંડયા. એટલે

તે મનુષ્યો અદૃશ્ય થવા લાગ્યા અને તેમને સ્થાને પ્રથમના જેવી સળીઓના આકાર દેખાવા લાગ્યા. મંત્રોના પ્રભાવથી તે આકાર પણ ધીમેધીમે સૂક્ષ્મ થતા ગયા. અને થોડીવાર પછી તે સળીઓ પ્રથમ જેવી રીતે શિલાપટ પર ગોઠવેલી હતી તેવી દેખાવા લાગી.

---

## પ્રકરણ ૭૮ મું.

### બીજે દિવસે—

આ ત્રણે ચમત્કારો જોઈને હું તો આશ્ચર્યમાં ગરક થઇ ગયો હતો. ત્રીજો પ્રયોગ પૂરો થતાં મેં છાતી પર હાથ મૂકયો અને જોયું તો મારૂં હૃદય જાણે સજ્જડ થઇ ગયેલું લાગ્યું. મહાપ્રયત્ન કરીને કળેકળે મેં શ્વાસોશ્વાસ લેવા માંડયો. મહંત મહારાજ એ છેલ્લો પ્રયોગ પૂરો કરી નીચે ઉતર્યા, એટલે મારી ખાત્રી થઇ કે હવે આગળ કાંઇ ચમત્કાર જોવાનો મળે એમ નથી. પાછા ફરીને મેં ધીમે-ધીમે સીડીનાં પગથીઆં ચઢવા માંડયાં. અંધકારમા હાથ પ્રસારીને માર્ગ ખોળતો ખોળતો કેટલીક વારે અમે જે ભૂગર્ભ-માની નેળમાં ઉભા હતા ત્યાં હું આવી પહોચ્યો.

અહીં આવ્યા પછી લગભગ પા કલાક સુધી મેં પ્રતાપરાયની વાટ જોઇ. પરંતુ તેમનુ આગમન થયુંજ નહિ. હું રાહ જોઇજોઇને થાકયો, અને કંટાળીને અમારા ઉતારાવાળા ખંડમાં આવી પહોંચ્યો. ત્યાં પણ બીજો અડધો કલાક વીત્યો ત્યારેજ પ્રતાપરાય આવી પહોચ્યા.

"કેમ આટલું બધું મોડું?......." મેં પૂછવા માંડયું.

"તમે કેમ અહીં ચાલ્યા આવ્યા ? મેં તે નેળમાં તમારી ઘણી તપાસ કરી." પ્રતાપરાયે પ્રશ્નમાંજ ઉત્તર આપ્યો.

"ડાકટરસાહેબ, તમે પણ બડા સ્વાર્થી માણસ છો. મને ત્યાં ટપકતાં પાણીમાં તરબોળ થતો ઉભો રાખ્યો અને પોતે ભૂત પિશાચના ખેલ જોવા ચાલ્યા ગયા!" મેં હસીને કહ્યું,—"ત્યારે તે મુડદાંનો નાચ જોવા તમે મને સાથે લીધો હોત તો તેમાંથી શું ઓછું થઇ જતે?"

મારા શબ્દો સાંભળીને પ્રતાપરાય ચમકયા. બોલ્યા-"ત્યારે તેમાંનો કેટલોક ભાગ તમે જોયો હોય એમ લાગે છે."

"કેટલોક શું? લગભગ બધો." મેં ઉત્તર આપ્યો—"માત્ર શરૂઆતની પ્રસ્તાવનાજ મેં સાંભળી નથી."

"એમ?"

"હા."

થોડીવાર વિચાર કરીને પ્રતાપરાય બોલ્યા—"તમે એ કેવી રીતે અને કયાંથી જોયું?"

મેં બધી હકીકત વર્ણવીને કહી. તે સાંભળીને તેમણે કહ્યું-"તમે આ બધું ગુપ્તપણે જોઇ ગયા તેમાં ખાસ હરકત કાંઇ નથી. પરંતુ એમ કરવામાં આપણો ભેદ ફુટી જવાનો ભારે સંભવ છે, તે તમારે ધ્યાનમાં રાખવું જોઈતું હતું. મારા જીવ ખાતર નહિ—પણ તમારા પોતાના

જીવને ખાતર પણ તમે ફરીવાર એવું સાહસ કરશો નહિ. મેં તો મારૂં સર્વસ્વ આ કાર્યની પાછળ હોમી દીધું છે એટલે તેની સિદ્ધિમાં મારા પ્રાણ જાય તોપણ મને તેની પરવા નથી."

પ્રતાપરાયના શબ્દો સાંભળીને મને કંઇક શરમ લાગી. આખી કારકીર્દિમાં ઠપકો સાંભળવા જેવું કામ મેં આજેજ કર્યું હતુ.

"ડાકટર સાહેબ, આપની પાછળ આવીને એ બધો તમાશો ગુપ્તપણે જોવામાં મેં ભૂલ કરી છે તે હું કબૂલ કરૂં છું. પણ એ ભૂલની શિક્ષા પણ મને મળી ગઇ છે. પેલી સ્ત્રીના શબને દોડતું જોઇને હું એટલો બધો ગભરાઇ ગયો હતો કે મૂર્છિત થતો થતો બચી ગયો."

"સાચું પૂછો તો એટલાજ ખાતર હું તમને મારી સાથે તેડી ગયો નહિ. જે પ્રયોગો જોવાના હતા તેની ભયાનકતાના ભણકારા પ્રથમથીજ મારા અંતરમાં વાગી રહ્યા હતા." પ્રતાપરાયે કહ્યું—"છતાં, હશે. જે થઇ ગયું તે ભલે થઇ ગયું. તેને વિષે ચિંતા કે શોક કરવાથી કાંઇ પણ ફલપ્રાપ્તિ થવાની નથી. હવે આપણે ભવિષ્યમાં શું કરવાનું છે તેનોજ વિચાર કરવાનો છે."

"હું પણ તેજ જાણવાને અત્યંત ઉત્સુક છુ. કારણ કે આ જ્ઞાનમઠમાં વધુ વખત નિવાસ કરવાનું મને દિવસે દિવસે વધારે જોખમભરેલું અને કંટાળાજનક લાગે છે."

પછી તે દિવસે રાત ઘણી વીતેલી હોવાથી થોડીક વાતચિત કરીને અમે પોતપોતાના છપ્પરપલંગ પર નિદ્રાવશ થઇ ગયા.

બીજે દિવસે હું ઘણો મોડો જાગ્રત થયો. પ્રતાપરાયની ઓરડીમાં જઇને જોઉં છુ તો ત્યાં તેઓ નહતા. તેમની શોધ કરવા જવાનો વિચાર સરખોયે ન કરતાં મેં દાતણપાણી કર્યાં. રોજની પેઠે સ્નાન કુંડમાં જઇને ડુબકી મારી આવ્યો. અને ટીલાં ટપકાં કરી મૃગચર્મ પર ધ્યાન ધરવા બેસવા જતો હતો એટલામાં પ્રતાપરાય આવી પહોંચ્યા.

"કેમ સવારના પહોરમાં કયાં સ્વારી ઉપડી હતી?"

"ગઇ રાત્રે મહંત મહારાજે મને પ્રાતઃકાળમાં બીજા પ્રયોગો જોવા તેમજ કેટલાક ગુપ્ત મંત્રો આપવા બોલાવ્યો હતો, પરતુ ગઇ કાલની પેઠે આજે પણ કદાચ તમે ઉત્સુકતાથી મારી પાછળ દોડી આવો એવા ભયથી મેં તે વિષે તમને વાત કરી નહતી. અત્યારે હુ જે ચમત્કારો જોઇ આવ્યો છું તેણે મને ખરેખર દિંગમૂઢ કરી નાંખ્યો છે,"

"ત્યારે તે મહંતે તમને કંઇક મંત્રો શીખવ્યા ખરા?"

"હા. તેણે આજે મને બે મંત્રો આપ્યા છે અને બપોર પછી બીજા બે મંત્રો આપવાનું કહ્યું છે. દરેક મંત્રની સાથે તેમણે મને અમુક પ્રકારની તપશ્ચર્યા કરવાનું બતાવ્યું છે. જ્યારે બરાબર સાત મંત્રોની સિદ્ધિ હુ પ્રાપ્ત કરીશ ત્યારે મને મહંતપદ આપવાને લાયક ગણવામાં આવશે."

"તેમ થવાને હજુ કેટલાક દિવસ જોઇશે?" મેં અધિરાઇથી પૂછયું.

"બીજા બે ત્રણ દિવસમાં એ સમય આવી પહોંચશે એમ મને લાગે છે."

"ભગવાન કરે ને એ સમય જેમ

અને તેમ વહેલો આવે." મેં ડોળા ઉંચા ચઢાવીને કહ્યું–"કે આ કેદખાનામાંથી જલદી છુટકારો થાય."

મારી ટીકા પર પ્રતાપરાયે કશી ચર્ચા કરી નહિ. પોતાની ઓરડીમાં જઈ ખાટલા પર સૂતા. પાચેક મિનિટમાંજ તેઓ નિદ્રાવશ થયા; તે પરથી મને લાગ્યુ કે ૩–૪ વાગતાનાજ તેઓ મહંતની પાસે ગયા હશે. આથી સાડા દશ વાગે રોજના નિયમ પ્રમાણે અમારા ભોજનની થાળીઓની પધરામણી થઈ છતાં મેં પ્રતાપરાયને જાગ્રત કર્યા નહિ. ભોજન પ્રસાદીને જેમની તેમજ બાજઠ પર પડી રહેવા દઇને હું વિચાર કરતો બેસી રહ્યો. ગઇ કાલે જોયેલા દશ્યોના તેમજ સાંભળેલી ભવિષ્ય વાણીના વિવિધ પ્રકારના વિચારો મારા મગજમાં ઉભરાવા લાગ્યા.

એ વિચારોને અંતે અચાનક મને મારી હૃદયદેવી ચંપાનુ સ્મરણ થયું. તરતજ મારૂં આખુ શરીર રોમાંચ સાથે ધ્રૂજી ઉઠયું. અહા! હું તેનાથી કેટલે દૂર આવી પડયો હતો! કેટલી બધી ભયાનક પરિસ્થિતિમાં મેં મારી જાતને હોમી દીધી હતી. મને પુનઃ તેનુ દર્શન કયારે થશે? થશે કે નહિ? કદાચ થાય તોયે એટલા સમયમાં તેનું લગ્ન બીજા કોઇની સાથે થઇ ગયું હોય તો?

આ છેલ્લો વિચાર આવતાંજ મારા હૃદયમાં જાણે તીર વાગ્યું હોય એવી વેદના થઈ. પ્રિયતમા ચંપા મને છોડીને બીજા સાથે પરણી ગઇ હોય તો માનવી સમાજમાં ગયા પછી મારે શું કરવુ? કેવી રીતે જીવવું? પ્રતાપરાયે આપેલા લાખ રૂપીઆ કેવી રીતે ભોગવવા? તે મને સમજાયું નહિ. મેં નકકી નિશ્ચય કર્યો કે–ન કરે નારાયણ–તેવું કાંઇ બન્યું તો એ લાખ રૂપીઆ ધર્માદા કરીને મારે આપઘાતજ કરવો.

## પ્રકરણ ૭૯ મું.

### રસીલીની વાતો

થોડીવાર પછી પ્રતાપરાય જાગ્રત થયા અને મારી પાસે આવ્યા. મને વિચારમાં ગમગીન થઈ બેઠેલો જોઇને મારે ખભે હાથ મૂકી તેમણે કહ્યું—

"બહાદુરભાઇ, બહુ ચિંતા કરવાથી શું વળવાનું છે? ધીરજ ધરો. હવે આપણે અહીં ઝાઝા દિવસ નહિ કાઢવા પડે અને એકવાર અહીંથી છૂટયા કે તરતજ તમારી ધારેલી મુરાદ બર આવશે."

હું ચમકયો. પ્રતાપરાયે મારા મનના વિચારો પારખી લીધા હતા કે શું?

"કેવી રીતે?"

"તમારી મનગમતી વસ્તુ તમને પ્રાપ્ત થશે. બીજું શું? બહાદુરભાઈ, તમે મુંઝાઓ નહિ. એકવાર આપણું કાર્ય વિજયી થયું કે હું પોતેજ તમારો અને ચંપાવતીનો મેળાપ કરાવી આપીશ."

આ રીતે પ્રતાપરાય અત્યાર સુધી ગુપ્ત રહેલો મારો ભેદ કળી ગયા તેથી મને ઘણી શરમ લાગી. એક બે વાર તો

મેં "ના, ના, ચંપાની સાથે મારે એવો કાંઇ સંબંધ નથી" એમ કહીને તેમને ઉડાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ પ્રતાપરાય જેવું નામ! એમની વિભૂતિ આગળ મારૂં શું ચાલે? આખરે મારે મારી બધી પ્રેમકથા તેમની આગળ કબૂલ કરવી પડી. ચંપાની સાથે થયેલા બધા પ્રસંગો મારે તેમના કહેવાથી વર્ણવી જવા પડયા. કેટલીક બાબતોમા તેમણે અત્યંત રસપૂર્વક મને ઝીણા ઝીણા પ્રશ્નો પૂછયા; અને તે દરેકના મેં નફ્ફટ થઇને સ્પષ્ટ ઉત્તરો આપ્યા–બલ્કે મારે આપવાજ પડયા. છેવટે પ્રતાપરાયે મને એ મનોહર બાળાનું હૃદય જીતવા માટે ઘણોજ ધન્યવાદ આપ્યો, એટલુજ નહિ પણ જમતી વખતે તેમજ ત્યાર પછી પણ મારા અને ચંપા વચ્ચેના ભૂત, વર્તમાન અને ભવિષ્યના સંબંધ વિષે અનેક રંગબેરંગી કલ્પનાઓ વડે, ગલીપચી કરે એવી સાક્ષરી ઉપમાઓ અને શબ્દચિત્રો વડે, તેમણે મારી સાથે કલાકના કલાક સુધી વાતો કર્યાજ કરી. તેમની એ રસીલી વાતોના રસમાં મને સમયનુ યે ભાન રહ્યું નહિ.

× × ×

સાંજે છએક વાગે અમારો ખુંધો ભોમીઓ હાથમાં દીવી લઇને અમારી ઓરડીમાં આવ્યો અને મને પ્રણામ કરીને મૂગો મૂગો ઉભો રહ્યો. તેનો આ સંકેત હું સમજી ગયો. તે મહંત મહારાજના તરફથી અમને તેડવા આવ્યો હતો. કારણ આગળ બે દિવસ એજ પ્રમાણે આજ વખતે તેડું આવ્યું હતું. પ્રતાપરાયની ઓરડીમાં જઇ મે તેમને વરદી આપી દીધી. અને થોડીજ વારમાં અમે બને જણા તે ખુંધા ભોમીઆની પાછળ પાછળ ચાલી નીકળ્યા.

આજે તે ભોમીઆએ એક ત્રીજોજ રસ્તો લીધો. અમારી બહારની ગેલેરીને નાકે એક દાદર ચઢીને બે ઓરડા ઓળંગ્યા પછી એક લાકડાનો ઝરૂખો આવ્યો. ઝરૂખાની નીચે મેં નજર કરીને જોયું તો મોટો તબેલો હતો તેમાં દશ પંદર ગાયો ને ભેંસો, આઠ દશ ઘોડા અને ચાર પાંચ બેવડી ખુધના ઉંટો હતા. દશ બારેક બાવાઓ તે જાનવરોની રખેવાળી અને બરદાસ્ત કરતા હતા.

ઝરૂખો પૂરો થતાં એક વિશાળ ઓરડો આવ્યો. તેમાં બે સંન્યાસીઓ ઉભા હતા. અમારા ખુંધા ભોમીઆએ તે બંનેના કાનમાં કાંઇક વાત કરી અને અમારી બંનેની તેઓને સુપરત કરીને પોતે પાછો ફર્યો.

અમે તે બંને સંન્યાસીની પાછળ પાછળ ચાલવા લાગ્યા. તે ઓરડામાંથી તેણે અમને એક ભોંયરામાં ઉતાર્યા. અને ત્યાંથી એક ગેલેરી પસાર કરીને તેમણે અમને એક મોટા દિવાનખાનામાં લાવી મૂકયા.

મેં ધ્યાન દઇને જોયું તો પહેલે દિવસે મહત મહારાજની સાથે જે દિવાનખાનામાં અમારી મુલાકાત થઈ હતી તેજ આ દિવાનખાનું હતુ. પરંતુ આજે તેમાં ઘણો ફેરફાર થઈ ગયેલો માલમ પડતો હતો. આસનો, મૂર્તિઓ, પુસ્તકો, પેટારાઓ વગેરે તે દિવસ કરતાં જુદે જુદે સ્થાને ગોઠવેલાં હતાં, ભોંય પરનાં પાથરણાં પણ જુદી જુદી રીતે પાથર્યાં હતાં. તે દિવસે અમે જે આસનો ઉપર જઇને બેઠા હતા તે આજે દિવાનખાનાની વચ્ચે ગોઠવેલાં હતાં. તે સંન્યાસીઓની સૂચના પ્રમાણે અમે અમારાં આસનો ઉપર જઇ પોતપોતાની યોગ્યતા પ્રમાણે બેઠા.

## પ્રકરણ ૮૦ મું

## દીક્ષાની શરૂઆત

અમે તે આસનો પર ગોઠવાયા કે તરતજ આજુબાજુના ઓરડામાંથી ટીન ટીન ટનનન ટીન કરતા મધુર સંગીતના ધ્વનિ આવવા લાગ્યા. એક તરફ કોઈ સતાર જેવું વાદ્ય વગાડતું હતું અને બીજી તરફ નાનકડી ઘંટડીઓના અવાજ થતા હતા. બંને વાજીંત્રોના સૂર એક બીજાની સાથે બીલકુલ એકસૂર થઈ જતા હતા તેથી તે સગીત બહુજ મધુર લાગતુ હતું.

પાચેક મિનિટ પછી સંગીત બંધ પડયું અને કેટલેક દૂર એક મોટા ઘંટના ત્રણ ટકોરા થતા સંભળાયા–ટન, ટન, ટન. તરતજ પાસેના બંને ઓરડાના દ્વાર પરના પડદા ખસ્યા અને એકની પાછળ એક એમ પુષ્કળ સંન્યાસીઓ તે ઓરડામા આવવા લાગ્યા. હું તો તેમના પ્રત્યે જોયા જ કરતો હતો. પાંચ, દશ, પંદર વીશ, ચાળીસ, પચાસ એમ એકની પાછળ એક આવ્યાજ ગયા. હું તો ગભરાયો, કે આટલા બધા બાવાઓનું અહીં શું કામ હશે? સંન્યાસીઓ આવતા ગયા તેમ હું ગણતો ગયો—એંસી. નેવું, સો, સવાસો. બંને તરફના બારણામાંથી એક સરખો જાણે મનુષ્ય પ્રવાહ ચાલ્યો આવતો હતો. જ્યારે તે પ્રવાહ અટકયો ત્યારે કુલ અઢીસો બાવાઓથી દિવાનખાનું ભરાઇ ગયું હતું. તેઓ બધા આવી આવીને મધ્યસ્થ સિંહાસનોની બેઉ બાજુ પર વ્યવસ્થિત રીતે બેસતા હતા. એ બધાની એકી વખતે હાજરી જોઈને હું ચમકી ગયો કે આટલા બધા જોગીઓ આ આશ્રમમાં કયાં, કેવી રીતે અને શા માટે રહેતા હતા? મને એમ પણ દહેશત લાગી કે તે બધાની સામે અમને બંનેને ફાંસીએ ચઢાવવાનો પ્રોગ્રામ તો નહિ ગોઠવાયો હોય?

થોડીવાર પછી વળી પાછા ઘંટના ડંકા થયા એટલે વળી બીજા પાંચ પાંચ સંન્યાસીઓ બંને તરફથી આવ્યા. તેમણે પીળી કફનીઓ પહેરેલી હતી અને માથાં સફાચટ મુંડેલા હતા. તેમણે આવતાં આવતાં નેકી પોકારી—"પરમ પૂજ્ય મહર્ષિ સર્વશક્તિશાળી મહંત મહારાજનો જયજયકાર હો!"

એ નેકીના છેલ્લા શબ્દો આખા દિવાનખાનામાં બેઠેલા સંન્યાસીએ ઝીલી લીધો અને 'હો' અક્ષરનો ઓકાર તે ખંડની ઉપરના ઘુમ્મટમાં ઘણા બુલંદ પડઘા સાથે લાંબો સમય સુધી ગુંજી રહ્યો. નેકી પોકારાઇ રહેતાં પાવડીઓના ટપક ટપક કરતા અવાજ સંભળાયા અને થોડીજ વારમાં બંને મંહતો બે જુદાં જુદાં દ્વારમાંથી આવ્યા અને પોતપોતાના આસનો પર ગોઠવાઇ ગયા.

એટલું થયા પછી પાછો ઘટાનાદ થયો, તેની સાથેજ એકદમ પ્રભુપ્રાર્થનાનાં સ્તોત્ર બોલાવાં શરૂ થયાં. તે સ્તોત્ર જૂની ચીનાઇ ભાષાનાં હતાં. કેટલાંક તીબેટની ઘરગથ્થુ ભાષાનાં પણ હતાં એટલે મને તેમાં કાંઇ સમજ પડતી ન હતી. પ્રતાપરાયને તે સમજાતાં હતા કે નહિ તે મને ખબર નથી. પરંતુ તેમના મુખ પર ઘણીવાર પ્રાર્થનામાં આવતાં વાકયોના

ભાવાર્થ પ્રતિ સંમતિનાં તેમજ શ્રદ્ધાનાં ચિન્હો માલમ પડતાં હતાં. દરેક સ્તોત્રને છેડે નમોનમસ્તે જેવા અર્થનો ટેક આવ્યા કરતો હતો તે વખતે પ્રતાપરાય નેત્રો ઉંચા કરી હાથ જોડતા હતા. તેમનું જોઇને હું પણ તેમ કરતો હતો.

પ્રભુપ્રાર્થના લગભગ પા કલાક પહોંચી. તે પછી એક ટકોરો ઘંટનો વાગ્યો તે સાથેજ લશ્કરી બેન્ડની પેઠેજ પ્રાર્થના બંધ થઇ. તરતજ એક ખૂણામાંથી માત્ર શ્વેત કૌપિનધારી એક બાવો ઉઠીને આગળ આવ્યો. તે બાવો આશ્રમના કનિષ્ટ વર્ગના બધાજ બાવાઓનો નેતા હતો. તેણે પ્રથમ તો બંને મહંતોને પ્રણામ કર્યા અને પછી આખી સભાને ઉદ્દેશીને કહેવા માંડયું—

"હે સન્માર્ગપ્રવાસી શિષ્યગણો, આપણા આ જ્ઞાનમઠમાંના તૃતિય મહંત મહારાજની પદવી ઘણા દિવસથી ખાલી પડેલી છે તે આપ સર્વ જાણો છો. આજે તે પદવીની નીમણુંક કરી દેવાને પરમ પૂજ્ય મહંતદ્વયની ઇચ્છા છે. એ પદવીને માટે જે મહાવ્યક્તિની પસંદગી કરવામાં આવી છે, તે પ્રખર વિદ્વાન, અત્યંત પ્રતિભાશાળી શક્તિવાન, ધર્મિષ્ટ, નીતિમાન અને ઉદાર ચરિત છે એટલુંજ નહિ પરંતુ તેમનું આજ પર્યંતનું જીવન સંપૂર્ણ ધર્મ પાલનમાં તથા પરોપકારમાં વીતેલું છે. તેઓની યુવાવસ્થામાં તેમણે ભારે ભારે ચમત્કારો પ્રત્યક્ષ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે."

એમ કહીને તે બાવાએ હોંકાઉના મહંત ડોસાએ પોતાની પૂર્વાવસ્થામાં કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત કરી હશે તેનું ઉપર ટપકે વર્ણન આપ્યું. તે સિદ્ધિઓ વિષે બિચારા પ્રતાપરાયને ભાગ્યેજ કાંઇ ખબર પણ હશે; છતાં તેમણે પોતાના મુખ પર જરાયે વિકાર ઉપસ્થિત થવા દીધા નહિ. તે લંગોટીઆ બાવાએ હોંકાઉના સાચા મહંત માનીને પ્રતાપરાયનાં પુષ્કળ વખાણ કર્યા પછી કહ્યું–

"પ્રિય બાંધવો, આજે એ પરમ તપસ્વી મહંત મહારાજ આપણા ગુરૂદ્વયની ઇચ્છાથી અત્રે પધારેલા છે. તેઓ પહેલે પેલા આસન પર વિરાજેલા છે. મારી તેમને વિનતિ છે–આ પવિત્ર આશ્રમના સમસ્ત લઘુ ગુરૂ પદવીના યોગીઓ તરફથી મારી તેમને પ્રાર્થના છે–કે જે મહત્પદ તેમને સુપરત કરવાની અમ સર્વની ઇચ્છા છે તે સ્વીકારવાને તથા તે પદની સર્વ જવાબદારી, કર્તવ્યતા માથે લેવાને તેમની તત્પરતા અને ઇચ્છા છે કે કેમ? જો હોય તો તે ખુલ્લા હૃદયથી આ વિશાળ સંમેલનની આગળ તે સ્પષ્ટપણે જાહેર કરો એવી મારી નમ્ર વાંચ્છના છે."



## પ્રકરણ ૮૧ મું.

### મોતના ભણકારા

એટલુ બોલીને તે બાવો પોતાને સ્થાને બેસી ગયો. થોડીવારે પ્રતાપરાય ઉભા થયા. અને બંને મહંતોને પ્રણામ કરી આખી સભાને ઉદ્દેશી નીચેની મતલબનુ બોલ્યા —"જે મહાન પદવી સુપરત કરવાની આપ સર્વની ઇચ્છા છે તે સ્વીકારવાની મારામાં યોગ્યતા નથી. આ પામર શરીરમાં કેટલી શક્તિ છે ને કેટલી નથી તેની ચર્ચા અત્યારે કરવી તે મને દુરસ્ત લાગતું નથી. જેમ જેમ સમય જશે તેમ તેમ તે સર્વનું સ્પષ્ટીકરણ થયાજ કરશે. અત્યારે તો આપ સર્વની ઇચ્છાને અનુમતિ આપી હું આપે સમર્પેલું માન સ્વીકારૂ છું." વગેરે

પ્રતાપરાયે પોતાનું ભાષણ ટુંકાણમાંજ પતાવ્યું છતાં તેમના શબ્દોની પસંદગી, વાકય રચના, ગંભીરતા વગેરે એવાં તો કુદરતી હતા કે ભલભલા તીવ્રદૃષ્ટિવાળાને પણ એવો ખ્યાલ ન આવે કે તેઓ વેશધારી છે. તેમનું ભાષણ પૂરૂ થતાં પુનઃ એકવાર આખા દિવાનખાનામાં જય જયકારનો ધ્વનિ ગાજી રહ્યો. પછી પેલો શ્વેત લંગોટીવાળો બાવો ઉભો થયો. તેણે પોતાના બે ત્રણ સાથીતોને ઇશારત કરી પાસે બોલાવ્યા. પ્રતાપરાયની પાસે આવી તે સર્વેએ નમન કર્યું અને કૌપિનધારીએ તેમને પોતાની સાથે પધારવાની વિનતિ ઇશારત વડે કરી, અને પોતે તે ઓરડામાંથી બહાર ચાલવા માંડયું.

પ્રતાપરાય પણ ઉઠયા અને તેમની પાછળ તે ઓરડો છોડી ગયા. મને પણ તેમની સાથે જવાનો વિચાર આવ્યો—મારે સાથે જવુજ જોઇએ એમ મને લાગ્યુ. પરંતુ પ્રતાપરાયની મનોવૃત્તિ શું છે તે હું સમજી શકયો નહિ. જો મારે તેમની સાથે જવાનું હોત તો તેઓ મને ઇશારત કરી સમજાવતેજ. આથી હું બેસી રહ્યો.

છતાં પ્રતાપરાય ગયા પછી પુનઃ મને પસ્તાવો થવા લાગ્યો. આ જ્ઞાનમઠના વાતાવરણથી મારૂં અંતઃકરણ વહેમીલું થઈ ગયું હતું. અને મારી આસપાસ બનતી દરેક ઝીણી બાબતોમાં હું કાંઇ ને કાંઇ અનિષ્ટ થવાનાં મૂળજ જોતો હતો. મારૂં હૃદય એ બધો વખત ધડકયાજ કરતું હતું.

પરંતુ મારી એ ભીતિ ઝાઝો સમય ટકવા પામી નહિ. કારણકે સાતેક મિનિટમાંજ પ્રતાપરાય અને તેમની પાછળ પેલા બાવાઓ પાછા આવ્યા. પ્રતાપરાયને આ વખત જોઇને હું તો ચમકીજ ગયો હતો. પળવાર તો હું તેમને ઓળખી પણ ન શકયો. કારણકે માથાથી પગ સુધી તેમને સોનેરી લપ્પાનો ઝગઝગાટ મારતો ઝભ્ભો પહેરાવેલો હતો. કપાળ પર ગાલ પર વિચિત્ર પ્રકારનાં ચંદન, કેસર, કંકુ વગેરે પદાર્થોનાં ધાર્મિક ચિહ્નો કરેલાં હતાં. હાથમાં ત્રણ પાંખાવાળો ત્રિશૂળ સરખો દંડ આપ્યો હતો. કાંડા પર, ગળામાં, જટામાં ચિત્ર વિચિત્ર પ્રકારના ફુલહાર તથા પુષ્પાભૂષણો પહેરેલાં હતાં; ટુંકમાં આપણે ત્યાંના હરદાસ બુવાઓ કથા કરતી વખતે જેવો સ્વાંગ ધારણ કરે છે તેવોજ પ્રતાપરાયનો દેખાવ કરવામાં

આવ્યો હતો. તે જોઇને મારા મનનુ ઘણું સમાધાન થયું.'

ગંભીર આડંબરયુક્ત પગલે ચાલતા આવીને પ્રતાપરાય તે દિવાનખાનાની બરાબર મધ્ય જગામાં ઉભા રહ્યા. તેમને જોઇ આખી સભાએ એ તૃતીય મહંત મહારાજનો જયજયકાર પોકાર્યો. પ્રતાપરાયે સભાજનો પ્રત્યે નમ્રતાયુક્ત અભિનય કરી તેમનુ અભિનંદન સ્વીકાર્યું.

પછી આસન પર વિરાજેલા પેલા બંને મહંતો ઉઠીને પ્રતાપરાયની પાસે આવ્યા. તેમના હાથ ગ્રહીને તેઓએ વારાફરતી પ્રતાપરાયને ગાઢ આલિંગન આપ્યું. પેલો લંગોટધારી બાવો ઉભો થઈને બોલ્યો–"હોંકાઉના પરમ તપસ્વી મહાત્માને આજે જ્ઞાનમઠના તૃતીય મહંત મહારાજનું પદ સમર્પણ કરવામાં આવ્યું છે. પ્રભો, તેમને હાથે આ આશ્રમની અનેકાનેક પ્રગતિ કરાવો!"

તે સાંભળીને સર્વ બાવાઓએ પુનઃ એક વાર આનંદ ધ્વનિ કર્યો. અને બે મહંતોએ પ્રતાપરાયનો એકએક હાથ ધરી તેમને વચમાંના સુંદર આસન તરફ અનેક ગુપ્ત મંત્રોના ઉચ્ચાર સાથે તેડી જવા માંડયા. એટલામાંજ—

"ગુરૂ મહારાજ, જરા થોભો. આ મહંતશ્રીને પદસમર્પણ થાય તે પહેલાં એક અત્યંત વૃદ્ધ મનુષ્ય આપ બન્નેની મુલાકાત લેવા ઇચ્છે છે."

એવા શબ્દો મોટે ઘાંટે સભળાયા.



## પ્રકરણ ૮૨ મું.

### મૂર્તિમાન મોત.

એ મનુષ્યના એવા શબ્દો સાંભળીને મારા તો હાંજાજ ગગડી ગયા. મોતીઆ મરી ગયા એમ કહું તો ખોટું નહિ. સિંહાસન પર બે પગથીઆં ચઢેલા પ્રતાપરાય તેમજ પેલા બે મહંતો ત્યાંના ત્યાંજ ઉભા રહી ગયા. તે બેમાંના એકે તે મનુષ્ય તરફ ફરીને પૂછ્યું:—

"કેમ માઝંગન, શું છે?"

"પરમ કૃપાળુ મહારાજ," તેણે હાથ જોડી ઉત્તર આપ્યો:–"બહાર એક વૃદ્ધ સત પુરૂષ ઉભા છે તે આપની મુલાકાત લેવા ઇચ્છે છે."

"પરંતુ આ કાંઇ મુલાકાત લેવાનો પ્રસંગ છે? આવા ગંભીર સમારંભમાં ભંગ પાડતાં વિચાર નથી આવતો?"

"કૃપાનાથ! હું બધું સમજું છું. પરંતુ તે વૃદ્ધ મહાત્મા એમજ કહે છે કે આ સમારંભ પૂરો થાય તે પહેલાંજ એમની સાથે આપની મુલાકાત થવી જોઇએ. તેમણે ભાર દઇને જણાવ્યું છે કે આ ગૃહસ્થને તૃતીય મહંત પદવી સુપરત થવી જોઇએ નહિ...."

"હેં?" બંને મહંતોના મુખમાંથી એકી સાથે ઉદ્‌ગાર નીકળ્યો.

"હાજી. તેમનું એવું કહેવું છે. આપ તેમની સાથે વાત કરી તેની હકીકત સાંભળો, તો ઠીક થાય."

મહંતોએ તે વૃદ્ધ મનુષ્યને હાજર

કરવાની આજ્ઞા આપી એટલે લાકડીના ટેકાથી પોતાનું આખું શરીર સમતોલ રાખતો તે ડોસો આવી સભામાં હાજર થયો. મેં તો તેને પૂર્વે કદિ જોયેલો નહતો. પરંતુ પ્રતાપરાયની નજર તેના ઉપર પડતાંજ—મેં જોયું કે તેઓ કંઇક ચમક્યા. તે ઉપરથી તેમણે એ ડોસાને ઓળખ્યો હોવો જોઈએ એવી મારી ખાત્રી થઇ.

તે ડોસો સભાની વચ્ચે આવીને ઉભો અને મહંતોને પ્રણામ કરી બોલ્યો-"ગુરૂમહારાજ, સેવકને અપરાધની ક્ષમા કરશો. પરતુ મારે અત્યંત જરૂરતું કામ........"

"તે કામ શુ છે તે જલદી સંક્ષેપમાં કહી દો." એકે ઉતાવળથી, અધીરાઈથી કહ્યું—"તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો?"

"ગુરૂમહારાજ, આ દાસને લોકો હોંકાઉના મઠપતિ તરીકે ઓળખે છે."

"હેં?" એકદમ આખી સભામાં ખૂણે ખૂણેથી ઉદ્ગાર નીકળ્યો.

મારૂ મગજ ભમવા લાગ્યું. તે ડોસાનું છેલ્લું વાકચ સાંભળતાંજ મને તમ્મર આવવા લાગ્યા. "હાય! જે ડોસાને પેલા ચાંચીઆ સરદાર મારફત અમે એક દૂરના ટાપુમાં કેદ રાખવાની વ્યવસ્થા કરી હતી, જ્યાંથી છ માસ પર્યંત તેના વિષે એક અક્ષર પણ આ દુનિયામાં સંભળાય તેમ ન હતું ત્યાંથી તે છટકીને અહીં આવી પહોંચ્યો હતો! એ આવી પહોંચ્યો એટલે અમારૂં સાક્ષાત મોત આવ્યું! હવે અમારા શરીરના ટુકડેટુકડા થવાના એમાં કાંઈ સંશય ન રહ્યો.

છતાં મહા પ્રયાસે, હાથના ટેકા દઈને મેં મારી જાતને બેભાન થઇ બાજુ પર ગબડી પડતાં અટકાવી.

દરેક જણ તે ડોસાના પ્રત્યે તાકીને જોવા લાગ્યું. એક મહંતે ઘાંટો પાડી તેને જણાવ્યું-

"તમે જૂઠું બોલો છો. તમે હોંકાઉના મહંત હોઇ શકોજ નહિ. હોંકાઉના મહંત તો જૂઓ આ ઉભા રહ્યા છે તમારી સામે. આટલી ઉમ્મરે જૂઠું બોલતાં તમને વિચાર નથી પડતો?"

તે ડોસાએ હાથ જોડી કહ્યું-

"ગુરૂ મહારાજ, પ્રભુને પ્રત્યક્ષ જાણીને આપ કહો તેવા સોગંદપૂર્વક હુ કહેવા તૈયાર છું-ને કહું છું કે હોંકાઉનો ખરેખરો મઠપતિ તો હુંજ છું. અને આ ગૃહસ્થ જેને આપ સુવર્ણ વસ્ત્રમાં સજ્જ કરી સિંહાસનારૂઢ કરવા તત્પર થયા છો તે એક ઢોંગી વેશધારી છે. તે જાતે ચીનો નથી એટલુજ નહિ પરંતુ પરદેશી અને પરધર્મી છે. મને મળેલી બાતમી પ્રમાણે તે હિંદુસ્થાન તરફનો છે. તેણે ચીનદેશમાં લાંબો સમય વસીને અહીંની ભાષાઓનો પાકો અભ્યાસ કરી લીધો છે. આ જ્ઞાનમઠના તૃતીય મહત પદ પર મારી નિમણુક થયાના સમાચાર કોઇ રીતે એને પ્રાપ્ત થવાથી એણે પોતાના ગુપ્ત સાગ્રીતો દ્વારા મારૂં અપહરણ કર્યું હતું. મને એક દૂરના ટાપુમાં કેદ કરી રાખવાની એણે યુક્તિ તો આબાદ રચી હતી પરંતુ ઇશ્વર કૃપાથી તેની જાળમાંથી હું અજબ રીતે છટકીને નીકળી શક્યો છું. મારી કારાવસ્થા દરમ્યાન આ વેષધારી ગૃહસ્થ મારો પોશાક ધારણ કરીને એક ચેલો સાથે લઇને આપના મઠમાં આવી પહોંચ્યો છે. એ બાબતની ખબર મને ટીન્સ્ટીનમાં પડેલી. ત્યાંથી હું તરતજ પેકીન

ગયો. પેકીનની પાસેની લામાસરાઇમાં મખ્ખુંગી મહારાજની મુલાકાત લીધી. તેમણે મને આ બે ઢોંગીઓના કારસ્થાનનો વિગતવાર હેવાલ આપ્યો. તે મળતાંજ હું તાબડતોબ અહીં આવવા નીકળી પડયો. ઇશ્વરેચ્છાથી હું એટલો બધો યોગ્ય સમયે આવી પહોંચ્યો છું કે આ પવિત્ર જ્ઞાનમઠની એક મહાન પદવીનું અપાત્રે દાન થતું અટકી શકયું છે. આપણે સર્વેએ તે બાબતમાં પ્રભુનો પાડ માનવાનો છે."

## પ્રકરણ ૮૩ મું.

## સભા વિસર્જન

તે ડોસો પોતાનું છેલ્લું વાકય બોલી રહ્યો કે તરતજ તે બંને મહંતોએ પ્રતાપરાય સામે જોયું. અને ખુલાસો મેળવવાના હેતુથી પૂછયું-"આ બધું શું છે?"

પ્રતાપરાયે અત્યંત ગંભીર મુદ્રા રાખી ઉત્તર આપ્યો—

"મહાનુભાવ, આ વૃદ્ધ પુરૂષનું મગજ ઠેકાણે ન હોય એમ લાગે છે. તેઓ કોઈક ગાંડાની ઇસ્પીટાલમાંથી છટકી આવ્યા હોવા જોઇએ. એમની બધી વાત ગલત છે. મને તો લાગે છે કે અહીંના મહંતપદ ઉપર મારી નિમણુક થયાના સમાચાર એને મળવાથી...."

પેલો ડોસો વચમાંજ બોલી ઉઠયો-"હું ગાંડો નથી. હું ગાંડો નથી. આ ઢોંગી ધુતારા જે કાંઇ બોલે તે પૂર્ણ વિચાર કરીને બોલજે. કારણ, હવે કાંઇ તારૂં પોગળ ઝાઝો સમય ટકવાનું નથી."

પ્રતાપરાય—"પૂજ્ય મહંતદ્વય, આપને મારી વિનતિ છે કે વિકૃત મનોવૃત્તિવાળા અને વૃદ્ધાવસ્થાને લીધે લુપ્ત થયેલી બુદ્ધિવાળા મનુષ્યના બકવાદ ઉપરથી આપણી આ પરમ મહત્વની સભાનું કાર્ય અટકાવવું—આવા ઉત્તમ સમારંભમાં વિક્ષેપ થવા દેવો એ ઉચિત નથી. આપને એ મનુષ્યનુ કથન સાંભળવું હોય તો તેને માટે પાછળ પુષ્કળ સમય છે."

અહાહા! પ્રતાપરાયે કેવી સરસ યુક્તિ લડાવી હતી! બને મહતો તેમનું કહેવું માની જાય તો કેવો સરસ તાલ આવે?—એવા વિચાર કરતો હું અત્યત ઉત્સુકતાથી—કાગડોળે—બધું જોઇ રહ્યો.

પરંતુ પ્રતાપરાયના શબ્દો સાંભળીને તે ડોસો ચીઢવાઇને બોલી ઉઠયો-

"મહારાજ, આ વેશધારીની સૂચના બીલકુલ સ્વાર્થી અને એકપક્ષી છે. આપશ્રીએ તેનો અસ્વીકારજ કરવો જોઇએ. આપે મારી વિનતિ પ્રથમ ધ્યાનમાં લેવીજ જોઇએ."

એ સાંભળીને બંને મહંતોએ પરસ્પર ગુસપુસ વાતો કરી. પછી એકે કહ્યું-

"વૃદ્ધજન, જે તમે કહો છો તેનું પ્રમાણુ કાંઇ તમારી પાસે છે?"

તે ડોસાએ ઉત્સાહથી હકારમાં જવાબ આપ્યો. અને પોતાની કફની તળેના ખીસામાંથી બે પરબીડીયાં કાઢી મહંતદ્વયના

હાથમાં આપ્યા. આપતી વખતે કહ્યું—"લામાસરાઈના પૂજ્ય મહતંશ્રીનું તેમજ ટીનસ્ટીનના આશ્રમનું એમ બે પ્રમાણ પત્રો છે. એમાં સર્વ હકીકત લખેલી છે."

તે મહંતોએ પ્રમાણપત્રો કાઢીને વાંચ્યા. પછી પ્રતાપરાય તરફ જોઇને પૂછ્યું—

"તમારે શું કહેવું છે?"

"આવાં પ્રમાણપત્રો તો મે પ્રથમથીજ આપના ઉપર મોકલી આપ્યાં છે. તે છતાં તેજ મઠપતિઓએ આ વૃદ્ધ મનુષ્યને બીજાં પ્રમાણપત્રો લખી આપ્યા તે પરથી માલમ પડે છે કે બંને મઠપતિ પ્રમાણપત્ર આપવામાં અત્યંત ઉદાર છે. એક કલાક પછી બીજોયે કોઇ મનુષ્ય આવાંજ પ્રમાણ લઇને આવે તો નવાઈ નહિ. છતાં આપશ્રીની અનુજ્ઞા હોય તો હું તેમને એકબે પ્રશ્ન પૂછું."

પ્રતાપરાયથી દરખાસ્ત પર બંને મહંતોએ પરસ્પર ગુપ્ત મસલત કરી અને નિશ્ચય કરી પેલો શ્વેત લંગોટધારી બાવો જે સર્વ સન્યાસીઓનો અગ્રેસર હતો તેને ઇશારત કરી પોતાની પાસે બોલાવ્યો. તેના કાનમાં કાંઇક ઘુસપુસ કરી આજ્ઞા આપી એટલે તે સભાની વચ્ચે આવી બોલ્યોઃ-

"આજની સભામાં કદિ ન ધારેલો એવો આશ્ચર્યપૂર્ણ મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. પરમપૂજ્ય મહંત મહારાજોની ઇચ્છા છે કે તે પ્રશ્નનું નિરાકરણ થાય ત્યાં સુધી આ સમારંભ મુલતવી રાખવો."

આટલું બોલાઇ રહેતાં આખી સભામાં ગોઠવાયલા બાવાઓ અત્યત શાંતિથી ઉભા થયા અને બને બાજુનાં દ્વાર પરના પડદા ખસેડી એકેએકે ચાલ્યા જવા લાગ્યા. એ કાર્ય એવી તો નીરવતાથી થતું હતુ કે ભલભલા અંગ્રેજી મૃત્યુગૃહમાં પણ આટલી બધી શાંતિ ન હોય. એક સોય પડે તોયે આખા હૉલમાં તેનો અવાજ સંભળાય, એવી ગંભીર સ્મશાન શાંતિ તે સમયે પ્રવર્તી રહી હતી.

---

## પ્રકરણ ૮૪ મું.

### આવરદા લંબાયું.

જ્યારે બધા અલફાઉ બાવાઓ તે ઓરડો છોડી ગયા અને અમે ત્રણ જણા તથા આશ્રમના પદવીધારીઓજ માત્ર રહ્યા, ત્યારે એક મહંતે પ્રતાપરાયને કહ્યું–

"બોલો, તમે શું કહો છો?"

"મારૂં કહેવું એમ છે કે આવા મહત્વના પ્રશ્ન માટે મહત્વના પ્રમાણ પુરાવા લેવા જોઇએ."

"એટલે?" તે ડોસો પોતેજ બોલી ઉઠયોઃ–"આ સાચા સત્તાવાર પ્રમાણપત્ર ઉપરાંત બીજા તે કેવા પુરાવા હોઇ શકે?"

પ્રતાપરાય તે ડોસા તરફ ફર્યા. અત્યંત તીવ્ર અને તેજદાર દૃષ્ટિએ તેમણે તે ડોસાની આંખો પ્રત્યે તાકીને જોયું. અને ખૂબ ભારપૂર્વક શબ્દો ચીપીચીપીને બોલ્યા–

"સમાધિસ્થ મહંત મહારાજે હોંકા-

ઉના મઠપતિને એક અદ્‌ભુત તાવીજ આપ્યું છે તે તમારી પાસે હોવું જોઇએ. હોય તો તે બતાવો."

"અદ્‌ભુત તાવીજ?" તે ડોસો આશ્ચર્ય પામીને બોલ્યો–"તે વળી શું?"

ભયંકર તિરસ્કારયુકત હાસ્ય કરીને ડોકું ધુણાવી પ્રતાપરાય બોલ્યા–"અહા હાહા! તે વાતની તો તમને ખબર પણ નથી! કેવી નવાઇ! આખા હોંકાઉ જીલ્લામાં ઘેરેઘેર જે વાત ફેલાઇ ગયેલી છે, દરેકે દરેક માણુસ આબાલવૃદ્ધ સ્રીપુરૂષ જાણે છે કે જ્ઞાનમઠના સમાધિસ્થ મહાત્માએ પોતાના અંતકાળમા એક અદ્‌ભુત તાવીજ હોંકાઉના મહંતને આશીર્વાદ સાથે આપેલું છે. તમે તો એમજ પૂછોછો કે કેવુ તાવીજ? મને ખાત્રી છે કે તમે હોંકાઉ શહેરમાં તો શું પણ હોંકાઉ જીલ્લામાં પ્રવેશ પણ કર્યો નથી."

એટલું બોલી પ્રતાપરાયે તે પૂજ્ય મહંતો પ્રત્યે જોઈ કહ્યું—"કેમ? મહાનુભાવ આપ એ વિશે શું ધારો છો?"

"તમારી વાત સાચી છે." બેમાંના એક મહંતે ઉત્તર આપ્યો.

"જો આપને એમ લાગતુંજ હોય તો આપે મારી વાતને સાચી અને આ ગાંડા વૃદ્ધ મનુષ્યની વાતને જૂઠી માનવીજ જોઇએ. આપને યાદ હશે કે આપની પહેલીજ મુલાકાત વખતે મેં મારો પરિચય આપતા આપને તે અદ્‌ભુત તાવીજ બતાવ્યું હતુ. જો તે આપ વિસરી ગયા હો તો તે હું ફરીથી બતાવું. લ્યો, જૂઓ."

એમ બોલી તે મહંતોના ઉત્તરની વાટ જોયા વગરજ પ્રતાપરાયે પોતાની કમ્મરેથી તે ચમત્કારિક તાવીજની ડબ્બી કાઢી અને તેનું ઢાંકણું ઉઘાડી તાવીજ તે મહંતોની નજર સામે ધર્યું બને જણાએ તેને પુનઃ ધારી ધારીને અડધી મિનિટ સુધી જોયુ. અને અભિપ્રાય આપ્યો—

"આ તાવીજ વિષે તો જરાયે શંકાશીલપણું રહેતું નથી."

પછી તેઓએ પાંચેક મિનિટમાં માંહો માંહે સંતલસ કરી અને તે ડોસાને પૂછયુ—"આવુ તાવીજ' તમારી પાસે છે ખરૂં?

"ના, નથી." તે ડોસાએ ઉત્તર આપ્યો—"સમાધિસ્થ મહાત્માએ મને હોંકાઉના મહતને, એવુ કોઈ પણ તાવીજ આપ્યુજ નથી."

"એ ખોટું છે." તે મહંતોએ ખડખડાટ જવાબ આપ્યો. "તાવીજ આપ્યાની વાત અમને પણ સારી રીતે માલમ છે."

એ સાંભળીને તે ડોસો જાણે ડઘાઇજ ગયો! તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થયો ખરો, પરંતુ તડકામાં મૂકેલા બરફ પેઠે તે ગુસ્સો તરતજ ઓગળી ગયો અને તેનું મુખ સફેદ પૂણી જેવુ બની ગયું. મેં જાણ્યું કે "ચાલો ફાવ્યા. અત્યારે તો આવરદા લંબાયું ખરૂ."

વળી પાછી તે મહંતોએ અરસપરસ સંતલસ કરી અને એક મહતે ઘાટો પાડી કહ્યું—

"વૃદ્ધ મનુષ્ય, તેં આ રીતે હોંકાઉના મહંતનો વેશધારણ કરી અન્ય વ્યકિતને અર્પણ થયેલી પદવી પચાવી પાડવાનો યત્ન કર્યો છે તેમાં તને નિષ્ફળતા મળી છે. એજ તને તારા કૃત્યની શિક્ષા છે. તારી વૃદ્ધાવસ્થા પ્રત્યે લક્ષ દઇને અમે તને બીજું કોઈ શાસન આપવા ઇચ્છતા નથી....છતાં તને અમુક સમયને માંટે

જાપતા હેઠળ રાખવો પડશે. ચાંગામાંગા, આને અહીંથી લઇ જાઓ અને યોગ્ય બંદોબસ્તમાં રાખો."

વાંચનાર, જે વખતે ચાંગામાંગા તે વૃદ્ધ મનુષ્યના હાથ પકડીને તેને તે ઓરડામાંથી લઈ જવા લાગ્યા ત્યારે મારા આનંદનો ઉદધિ કેવો ઉછળી રહ્યો હશે તેનો ખ્યાલ તું જ કરી લેજે.



## પ્રકરણ ૮૫ મું.

### ભોગ લાગ્યા.

પરંતુ તે ડોસાને બહાર લઇ જવાના દ્વાર સુધી તેડી ગયા એટલામાંજ તે અચકીને ઉભો રહ્યો. મહંત મહારાજ પ્રત્યે ફરીને નમ્ર સાદે બોલ્યો-

"કૃપાનાથ, મારે છેલ્લો એકજ પ્રશ્ન પૂછવાનો રહી ગયો. આપની આજ્ઞા હોય તો પૂછી લઉં."

એ સાભળીને મારા હ્રદયમાં તેલ રેડાયુ. વળી પાછો આ ડોસલો કોણ જાણે શી બાબત રજુ કરશે?

પ્રતાપરાય તરતજ બોલી ઉઠયા-"

"કાકા, તમે તમારે શાંતિથી સીધાવો. તમારી પાસે તાવીજ નથી. તમારી કોઈ પણ વાતમાં કાંઇ પણ વજુદ હોઇ શકે નહિ. નાહક શા માટે...."

એ વખતે તે બે મહતો એકમેકની સામું જોવા લાગ્યા. તેઓમાંનો એક બોલ્યો-"એ શું કહેવા માંગે છે તે સાંભળી તો લેવુંજ જોઈએ."

તેણે તે ડોસા પ્રત્યે જોઇ કહ્યું-"ઠીક, બોલો તમારે શું કહેવુ છે?"

"મહારાજ, આ ગૃહસ્થ પોતે હોંકાઉના મહત હોવાનો દાવો કરે છે તો મારો તેમને એકજ પ્રશ્ન છે. હોંકાઉના મઠના દરવાજા પર શું લખેલું છે તે તેઓ કહેશે?"

મહંતોએ પ્રતાપરાય સામે જોયું.

મારી છાતી ધડકવા લાગી. મારી સમજ પ્રમાણે પ્રતાપરાય કોઈ દિવસ હોંકાઉ ગયાજ ન હતા. તો પછી ત્યાંના દરવાજે લખેલું લખાણ તેઓ કેવી રીતે જાણી શકે?

છતાં જરાયે અચકાયા વગર, વિચાર કરવાને જરા પણ સમય લીધા વગર પ્રતાપરાય બોલી ઉઠયા-"ઓહો, એમાં તે શી મોટી વાત છે? મારા આશ્રમનાં મહાસૂત્રો હું જ ન જાણું?"

"ત્યારે કહો કે તે દરવાજા પર શું લખેલું છે?" તે ડોસાએ બાર દઈને પૂછ્યું.

પ્રતાપરાયે ફેંકયું—"પ્રભો, સર્વનું રક્ષણ કરો."

"ખોટી વાત. ત્યાં એવું કાંઇ લખેલું નથી. તે દરવાજા પરનો મુદ્રાલેખ તો એવો છે કે આ દ્વારમાં પ્રવેશ કરનાર પામરજીવ, તારી મટ્ટીનો વિચાર કર." ડોસો બોલ્યો.

"બરાબર છે." બંને મહંતોના મુખમાંથી એકી સાથે ઉદ્દગાર નીકળ્યો અને તેમણે પ્રતાપરાય પ્રત્યે તીક્ષ્ણ દૃષ્ટિએ જોયું.

"વારૂ. ત્યાંના દેવમંદિરના સ્તંભ પર

શું લેખ કોતરેલો છે ?"

"જીવ એ પરમાત્માનો અંશ છે અને પ્રયત્ને કરીને તે વિભૂતિમાં મળી જાય છે." પ્રતાપરાયે ઠોકયું.

ડોસાએ મહંતો પ્રત્યે નમન કરી કહ્યું–"જૂઓ મહારાજ, આ પણ ખોટું છે. ત્યાં એકે દેવમંદિર નથી તેમ એકે સ્તંભ પર કોતરકામ નથી."

"ખરી વાત છે." એમ બોલી બંને મહંતો પ્રતાપરાય તરફ અત્યંત શંકાશીલ દૃષ્ટિથી જોવા લાગ્યા. પ્રતાપરાય નીચી દૃષ્ટિ કરી જમીન તરફ જોઈ રહ્યા હતા. તેમનાથી બે જવાબ ખોટા અપાઇ ગયા હોવાથી હવે અમારૂં પોગળ પળવાર પણ ટકવાનું નથી એવી તેમની ખાત્રી થઈ ગઇ હતી. મારી તો તે વખતે જાણે શુધબુધજ ઉડી ગઇ હતી. જો હું આસન પર બેઠેલો ન હોત કે મને ઉભો રહેવાની ફરજ પાડવામાં આવી હોત તો જરૂર હું ગબડી જ પડયો હોત અને ત્યાં ને ત્યાંજ પૂરો થઇ ગયો હોત એમ અત્યારે મને લાગે છે.

બેમાંના એક મહંતે પ્રતાપરાયને ઉદ્દેશી અત્યંત ભારપૂર્વક ગંભીર અવાજે કહ્યું–

"જૂઓ મહાશય, તમારા બે ખોટા ઉત્તરોથી અમારાં મનમાં તમારા સાચાપણા વિશે ભારે શંકા ઉઠેલી છે. હજુ તમને એક ત્રીજો સવાલ પૂછવામાં આવશે. જો તે સવાલનો ઉત્તર તમે સાચો આપી શકશો નહિ તો અમારી પૂર્ણ ખાત્રી થશે કે તમે હોંકાઉના મહંત નથી; પરંતુ કોઇ વેશધારી ઠગ છો અને તેમ થતાં તમને ઘટતું શાસન આપવામાં આવશે."

એ શાસન તે મોત! જેમાં હાડ માંસ ને ચામડાં ત્રણે છૂટાં પાડીને જુદાં જુદાં પ્રાણીઓને ખાવાને આપવામાં આવે એવુ ભયાનક મોત! હાય! એ મોતના પગલાના પડઘા મારા કાનમાં તે વખતે સંભળાઇજ રહ્યા હતા.

તે ડોસાનો ચહેરો હવે બીલકુલ બદલાઈ ગયો. હતો. મહા મહેનતે પોતાના હરખને તે દબાવી શકતો હતો. પ્રતાપરાય તરફ અને મારા તરફ તે ડોળા કાઢી જોતો અને કોઇ કોઇવાર વાંદરાની પેઠે દાંતીઆ કરતો હતો.

મહંતે તેને કહ્યું–"હવે એક ત્રીજો સવાલ પૂછી લો."

ડોસાએ જરા વિચાર કરીને સવાલ શોધી કહાડયો––"હોંકાઉ-મઠની ગાદીનું મુખ કઈ દિશામાં છે ?"

પ્રતાપરાયે જવાબ આપ્યો—

"તે ગાદી પહેલાં પૂર્વાભિમુખ રાખવામાં આવી હતી; પરંતુ ત્યાર પછી ઘણા ફેરફારો થયા છે. તેમાં...."

"ખોટ્ટી વાત." તે ડોસો તરતજ બોલી ઉઠયો:–"આજ સવાસો વરસ થયાં તે ગાદી ઉત્તરાભિમુખ ગોઠવાયલી છે. તે જમીન સાથે ચણી લેવાયલી છે. અને કોઇ દિવસ ફેરવી શકાય એમ નથી."

સત્યાનાશ! ત્રણે જવાબ ખોટા પડયા.



# પ્રકરણ ૮૬ મું.

## દેહાંત શિક્ષા

એમાંના એક મહંતે ક્રોધથી ભવાં ચઢાવી કહ્યું: "ઓ પામર મનુષ્ય, તારા ખોટા જવાબોથી અમારી ખાત્રી થઇ ગઇ છે કે તું કોઇ ઢોંગી ધુતારોજ છે. તારે માથે મોત ભમવા લાગ્યું છે. તારો પેલો સાગ્રીત ક્યાં ગયો?" મારા તરફ જોઇને—"અલ્યા, તારે કાંઇ કહેવું છે?"

મેં ઉભા થઇ હાથ જોડી કહ્યું—"મહંત મહારાજ, મારે એટલુંજ કહેવાનું છે કે આ (પ્રતાપરાય) હોંકાઉના મઠપતિ છે અને મારા ગુરૂદેવ છે."

"તુ પણ જુઠ્ઠો!" બીજા મહંતે ઉદ્ગાર કાઢયો.

"ના. મહારાજ, હુ સાચુંજ કહું છું..." મેં ગેંગેફેંફેં થતાં કહ્યું.

"તું તેમની સાથે કેટલા વખતથી છે?"

"મહારાજ, મને ઘરબાર બૈરી છોકરાં કાંઇજ નથી. હું ભટકતો ફરતો હતો તે વખતે આ પરમ પવિત્ર મહાત્માનો મેળાપ થયો. તેમણે મારો અનુગ્રહ કરી મને આ પ્રવાસમાં સાથે લીધો..."

"એમ ત્યારે" મહંતે દાંત કચકચાવીને ઉત્તર આપ્યો—"તારી ઓળખાણ પણ લાંબી મુદતની નથી."

"મહારાજ," પેલો ડોસો બોલ્યો—"મારી બધી હકીકત આપે સાંભળવાની જરૂર છે. આ વેશધારીએ આ પ્રમાણે છળ કરવા ઉપરાંત મારા વૃદ્ધ દેહ ઉપર કેવાં કષ્ટો નાંખ્યાં છે તેનો ખ્યાલ આપને તેનાથીજ આવી શકશે."

"સાચી વાત છે." એક મહંતે વિનયથી મસ્તક નમાવી કહ્યું "અમારે તમારો વૃત્તાંત અધોજ સાંભળવો છે. પરંતુ તે નિરાંતે સાંભળીશું. તમે ઘણે દૂરથી ચાલીને આવ્યા છો અને તમારૂં નિર્બળ શરીર અત્યંત શ્રમિત થઇ ગયેલું લાગે છે. તો આપ પળવાર પેલા આસન પર વિરામ લ્યો. દરમ્યાન અમે આ પાપી મનુષ્યોનો નિકાલ કરી નાંખીએ."

'નિકાલ કરી નાંખીએ.' એવા શબ્દો સાંભળીને મારી છાતી ધડકી ઉઠી. મારૂ આખું શરીર ધ્રૂજી ઉઠયું. અહીંને અહીંજ અમારાં ડોકાં ધડથી જુદાં પાડશે કે શુ?

અમને ઉદ્દેશીને મહંતે કહ્યું—"બ્રહ્મજ્ઞાનના સાગર સરખા આ પવિત્ર આશ્રમ સાથે છળ કપટ કરી રૈરવનરકનું મહાપાતક વહોરનાર અવિચારી જીવો, એ મહાપાતકના દુન્યવી શાસન તરીકે અત્યાર પછીના ચોવીસમે કલાકે તમારા દેહનો નાશ કરવામાં આવશે. કાલે તમને તે ભયાનક જલ પ્રવાહની ખીણમાં ગબડાવી દેવામાં આવશે. ત્યાં સુધી તમે તમારા આત્માને શાંતિ મળવા માટે પ્રભુ પ્રાર્થના કર્યા કરો."

"અબબબબ્" મારા મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયો.

પ્રતાપરાયે મારી પાસે આવી મારી પીઠ પર હાથ મૂકયો, અને ગંભીરતાથી કહ્યું—

"વત્સ, શાંત થા. ગભરાઇશ નહિ. જે થાય છે તે સારૂંજ થાય છે."

મેં ચમકીને પ્રતાપરાયના મુખ સામે જોયું.

તેમના ચહેરા પર વિચિત્ર ભાવો હતા.

હું તે સમજી શક્યો નહિ. પરંતુ તેનાથી મને ઘણું આશ્વાસન મળ્યું.

"ચાંગામાંગા!" મહંતે પોતાના અનુચરોને બૂમ પાડી.

તેઓ આવીને નમન કરી ઉભા રહ્યા એટલે મહંતે તેમને કહ્યું—"આ બે મનુષ્યોને અહીંથી લઇ જાઓ. કાલે સાયંકાલે તેમને જલપ્રવાહની ખીણમાં હોમી દેવાના છે. ત્યાં સુધી તેમના ઉપર સખત જાપતો રાખજો."

"જેવી પ્રભુની આજ્ઞા." એમ ઉત્તર આપી ચાંગામાંગા અમારી પાસે આવવા લાગ્યા.

એટલામાંજ પ્રતાપરાય મહંતો પ્રત્યે હાથ જોડી બોલ્યા—

"મહાનુભાવ, આ જગતમાં જે કાંઈ બને છે તે બધું જગન્નિયંતાની ઇચ્છાને લીધેજ હોય છે ને તેનાથી માનવી માત્રનું ભલુજ થાય છે એમ હું ખાત્રીથી માનું છું. એટલે અમારા બંનેના ક્ષણભંગુર દેહને માટે આપે જે ભવિષ્ય-નિર્મિત કર્યું છે તેથી મને કોઇ પણ પ્રકારનો હર્ષ શોક થતો નથી. ઉલટું આ ક્ષણે અમારા દેહનો અંત આવે છે તે મારે માટે તો પરમ સૌભાગ્યજ છે. માત્ર મારે એકજ પ્રાર્થના આપશ્રીને ચરણે ધરવાની છે, ને તે એજ કે આ વૃદ્ધજન ઉપર શી શી વિપત્તિ પડી તેનો વૃત્તાંત મારે સાંભળવો છે. આપ કૃપાના ભંડાર છો, તો એટલો અનુગ્રહ તો જરૂર કરશો એવી મારી ખાત્રી છે."

મહંતે તિરસ્કાર ઓછો કરી ઉત્તર આપ્યો—"અમને તેમાં કાંઇ વાંધો નથી. ચાગા, એમને થોડીવાર અહીંજ રહેવા દે."

---

## પ્રકરણ ૮૭ મું.

### ચાંચીયા પર આફત.

ઇષ્ટ દેવની કૃપાથી અમને ત્યાં બેસવાની રજી મળી. આ ડોસો દરિઆમાંના નિર્જન ટાપુ પરથી કેવી રીતે છટકીને નાસી આવ્યો તે જાણવાની મને પણ અત્યંત ઉત્કંઠા થતી હતી. મહંત મહારાજના કહેવાથી તેણે પોતાનો વૃત્તાંત કહેવા માંડયો:

"મહારાજ, પૂર્વે મારો એવો નિયમ હતો કે કોઇ દિવસ આશ્રમની બહાર નીકળવું નહિ. સાત વરસ સુધી મેં હોંકાઉના જ્ઞાનમઠની બહાર પગ સરખો મૂકયો ન હતો. પછી મારે ત્યા એક નવો સેવક આવ્યો. તે ઘણોજ ચતુર અને ખંતીલો હતો. તે મારી સુશ્રુષા એવી તો સરસ કરતો કે મેં તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખ્યો. એક વાર તેણે મને સમજાવ્યું કે મારે જગતની યાત્રાએ નીકળવાની ખાસ જરૂર છે; તેથી આશ્રમને ઘણો લાભ થશે.

"પરંતુ તે વખતે તો મેં કાંઇ લક્ષ આપ્યું નહિ.

"બીજીવાર તેણે મને ખબર આપી કે પેકીંગ શહેરમાં અમુક સ્થળે અધ્યાત્મિક જ્ઞાનને લગતા ચમત્કારિક-પ્રયોગો થવાના છે. તે મારે અવશ્ય જોવાજ જોઇએ. તે વખતે તે સેવક ચંગચીન મારો પર એટલો

બધો વિશ્વાસ હતો કે મેં તેને મુખ્ય શિષ્ય બનાવ્યો હતો. તે જે કાંઇ કહે તેજ મને સાચું લાગતું. એટલે તેણે મને ખૂબ સમજાવ્યો. અંતે મેં એક લાંબા પ્રવાસની યોજના તેના કહેવા પ્રમાણે ગોઠવી તે વખતે મને જરાયે ખ્યાલ ન હતો કે મારી કૃપાને પાત્ર થયેલો તે સેવક મારો પરમ શત્રુ હશે.

"એક દિવસ શુભ મુહૂર્ત જોઇને હું ચંગયીનને તથા બીજા કેટલાક શિષ્યોને સાથે લઇને પ્રવાસે નીકળી પડયો. માર્ગમાં કોણ જાણે કેમ પણ એવુંજ બન્યું કે મારા બીજા બધા શિષ્યો એક પછી એક મારાથી છૂટાજ પડતા ગયા. હવે મને લાગે છે કે ચંગયીનેજ તે સર્વને અષ્ટમ પષ્ટમ સમજાવીને કહાડયા હશે.

"અમે ઘણુંખરૂં ઘોડા અને ઉંટ પર મુસાફરી કરતા હતા. પરંતુ સાંચૂથી ટીન્સ્ટીન જવાને માટે અમારે નહેર ઓળંગવાની હતી તે વખતે મારે હોડીમાં બેસવાનું થયું. મને સ્વપ્નેયે ખ્યાલ ન હતો કે તે હોડીવાળો આ બદમાસોના કાવતરામાં સામેલ હશે. દશ મિનિટ પછી હું જોઉં છું તો મારી હોડી વિશાળ દરિઆમાં હંકારાતી હતી. મેં હોડીવાળા પાસે જઇને ખુલાસો માંગ્યો ત્યારે તેણે મને ઉડાવતો જવાબ આપ્યો. થોડીવાર પછી ચંગયીને મારી પાસે આવીને ધીમેથી કહ્યું—'આપણે કોઈક લુચ્ચાઓની જાળમાં ફસાઇ પડયા છીએ. છતાં હોડી પર હોવાથી અત્યારે આપણું કાંઇ ચાલે એમ નથી. યુક્તિથી કામ લઈશું તો કદાચ છૂટકારો થઈ જશે. ધીરજ રાખજો.' સાંજે અંધારૂં થયા પછી તેમણે મને કાફી પીવડાવી. પા કલાકમાં મને પુષ્કળ ઉંઘ આવવા માંડી. મારાથી બેસાયું પણ નહિ. હું ઘેનથી ઢળી પડયો. તેમણે કાફી સાથે કાંઇક કેફી વસ્તુ મને પાઈ દીધી હતી. મને ગાઢ નિદ્રા આવી ગઇ.

"સવારે ઉઠીને જોઉં છું તો હું ચમકીજ ગયો. એક સામાન્ય હોડીને બદલે એવડા શઢ ડોલવાળા કોઇ ભવ્ય જહાજ પર હું પડેલો હતો. મારા હાથે પગે સાંકળો બાંધવામાં આવી હતી. મારી પાસે કોઇ માણસ ન હતું. હું ઘણોજ ગભરાયો.

"થોડીવારે એક બે માણસ મારી આગળથી પસાર થયા. તેમણે મોંઢા પર બુકાનીઓ બાંધેલી હતી. મેં તેમને પ્રશ્નો પૂછયા પરંતુ તેઓ જવાબજ શાના આપે? અંતે તેમની હિલચાલ પરથી મને માલમ પડયું કે તે ચાંચીયાઓનું વહાણ હતું.

"મેં ચંગયીન માટે—મારા શિષ્ય માટે—ખૂબ તપાસ કરી. પરંતુ તે તો મને ત્યાં છોડીને કોણ જાણે કયાંયે ગડપ થઇ ગયો હતો. મને ચાંચીયા વહાણમાં સપડાવીને તે ચાલ્યો ગયો ત્યારેજ મને સમજાયું કે મિત્રના વેશમાં તે મારા શત્રુનો પાઠ ભજવી ગયો હતો.

"લગભગ પંદરેક દિવસ સુધી તે ચાંચીયા વહાણે સમુદ્રમાં મુસાફરી કર્યા કરી તે દરમ્યાન મને તે લોકોએ જહાંજની નીચેના એક ઓરડામાં કેદ કરી રાખ્યો હતો. મને ખાવાનું કપડાં ઓઢવાનાં વગેરે બધું આપવામાં આવતું. તે આપવા માટે આખે મોંઢે બુકાની બાંધેલો એક માણસ આવતો. હું તેની બે આંખો સિવાય બીજું કાંઇ જોઇ શકતો નહિ. મારી સાથે તે જરાયે બોલતો નહિ. માત્ર હું જે કાંઇ માંગું તે મૂગો મૂગો લાવી આપતો.

"મારી ઓરડીમાં અંધારૂં હોવાથી દિવસે પણ દીવા કરેલા રહેતા. આથી રાત્રિ કયારે પડે છે અને સૂરજ કયારે ઉગે છે તેની મને કાંઇજ ખબર પડતી ન હતી.

"એકવાર હું મારી ઓરડીમાં એક આસન પર વિચાર કરતો બેઠો હતો તેજ વખતે ભડાક કરતો મોટો અવાજ થયો. એક જબરદસ્ત ગોળો અમારા વહાણુ સાથે આવી અફળાયો અને આખા વહાણને ઘણો સખત આચકો લાગ્યો. તરતજ આખા જહાજ પર દોડાદોડ ને ગડબડાટ શરૂ થઇ ગયા. કેટલાક 'એ આવ્યા, એ આવી પહોંચ્યા' એમ બોલી ગભરાતા ને દોડતા હતા.

"તેમની હોહા અને ધમાલ પરથી હુ એટલુ સમજી શકયો કે સરકારી પોલીસનાં વહાણો આવી પહોચ્યા હતા અને તેમણે ચાંચીયા વહાણને ચારે તરફથી ઘેરી લીધું હતું.

"પછી તો એકદમ ભડાભડ, ફટાફટ, કટાકટ અવાજો થવા લાગ્યા. હું સમજી ગયો કે પોલીસો અને ચાંચીયા વચ્ચે લડાઈ શરૂ થઇ. પોલીસોએ બંદુક છોડવા માંડી હતી. તેમની ગોળીઓ દરેક પળે અમારા જહાંજ સાથે અફળાતી હતી. થોડીજવારમાં વહાણની બાજુમાં બાંકોરૂં પડશે અને તેમાં પાણી ભરાઇ વહાણ સમુદ્રને તળીએ જઇને બેસશે એમ મને નકકી લાગ્યું. તેમ થાય તો હું આ ઓરડીમાંને ઓરડીમાંજ ગુંગળાઇને ડૂબી મરીશ, મને તરતાં આવડતું હોવા છતા મ રાથી જીવ બચાવી શકાશે નહિ એ વિચારે હું ઘણોજ ગભરાયો. તે ગભરાટની સાથેજ મારામાં એકદમ ઝનુન ભરાયુ. ફડાક દઇને લાત મારીને મેં મારી કોટડીનુ બારણું ભાંગી નાંખ્યું. તુતક પર આવી જોઉં છું તો વહાણની બાજુમાં ગાબડું પડેલુંજ હતું અને તે ડૂબવાની તૈયારીમાં હતું. બધા ચાંચીયા એક તરફથી પકડાઇ જવાની અને બીજી તરફથી ડૂબી જવાની ધારતીને લીધે ન્હાસભાગ કરી રહ્યા હતા. કેટલાક લાઇફ બોટ છોડી તેમાં કુદી પડયા હતા. કેટલાક તરીને આઘે નીકળી જવા પાણીમાં કુદી પડયા હતા.

"હુ તરતજ તે પોલીસોના વહાણ પાસે દોડી ગયો અને લાંબા હાથ કરી ઘાંટા પાડી કહ્યું—'હું અહીં કેદી છુ મને બચાવો મને બચાવો. પોલીસોના ઉપરીને મારી દયા આવી. તેણે તરતજ લાઈફબોટ મોકલી મને પોતાની આગબોટપર લીધો. મેં તેને મારો બધો ઇતિહાસ કહી સંભળાવ્યો. તે જાણીને તેને ઘણી નવાઈ લાગી. અંતે મારા કહેવાથી તેણે મને પેકીન લાવીને છૂટો મૂકયો.

"ત્યાં હું સીધો જ્ઞાનમંદિરમાં ગયો. તેના આચાર્યને મળ્યો અને બધી વાત કરી આચાર્યે મને આ બે વેશધારીઓ વિશેની કેટલીક બાતમી આપી અને તરતજ લામાસરાઇમાં જવાની ભલામણ કરી. લામાસરાઇમા આ બે ઢોંગીઓના કાવતરાં વિષે ઘણો પ્રકાશ પડયો. લામાસરાઇના મખ્ખુંગી મહારાજે મને પૈસા તેમજ માણસોની સારી મદદ કરી તેને લીધેજ હું આપની પાસે વખતસર આવી શકયો છું."



# પ્રકરણ ૮૮ મું

## જ્ઞાનની જીજ્ઞાસા

તે ડોસાનો વૃત્તાંત આ પ્રમાણે સંપૂર્ણ થતાંજ બંને મહંતોએ માહેમાહે પાછી ઘુસપુસ વાતો કરવા માંડી. તેમની વાતચિત અત્યંત ધીમે સાદે થતી હોવાથી મને તેમના શબ્દો સંભળાતા નહતા. પરંતુ તેમના હાવભાવ અને નેત્રસંકેત ઉપરથી તેઓ અમારે વિશે, અમારો શું ઘાટ કરવો તે વિશેજ વાતો કરતા હતા એમ મારી ખાત્રી થઇ. એ ખાત્રી થતાંજ મારૂં શરીર પુનઃ એક વાર ધ્રૂજી ઉઠયું.

થોડીવાર પછી એક મહંતે પ્રતાપરાય તરફ જોઇને પૂછયું—" કેમ દુર્ભાગી-જનો, હવે તમારે આ સંબંધમાં શું કહેવુ છે? તમે વેશધારી છો એમ કબૂલ કરો છો કે નહિ?"

" મહારાજ, અમે વેશધારી છીએ કે નથી, તે વિશે વિચાર કરવાની હવે શી અગત્ય છે? એકવાર અમારા ક્ષણભંગુર દેહને માટે અમુક ભવિષ્ય નિશ્ચિત કર્યા પછી અમને વિશેષ પ્રશ્નો પૂછવાની શી આવશ્યકતા છે? અમે અમારૂં ભવિષ્ય અત્યંત આનંદપૂર્વક સ્વીકારી લઇએ છીએ. આવાં પવિત્ર કારણસર અમારા દેહની આહુતિ અપાય એ પણ અમારૂં અહો-ભાગ્ય છે. અમને ફરમાવેલી શિક્ષા જેમ બને તેમ જલદી આપ અમલમાં મૂકો એટલીજ અમારી પ્રાર્થના છે."

પ્રતાપરાયના શબ્દો સાંભળીને બંને મહંતો વિચારમાં પડયા. પછી એકે પૂછ્યું— "એ ખરૂં. પરતુ આવું ભયાનક સાહસ ખેડીને આવી વિકટ જગામાં ગુપ્ત વેશે ધારણ કરીને આવવાનું પ્રયોજન શું?"

" જ્ઞાનની જીજ્ઞાસા."

મહંતો પુનઃ એક બીજાની સામે જોવા લાગ્યા. એટલે પ્રતાપરાયે આડંબર-યુક્ત સ્વરે શબ્દો ચીપીચીપીને કહ્યું—

" જ્ઞાન માટેની જે તીવ્ર જીજ્ઞાસા અમારા અંતઃકરણમાં જાગ્રત થઇ છે તેટલી જીજ્ઞાસા આપ બંને મહાત્માઓના હૃદયમાં ઉત્પન્ન થાય તો આ જ્ઞાનમઠના બધાએ સંન્યાસીઓ જમીનને અડકયા વગર હવામાં બીલકુલ અદ્ધર ચાલતા થાય એવી મારી ખાત્રી છે. આપ જાણીને આશ્ચર્ય પામશો—કદાચ ચમકી જશો— કે હું અને આ મારો સાથી—અમે કાંઇ ચીના નથી, અમે કાંઇ ચીન દેશના નથી. અમે બંને દક્ષિણ દિશામાં આવેલા હિંદુ-સ્થાન દેશના છીએ. ......."

" હેં?" બને મહંતોના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયો.

" હું તો કહેતોજ હતોને?" પેલો હોકાઉનો ડોસો બોલી ઉઠયો.

" હાજી." પ્રતાપરાયે આગળ ચલા-વ્યું:—" માત્ર જ્ઞાનની તૃષ્ણાથી પ્રેરાઇને અમે આ ભયાનક સાહસ ઉઠાવ્યું છે. જ્ઞાનની તૃષાને ખાતર અમે અમારી સાહ-સિક વૃત્તિને એટલે અંશે કેળવી છે કે–પણ ના, એ બધું હું અત્યારે નહિ કહી દઉં. કાલે-ચોવીસ કલાક પૂરા થશે વાત."

" શી વાત છે? શું છે?" મહં-તોએ એકદમ ઉત્કંઠાથી પૂછયું.

" કાંઇ નહિ. તે અત્યારે કહેવાય એવું નથી. કાલે અમારા દેહનો અંત લાવવાને સમયે કહેવાશે."

"પણ એવું તે શું છે?"

"છે કંઇક. ઘણુંજ વિચિત્ર છે." પ્રતાપરાયે તેમની જીજ્ઞાસાને ખૂબ ઉશ્કેરતાં કહ્યું–" કાલે તે જાણીને આપ ચમકી જશો."

તે પછી મહંતોએ બે ત્રણવાર ઉથલાવી ઉથલાવીને એજ પ્રશ્ન પ્રતાપરાયને પૂછયો; પરંતુ ઉસ્તાદ પ્રતાપરાયે તેમને ઉત્તર એવી કળાથી આપ્યા કે તેમની ઉત્સુકતા પહેલાં કરતાં દશ ગણી વધી ગઇ આખરે તેમણે અમને અમારે ઓરડે મોકલી દીધા. અમે ખંડમાં દાખલ થતાંજ બારણે બાવાઓનો સશસ્ત્ર પહેરો ગોઠવાયો.

---*---

## પ્રકરણ ૮૯ મું

### શાસ્ત્રીય મૃત્યુ

થોડીવાર મારા ખાટલા પર આરામ લીધા પછી હું પ્રતાપરાયની ઓરડીમાં ગયો. જોઉં છું તો પ્રતાપરાય પોતાની શય્યામાં ઘસઘસાટ ઉંઘી ગયા હતા.

હું સાચું કહું છું કે એ વખતે મને પ્રતાપરાય પર ઘણોજ ક્રોધ ચઢયો. એટલો ક્રોધ ચઢયો કે પળવાર મારે શું કરવું તે પણ મને સમજ પડી નહિ. આવતી કાલે સંધ્યા સમયે અમારા જીવનનો અંત આવવાનો હતો એવે પ્રસગે માણસને ઉંઘજ કેમ આવી શકે? કોઇ પણ ઉપાયે આ મઠમાંથી નાસી છૂટવાનો માર્ગ ખોળી કાઢવાને બદલે પ્રતાપરાય મોજથી નિદ્રાદેવીનું શરણું લઈ ઘોરતા હતા. મને ક્રોધ કેમ ન ચઢે?

મેં પાસે જઈ પ્રતાપરાયને ઢંઢોળી બૂમ પાડી જાગ્રત કર્યા અને કહ્યું–"અરે ડાકટરસાહેબ, તમે આમ ઉંઘવા શું પડયા છો? ઉઠો."

"કેમ મને ઉંઘવા તો દો. આ શો જુલમ કરવા માંડયો છે?"

"પણ આ તે કાંઈ ઉંઘવાનો સમય છે? આવતી કાલે સાંજ પછી આપણે હંમેશને માટે ઉંઘ્યાજ કરવાનું છે. એ લાંબી ઉંઘ ન આવે તેને માટે કાંઇક તો ઉપાય કરો."

પ્રતાપરાય આળસ મરડી બેઠા થઇ ગયા. બગાસુ ખાઈ ખોંખરો કરી તેમણે કહ્યું–

"બોલો શું ઉપાય કરવો છે?"

"તે મને શા માટે પૂછો છો? મારા કરતાં તમારૂં ભેજું વધારે ફળદ્રુપ છે."

"મને તો લાગે છે કે હવે થોડાજ વખતમા આપણા સમસ્ત નાટકનો છેલ્લો પડદો પડશેજ."

"ખરેખર?"

"હા. આપણે ભજવવા ગયા તો Comedy હર્ષાંત નાટક, પરંતુ આપણી ઈચ્છાવિરૂદ્ધ તે થઈ ગયું શોકાંત નાટક Tragedy. ચાલો હરીચ્છા. કેમ કરીએ?"

હું કાંઇ બોલ્યો નહિ.

"ટ્રેજેડી થઇ ખરી પરંતુ તેમાં આનંદના પ્રવેશો કાંઇ ઓછા નથી આવી ગયા, અને નાટકનો પ્રકાર નક્કી કરવા બાબ-

તમાં પ્રખ્યાત નાટયશાસ્ત્રી ભરતમુનિનો અભિપ્રાય એવો છે કે....."

"અરે, ચૂલામાં ગયા તમારા ભરતમુનિ અને ઓલામાં ગયા તેમના નાટક!" હું અત્યંત ચીઢવાઇને બરાડી ઉઠયો–"જીવ જવાની અણીપર આવતાંયે તમારા શાસ્ત્રીય વિચારો પૂરા થતા નથી?"

મારા ક્રોધને ઠંડો પાડીને તે બોલ્યા –"બહાદુરભાઈ, તમને ખબર નથી. શાસ્ત્રજ્ઞ મનુષ્યે દરેક કાર્યને શાસ્ત્રીય રીતેજ અમલમાં મૂકવું જોઇએ. તેને મરવાનું આવે તો તે પણ શાસ્ત્રીય પદ્ધતિએ મરવુ જોઇએ. તેમ નહિ કરે તો જીવનભરના શાસ્ત્રાભ્યાસનો ઉપયોગ શું?"

પ્રતાપરાયની ટોળનો કોળીઓ ગળી જઇને મે કહ્યું—"ત્યારે આ પ્રમાણે પાણીના ધોધમા ડૂબી મરવું એ પણ શાસ્ત્રીય મરણજ હશે, ખરૂં ને?"

"ના. ના. શાસ્ત્રીય દૃષ્ટિએ આ કાંઇ પદ્ધતિસરનુ મોત નથીજ. અને........."

"ત્યારે પછી?" હું વચમાં બોલવા જતો હતો.

"અને તેથીજ એ પદ્ધતિએ મરવાની મારી ઇચ્છા થતી નથી."

"ત્યારે તો તેમાંથી છૂટવાનો કોઈ ઉપાય પણ તમે શોધી કહાડયોજ હશે" મેં મલકાતા પૂછયુ.

"ના. હજુ સુધી શોધાયો નથી. વિચાર તો પુષ્કળ કર્યો પરતુ હજુ કાંઇ માર્ગ સૂઝયો નથી."

"હમણાં તો તમે ઉંઘતા હતા ને તે પહેલાં આપણે મહંતોની પાસે હતા. ત્યારે તમે વિચાર કયારે કર્યા?" મેં આશ્ચર્યથી પૂછયુ.

"ઉંઘમાંજ."

"ઉંઘમાં તે વળી વિચાર થતા હશે?"

"હા. બહાદુરભાઇ, તમને ખબર નથી કે સઘળી સ્થિતિ કરતાં ઉંઘમાં કરેલા વિચાર સર્વશ્રેષ્ઠ અને અત્યંત લાભકારક હોય છે. ઉંઘના વિચાર અથવા નિદ્રામનન કરીને એક આખું શાસ્ત્ર છે. અત્યારે તો પુરસદ નથી, પરતુ જયારે આપણે આ પરિસ્થિતિમાંથી મુકત થઇ શહેરમા ઠરીઠામ પડશું ત્યારે હું તમને તે શાસ્ત્ર સવિસ્તર સમજાવીશ."

"તે તો થવાનું હશે ત્યારે થશે. અત્યારની વાત કરોની." મે કહ્યુ—"અહીંથી નાસી છૂટવાનો માર્ગ ખોળી કાઢવાની જરૂર છે. મેં તો...."

"તમે શા માટે મગજને તસ્દી આપો છો? બહાદુરભાઇ, તમે તમારે નિશ્ચિંતપણે ઉંઘી જાઓ. જે થવાનુ હશે તે થશે. ખોટી ચિંતા કર્યાથી કાંઈ ફળ નિપજવાનું નથી."

"પરતુ તમે..........."

"હા. હુ તો એની ઉપરજ મંડયો છું. મને તમે નિરાતે ઉંઘવા દ્યો."

પ્રતાપરાયની ઊંઘમાં વિચાર કરવાની વિચિત્ર ટેવ પ્રત્યે આશ્ચર્ય પામતો હુ તેમને છોડી બહાર આવ્યો. થોડીવારમાંજ તેઓ ઘોર નિદ્રામા પડયા હોય તેવો અવાજ મારે કાને આવવા લાગ્યો. પાચેક મિનિટ પછી તેમની ઓરડીના બારણાં આગળ જઇ ડોકીયું કરી જોઉંછું તો તેમના હોઠ હાલતા હતા. નિદ્રામાં તે કોઇની સાથે વાત કરતા હોવા જોઈએ એમ મને લાગ્યુ.

બીજી પાંચેક મિનિટ પછી પુનઃ આવીને જોઉછું તો ઉંઘમાંજ તેમનો ડાબો હાથ ઉંચો થયો હતો. તે હાથનાં

આંગળા વડે કોઇને ઇશારત કરતા હોય એમ પણ લાગ્યું. અત્યંત ધીમે પગલે તેમની પાસે જઇ તેમના મ્હોં આગળ કાન માંડયા તો સંભળાયું—"स्वस्थानम् गच्छ."

મને ખાત્રી થઇ કે તેમણે કોઇ મેતનું અથવા દેવનું આવાહન કર્યું હોવું જોઇએ.

તેના ને તેનાજ વિચાર કરતો હું મારા ખાટલા પર આવી સૂતો અને ક્યારે ઉંઘી ગયો તેની મને ખબર નથી.



## પ્રકરણ ૯૦ મું.

### મોતને માર્ગે

બીજે દિવસે જાગ્રત થઇને આંખો ઉઘાડું છું ત્યાંજ એક ચગદાયલા નાકવાળો બાવો મારી પથારી આગળ ઉભેલો માલમ પડયો. તેના હાથમાં ખડ્ગ હતું. મને નિદ્રામુક્ત થયેલો જોઇને તે પોતાની ટીબેટી ભાષામાં બોલ્યો—"ચાલો."

હું બેઠો થયો. કુંજામાંથી પાણી લઇ મ્હોં ધોયું. રાત્રે સૂતી વખત ઉતારેલી કથા ખીંટીએથી લઇને પહેરૂં છું, એટલામાં તો પ્રતાપરાય પોતાની ઓરડીમાંથી બહાર આવ્યા. તેમની સાથે પણ એક ખડ્ગધારી સંન્યાસી હતો. અમે બહાર નીકળ્યા. ત્યાં ગેલેરીમાં બીજા પાંચ સાત સંન્યાસી ચોકીદારો બેઠા હતા. તે દરેકની પાસે કૃપાણ, બરછી, ભાલોડું, કુહાડી એમ જુદા જુદા પ્રકારનાં આયુધો હતા.

તે બાવાઓમાં કેટલાક અમારી આગળ અને બાકીના પાછળ ચાલવા લાગ્યા. થોડેક દૂર ગયા એટલે સાંકડી ગેલેરી આવી. પ્રતાપરાયે મારા તરફ વળીને હળવે સાદે કહ્યું—"બહાદુરભાઈ, આ હરામખોરે મને બહુ કવખતે ઉંઘમાંથી ઉઠાડયો. મારી વિચારમાળામાં વિક્ષેપ પાડયો. આખી રાત નિદ્રામનન કરીને મેં આપણી મુક્તિનો એક સરસ માર્ગ લગભગ ગોઠવી નાંખ્યો હતો. જરાક બાકી હતો તેટલો વખત મને મળ્યો હોત તો મારી યોજના ચોક્કસ ઘડાઇ ગઈ હોત."

"હશે. પરંતુ હવે તેનો કાંઇ ઉપાય છે? હવે તો આપણે ખીણમાં ભુસ્કો મારવાનુંજ નક્કી છે."

"અત્યારે તો એમજ લાગે છે. પણ કાંઇ નહિ. જોઇ લઈશું."

એમ કહી પ્રતાપરાય મૂગામૂગા આગળ ચાલવા લાગ્યા. તેમની પાછળ હું પણ હતાશ હૃદયથી નિઃશ્વાસો નાંખતો ચાલ્યો. મારૂં ધૈર્ય ઓગળી ગયું હતુ. હિંમત બધી સુકાઇ ગઈ હતી. મરવા પડેલા મનુષ્યની નાડીઓ ધીમેધીમે મંદ પડતી જાય છે તેમ મને મારી નાડીઓ જતી લાગી.

બાળપણથી મારૂં સમસ્ત જીવન એક સિનેમા પટ પરના ચિત્ર પેઠે દેખાવા લાગ્યું. મારા ભૂતકાળના બધા પ્રસંગો ચપોચપ મારી દૃષ્ટિ સમક્ષ પુનઃ ભજવાતા હોય એમ પળવાર મને લાગ્યું. એના એ વિચાર ક્યાં સુધી ચાલ્યા અને તે દરમ્યાન મેં તે વિશાળ જ્ઞાનમઠના

કેટલા ઓરડા અને કઇ દિશામાં કેટલી ગેલેરીઓ વટાવી તેનું મને કાંઇજ ભાન કે સ્મરણ નથી.

જ્યારે અમારે એક વાંકોચુંકો ખરબચડા પગથીઆંનો દાદર ચઢવાનો આવ્યો ત્યારેજ હું વિચારમાળામાંથી ચમકીને જાગ્રત થયો. જોઉં છું તો તે દાદર એક ઉંચા પહાડના શિખર પર જવાનો હતો અને તેના પગથીઆં તે શિખરમાંથીજ જેમ તેમ કોતરી કાઢેલાં હતાં. તેને નાનાં મોટાં લગભગ સવાસો પગથીઆં હશે. છેક ઉપર ગયા ત્યારે મને પેલો જલપ્રવાહનો ખડક દેખાયો. તે આ પહાડ કરતાંયે પચાસ પોણોસો ફુટ ઉંચો હતો. તેના ઉપરથી પાણીનો ધોધ ભયાનક ગંભીર અવાજ સાથે પડતો હતો. તે ધોધનું તળીયું આ જગાએ કાંઈક ઝાંખુ દૃષ્ટિએ પડતું હતું અમે ઉભા હતા ત્યાંથી તે બારસો તેરસો ફુટ નીચું હશે.

ત્યાં એક મોટી શિલા પર અમને બંનેને ઉભા કરવામાં આવ્યા. થોડીજ વારમાં પેલા બે મહંતો તથા તેમના કેટલાક ખાસ શિષ્યો આવી પહોંચ્યા. અમારી સામે પડેલી એક બીજી શિલા પર શિષ્યોએ મૃગચર્મ પાથર્યાં અને તેના પર તે મહંતો ગોઠવાયા. પછી એક મહંત ગંભીર સ્વરે બોલ્યો—

"પાપી મનુષ્યો, તમે તમારાં દુષ્કર્મને લીધે હાથે કરીનેજ આ ભયંકર શિક્ષા વહોરી લીધી છે. છતાં તમને એક તક આપવાને ખાતર અમે પૂછીએ છીએ કે એ શિક્ષા અમલમાં મૂકાય તેની વિરૂદ્ધમાં તમારે કાંઇ કહેવાનું છે ?"

મેં હળવે રહીને પ્રતાપરાય સામે જોયુ. તેમણે અત્યંત ગૌરવ અને આડમ્બરયુક્ત મુદ્રાથી ડોકું ધુણાવી કહ્યું–"અમારે વિરૂદ્ધમાં કાંઇજ કહેવું નથી."

તેમનું જોઇને મેં પણ નકારમાં માથું ધૂણાવ્યું.

"ઠીક." મહંતે અમારો નન્નો સ્વીકારી લઇને કહ્યું–"તમારી શિક્ષા હવે તરતજ અમલમાંજ મૂકાશે. તે પહેલાં તમારી છેવટની કાંઇ ઇચ્છા હોય તો તે કહો શકય હશે તો તે પરિપૂર્ણ કરીશું."

---

## પ્રકરણ ૯૧ મું.

### અંતકાળની ઇચ્છા

એ સાંભળીને પ્રતાપરાયે તે મહંતને નમ્ર સ્વરે હાથ જોડીને કહ્યું—

"મહારાજ, અણીને વખતે પણ આપે અમને આ પ્રશ્ન પૂછયો તેને માટે અમે ઘણાજ ઉપકૃત થયા છીએ. અમારા હૃદયનો આનંદ ઉભરાય છે. કારણકે એથી પ્રભુએ અમારા બે જણાના શરીરમાં જે ઉત્તમોત્તમ તત્વો ભરેલાં છે તેની રક્ષા થવાનો સંભવ છે."

બંને મહંતો કાંઇ બોલ્યા નહિ ઉત્સુકતાથી પ્રતાપરાયની સામે જોઇ રહ્યા. તેમણે આગળ ચલાવ્યુ—

"મહારાજ, મૃત્યુ સિવાય બીજું કોઇ પણ શાસન અમને આપવાનું જો અશ-

કચજ હોય, તો પણ અમારાં શરીરને ખડક પરથી ગબડાવીને ગુમાવવાનું અવિચારીપણું આપ કહિ પણ કરશો નહિ. કારણ કે અનેક શાસ્ત્રવિશારદો અને ડાકટરોએ અમારાં બંનેની શરીરોની ચિકિત્સા કરીને એવો અભિપ્રાય આપેલો છે કે મારા મસ્તકમાં મૂકાયલા જ્ઞાન તંતુઓ જેવી ગ્રાહકશક્તિવાળા છતાં નિર્દોષ જ્ઞાન તંતુઓ દુનિયામાં બીજા કોઈ પણ મનુષ્યના મસ્તકમાં સાંપડવા મુશ્કેલ છે. તેમજ આ મારા શિષ્યના હૃદય સરખું સસત્વ હૃદય આખી પૃથ્વીના પટ પર કશેથી મળી શકે એમ નથી. અમે બનેએ પરસ્પરની સહાયથી આ જ્ઞાનમઠમાં ગુપ્ત વેશ ધારણ કરીને પ્રવેશ કરવાનું જે સાહસ કાર્ય કર્યું છે તે પરથી મારા આ કથન વિષે આપની ખાત્રી થશેજ. તો હવે અમારી અંતકાળની એટલીજ ઇચ્છા છે કે અમારા દેહનો નાશ કરતાં પહેલાં તેમાંથી આ બે અમૂલ્ય અવયવો કાઢી લેવામાં આવે અને તેનો ઉપયોગ ભવિષ્યના જ્ઞાનસંશોધન કાર્યમાં થાય જો તેટલી વ્યવસ્થા કરો તો અમને બીજી કાંઈજ સ્પૃહા નથી."

પ્રતાપરાયની આ વિચિત્ર પ્રાર્થના સાંભળીને બને મહંતો જાણે મંત્રમુગ્ધ થયા હોયને, તેવા ચકિત દેખાવા લાગ્યા. પછી તેમણે એક બીજાની સામે જોયું અને કેટલીક ગુપચુપ વતો કરીને એક મહંતે મોટેથી કહ્યું—

' સાહસિક મનુષ્ય, તારૂં ધૈર્ય અથાગ છે તારી અંતકાળની આ ઇચ્છા એટલી બધી વિચિત્ર છે કે તેનો સ્વીકાર કે અસ્વીકાર કરવો તેની અમને એકાએક સમજ પડતી નથી. આ જ્ઞાનમઠનો ધારો છે કે એકવાર મઠપતિએ જે શાસન ફરમાવ્યું, તેમાં પછી જરા પણ ફેરફાર થઈ શકે નહિ. છતાં તારી આશ્ચર્યજનક માંગણીને લીધે અમારે તે વિષે પુનરપિ વિચાર કરવો પડશે. અમે બીજો નિશ્ચય કરીએ ત્યાં સુધી તમારી શિક્ષાનો અમલ કરવાનું મુલતવી રાખીએ છીએ. બીજું જે કાંઇ હશે તે તમને કાલે આ સમયે જણાવવામાં આવશે."

એમ કહીને તેણે પોતાના સેવકો પ્રત્યે જોયું અને ચાંગામાંગાને આજ્ઞા આપી કે અમને ચોકીપહેરા સાથે અમારા ખંડમાં પહોંચાડે.

થયું. અત્યારે ફરીવાર અમે મૃત્યુના મુખમાં ગયેલા જીવતા પાછા આવ્યા. કાળના વિકરાળ જડબામાં ચવાતા બચી ગયા. શસ્ત્રધારી સંન્યાસીઓના પહેરા હેઠળ અમને અમારા ખંડમાં પહોંચાડવામાં આવ્યા.

ઓરડાનું બારણું બંધ થયું અને પહેરેગીર સંન્યાસીઓ કઇક દૂર જઇ બેઠા હોય એમ લાગ્યું કે તરતજ હું પ્રતાપરાયની ઓરડીમાં ઘુસ્યો.

" ડાકટરસાહેબ, આવી કઢંગી વિચિત્ર માંગણી કરવાનો શું અર્થ ? એમાં આપણને શો ફાયદો થશે ?"

પ્રતાપરાય હસીને બોલ્યા–" બહાદુરભાઇ, તમે જૂઓ તો ખરા. એ તો બધા શાસ્ત્રીય પદ્ધતિના ખેલ છે. હવે તમારે કબૂલ કરવુંજ પડશે કે શાસ્ત્રજ્ઞ માણસ શાસ્ત્રોની મદદથી પોતાનુ આયુષ્ય ચોવીસ કલાક સુધી લબાવી શકે છે."

" તે ખરૂ. પરંતુ આવતી કાલે જો તેઓ તમારી ખોપરી જીવતાજીવત ફોડીને જ્ઞાનતંતુ બહાર કાઢશે અને મારી છાતી.

ચીરીને કાળજું કાઢશે તો ? એના કરતાં તો ખડક પરથી ગબડીને મરવાનું સારૂં."

"બહાદુરભાઈ, તમને કેમ મરવાની આટલી બધી હોંસ થાય છે ? ધીરજ ધરો ધીરજ. હજુ તો આપણે ઘણી ઘણી ફરજો બજાવવાની છે. આ વિચિત્ર માંગણીથી આપણને ચોવીસ કલાક વિચાર કરવાનો વધુ વખત મળ્યો, એટલી તો તમારી ખાતરી થઇને ?"

"હા. એ તો સાચું. પરંતુ એ ચોવીશ કલાકમાં તમે કાંઈ આબાદ યુક્તિ ઘડી કાઢો ત્યારેજ તમારાં શાસ્ત્રો સાર્થક થયા સમજાય. નહિ તો નહિ."

પ્રતાપરાય ધીમેથી બોલ્યા—"એક યુક્તિ ગઇ કાલે રાતની મારા મગજમાં ઘોળાયા કરે છે. પરંતુ તેની વિગતવાર યોજના હજુ નક્કી કરવાની છે."

"પરંતુ તે યુક્તિ સફળ થવાનો સંભવ છે ખરો ?"

"તે કાંઈ અત્યારે ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. એટલું તો નક્કી છે કે જો આપણો ઉદ્ધાર આ વિપત્તિમાંથી થવાનો હશે તો તે આજ યુક્તિથી થશે, કારણ કે તેની સફળતાના સંભવ વધારે છે. નહિ તો આપણે અત્યારે મૂઆ તો પડેલાજ છીએ."

પ્રતાપરાયની એ યુક્તિ શી હતી તે જાણવાને મેં ચારપાંચ સવાલો તેમને પૂછ્યા. પરંતુ તે વખતે તેમણે કાંઇ ખુલાસો કર્યો નહિ, 'પછી કહીશ, હમણાં મને નિરાંતે વિચાર કરવા દો' એમ કહીને તેમણે મને પાછો મોકલ્યો.

---

## પ્રકરણ ૯૨ મું.

## મુક્તિનો માર્ગ.

હું મારી ઓરડીમાં આવ્યો અને શૂન્ય અંતઃકરણથી ખાટલા પર પડયો. પ્રતાપરાયના ઉપર મને ઘણી શ્રદ્ધા હતી તેમનું ફળદ્રુપ ભેજુ કાંઇ ને કાંઇ અજબ યુક્તિ ખોળી કાઢશેજ એવી મારા મનમાં ખાત્રી પડતી હતી છતાં જે ભયાનક પરિસ્થિતિમાં અમે મૂકાયલા હતા, સશસ્ત્ર પહેરો, પત્થરની ઉંચી દિવાલોવાળો કિલ્લો, આજુબાજુ સેંકડો માઇલ સુધી કકડતી ઠંડી અને બરફવાળો પર્વત પ્રદેશ, તેની પેલી મેર નિર્જન અરણ્ય સરખો મુલક—એ બધું સાંભરતાં પ્રતાપરાય પરની મારી શ્રદ્ધા કયાંની કયાં ઓગળી જતી હતી. મોતનાં પગલાંના ભણકારા મારા કાનમાં સંભળાયાજ કરતા હતા. તે સમયની મારી સ્થિતિનું વર્ણન ગમે તેવા શબ્દો વાપરૂં તોયે મારાથી યથાસ્થિત આપી શકાય એમ નથીજ. જે કમનસીબ પ્રાણી આવી ભયંકર સ્થિતિમાં મૂકાયો હશે તેનેજ મારી મનોદશાની થોડી ઘણી કલ્પના આવી શકશે.

રાત્રે નવ વાગે પ્રતાપરાય મારી પાસે આવ્યા અને બોલ્યા—

"બહાદુરભાઈ, મેં અત્યાર સુધી લાગલાગટ વિચારોજ કર્યા છે અને તે બધાને અંતે મને બધી તરફથી સુરક્ષિત હોય એવો એકજ માર્ગ સાંપડયો છે."

"તે કયો ?" મેં તરતજ આતુર-

તાથી પૂછ્યું.

પ્રતાપરાય મારી જોડાજોડ ખાટલા પર બેસી ગયા. મારા કાન પાસે મ્હોં લાવી બોલ્યા—

"જૂઓ. થોડીવાર પછી એકાદ બાવો આપણે માટે ખાવાનું અને પાણી લઇને આવશે. દીવાનું કોડીયું પણ તે ઘણુ કરીને લેતો આવશે. આપણી ભોજન-થાળ મેજ ઉપર મૂકીને કોડીયું ગોખલામાં ગોઠવવા તે જશે તેજ વખતે હું તેની પાછળ જઇને તેનું ગળું દાબી દઇશ. તમારે એક કલોરોફોર્મનું પૂમડું તેના નાક પાસે તરતજ ધરી દેવું. પળવારમાં તે બેશુદ્ધ થઇને જમીન પર પડશે. તેનાથી ચૂ કે ચાં કાંઇજ થઈ શકવાનું નથી."

હું તો આશ્ચર્યચકિત જેવો–બગ જેવો–સાંભળીજ રહ્યો. પ્રતાપરાયે આગળ ચલાવ્યું—

"તે બેભાન થાય કે તરતજ તમારે તેનાં બધાં કપડાં ઉતારી પહેરી લેવાં. અને પડદો ખસેડી બહાર નીકળવું. હુ તમારી પૂંઠે પૂંઠેજ આવીશ. ગેલેરીને નાકે દરવાજા પર બે સંન્યાસી ચોકીદારો ત્રિશૂળો લઇને ઉભા રહે છે. ખાવાનુ આપવા આવનાર બાવો દરવાજા ઉપર ત્રણ આંગળાની એક થાપ મારે છે એટલે બારણું ઉઘાડવામાં આવે છે તે પ્રમાણે તમારે પણ ત્રણ આંગળા વડે આમ થાપ મારવી."

એમ કહી તેમણે મને થાપ કેવી રીતે મારવી તે બતાવ્યું.

"થાપ પડતાની સાથેજ બારણું ઉઘડશે. તમારે નીચું મ્હોં ઘાલીને ત્યાંથી પસાર થવું. પસાર થતી વખતે તમારી પાસેના એક બે સોનાના સિક્કા–પૈસા, તમે તે દિવસે પોટલીમાંથી કાઢી સંઘરી લીધેલા તે–તમારા ખીસામાંથી ગળી પડતા હોય તેવી રીતે પડી જવા દેજો. તેના અવાજથી આકર્ષાઇને તે બાવાઓ સિક્કા શોધવાને નીચા વળી ફાંફાં મારશે. કે તરતજ તમારે પાછા ફરીને એક જણાને લાપટ મારી પાડી નાંખવો. તેનું ગળું દાબી દેવું અને અને પૂમડું સુંઘાડી દેવુ. તેટલા વખતમાં હું બીજા બાવાની પૂરી ખબર લઇ નાંખીશ. પછી તે બેમાંથી એકનાં કપડાં કાઢી હુ પહેરી લઇશ. પછી આપણે જેમ બને તેમ જલદી આશ્રમમાંથી બહાર નીકળી ન્હાસવાનો માર્ગ શોધી કહાડીશું. આપણું નસીબ અનુકૂળ હશે તો પ્રભુ આપણો માર્ગ મોકળો કરીજ આપશે"

"ડાકટર સાહેબ, આ યુકિત છે તો ઠીક, પણ ભારે સાહસ ખેડવાનું છે..." મેં કહ્યું.

"તો શું આપણે અહીં આવવામા કાંઇ ઓછુ સાહસ ખેડયું છે? જે કાંઈ આપણે કર્યું છે તેના પ્રમાણમાં જે કાંઇ આપણે કરવાનું છે તે તો કાંઇજ વિસાતમાં નથી."

"એ વાત ખરી છે." મેં અનુમોદન આપતાં કહ્યું—"જીવ બચાવાને માટે જીવ સટોસટનું જોખમ ખેડવું એમાં તે શી મોટી વાત છે? ચાલો કાંઈ ફીકર નહિ. આપણે અત્યારે આ યુકિત અમલમા મૂકીશું. જે થવાનું હોય તે થાય."

મે મરણીયા બનીને નિશ્ચય કર્યો. પ્રતાપરાયે પોતાના કવિત્વ ભર્યા વાક્ચાતુર્યથી મારા નિશ્ચયને અતિ ઘણો મજબૂત કર્યો. પછી કહ્યું—

"ઠીક ત્યારે. હું કલોરોફોર્મના ત્રણુ ચાર પૂમડાં તૈયાર કરૂં છું. દરમ્યાન તમે આપણા તે અન્નદાતા ઉરફે પ્રાણદાતાની વાટ જોતા અહીંજ બેસી રહેજો. હવે તેના આગમનનો વખત પણ થયોજ છે.

"હા." મેં કહ્યું.

પ્રતાપરાય પોતાની ઓરડીમાં ગયા, અને હું બીજી ત્રીજી પરચુરણુ તૈયારી કરીને તે અન્નદાતાની વાટ જોતો ખાટલા પર બેઠો. અહા! તે વખતે મારા અંતરમાં કેટલો બધો ખળભળાટ મચી રહ્યો હતો! મારે પાંચેક મિનિટજ બેસવું પડેલું; પરંતુ તે પાંચ મિનિટ મને પાંચ વરસ કરતાંયે લાંબી લાગી.

થોડીજવારમાં ગેલેરીના નાકા પરનું દ્વાર ઉઘડયાનો અવાજ આવ્યો. પ્રતાપરાયે મારી પાસે આવી હળવે સાદે કહ્યું–"સાવધાન." તેમણે કલોરોફોર્મનાં બે પૂમડાં અને એક પીછોડીનો કટકો મારા હાથમાં આપી દીધાં. અને પોતે ખાટલાની પાછળ બેસી સંતાઇ ગયા.

તે સંન્યાસી આવી પહોંચ્યો. એક હાથમાં કોડીયું અને બીજા હાથમાં ભોજનથાળ તથા પાણીનું કમંડલુ. થાળી મેજ ઉપર ગોઠવીને તે કોડીયું ગોખલામાં મૂકવા જાય છે તેવાજ પ્રતાપરાય વકરાયલા વાઘ પેઠે તેના ઉપર પાછળથી તૂટી પડયા. તેમણે તેના ગળા પર સજ્જડ ચૂડ ભેરવી. પેલાએ ઓએ...કરવા માંડયું પરંતુ શબ્દ તેના હોઠમાંજ અટકી ગયા. તરતજ મેં એ પૂમડું તેના નાક પાસે ધર્યું. કલોરોફોર્મનો શ્વાસ લેતાંજ તેને સખત ઝાટકો લાગ્યો. બેશુદ્ધ થઇને તે ભોંય પર પડયો. મેં તે પૂમડું તેના નાકમાં ઘોંચી દીધું.

તરતજ અમે તેના શરીર પરનાં કપડાં કાઢી લીધાં. મેં મારાં કપડાં ઉતારી તેનાં ચઢાવ્યાં. પ્રતાપરાય બોલ્યા–"પહેલું પગથીયું પસાર. બહાદુરભાઇ, દૈવ આપણુને અનુકૂળજ છે. હવે ચાલો આગળ હિંમતભેર."

---

## પ્રકરણ ૯૩ મું.

### ચાહોમ કરીને પડો—

અમે બંને તે ઓરડો છોડી બહાર નીકળ્યા. પ્રતાપરાયે પોતાની ઉપયોગી વસ્તુઓની એક નાની પોટલી બાંધી લઇ તે ખાંધ પર નાંખી દીધી હતી.

ગેલેરીને નાકેના દરવાજા પાસે આવી મેં ત્રણુ આંગળીઓ વડે એક થાપ— પ્રતાપરાયે શીખવ્યું હતું તે પ્રમાણે— મારી. તરતજ, "કોણુ છે?" એવો પ્રશ્ન પણુ પૂછાયા વગર દ્વાર ઉઘડયું. હું બહાર નીકળ્યો. મારા ગજવામાંથી સિક્કા પડયા. બંને જણુા તે સિક્કાના અવાજથી આકર્ષાયા. નીચા વળ્યા તેવોજ હું પાછો ફરીને તેમાંના એકની ઉપર તૂટી પડયો. પ્રતાપરાયે ઉઘાડા રહી ગયેલા બારણાંમાંથી બહાર નીકળી બીજા ચોકીદાર પર અચાનક હુમલો કર્યો. વર્ણુન આપતાં જેટલો વખત લાગે તેના દશમા ભાગ જેટલા સમયમાં અમે તે બંને પહેરેગીરોને બેશુદ્ધ

કરી પડતા મૂકયા. દરેકના નાકમાં એક-એક પૂમડું ઘોંચી દીધું.

પછી પ્રતાપરાયે તે એમાંથી એકનાં કપડાં ઉતારી પોતે પહેરી લીધાં. ગેલેરીનું દ્વાર બંધ કરીને અમે આગળ ચાલ્યા.

પ્રતાપરાયે ચાલતાં ચાલતાં ધીમે સાદે કહ્યું—" મધ્યરાત્રિએ પહેરો બદલાય છે. તે વખતે આપણું આ પરાક્રમ જાહેર થઇ જશે. તે પહેલાં આપણે આ મઠમાંથી બહાર પડવુંજ જોઇએ. અત્યારે સાડા નવેક વાગ્યા છે. હજુ આપણને બે કલાક જેટલો સમય મળશે ખરો."

હવે પ્રતાપરાય મારી આગળ ચાલવા લાગ્યા. તેમની પાછળ પાછળ મેં બે ત્રણ ઓરડા, ત્રણેક ગેલેરીઓ અને બે દિવાનખાનાં વટાવ્યા. પછી એક ઉતરવાનો દાદર આવ્યો. ત્યાં આગળ પ્રતાપરાય અચકીને ઉભા રહ્યા, અને બોલ્યા—

" આપણે રસ્તો તો ચૂકયા નથીને ? "

મે ચારે તરફ જોયું. બારીક નિરીક્ષણ કરીને વિચાર કર્યો, છતાં અમે કયાંથી કયાં આવ્યા હતા અને અત્યારે મઠના કયા ભાગમાં ઉભા હતા તેની મને કાંઇજ સમજ પડી નહિ.

વળી થોડુક આગળ ચાલ્યા, અને બીજો દાદર આવ્યો ત્યાં તીવ્ર ધ્યાનથી કાન દીધા તો ઘોઘોઘોઘો કરતો એક સરખો ગભીર અવાજ સંભળાવા લાગ્યો. મેં તરતજ જગા પારખી.

પ્રતાપરાયની પાસે જઇ તેમના ખભા પર હાથ મૂકી ધીમે સાદે કહ્યું—" આપણે રસ્તો ચૂકયાજ છીએ. જૂઓ. આ પેલો જળધોધ સંભળાય છે. અને આ દાદર વાટે તો પ્રયોગશાળાના ભોંયરામાં જવાય છે. અહીં કયાં......"

મને આગળ બોલતો અટકાવીને પ્રતાપરાય બોલી ઉઠયા.

" હં, ખરૂં કેની ? ત્યારે કાંઇ ફીકર નહિ, ચાલો."

એમ બોલી પ્રતાપરાય તે દાદર ઉતરવા લાગ્યા. મે ગભરાઈને પૂછયું- -" પણ આપણે ત્યાં જવાનુ શુ કામ છે ? "

" શું કામ ? " પ્રતાપરાયે આશ્ચર્યથી મારી સામે જોઇને કહ્યુ— " આપણે આ મઠમાં શા માટે આવ્યા છીએ તે તો ખબર છેને ? "

" હા. પણ—"

" પણ બણ કાંઈ નહિ. બહાદુરભાઈ, જે ધ્યેયને ખાતર આપણે આપણાં જીવને જોખમમાં નાંખી, આટલાં આટલાં પ્રાણસકટો વેઠીને સાહસ ખેડયું તે ધ્યેયને શું આપણે એમને એમજ જતો કરીશું ? કેટલી મુશીબતો, કેટલી રાતોના ઉજાગરા, કેટલા દિવસના ઉપવાસ, કેટલા માઇલોનો પ્રવાસ, ભયંકર અરણ્યોમાં અને પહાડની ગુફાઓમાં કરેલા નિવાસ, બબ્બે નિર્દોષ ઘોડાઓના બલિદાન, કેટલુ દ્રવ્ય, કેટલી મહેનત ? બહાદુરભાઇ, તે બધું યાદ કરો. શું તે વ્યર્થ જાય ? આપણે સાચુ બ્રહ્મજ્ઞાન, બ્રહ્માંડનો ભેદ અને અમૃતકુપ્પી સંપાદન કરવા માટે આ આશ્રમમાં આવ્યા, આટલી બધી જહેમત ઉઠાવી, છતાં આપણાં કાર્યમાં નિષ્ફળતા મેળવી આપણે શું નિરાશ થઇને હાથ હલાવતાજ ઘેર પાછા જવું ? અને ઘેર જઇને આ બધું કરવા માટે જીંદગી સુધી પશ્ચાત્તાપ કર્યા કરશું ? ના. ના. એવી રીતે પાછાં જવા કરતાં—પાછા જઈને જીવવા કરતાં–મરવું એજ બહેતર છે. ગમે તેમ થાય—આપણે ફુલ નહિ તો ફુલની પાંખડી

પણ અહીંથી લઇનેજ જવું જોઇએ. જે થવાનું હોય તે થાય."

એ સાંભળીને તથા પ્રતાપરાયના ઉત્તેજક શબ્દોથી ઉત્સાહ પામીને મેં પણ કહ્યું—" કાંઇ ફીકર નહિ. ચાલો. જે થવાનું હોય તે થાય."



## પ્રકરણ ૯૪ મું.

### કોડીયું તે કોડીયું !

આગળ પ્રતાપરાય ને પાછળ હું. અમે દાદર ઉતર્યા. પેલી ટપકતાં પાણીની નેળ આવી. તે વટાવી આગળ ચાલ્યા પેલા ગંજાવર જલપ્રવાહનું બાકોરૂં દેખાયું. તે છોડીને ડાબી બાજુએ વળ્યા. પ્રતાપરાયે એક ગોખલામાંથી કોડીયુ ઉપાડી લીધું હતું. તેના પ્રકાશની સહાયથી અમે આગળ વધતા હતા.

થોડીવારમાં એક દાદર આવ્યો તે ઉતર્યા. જરાક ચાલ્યા એટલે પેલા ગોળાકાર સ્તંભવાળો ઓરડો આવ્યો. એ સ્તંભમાં નીચે ઉતરવાની સીડી હતી તે વાંચનારને યાદ હશેજ. કોડીઆના ગોખલા પાસેની ચાંપ દબાવી અમે તે સીડીનું ચોરદ્વાર ઉઘાડયું. એક પછી એક અંદર પેઠા. જે સ્થળે તે દિવસે મેં પેલા ભયંકર પ્રયોગો, પ્રેતાવાહન અને ભૂત ભવિષ્યકાળના, તત્વસૃષ્ટિના અજબ જેવા ચમત્કારો જોયા હતા તેજ સ્થળે અમે પળવારમાં આવીને ઉભા રહ્યા.

અહીં આવતા વારજ તે દિવસના અતિરૌદ્ર દેખાવો અને ભયાનક દ્રશ્યો મારી કલ્પનાચક્ષુ સમક્ષ તરવરવા લાગ્યા. મારે આખે શરીર રોમાંચ સાથે કંપારી આવી. અરે ! આવાં કમકમાટીભરેલાં સ્થાને પાછા આવવા કરતાં તો બે પાંચ સંન્યાંસીઓ સાથે ઝપાઝપી કરીને પણ અહીંથી નાશી છૂટવું હજાર દરજ્જે સારૂં, એમજ મને લાગ્યું.

પ્રયોગશાળાનાં દ્વાર પાસે જઇ જોયું તો તે અંદરથી બંધ હતું ! હું અત્યંત નિરાશ થયો. હાય ! આટલી ખટપટ કરીને આટલું જોખમ ઉઠાવીને આટલે સુધી આવી પહોંચ્યા ત્યારે એ કમબખત બારણું વચમાં આવ્યું ! એને લીધે શું અમારી બધી મહેનત વ્યર્થ જશે ?

પરંતુ પ્રતાપરાય કાંઇ એમ સહેલાઇથી મહેનત વ્યર્થ જવા દે એવા નહતા. તેમણે પોતાના હાથમાનુ કોડીયું મારા હાથમાં આપ્યું. અને ખાંધ પરની પોટલી છોડીને તેમાંથી પ્રવાસ પેટી કાઢી. તે પેટીમાંથી એક વિચિત્ર બનાવટનો ઓપરેશનનો સોયો કાઢયો અને તે દ્વારના બાકાંમાં ઘાલી આમતેમ ઉંચોનીચો ફેરવ્યો. બે ત્રણ પ્રયત્ન વ્યર્થ ગયા પછી તરતજ બારણાં પાછળ કાંઈક અવાજ થયો. તેની અંદરની આંકડી ઉઘડી ગઇ. દ્વાર ખુલ્લું થયું એટલે અમે તરતજ તે ખંડમાં–પ્રયોગશાળામાં–પ્રવેશ કર્યો.

વાંચનાર, પેલી વિશાળ શિલા તો યાદ છે ને ? જેના ઉપર સાત વરસ પૂર્વે મૃત્યુ પામેલી સ્ત્રીનું મુડદું મંત્રબળે કરીને જાગ્રત થઇ ગયું હતું ? અને ઉઠીને આમથી તેમ દોડવા મંડી પડયું હતું ? તે

શિલા પાસે જઇને હું ઉભો રહ્યો. પ્રતાપરાયની સૂચના પ્રમાણે મારા હાથમાંના દીવાનો પ્રકાશ તે ખંડમાં ગોઠવેલા અબરખનાં કબાટો પર નાંખવા લાગ્યો. પ્રતાપરાય તે કબાટોમાં પોતાને ઉપયોગની વસ્તુઓ શોધવા લાગ્યા. એક કબાટમાં પચ્ચીસ ત્રીશ મોટા મોટા હસ્તલિખિત ગ્રંથો હતા. પ્રતાપરાયે તે દરેકનાં નામો વાચી તેમજ તેનાં થોડાં થોડાં પાનાં ઉથલાવી બે ખાસ અમૂલ્ય ગ્રંથો શોધી કહાડચા. ને મારા હાથમાં આપ્યા. મેં તેના પર લખેલાં નામો વાચ્યા—એક પર 'બ્રહ્મતત્વનોસાર' અને બીજા પર 'બ્રહ્માંડ રચનાનો ભેદ' એમ લખેલું હતું. બને પુસ્તકોને મે બગલમાં માર્યા.

પછી અમે બીજા એક કબાટ પાસે ગયા તેમાં કેટલાક વિજ્ઞાનના ઉચ્ચ પ્રયોગો કરવાને માટેનાં સાહિત્યો, કાચની નળીઓ, કુલડીઓ, નાની સઘડીઓ, શીશીઓં, ખલબત્તા, વગેરે હતાં. કેટલીક બાટલીઓ તથા ડબ્બામાં વિચિત્ર પ્રકારના ઔષધો તથા રસાયણી પદાર્થો ભરેલા હતા. અને તે દરેક પર તે તે વસ્તુનાં નામોની કાપલીઓ ચોંટાડેલી હતી પ્રતાપરાયે તેમાંની ઘણી બાટલીઓ પરનાં નામ વાંચી વાંચીને પાછી મૂકી. 'જીવનસત્વ' એવું નામ લખેલી એક શીશી મારા હાથમાં આપીને તેઓ બોલ્યા.

"ગમે તેમ પણ અમૃતરસની કુપ્પી પણ અહીં આટલામાંજ હોવી જોઇએ. આપણે તેને કોઇપણ ઉપાયે શોધી કહાડવીજ જોઇએ."

એમ કહીને પ્રતાપરાય બાજુએ વળીને ત્રીજા કબાટ તરફ જવા લાગ્યા, તેવામાંજ—

અરે, ઓ! સત્યાનાશ!

તેમની કોણીની ઠોકર મારા હાથને વાગી અને વાગતાંની સાથેજ હાથમાંનું કોડીયું ભડાક કરતુ નીચે પડયું! આફત!

આખા ઓરડામાં અંધારૂં ઘોર થઇ રહ્યું. સારે નસીબે કોડીયુ હતુ અને માટીનું બનાવેલું હતું તેથી પડતાંની સાથે જ ભાંગી ગયું, છતાં ઝાઝો અવાજ ન થયો.

પ્રતાપરાય બોલી ઉઠચા—"અરરરર! અણીને વખતે આ કોડીઆએ આપણને દગો દીધો. અત્યારે મારૂ ચોર ફાનસ હોત તો કેટલું બધું કામ લાગતે!"

"કોડીયું તે કોડીયુ ને ફાનસ તે ફાનસ!" મે તેમને જવાબ આપ્યો—"ફાનસ નથી તેમાં વાંક તમારોજ છે. હું તો લઈ લેતો હતો પરંતુ તમે તે દિવસે મને ના કહી હતી"

"હશે. ચાલો. જે થયું તે ભલે થયું. હવે આપણે અહીથી નાસી છૂટવુ પડશે. અત્યંત કીંમતી હોવા છતાં અમૃતરસ શોધવાનો હવે આપણને અવકાશ નથી. તેની ખોળમાં રહીએ તો જીવને ખોવાનો સમય આવે...."

હું કાંઇ બોલ્યો નહિ. જેટલી વસ્તુ કાઢી હતી તેટલી અમે સરખે બોજે વહેંચી લીધી. અને પોટલીઓ પીઠ પર બાંધી. પ્રયોગશાળાનો ઓરડો છોડી અંધકારમાં હાથ લંબાવી ફંફોળતા ફંફોળતા અમે ઉપર આવ્યા.



## પ્રકરણ ૯૫ મું.

### ખળભળાટ

ઉપર આવ્યા પછી અમારે બધે માર્ગ અંધકારમાંજ ખોળવાનો રહ્યો. કેટલાક ભાગોમાં ઉપરથી છત ખુલ્લી હોવાથી આકાશમાં ચમકતા તારાઓનો ઝાંખો પ્રકાશ આવતો હતો તે અમને સહાયરૂપ થઇ પડયો. થોડા દિવસના નિવાસમાં પ્રતાપરાયની કુશાગ્ર બુદ્ધિએ આ જ્ઞાનમઠની ભૂગોળ સારી પેઠે ધ્યાનમાં લઇ લીધી હતી. એટલે તેમને કાંઇ રસ્તો ખોળવામાં તેમજ એક બીજા ખંડની પરસ્પર દિશા ઓળખવામાં ઝાઝી મુશ્કેલી નડતી નહતી. પ્રતાપરાયની પાછળ હું તેમની છાયા પેરે દોરાતો હતો. કોઇ કોઇ સ્થળે ચોકીદાર સંન્યાસીઓ હાથમાં કાંઇક શસ્ત્ર સાથે ઝોકાં ખાતા બેઠેલા દેખાયા. તેમની આગળથી પસાર થતાં અમારે ઘણીજ સાવચેતી રાખવી પડી.

દશ પંદર મિનિટ આમતેમ ફર્યા પછી અમે એક અગાસી પર આવી પહોંચ્યા. એટલે મને ઘણોજ આનંદ થયો. કારણ આ અગાસી મને યાદ હતી અને હવે અહીંથી આશ્રમની બહાર પડવાનો માર્ગ ઝાઝો દૂર નથી એમ મને નક્કી લાગ્યું. તે અગાસીમાંથી એક લોખંડી દરવાજામાં પ્રવેશ કરવાનો હતો. તે દરવાજાના બે બાજુ તથા ઉપર નીચે મળી ચાર તરફનાં જુદાં જુદાં ફડક હતાં.

અને પાસેની દિવાલમાં ગોઠવેલી એક નાનકડી ચાંપ દાબતાંજ તે લોખંડના ચારે ફડક ઉઘાડદે થઇ શકતાં હતાં એમ હું જાણતો હતો.

તે પ્રમાણે તે લોખંડી દરવાજો ઉઘાડવા માટે જેવા પ્રતાપરાય પેલી ચાંપ ઉપર હાથ મૂકવા જાય છે તેવાજ આશ્રમના અંદરના ભાગમાં એકદમ જોરથી ઘંટાનાદ થયાના અને થાળી ઠોકાયાના અવાજ શરૂ થયા. તેની સાથેજ માણસોની દોડાદોડ થતી હોય એમ લાગ્યુ.

પ્રતાપરાય તરતજ બોલી ઉઠયા—"બહાદુરભાઇ સાવધાન! જલદી પગલાં ઉપાડો. તે લોકો જાગી ઉઠયા છે. દોડો."

એક પલકારામાં પ્રતાપરાયે ચાંપ દાબીને તે દરવાજો ઉઘાડી નાંખ્યો. અમે તેમાંથી બહાર નીકળી સપાટાબંધ ચાલવા લાગ્યા. તરતજ આશ્રમના મુખ્ય દરવાજા પાસે આવી પહોંચ્યા. અહીં બે સંન્યાસી ચોકીદારો મોડી રાત્રિને લીધે ઝોકાં ખાતા બેઠા હતા. અમારા પગનો ઘસારો સાંભળીને તેઓ જાગી ઉઠયા. અમને નાસી જતા મનુષ્ય તરીકે પારખી લઇ અટકાવવા ઉભા થઇ ગયા. એકે તો પોતાની લાંબી ડાંગ અમને મારવાને ઉગામી પણ ખરી.

પરંતુ અમે બને તે વખતે જીવ પર આવી ગયા હતા, બલકે મરણીઆ થઇ ગયા હતા. મારામાં તો તે પળે એવું ઝનુન ભરાયું હતું કે કદાચ મારી સામે દશ પઠાણ આવી ઉભા હોય તોયે તેમનાથી હું બકા થતે નહિ. વિશાળ દરિયો તરીને ખાબોચીઆમાં કિનારે તો નહિજ ડૂબી મરૂં—એવી ઉછળતી વૃત્તિએ તે ક્ષણે મારા શરીરમાં સાત સિંહનું બળ પેદા કર્યું. એક જબરદસ્ત ઉછાળો મારીને હું કુદ્યો તે પેલા ડાંગવાળાના મ્હોં પરજ

જઇને પડયો. ભડીમ કરતો એક મુક્કો મારી તેના હાથમાંથી ડાંગ પડાવી નાંખી. તે વાંકો વળીને પાછો લેવા જતો હતો તેજ પળે મારા શરીરનું બધું કૌવત એકઠું કરીને મેં તેને એવી તો જોરથી લાત મારી કે તેના શરીરનું સમતોલપણું ન રહ્યું અને ત્રણ ચાર અડબડીયાં ખાઇને તે દૂર જઇને પડયો. તે બાપડાએ મારા જેવા શરીરવાળો માણસ આટલું બધું જોર કાઢી શકે એવી કદી પણ આશા રાખેલી નહિ.

દરમ્યાન પ્રતાપરાયે પેલા બીજા દરવાનની બરાબર વેતરણ કરી દીધી હતી. તે હરામખોર તો ત્રિશૂળ લઇનેજ મારવા ધસી આવેલો; પરંતુ પ્રતાપરાયે યુક્તિથી તે ત્રિશૂળ તેના હાથમાંથી ઝૂટવી લીધું અને તેનો ઉપયોગ તે બાવા ઉપરજ કરી દીધો હતો. ત્રિશૂળનો જબ્બર ઘા માથામાં લાગવાથી તે બાપડો તમ્મર ખાઇને નીચે પડયો હતો.

પેલા ગુલાંટ ખાઇને પડેલા બાવાજીની છાતી પર તરતજ હું ચઢી બેઠો. તેનું ગળું દાબી તેને બરાડા પાડતો અટકાવ્યો. પ્રતાપરાયે એક કલોરોફોર્મનું પૂમડું તરતજ તેના નાકમાં ઘોંચી દીધું. બીજા પૂમડાનો આસ્વાદ પેલા ત્રિશૂળવાળાને ચખાડીને અમે તરતજ ત્યાંથી નાસવા મંડી પડયા. જતાં પહેલાં અમે તે દરવાજાને બહારથી આંકડી લગાડવાનું ભૂલ્યા નહિ.

રાત અંધારી હતી. આકાશ સ્વચ્છ હતું. ગ્રહનક્ષત્રોનો ચમકતો પ્રકાશ અમને થોડીથોડી મદદ કરી રહ્યો હતો. છતાં વખતો વખત અમને પગમાં ઠોકરો વાગતી હતી. બને તેટલી સાવચેતીથી અમે બને તેટલી ઝડપથી દોડતા હતા. પાછું વાળીને જ્ઞાનમઠ તરફ જોવાની અમને જરૂર જ ન હતી. મને તો હિંમત પણ નહતી. કાળના જડબામાંથી જીવતા છૂટીને અમે–જીવ લઇને–ભાગતા હતા. અમારા પગમાં તે ઘડીએ કોણ જાણે કયાંથી અજબ જેવું જોર આવ્યું હતું. નરકસ્થાન સરખા જ્ઞાનમઠથી જેટલે દૂર નસાય તેટલું નાસવું –બસ એટલોજ વિચાર મગજમાં ઘૂમી રહ્યો હતો.

---

## પ્રકરણ ૯૬ મું.

### પહેલો મુકામ

લગભગ બે કલાક સુધી અમે એક સરખા ચાલ–દોડ કર્યા કર્યું. પછી મને ધીમે ધીમે થાક લાગવા માંડયો. મઠના દરવાજા પર કટોકટીને સમયે મારામાં આવેલો શૂરાતનનો ઉભરો પણ ધીમે ધીમે શાંત થવા લાગ્યો; એટલે જેમ ગરમાગરમ ઔષધ કે સ્ફુર્તિદાયક વસ્તુનો ડોઝ લીધા પછી થોડીવારે માણસ શિથિલ બની થાકીને લોથપોથ થઇ જાય છે તેમ હું યે અત્યંત શ્રમિત થઇ ગયો. પા કલાક પછી તો હું મહા મહેનતે જેમતેમ પગ ઉપાડવા લાગ્યો. પ્રતાપરાય મારી આગળ ચાલતા હતા. વખતો વખત તે પાછું ફરીને મારી તરફ જોતા અને મને ઉતાવળે ચાલવાને ઉશ્કે–

રતા. તેમના શબ્દોથી ઉત્સાહ પામીને હું મારી ચાલનો વેગ વધારતો. પરંતુ હવે તો મારાથી બીલકુલ ચલાય તેમ ન હતું. જ્યાં એન્જીનમાં કોયલાજ ન હોય ત્યાં તે કેવી રીતે કામ આપી શકે ?

મેં ઘાંટો પાડી પ્રતાપરાયને કહ્યું—"ડાકટર સાહેબ, હવે તો જરા ઉભા રહો તો ઠીક. મારાથી ચલાતું નથી. હું બહુજ થાકી ગયો છું."

પ્રતાપરાય ઉભા રહ્યા. બોલ્યા—

"કાંઈ ફીકર નહિ. થોડીવાર બેસો ત્યારે. આરામ લ્યો."

હું ઉભો હતો ત્યાંજ બેસી ગયો. પ્રતાપરાય પાછા વળી મારી પાસે આવી બેઠા. મેં પૂછ્યું—

"કેટલો સમય થયો હતો ?"

"અત્યારે ત્રણ સવાત્રણ થયા હશે. અડધો પોણો કલાક પછી મળસ્કું થશે." પ્રતાપરાયે જવાબ આપ્યો અને કહ્યું—"પહેલે ઝપાટે પણ આપણે ઠીક માર્ગ કાપ્યો, હોં."

"કેટલાક માઈલ આવ્યા હઈશું ?"

"નવ દશ."

"ત્યારે તો આપણે એ ભયંકર લંગોટા મંડળના હાથમાં છૂટયા ખરા. કેમ ખરૂં ને ?"

"ના! ના ના ના, એમ રખે ધારશો " પ્રતાપરાય તરતજ બોલી ઉઠયા—"નવ દશ માઈલ એ કાંઇ આ બાવાઓને મન ઝાઝું અંતર નથી. તેમની પાસે કલાકના પચાસ પચાસ માઈલ કાપે એવી સાંઢણીઓ છે, એમ મારૂં માનવું છે. નવ દશ માઈલ એ તો તેમને મન રમત છે. કોણ જાણે કઇ ઘડીએ આવી પહોંચે."

"ત્યારે આપણે કયારે તેમના પંજામાંથી છૂટીશું ?" મેં નિરાશા પૂછ્યું.

"જ્યારે આ નિર્જન પર્વત પ્રદેશની બહાર નીકળી જઇશું ત્યારે. એમ કરવામાં આપણને બરાબર એક અઠવાડીયું લાગશે."

"એક અઠવાડીયું ?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"હા. કારણ કે આપણે બધો પ્રવાસ રાત્રિને વખતેજ કરવો પડશે. દિવસે તો આપણે કોઇ ગુફાઓમાં સંતાઇ રહેવું પડશે."

મેં કાંઈ જવાબ આપ્યો નહિ. નિરાશાથી એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. પ્રતાપરાયે તેનો અવાજ સાંભળ્યો.

"નિરાશ થતા નહિ. બહાદુરભાઇ, એ અઠવાડીયું તો જોતજોતામાં વહી જશે. અને આપણે સુરક્ષિતપણે વસ્તીવાળા પ્રદેશમાં પહોંચી જઇશું. જૂઓની. છેલ્લા બે કલાકમાં જે બનાવો બન્યા છે તે પરથી તમને એમ નથી લાગતું કે દૈવ આપણને અનુકુળજ છે ?"

"તેમ લાગે છે તો ખરૂં." મેં ઉત્તર આપ્યો.

થોડીવાર અમે બંને ચૂપ રહ્યા. પછી મેં પૂછ્યું, "જો આપણાથી દિવસે પ્રવાસ કરાય તેમ ન હોય તો તો રાત્રિના વખતનો આપણે જેમ બને તેમ સારો ઉપયોગ કરી લેવો જોઇએ. એક પળ પણ નકામી જવા દેવી જોઇએ નહિ, ખરૂં ને ?"

"હાસ્તો."

"ત્યારે તો ઉઠો. આપણે ચાલવા માંડીએ."

"પણ તમે થાકયા છો ને..."

"અરે, થાકયા ને પાકયા !" હું એકદમ ઉત્સાહથી ઉભો થઈ જતાં બોલ્યો

—"ચાલો. હજુ મારામાં ઘણું ચાલવાનું બળ છે. કોઇ પણ રીતે હવે તે લંગોટા મંડળના પંજામાં સપડાવાની મારી જરાયે ઈચ્છા નથી."

મારો ઉત્સાહ જોઇને પ્રતાપરાય પણ ઉઠયા. અમે આગળ ચાલવા માંડયું. રસ્તે મેં પૂછયું—"આ ને આ દિશામાં આપણે ક્યાં સુધી ચાલ્યા કરવું પડશે ?"

"આ પેલી ખીણ દેખાય છે તે મારી ગણત્રી પ્રમાણે અહીંથી ચાર માઇલ લાંબી છે. તેને ઓળંગીએ ત્યાંસુધી આપણે દિશા બદલવાની નથી. જતી વખત આપણે એ ખીણમાં ઉતરીને પાર ગયા હતા તે તો યાદ છે ને ?"

"હા. હા. તે કેમ ભૂલાય ? ખીણ ઉતરતાં ઉતરતાં પણ હું મોતના પંજામાંથી માંડમાંડ બચ્યો હતો. એ તો જીંદગી સુધી વિસરાય તેમ નથી."

તે આખો પ્રસંગ મને સાંભરી આવ્યો. બે ધાબળા અને એક ઓવરકોટનું દોરડું બનાવી અમે તે ખીણમાં ઉતર્યા હતા. મારી કલ્પના દૃષ્ટિએ હું દોરડું ઝાલીને સરતો દેખાયો. સરતાં સરતા ઉપરના મૂળીઆં ઉખડયાં, ઓ બાપરે, પડયો મૂઓ ! એવી સ્મૃતિ થતાંજ મારે આખે શરીરે ચાલતાં ચાલતાં પણ રોમાંચ સાથે ધ્રૂજારી આવી.

પ્રતાપરાય મારી આગળ આગળ ચાલતા હતા. તેમણે મારી ધ્રૂજારી દીઠી નહિ. પછી મળસકા દરમ્યાન બે કલાકમાં અમે છએક માઇલ વટાવી નાંખ્યા. પહાડી રસ્તો, માર્ગમાં દગડા, અને અત્યંત શ્રમને લીધે અમારાથી ઝાઝી ઉતાવળ થઇ શકતી ન હતી. છતાં અમે તે ઉંડી મોતની ખીણ તો ક્યાંની ક્યાં વટાવી નાંખી હતી.

પછી ધીમે ધીમે પૂર્વમાં અરૂણનો પ્રકાશ પ્રસરવા લાગ્યો. ઝાડો અને પહાડો સ્પષ્ટ દેખાવા લાગ્યા. પવન મંદમંદ વાતો હતો. તેનો સળવળાટ ઝાડમાં થતો સંભળાતો હતો. અરૂણોદયને લીધે જાગ્રત થયેલાં પંખીઓ પણ કિલકિલાટ કરી રહ્યા હતા.

"બહાદુરભાઇ, હવે આપણે સંતાઇ રહેવાની જગા ખોળી કાઢવી જોઇએ. માર્ગમાં એવી કોઇ ગુફા કે બખોલ નજરે પડે તો ધ્યાન રાખજો."

"ઠીક." મેં ઉત્તર આપ્યો.

થોડીવાર ચાલ્યા એટલે એક ઉંચા ખડક પર કેટલીક ઘીચ ઝાડી ઉગેલી માલમ પડી. તે મેં પ્રતાપરાયને બતાવી. તેમણે એ જગા પસંદ કરી. અમે તે ખડક પર ચઢી ગયા. અને ઝાડની ઘટામાં પોટલાં ઉતારી બેઠા. પ્રવાસનો શ્રમ મને એટલો બધો લાગ્યો હતો કે ત્યાં પહોચ્યા પછી પાંચ મિનિટ પણ મારાથી બોલી શકાયું નહિ. એક પોટલી માથા નીચે લઇ મેં લંબાવ્યું અને તરતજ મને ઘસઘસાટ નિદ્રા આવી ગઇ.



## પ્રકરણ ૯૭ મું.

### જગમોહનનો આત્મા

જ્યારે હું જાગ્રત થયો ત્યારે દિવસ ઘણો ચઢી ગયો હતો. લગભગ અગીઆર વાગ્યા હશે પ્રતાપરાય મારી સામેજ બેઠા હતા તેઓ પણ તરતજ ઉંઘીને ઉઠયા હોય એમ તેમની આંખો પરથી લાગતું હતુ. મારા પેટમાં સજ્જડ ભૂખ લાગી હતી. ગઈ રાતનું કાંઇ ખાવા મળ્યું ન હતું. નાસી છૂટવાની ઉતાવળમાં અમે પેલી ભોજન-થાળમાંથી બે ચાર ડબ્બા મારી લેવાનું ભૂલી ગયા હતા. અને આખી રાતના લાબા પ્રવાસને લીધે પેટમા જે કાંઇ આગલો સ્ટૉક હતો તે તો કયારનો પચીને નિક્ષેપદ્વાર આગળ આવી ઉભો હતો. યોગ્ય સ્થાન ખોળી કાઢી શૌચ વગેરે કર્યા પછી મેં તો પ્રતાપરાયને કહ્યું—"ડાકટર સાહેબ, ઉદરમા ક્ષુધાદેવીએ તુમુલયુદ્ધ મચાવ્યું છે. કોઇપણ સ્થળેથી તને માટે બલિદાન શોધી કહાડવુ પડશે."

"હું પણ તેનોજ વિચાર કરી રહ્યો છું." પ્રતાપરાયે જવાબ આપ્યો—" મારા પેટમાંયે બીલાડાં બોલવા લાગ્યાં છે તમે અહીં બેસી રહો. હુ આસપાસમાં કોઇ સ્થળેથી કદમૂળ કે ફળફળાદિ મળે તો ઢૂંઢી લાવુ."

એમ કહી પ્રતાપરાય ગયા. હું વિચાર કરતો ત્યાંજ બેસી રહ્યો. પા કલાકમાં તેઓ કેટલાંક સીતાફળ, જમરૂખ, જંગલી દરાખ ને શક્કરીયાં લઇને આવી પહોચ્યા. સામસામા બેસીને અમે તે ખાવા લાગ્યા.

ખાતાં ખાતાં પ્રતાપરાયે કહ્યું—"બહાદુરભાઇ, જ્ઞાનમઠની આપણી આ પહેલી મુલાકાત કાંઈ બીલકુલ વ્યર્થ ગઈ નથી...."

"પહેલી મુલાકાત એટલે ?" મેં ચમકીને પૂછયુ: "શું બીજીવાર અહીં પાછા આવવાની તમને હજુ હોશ છે ?"

"આવું પણ ખરો."

"ઓ બાપરે ! તમે તે કોઇ માણસ છો કે ભૂત ? મને તો કોઇ આખી પૃથ્વીનું સામ્રાજ્ય આપે તોયે હું ફરી વાર આ કાળભૈરવના સ્થાનમાં આવુ નહિ."

"એ તો તમારો ભ્રમ છે. બહાદુરભાઇ, હુ ખાત્રીથી માનુ છુ કે માનવી સમાજમાં જઈ, રહ્યા પછી માત્ર ત્રણજ મહિનામા તમે તમારો વિચાર ફેરવી નાંખશો. આ સાહસ કાર્યનાં જોખમની જે દહેશત તમારા મનમાં પેસી ગઇ છે તે ટુંક સમયના શાંત જીવનમાં બીલકુલ નષ્ટ થઈ જશે અને કદાચ એમ પણ બને કે તમે તમારા શાંત જીવનથી કંટાળીને આના કરતાં પણ વધારે સાહસિક કાર્યમાં ઝંપલાવી દેવાને તૈયાર થઇ જાઓ. ખરેખર માણસની મનોવૃત્તિને બદલાતાં કાંઇ જ વાર નથી લાગતી."

"તે તો, ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. અત્યારે તો આ જ્ઞાનમઠનો વિચાર માત્ર પણ મને કાળ જેવો લાગે છે."

એમ પરચુરણ વાતો કરતાં કરતાં અમે ભોજન સમાપ્ત કર્યું. પછી પ્રતાપરાય જ્ઞાનમઠમાંનું એક પુસ્તક ઉઘાડી વાંચવા બેઠા. હું પાછો પોટલાનું ઓશીકું બનાવી આડો પડયો. આખો દિવસ અમારે સંતાઇને પડી રહેવાનું હતું એટલે કામ કાજ કાંઈ કરવાનું ન હતું તેથી ગમતુંયે ન હતું. તેમજ સવારે ઘણો વખત ઊંઘ્યો

હતો એટલે અત્યારે ઉંઘ આવે તેમ ન હતું. અર્થ વગરના ને આળસુ વિચારો અને કલ્પનાઓ મારા મગજમા એક પછી એક આવતા હતા.

એ સ્થિતિમાં વીશેક મિનિટ પડી રહ્યા પછી હું અચાનક ચમકયો—પ્રતાપરાય બોલ્યા, "હે બ્રહ્મપુત્ર જગમોહનના આત્મા, હુ તને સર્વશક્તિમાન જગખ્ખંડક પ્રભુ શિવજીના નામે આવાહન કરૂં છું અહીં આવ."

મે પ્રતાપરાય તરફ જોયું તો તેઓ કાંઇક વિચિત્ર ક્રિયા કરવામાં રોકાયા હતા. એક કોરો કાગળ લઇને તેમણે તેના ઉપર પેન્સીલનો છેડો ગોઠવ્યો હતો. બીજો છેડો તેમણે પોતાના જમણા હાથની બે આંગળી વચ્ચે પકડયો હતો. પોતાના ચિત્તને તેમણે અત્યત એકાગ્ર કર્યું હોય એમ લાગતું હતું. વચમાં વચમાં તેઓ પેલા પુસ્તકમાં જોતા જતા હતા. શબ્દો બોલીને તે થોડીવાર શાંત રહ્યા. તેમણે પેલી પેન્સીલ તો એજ રીતે કાગળ પર પકડી રાખી હતી. હું ભારે ઉત્સુકતાથી તેમની ક્રિયા જોવા લાગ્યો.

થોડીવારમાં તે પેન્સીલનો નીચલો છેડો કાગળ પર સરવા લાગ્યો. પ્રતાપરાયે તો તે પેન્સીલને બીજે છેડેથી માત્ર બે આંગળીઓ વચ્ચેજ પકડી રાખી હતી. અને તે પેન્સીલ પોતાની મેળેજ કોઇ પ્રકારના બાહ્ય ખેંચાણુ વગરજ ચાલતી હતી એમ સ્પષ્ટ દેખાતું હતું. મેં ધ્યાન આપીને જોયું તો માલમ પડયું કે તે પેન્સીલ વડે કાંઇક અક્ષરો લખાતા હતા. તે અક્ષરો વાંકાચૂંકા અને અત્યત ઝાંખા હતા. હું જેમ તેમ વાંચી શકયો—

"જય સચ્ચિદાનંદ."

મેં પ્રતાપરાયની સામે જોયું. તેમણે મને ધીમે સાદે કહ્યું—"કાઠીઆવાડમાં આવેલા મારા ઘરના પાડોશી બ્રાહ્મણ રામશંકરનો સાત વરસનો પુત્ર જગમોહન ગુજરી ગયાને આજે વીશ વરસ થયા છે. મેં અત્યારે તેના આત્માનુ આ પુસ્તકમાં આપેલી નવિન વિધિ પ્રમાણે આવાહન કર્યું છે. એ છોકરાને તેના બાપે જય સચ્ચિદાનદ શબ્દ ખૂબ ગોખાવ્યો હતો. સવાર બપોર સાંજે, હરવખત તે જય સચ્ચિદાનદનું નામ લીધા કરતો. આ કાગળ પર તે શબ્દો લખાયા છે તે પરથી લાગે છે કે એના આત્માએ મારા આવાહનનો ઉત્તર આપ્યો છે ખરો."

મેં કાંઇ જવાબ આપ્યો નહિ કે કાંઈ સવાલ પૂછયો નહિ. પ્રતાપરાયે પુનઃ મન એકાગ્ર કરીને કહ્યું—"તારૂં નામ શું?"

થોડીકવારમાં પેન્સીલ પુનઃ સરવા લાગી. પ્રથમ અર્થ વગરના કાતરા પડવા લાગ્યા. પરંતુ પછી તરતજ જગમોહન એમ સ્પષ્ટ વંચાય એવા અક્ષરો લખાયા.

પ્રતાપરાયે ત્રીજો પ્રશ્ન પૂછયો—"હમણાં તું કયાં છે?"

થોડીવારે અક્ષરો લખાયા-'ચંદ્રલોકમા.'

હવે પેન્સીલ કંઇક ઝડપથી ચાલતી હતી. પ્રતાપરાયે તો માત્ર તેનો ઉપલો છેડો બે આંગળીઓ વચ્ચે પકડી રાખ્યો હતો એટલે તેઓ જાતે લખતા હોય એ શકયજ ન હતુ. કોઇ અદૃશ્ય વસ્તુ, કોઇ ભૂત, પિશાચ કે મનુષ્યનો આત્મા તે પેન્સીલને નીચેને છેડેથી ઝાલીને ખસેડતોજ હોવો જોઇએ. તે વગર અક્ષરો લખાયજ નહિ. હું તો એ બધું આશ્ચર્ય ચકિત દૃષ્ટિથી જોઇ રહ્યો.

પ્રતાપરાયે પૂછયું—"ત્યાં તું કેટલો.

વખત હજુ રહેવાનો છે ?"

"બીજા દશ ચાંદ્ર માસ." પેન્સીલ વડે લખાયું. પ્રતાપરાયે મારી સામે જોયું. તેઓ મને કાંઈક સમજાવવા જતા હતા. એટલામાં તે પેન્સીલ પુનઃ આપોઆપ સરવા લાગી થોડીજવારમાં કઇંક અક્ષરો લખાયા. તે પ્રતાપરાયે વાંચ્યા—

"મને અત્યારે કેમ બોલાવ્યો છે ?"

પ્રતાપરાય મોટેથી બોલ્યા—"મારે તને પેલા જ્ઞાનમઠમાં મોકલવો છે."

"ના. ભાઈસાહેબ, મને માફ કરો. મારે બીજુ ઘણું કામ છે." એમ સડ-સડ પેન્સીલે લખ્યું.

"નહિ એ નહિ ચાલે. તારે મારૂં આ કામ કરવું જ પડશે." પ્રતાપરાયે કહ્યું.

"કૃપા કરી મને જવા દો." એવા શબ્દો ઉત્તરમાં લખાયા.

"આટલુ કામ કરીને ભલે જા તે કર્યા વગર હુ તને જવા દઈશ નહિ." પ્રતાપરાય બોલ્યા.

"બોલો, શુ કરવું છે ?"

"તે જ્ઞાનમઠમાં અમારી શોધ કર-વાને શીશી ખટપટો ચાલી રહી છે તે જોઇ આવીને કહે" પ્રતાપરાયે આજ્ઞા આપી.

"ઠીક." એ બે અક્ષરો લખીને પેન્સીલ અટકી ગઇ.

## પ્રકરણ ૯૮ મું.

### મૃત્યુ પછી શું થાય છે?

થોડીવાર સુધી પેન્સીલ બીલકુલ ચાલી નહિ પ્રતાપરાયે કહ્યું:—"જગમો-હનનો આત્મા જ્ઞાનમઠમાં તપાસ કરવા ગયો લાગે છે. લ્યો, હવે આ કાગળ તમે લો, અને હમણાં મે જેવી રીતે પકડી હતી તેવીજ રીતે આંગળી વચ્ચે છેડેથી પકડી રાખો."

એમ કહીને તેમણે મને કાગળ તથા પેન્સીલ આપ્યાં. અને પેન્સીલ કેવી રીતે પકડવી તે બતાવ્યું. કાગળ પર પેન્સીલ ઉભી રાખીને તેના ઉપર માત્ર એકજ આંગળી દાબી રાખી. જગમોહન-નો આત્મા પાછો આવીને પેન્સીલને ચલાવે એની હું વાટ જોતો બેસી રહ્યો. પ્રતાપરાય પણ તે પેન્સીલ પ્રત્યે સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યા.

પાંચેક મિનિટમાં મારી આંગળીમાં કોઇક પ્રકારની ન સમજાય એવી ઝણ-ઝણાટી થવા લાગી અને તરતજ પેન્સી-લનો નીચલો છેડો સરવા લાગ્યો. પ્રથમ થોડાક અર્થ વગરના કાતરા કાઢીને તે પેન્સીલે લખ્યું—

"અને મહંતોના ક્રોધનો પાર નથી. તમારી પાછળ સાત બાવાઓ અને બે કૂતરા શોધ કરવા નીકળ્યા છે. તેમાંનો એક ચગદાયલા નાકવાળો છે તે તેમનો આગેવાન છે."

"તેઓ કઇ દિશામાં ગયા છે ?"

"પશ્ચિમમાં. પરતુ તેઓ તરતજ ત્યાંથી વળીને તમારી પાસે આવી પહોં-ચશે. તમે જેમ બને તેમ જલદી નાસો. જાઉં છું. જય સચ્ચિદાનંદ !"

આ છેલ્લો શબ્દ લખાઇ રહેતાંજ મારા હાથને વીજળીના જેવો એક આચકો લાગ્યો અને પેન્સીલ તરતજ ગબડી પડી.

પ્રતાપરાય બોલ્યા—"જ્ઞાનમઠના બાવાઓ આપણી પાછળ મંડયા લાગે છે. સાંજ પડે કે તરતજ આપણે મુસાફરી શરૂ કરીશું."

"પરંતુ આ બધું છે શું? મને તો કાંઇજ સમજાતું નથી." મેં કહ્યું.

પ્રતાપરાયે સમજાવ્યું—"આત્મા વાહનના આ પ્રયોગોની શોધ મારી જાણ પ્રમાણે ઇસ્વીસન પૂર્વેના ત્રીજા સૈકામાં થઇ હતી. એ પણ યોગનોજ એક પ્રકાર છે અને એનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં શાકય પ્રજાના સંન્યાસીઓ સૌથી આગળ પડતા હતા. એ વિષેની સવિસ્તર હકીકત તો હું તમને આપણે શહેરમાં જઇને ઠરી ઠામ પડીશું ત્યારે કહીશ. અત્યારે તો ટુંકમાંજ કેટલીક બાબતો સમજાવું છું તે ધ્યાનમાં રાખજો.

"વસ્તુસ્થિતિ એમ છે કે મનુષ્ય મરી જાય છે તેનો લિંગદેહ અથવા આત્મા, જે નરદમ તેજઃ પુંજનો બનેલો છે તે, તેના શરીરની આંગળીની કીકીમાંથી બહાર નીકળે છે. આજકાલના કેટલાક નાસ્તિક લોકો આત્મા અને પરમાત્માને લગતી બધી વાતોને મશ્કરી માને છે પરંતુ તેઓ સૂક્ષ્મ દૃષ્ટિથી આ બાબતોને જોવાની અને વિચારવાની તસ્દી લેતા નથી એ તેમની ભૂલ છે. સ્થૂલ શરીરથી વિયુકત થયેલો આત્મા પંદરથી વીશ ચંદ્રગ્રહણ સુધી પોતાની રૂચિ અનુસાર ચંદ્ર લોકમાં વસે છે. ચંદ્ર લોક એટલે જ્યાંથી ચંદ્રનો પ્રકાશ પળવાર પણ નષ્ટ થતો નથી એવી જગા. આ પૃથ્વી પર એવી સેંકડો જગાઓ છે. કેટલાક વૃક્ષોની ડાળીઓ પર તથા કેટલાક નિર્જન ટેકરીઓમાં અને પહાડની બખોલોમાં પણ ચંદ્ર લોકની કલ્પના કરે છે એ બાબત ઘણા યોગીઓનો મતભેદ છે. છતાં જીવાત્માને પ્રથમ ચદ્રલોકનો નિવાસ અનુભવવોજ પડે છે, એ બાબતમાં સૌ કોઇ એકમત છે ચંદ્રલોકમાંનો નિવાસ પૂર્ણ થતાંજ તે કેટલોક સમય સિદ્ધ લોકમા ગાળીને અંતે સૂર્ય લોકમાં જાય છે. આ જગતમાં જે સ્વર્ગ અને નરકની કલ્પના કરવામાં આવી છે તેનો અનુભવ જીવાત્માને ચદ્ર લોકમાજ થાય છે. જ્યાં સુધી તે ચદ્રલોકમાં હોય છે ત્યાં સુધી જગતનાં માનવીઓ સાથે તેનો ઘણો સંબધ રહે છે. એ જીવાત્મા ચદ્રલોકમાં હોય ત્યા સુધી મનુષ્ય હૃદયની કેટલીક હર્ષશોકની લાગણીઓથી પૂરેપૂરો મુકત થયેલો હોતો નથી. વળી પોતાના જીવિત સગાં સંબધી અને સ્નેહીઓના સુખે તે સુખી થાય છે અને તેમના દુઃખે તે દુઃખી થાય છે. એટલુંજ નહિ પરતુ જો અમુક મત્રોના ઉચ્ચાર સાથે તેનું વિધિપૂર્વક આવાહન કરવામાં આવે તો તે તરતજ આવીને હાજર થાય છે અને આપણાં અનેક અશકય અને ન સમજાય એવાં કાર્યોમાં તે આપણને મદદ પણ કરે છે. એવી મદદ કર્યાનો દાખલો અત્યારેજ તમે નજરો નજર જોયો."

પછી પ્રતાપરાયે મને તે પુસ્તકમાંના કેટલાક ફકરા વાંચી સંભળાવ્યા. તેમાં સ્થૂલ દેહને અને આત્માના સૂક્ષ્મ સબધ વિષે ઘણીજ અદ્દભુત વિગતો તેમજ આત્માવાહનના અગીઆર જાતના ભિન્ન ભિન્ન પ્રયોગોની–આપણી કલ્પનામાંયે ન

આવે એવી-માહિતીઓ આપેલી હતી. બધુ સાંભળી રહ્યા પછી હુ બોલ્યો—

"આ તો બધું ભાઇસાહેબ, ખરેખર નવાઇ જેવુ છે. મારે આ વિષયનો ઉંડાણુથી અભ્યાસ કરવોજ પડશે એમ મને લાગે છે." મે કહ્યું.

"ઘેર ગયા પછી વાત." પ્રતાપરાય બોલ્યા. અને તેમણે કાગળ, પેન્સીલ તથા પુસ્તક પાછાં પોટલીમા બાધી દીધાં. થોડીવાર પછી અમે બીજી વાતોએ વળગ્યા.

× × × ×

સાંજે સાડાચાર પાચનો અમલ થવા આવ્યો અને પશ્ચિમ દિશામાં સૂર્યનું તેજોબિમ્બ ધીમેધીમે નીચે સરવા લાગ્યું, ત્યારે મેં પ્રતાપરાયને કહ્યું–" હવે બે કલાક પછી આપણો પ્રવાસ શરૂ થશે. તે પહેલાં આપણે પેટમાં કાંઇક નાંખી લઈએ તો રાત્રે પગ ઝપાટાબંધ ચાલે ખરા."

પ્રતાપરાયે ઉત્તર આપ્યો—" તમારી વાત ખરી છે. જોઉં છું—આટલામાં કાંઇક બીજાં ફૂળ મળી આવે તો ભેગાં કરી લાવું છુ."

એમ કહીને પ્રતાપરાય ત્યાંથી નીકળીને ઝાડને ઓથે ઓથે દૂર ચાલ્યા ગયા. પાએક કલાક સુધી હું આત્માવાહન અને તેની અદ્દભુત ક્રિયા વિષે વિચાર કરતો પડી રહ્યો. થોડીવાર પછી મારી પીઠ પાછળ ઉગેલા ઘાસમાં મોટેથી સળવળ અવાજ થતો સંભળાયો. મેં ચમકીને પાછળ જોયું તો પ્રતાપરાય તે ઘાસમાં વાંકા વળીને—લગભગ સૂતાસૂતા—ને સંતાતા મારી તરફ આવતા હતા તેમને જોઇ મેં પૂછ્યું—" કેમ કાંઈ ખાવા જેવું મળ્યું ?"

પરંતુ મારા સવાલનો જવાબ ન આપતાં તેમણે નાક પર આંગળી મૂકીને ધીમે સાદે કહ્યું–

"ચૂપ ચૂપ. કાંઇ બોલો નહિ. આ બને પોટલાં લઈને ઘાસમાં આવી ભરાઇ જાઓ"

બીજો પ્રશ્ન પણ ન પૂછતા તરતજ હું તે પોટલા લઇને ઘાસમાં ભરાઇ ગયો. મારી છાતી ધડકવા લાગી. પ્રતાપરાયની પાસે ઘાસમાં સૂઈ જઈને મેં તેમને ધીરે સાદે પૂછ્યું.

"કેમ? શું થયું ?"

હોઠ ફફડાવતાં જેવો અવાજ થાય તેવે સાદે તેમણે જવાબ આપ્યો—" બે લઠ્ઠબાવાઓ આ તરફ આવતા દેખાય છે. તેમના હાથમાં તીર કામઠાં હોય એમ લાગે છે."

"તેઓ કેટલેક દૂર છે ?"

"અહીંથી અઢીસો વાર પર પેલી વીંછી ઘાટની ટેકરી છેને? તેની લગોલગ તેઓ આવી પહોંચ્યા છે. જો કે હજુ તેમને આપણો પત્તો લાગ્યો હોય એમ નથી લાગતું. પરંતુ આપણે સાવધ રહેલા સારા."

"હાસ્તો." હું બોલ્યો–બોલવા ગયો પણ અવાજ મારા ગળામાંજ રૂંધાઇ ગયો.



# પ્રકરણ ૯૯ મું.

## ચોરીના રોટલા

એ સ્થિતિમા અમે ઘણો વખત પડી રહ્યા. છતાં કોઇ આવતું દેખાયું નહિ કે અવાજ સભળાયો નહિ. મને ભૂખ તો કયારની લાગી હતી પરતુ આ નવિન આવી પહોચેલા સંકટમાં મારી ભૂખ કોણુ જાણે કયાંની કયાં મરી ગઇ!

થોડીવારે કેટલીક વાતચિતનો અવાજ મારા કાન પર આવવા લાગ્યો. બોલનાર અમારાથી પચાસેક ડગલાં દૂર હોવા જોઇએ એમ મને લાગ્યુ. તો પણ તેઓ કેટલા માણુસ છે અને શું વાતચિત કરી રહ્યા છે તે મને સમજાયું નહિ. તે લોકો અમારી શોધ કરતા કરતા, આમતેમ જોતા જોતા આવતા હતા. છતાં તેમના આગમનનો ખ્યાલ આવતાંજ મને ફરીવાર કંપારી થઈ આવી. મેં નિશ્ચય કર્યો કે એ બાવાઓ ગમે તેટલા હોય તોયે તેમની સાથે અત્યારે લઢીને નિકાલ કરવો. એમ કરવામા પ્રાણુ જાય તો ભલે. પરંતુ તેમના આશ્રમમાં ભયંકર મોતે મરવાને તો નહિજ જવુ.

"આવ્યા લાગે છે." પ્રતાપરાય ધીમે સાદે બોલ્યા.

"ગમે તેમ પણુ આપણે તેમનાથી પકડાવુ નથી........" હુ બોલવા જતો હતો. પરતુ પ્રતાપરાયે નાક પર આંગળી મૂકી જણાવ્યું-" હમણાં ચૂપ પડી રહો.

મેં શ્વાસોશ્વાસ પણુ બંધ કર્યા. રખેને તેનો અવાજ પેલાઓને કાને પહોંચે અને તેઓ અમારા તરફ દોરાઇ આવે! બેત્રણુ મિનિટ પછી ઘાસની અંદરના વચાળામાંથી હુ બે પીળી કફનીવાળા બાવાઓને જોઇ શકયો. તેઓમાનો એક ચગદાયલા નાકવાળો અને બીજો કાનકટ્ટો હતો. ઝાડકની નીચેને પગથીએ પગથીએ તે બને જણુ અમારી તરફ આવતા હતા. મે શ્રી કૃષ્ણુશરણું મમના ઉચ્ચાર મનમાં ને મનમાં કરવા માંડયા. શ્રીકૃષ્ણું પ્રત્યે આ વખતના જેટલી પૂજ્યતાથી મારૂ હૃદય પહેલાં કદિ પ્રેરાયુ ન હતું. મેં ઉગ્રજપ કરવા માંડયો.

મારા જાપના પ્રતાપથી કે કોણુ જાણે કોઇ બીજા કારણુથી તે બંને બાવાઓ વાતો કરતા અને આમતેમ નજર ફેરવતા અમારાથી માત્ર બાર પંદર ફુટ દૂર આવેલા પગથીએ પગથીએ પસાર થઇ આગળ ચાલ્યા ગયા. પચીસેક ડગલાં દૂર એક નીચો ઢાળ આવતો હતો તે તેઓ ઉતર્યા. એ મારી પાસે થઈને પસાર થતી વખતે એક બાવો બોલ્યો હતો—

"હવે જો હાથમા આવે તો ગુરૂજી તેમને ભયકર શિક્ષા ફરમાવશે એમાં કાંઇ શક નથી મને લાગે છે કે તેમને જીદગી સુધી પહોંચે એવા ડામ દેવાડશે." તેના એ શબ્દો હજુયે મારા કાનમાં ગુંજ્યા કરે છે. પ્રતાપરાય આટલા સાહસિક અને નિડર ખરા—પરંતુ તેમનેયે આ કટોકટીની ક્ષણે ક્ષોભ થયો હતો અને તેમના હૃદયમાથી એક ઉંડો નિશ્વાસ બહાર પડયો.

જ્યારે તે બાવાઓ અમારાથી ઘણે દૂર ચાલ્યા ગયા અને તેમનાં પગલાનો અવાજ બીલકુલ સંભળાતો બંધ થઇ ગયો ત્યારે પ્રતાપરાયે ડોકુ ઉંચું કર્યું. અને ગજ-

વામાંથી એક બે ગાજર અને સકકરીઆં કાઢીને મારા હાથમાં આપતાં બોલ્યા—"આ કાચા ને કાચા ચાવી જાઓ. એને બાફીને ખાધા હોત તો બહુ મીઠા લાગતે. દેવતા પાડવા માટે મારી પાસે ચકમક પણ છે પરતુ તેમ કરવામાં અને બીજી કોઇપણ હીલચાલ કરવામાં અત્યારે ભારે જોખમ રહેલું છે."

મેં તે કંદ લઇને ચાવવા માંડયા. તેમાંના કેટલાકની ઉપર મટોડી પણ પુષ્કળ ચોંટેલી હતી. મે તે ખોતરી કાઢી ખરી, તોયે કેટલીક તો મારા પેટમાં ગઇ જ હશે. અહીંથી ઉઠીને પાસેના ઝરા પર જઈ તે મટોડી ધોઇ નાંખવાની હિંમત ચાલતી ન હતી. કકડતી ભૂખના ઓઘમાં ગાજર પરની મટોડી કયાંની કયાં તણાઇ ગઇ. પ્રતાપરાયે પણ મારી પેઠે બે ચાર કાચા ગાજર ખાઈ નાંખ્યા. અડધા કલાક પછી અમે ધીમે ધીમે ઘાસમાંથી બહાર નીકળ્યા. અને બાકીનો આખો દિવસ તે ઝાડીમાંજ ભરાઇ રહ્યા.

જ્યારે સૂર્ય નારાયણ બીલકુલ આથમી ગયા અને દુનિયાની રંગભૂમિ પર રાત્રિનો અંધકારમય કાળો પડદો પડી ચૂકયો ત્યારે અમે ખાંધ પર પોટલાં ચઢાવી બહાર નીકળ્યા; અને પૂર્વમાં તરતજ ઉદય પામેલા ચંદ્રમાના પ્રકાશથી માર્ગ ખોળતા આગળ ચાલવા લાગ્યા. આજે અમે દોડાદોડ કરવાનો વિચાર માંડી વાળ્યો હતો તેમ કરવાની અમારામાં શક્તિ પણ રહી ન હતી. ચારે તરફ તીવ્ર નજર ફેરવતા અને શાંત પગલાં માંડતા અમે ચાલવા લાગ્યા. પેલા કાનકટ્ટા અને નાકકટ્ટા બાવાઓનો ભય અમારા હૃદયમાંથી બીલકુલ નાશ પામ્યો ન હતો. તેઓ અમારા માર્ગમાંજ કોઈક સ્થળે મુકામ કરીને રાતવાસો રહ્યા હોવા જોઇએ એમ અમને લાગ્યા કરતું હતું.

પ્રભુકૃપાથી તે આખી રાત અમે નિર્વિઘ્ન પ્રવાસમાં વીતાડી. અમારો આ વખતનો માર્ગ ઉતરતા ઢાળનો હોવાથી અમે ઘણીજ ઉતાવળથી ચાલી શકતા હતા. સાંગી નદી અમે કયારની વટાવી દીધી હતી. પ્રભાતે અરૂણ સમયે અમે એક ટેકરીની પાસે આવી પહોંચ્યા. એ ટેકરી પર અમે એક કૂતરૂં ભસતુ જોયું. એટલે પ્રતાપરાય બોલી ઉઠયા:—

"આપણે કોઇક ગામડા નજીક આવી પહોંચ્યા છીએ. આટલામાંજ કોઇક સ્થળે મનુષ્ય વસ્તી હોવી જોઇએ."

"એ સારી વાત છે પરતુ તે વસ્તી આપણી મિત્ર થશે કે શત્રુ તેની પહેલાં ખાત્રી કરવી જોઇએ." મેં ઉત્તર આપ્યો.

અમે સડસડાટ તે ટેકરી પર ચઢી ગયા. અમને દેખીને તે કૂતરૂ ભડકયું અને ભસતુ ભસતું પૂછડી પગ વચ્ચે ઘાલી ટેકરીનો બીજી તરફનો ઢાળ ઉતરી અદૃશ્ય થઈ ગયુ. અમે ટેકરીની ટોચ પર ચઢીને જોયું, તો તે તરફ થોડે દૂર પચાસ પોણોસો ઝૂંપડાં આવેલાં હતાં

"અહીં કોઈક જગલી જાત રહેતી હોવી જોઇએ. પ્રતાપરાયે અનુમાન કરીને કહ્યું—"આપણે તેની પાસે જવું કે નહિ તે એક સવાલ છે. છતાં કાંઇ ફીકર નહિ. તમે અહીં પેલા ખડકને ઓથે બેસી રહો. હું ત્યાં આંટો મારીને આવું છું."

એમ કહીને પોતાનું પોટલું મને સોંપી ટેકરી ઉતરીને ચાલ્યા ગયા. હું બંને પોટલાં લઇને ખડકને ઓથે આવી બેઠો. એકલો પડયો એટલે મને કાંઇ કાંઈ વિચારો

આવવા લાગ્યા. આટલું આટલુ જોખમ ખેડયુ, આ આવા તીવ્ર કષ્ટો સહન કર્યાં તોયે આખરે અમૃતરસ પ્રાપ્ત નજ કરાયો ? મારી નજર તે પોટલાંઓ પર ઠરી પ્રતાપરાયની દૃષ્ટિએ એ પોટલાઓમાં કરોડ કરતાં વધુ રૂપીઆની કીંમતનું જવાહિર ભરેલું હતુ. અત્યારે મારે તે સાચવવાનું હતુ. એકાદ બે બાવા આવીને મને ધપ્પો મારી પોટલીઓ ઉઠાવી જાય તો? એવો વિચાર મને આવ્યા વગર ન રહ્યો.

પંદરેક મિનિટમા પ્રતાપરાય પાછા આવી પહોંચ્યા. તેમના હાથમાં ત્રણ ચાર બાજરાના રોટલા અને પાંચેક કાંદા હતા. તે જોઈને મને બહુજ આનંદ થયો. મારી પાસે બેસીને તેઓ બોલ્યા—

"બહાદુરભાઈ, આપણો સિતારો પાંસરો છે. એમા કાંઈ શક નહિ. જૂઓ. ગામને નાકે આવેલા ઝૂંપડામાંથીજ આટલી વસ્તુ મળી આવી છે."

"આ રોટલા અને કાંદા ? તે કોણે આપ્યા ?"

"આપવાનું કોણ હતું ? એ તો હુ ઉઠાવી લાવ્યો" પ્રતાપરાય બોલ્યા.

"એટલે ? કેવી રીતે ?"

"ઝૂંપડીનું બારણુ ઉઘાડું હતું અને અંદર કોઇ બૈરી દળવા બેઠી હતી. તે સાથે ગીતો પણ ગાતી હતી. મે બારણામાં પ્રવેશ કર્યો પરંતુ ઘંટીના ઘોરમાં અને ગીતોના શોરમાં તે બાઇનું ધ્યાન કાંઈ ખેંચાયુ નહિ. ખૂણામાં જોયું તો ચાર રોટલા, મીઠું ને કાંદા એક વાસણમાં ઢાંકેલા માલમ પડયા મેં મૂંગામૂંગા તે ઉઠાવી લીધા. અને બહાર નીકળી આવ્યો ...... પણ ગભરાશો નહિ, બહાદુરભાઇ, તે ખાલી થયેલા વાસણમા હું આ અમૂલ્ય ભોજનને બદલે બે ગીની મૂકતો આવ્યો છું, હોં !"

આ છેલ્લા વાકયથી મને ઘણો સંતોષ થયો. પ્રતાપરાયે ખુલાસો કર્યો કે જે સિક્કા મેં જ્ઞાનમઠના અંદરના દરવાજે પડી જવા દીધા હતા તે તેમણે પાછળથી ઉચકી લઈને ઓટીએ ચઢાવી લીધા હતા. ઝૂંપડીમાં વસતા માણસોને જાગ્રત કરીને તેમની પાસેથી ખાવાનાની માંગણી કરવી અને કદાચ તે આપે—ન આપે—કદાચ વહેમ લાવી અમને પકડી કેદ કરે તે બધા જોખમને બદલે પ્રતાપરાયે તે રોટલા ગુપચુપ ઉઠાવી લાવવાનુ જ પસંદ કર્યું હતુ રોટલાની કિંમત કરતાં વીસ ગણા પૈસા બદલામા મૂકયા હોય ત્યારે એ રોટલા ચોરીના ગણાય કે કેમ તે તો સમર્થ વિચારકોજ કહી શકે.



## પ્રકરણ ૧૦૦ મું.

### શિકારી કુતરા

એ સમર્થ વિચારકોને લાયકના પ્રશ્ન ઉપર વિચાર કરવાની અને તેમ કરીને મગજને ત્રાસ આપવાની તસ્દી ન લેતાં અમે તે ડુંગળી-રોટલાને ન્યાય આપ્યો. ત્યાર સુધીમાં સૂર્યોદય થવા આવ્યો હતો, એટલે આગળ પ્રવાસ કરવાનું માંડીવાળી અમે તે દિવસ ત્યાંજ મુકામ કરવાનો ઠરાવ કર્યો. કાલના જેવીજ છૂપાઇ રહેવાની એક સરસ જગા શોધી કહાડી અમે ત્યાં પડાવ નાંખ્યો. ભોજનને લીધે ઉપજેલા ઘેનને લીધે તેમજ રાત્રિભરના પ્રવાસના શ્રમથી અમને બનેને તરતજ ગાઢ નિદ્રા આવી ગઈ.

હું કેટલો સમય ઉંઘ્યો હઈશ તે મને ખબર નથી. કોણ જાણે કેમ, પણ હું એક પ્રકારનો તીવ્ર ઘોઘાટ સાંભળતાંજ ઝબકીને જાગી ઉઠયો. આંખો ચોળી બરાબર કાન દઇ સાંભળ્યું તો અમારાથી બે ત્રણ ફર્લાંગ પર બે મોટા પ્રચંડ કૂતરાઓ ઘણા જ જોરથી ભસતા સંભળાયા. મે ગભરાઈને પ્રતાપરાયને જાગ્રત કર્યા તે શુ છે? શું થયું છે? એમ પૂછતા તરતજ ઉઠીને બેઠા થયા.

મે તે કૂતરાની ભસાભસ તરફ તેમનું ધ્યાન દોર્યું પ્રતાપરાયે પણ કાન દીધા ઉભા થઇ તેમણે પત્થરની ઉપરની ડોકીયું કરી કૂતરાને જોયા. જોતાં વારજ તેમનો ચહેરો ઉતરી ગયો. મ્હોં ફીકકું પડી ગયું.

"કેમ? શુ છે?" મેં તેવું જોઇને પૂછયું.

"આફત." પ્રતાપરાય ધ્રૂજતે સાદે બોલ્યા—"એ કમબખ્ત સંન્યાસીઓ શિકારી કુતરા લઇને આપણી પાછળ મડયા છે. કૂતરાઓ આપણી લગોલગ આવી પહોંચ્યા છે. તેમની પાછળ તે સંન્યાસીઓ પણ કદાચ આવી પહોંચશે..."

"ત્યારે આપણે શું કરીશુ?" મેં ધોળા ફક્ક જેવા થઇને પૂછયું

"મને લાગે છે કે આપણે એકાદ બખોલમાં ભરાઇ જઇને કૂતરા સાથે લડવું પડશે. આ પ્રદેશના શિકારી કૂતરા મહા ભયાનક હોય છે. કેટલીક વાર જંગલી વાઘ પણ તેઓને જોઇને ઉભી પૂછડીએ નાસી જાય છે. એવા ચાર કૂતરા ભેગા મળે તો સિંહનો પણ જાન લઇ નાંખે છે. આપણે તેમનાથી બચવા માટે કોઈ અત્યંત સુરક્ષિત જગા શોધી કહાડવી પડશે. તે વગર આપણો ઉગારો નથી."

અમે ઝાડીમા ને ઝાડીમાં માર્ગ શોધતા ચાલવા લાગ્યા. થોડીવારે અમે એક ઉંચા ખડક પર આવી પહોંચ્યા. અમારી વાસને સૂઘતા સૂંઘતા તે કૂતરા પણ ખડક પાસે આવી પહોંચ્યા. પણ તેઓ ખડકની નીચે ઉભા. અમે મથાળે હતા. તેમનુ ભસવું તો વચમાં ને વચમા ચાલૂજ હતું.

ખડકને મથાળે એક જગાપર આવતાં પ્રતાપરાય એકાએક આનંદથી બોલી ઉઠયા-"બહાદુરભાઇ! પાડ માનો પ્રભુનો, આપણો સીતારો પાધરો છે." મે તેમની સામે જોયુ. હું કાંઇ સમજ્યો નહિ. પ્રતાપરાય ફરીથી ધીમે સાદે બોલ્યા "પેલા કમબખતને આ નીચે આવવા દો. પછી

હું એનો ઘાટ ઘડું છું."

કૂતરા અમારી વાસથી આકર્ષાઈને આવતા હતા. થોડીવારમાં એક ધમમમમમ કરતો અવાજ મેં સાંભળ્યો. એક કૂતરૂં બહુજ કારમી હૃદયભેદક રીતે ભસ્યું. ભસતું ભસતું બંધ પડી ગયું. બીજા કૂતરાને મેં ભસતું અને ત્યાંથી જીવ લઈને નાસતું જોયું.

એ કેમ બન્યું?

ખડકની કોરાણે લગભગ ત્રણ ચાર મણનો એક મોટો પત્થર પડી રહ્યો હતો. પવન, વરસાદ અને બીજા કુદરતી તત્વોના સતત મારાથી તેની નીચેની ઘણી જમીન ખરી પડી હતી અને પથરો માત્ર સહેજ ટેકાથી અધર અટકી રહ્યો હતો. પ્રતાપરાયે તે જોયો હતો અને કોણ જાણે કેમ? પણ કુદરતી પ્રેરણાથીજ એમાંનો એક કુતરો, ખડકની નીચે જ્યાં પથરો ગબડી પડે એમ હતું તેજ ચોક્કસ જગાએ આવી પહોંચ્યો. તેજ ક્ષણે પ્રતાપરાયે ઉપરથી તે પથરાને ધકકો મારી દીધો હતો.

મેં ખડક પરથી વાંકા વળીને નીચે જોયું તો તે મોટા ગચીઆથી તે કૂતરાનું શરીર ઘણે ભાગે દબાઈ ગયું હતું. તેની ખોપરી બીલકુલ છુંદાઇ ગઇ હતી, અને હાડપિંજરના ચૂરેચૂરા થઇ લોહીનો મોટો રેલો વહેતો હતો. એ બધું કાર્ય તે મોટી શિલાથી પાર પડયું હતું. પોતાના સાથી પર આવું મોટું રૌદ્ર પ્રાણસંકટ આવી પડેલું જોઇને બીજો કૂતરો ભડકીને નાસી ગયો હતો. પછી અમે ધીમે ધીમે નીચે ઉતર્યા. પ્રતાપરાયે તે કૂતરાની ભાગીતૂટી ખોપરી કાઢી લઈને એક કાગળમાં વીંટાળી લીધી. મેં આશ્ચર્યથી પૂછયું—"આનું તમે શું કરશો?"

પ્રતાપરાયે કહ્યું—"કૂતરાના શરીરના લગભગ બધાં અંગના હાડકાં વૈદકમાં કે વિજ્ઞાનમાં કોઈને કોઈ રીતે અત્યંત ઉપયોગી થઈ પડે છે. તમને ખબર છે કે આપણાં શાસ્ત્રોમાં કૂતરાને યમનો દૂત માનેલો છે. કૂતરાના જેવું વફાદાર પ્રાણી બીજું કોઇ નથી. પ્રેતાવાહનની એક ક્રિયામાં કૂતરાના કાળજાનો ખપ પડે છે. કૂતરાની જીભ ઘસીને પીવડાવવાથી જે મનુષ્યો ભૂતપ્રેતના ભયથી ચમકી ગયાં હોય છે તેને ત્રણજ દિવસમાં આનંદમાં આરામ થાય છે."

તે વખતે તો પ્રતાપરાયની આ વાતો મને બહુજ વિચિત્ર લાગેલી. પરંતુ ત્યાર પછી મેં વૈદકનાં અને વિજ્ઞાનના અનેક પુસ્તકો ઉથલાવી જોયાં છે તે પરથી મારી ખાત્રી થઈ છે કે પ્રતાપરાયે કૂતરાના અંગની ઉપયોગિતાની જે વાતો કરેલી તે બધીજ અનુભવસિદ્ધ અને સત્ય છે. માત્ર કૂતરાનાજ નહિ પરંતુ ઉંટ, ગધેડું, કબૂતર, કાચબો વગેરે પ્રાણીઓના શરીરના પણ અમુક અમુક અવયવોમાં વૈદકીય દૃષ્ટિએ ભારે ગુણો રહેલા છે. અને જો માણસ ખરેખરો જાણકાર હોય તો તે આ વસ્તુનો ઉપયોગ કોઇની કલ્પનામાંયે ન આવે તેવી આબાદ રીતે કરી શકે છે.



# પ્રકરણ ૧૦૧ મું.

## વૈતરણી પાર ?

“પુનશ્ચ પ્રયાણમ્” એમ બોલીને અમે વળી પાછા માર્ગ કાપવા લાગ્યા. જતી વખત કરતાં પાછા ફરતી વખતના પ્રવાસમાં કુદરતે અમારા ઉપર કૃપા કરી હતી. અત્યારે તે દિવસના જેટલી ટાઢ વાતી ન હતી. માર્ગમાં પગથીઓ પણ સરળ અને સીધી આવતી હતી.

તે દિવસે સાંજે અમે એક વિશાળ ઉંડા નાળા પાસે આવી પહોંચ્યા. અમારા પ્રથમ પ્રવાસમાં આ નાળું આવેલું કે નહિ તે મને ચોક્કસ યાદ નથી. પણ આ વખતે રસ્તો ભૂલી જવાની કે બીજી કોઈ પ્રકારની ધાસ્તી મને લાગતી જ ન હતી. મને એમ તો ખાત્રી હતી કે ગમે ત્યા જઈશું—ગમે તે દિશામાં જઇશું તોયે આખરે તો કોઇ વસ્તીવાળા પ્રદેશમાં નીકળાશેજ. પછી ત્યાથી ચીન કે હિંદુસ્થાન જવું તેનો નિશ્ચય અને ગોઠવણ સહેલાઇથી કરી લેવાશે. ઉપરાંત પ્રતાપરાય જાણે આ પ્રદેશના રોજના ભોમીઆ હોય તેવીજ રીતે આગળ ધપ્યા જતા હતા. અને જ્યા જ્યાં બે ફાંટા કે માર્ગ આવતા ત્યાં ત્યાં બીલકુલ અચકાયા કે શંકા લાવ્યા વગર બેમાથી એક માર્ગ પકડી લેતા હતા.

જે નદીની પાસે અમે આવી ઉભા તેનું પાણી બહુજ જોરથી વહેતું હતું. અમારે તેની પેલે પાર જવાનું હતુ. તેમાંથી થઇને ચાલતા ચાલ્યા જવાની તો હિંમત થાય એમ હતુંજ નહિ. આથી અમે આસપાસમાં પડેલું એક સુકકું ઝાડ તાણી લાવ્યા. નાળાંની અંદર ઉતર્યા અને ઝાડના થડીઆને પાણીમા તરતું કર્યું. તે બરાબર હોડકાંની પેઠે તરવા લાગ્યુ. હું અને પ્રતાપરાય પોતપોતાની સાથે તે થડીઆં પર ચઢી બેઠા. કિનારા પરથી તોડી લીધેલા એક લાબા વાંસને કાઠી તરીકે વાપરી અમે નાળું પાર ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ પાણીના જોરથી અમારો તરાપો વહેણની સાથે ઘસડાવા લાગ્યો. થોડીવારમા અમે પ્રવાહના વચ્ચેના ભાગમાં આવી પહોંચ્યા ત્યારે તો પાણીનું જોર એટલું બધું લાગવા માડયું કે મેં અને પ્રતાપરાયે બનેએ મળીને જોરથી કાઠી મારવા માંડી તો પણ તરાપાની ગતિમાં કાંઇ ફેર પડતો દેખાયો નહિ. દશબાર મિનિટમા તો અમે જ્યાંથી પાણીમા ઉતર્યા હતા ત્યાંથી બે અઢી માઈલ નીચા વહી ગયા. પ્રવાહનો વેગ તો વધતોજ જતો હતો. થોડીજવારમાં કેટલેક દૂર ઘોઘોઘોઘો કરતો ગંભીર અને ઉંડો ઘોઘાટ અમને સંભળાવા લાગ્યો. તે પરથી પ્રતાપરાય તરતજ ગભરાઈને બોલી ઉઠયા, “ઓ બહાદુરભાઇ, આપણે મૂઆ! આગળ તો ધોધ આવતો લાગે છે.”

એ શબ્દો સાભળતા અને ધોધનો વિચાર માત્ર આવતાંજ મારા તો હોસકોસ ઉડી ગયા. ચહેરો ધોળો પૂણી જેવો થઇ ગયો. પ્રતાપરાયનું મ્હોં પણ ભડકેલા બાળક જેવું ડઘાયલું બન્યું! કેમ ન થાય? પાણીના વહેણ સાથે ઘસડાતાં પચાસ કે પોણોસો ફુટ નીચી જગા પર ધોધની સાથે પડવું એ—એ—હાય! એ ખ્યાલજ કેટલો બધો ભયાનક છે?

વાંચનાર ! એ ઘડી—એ પ્રસંગની કલ્પના માત્રથીયે હજુ મારૂં આખુ અંગ થરથરી ઉઠે છે. એ જીવન મરણની વચ્ચેની ભયંકર ક્ષણે અમે શુ કર્યું ? કયા અદ્ભુત જ્ઞાનતંતુએ અમારી બુદ્ધિને પ્રેરી ? કઇ અલૌકિક શક્તિએ અમારી નસેનસમાં રાક્ષસી બળ રેડયું ? તે વિષે હુ કાંઇજ કહી શકતો નથી. હબકી ગયેલા મારા હૃદયના પટ ઉપર, મારી સ્મરણશક્તિ ઉપર તેના બહુજ આછાં સંસ્કાર પડયા છે હુ પૂરેપૂરૂં કાંઇજ સભારી શકતો નથી. જેટલું સાંભરે છે તેટલુ જાણે હુંજ માની શકતો નથી. દૈત્યમાંયે ન હોય તેટલું બળ એકી વખતે કાઢીને કલ્પનામાંયે ન આવે એટલી મહેનત કરીને અમે બંનેએ વાંસડાના ટેકાથી અમારો તરાપો નાળાંને એક તરફને કિનારે આણ્યો ? ના. કિનારાથી આઠ દશ ફુટ દૂર રહ્યો તે વખતે ધોધનું પાણી પડવાની જગા અમારાથી પચીશેક ફુટ દૂર હતી. સહેજ વધુ વખત–ત્રણ ચાર સેકન્ડ પણ વાર લાગતે તો પાણીની સાથે અમારો તરાપો, અમારાં શરીર બધુ યે ધોધમાં પડતે અને હાડકાં ચામડાંના ચૂરેચૂરા થઇ કોણ જાણે કયાંયે ઘસડાઇ જતે ! પણ કાળજું ફાડી નાંખે એવા કારમા અવાજે પ્રતાપરાય બોલ્યા: —"કુદો, બહાદુરભાઇ, કુદી પડો" અને એ શબ્દોની સાથે પોટલી ખાંધ પર ભેરવી પ્રતાપરાયે જીવ પર આવીને એક લાંબી છલ્લંગ મારી. તેમની પાછળ હુયે કુદ્યો. કુદ્યો તો ખરો પરંતુ કિનારાની જમીન પર પડતાંની સાથે થાક, દહેશત, ગભરાટ, હેબક વગેરે લાગણીઓથી મારી આંખે અંધારાં આવી ગયાં હું પડયો તેવોજ ઢગલો થઇ ગયો. મારી આંખો મિચાઈ ગઈ. ભાન જતું રહ્યું. હું બેશુદ્ધ થયો. પછી શુ થયું તે મને ખબર નથી.

× × ×

જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે આંખો ઉઘાડીને જોયું તો મારૂ શરીર એક નાનકડી સ્વચ્છ ઓરડીમાં એક સરસ ખાટલા પર પડયું હતું. પ્રથમ તો હુ ગભરાયો. મને કાંઇ સમજ પડી નહિ. ઉઠીને બેઠા થવાની પણ મારી હિંમત ચાલી નહિ. પણ મારી નજીક કાંઇક અવાજ થયો. મેં બાજુ પર વળીને જોયું તો એક અગ્રેજ બાઇ એક ઓરસીઆ પર ઓસડ ઘસતી હતી. તેણે મારા પ્રત્યે જોયું. મે તેને પ્રશ્નાત્મક ઈશારત કરી. તે ઓસડ બાજુએ મૂકી મારી પાસે આવી અને ભાંગી તુટી ચીનાઇ ભાષામાં બોલી—"તમે તમારે સુઇ રહો. ગભરાશો નહિ. ડાકટર સાહેબે તમને બીલકુલ આરામ લેવાની જરૂર છે એમ કહ્યું છે. તમારા પગનો ઘા રૂઝાઇ જશે—"

ત્યારેજ મને ખબર પડી કે નાળાંને કિનારે કુદકો મારતાં મારા પગમાં સજ્જડ વાગ્યું હતુ. મે પગ ઉંચો કરવા હલાવવા પ્રયત્ન કર્યો પણ મારાથી તેમ થઇ શકયું નહિ.



## પ્રકરણ ૧૦૨ મું.

### આયાળુ મિશનરી

"હું કયાં છું?" અંગ્રેજીમાં મેં પૂછયું.

મને અંગ્રેજીમાં બોલતો જોઇને તે નર્સ બાઇને ઘણોજ આનંદ થયો. તેણે કહ્યું—પ્રભુનો આભાર! કે મને આ કાળ જેવા લાબા દિવસોમાં એક અંગ્રેજી જાણનાર સાથે મારી માતૃભાષામાં વાતચિત કરવાનું મળ્યું! ભાઇ! તમે યાચાઉ પુ નામના ગામમાં આવેલા અંગ્રેજી મિશનરી દવાખાનામાં છો. હું આ દવાખાનાની એક નર્સ છું. ડાકટર સાહેબ અહિં અઠવાડીઆમાં એકવાર આવે છે. ગયે મંગળવારે આવી ગયા હતા તે ફરી પાછા કાલે આવશે. તમારા સિવાય અહીં બીજા બે દર્દીઓ છે. પરંતુ તેઓ જંગલના ભીલ છે તમારા જેવા સુશિક્ષિત સુધરેલા ને ખાસ કરીને અંગ્રેજી જાણનારની સાથે સેવા કરવાની....

"ડાકટર સાહેબ કયાંથી આવે છે?

"અહીંથી પંદર માઇલ પર આવેલા પુંગચાઉ નામના શહેરમાંથી. ત્યાં અમારી મોટી ઇસ્પીટાલ છે. તેઓ મોટરસાઇકલ પર સવારે આવે છે અને સાંજે ચારેક વાગે પાછા જાય છે. બાકીનો બધો વખત મારેજ...."

"પણ હું અહીં આવ્યો કયાંથી? કેવી રીતે આવ્યો?" મેં બહુજ ઉત્સુકતાથી પૂછયું. મારી બેભાન દશાનો હેવાલ જાણવાને મારૂં મન તલપાપડ થઇ રહ્યું હતું.

"તે વાત મને પૂરેપૂરી ખબર નથી. ગયે મંગળવારે તમને એટલે તમારૂં બેભાન શરીર લઇને એક ચીની ગૃહસ્થ અને બે ભીલો અહીં આવ્યા હતા. ભીલોએ તમને ઉંચકી આણ્યા હતા. તે વખતે ડાકટર સાહેબ હાજર હતા. તેમની સાથે પેલા ગૃહસ્થે ચીની ભાષામાં વાત કરી અને આ દવાખાનામાં સારવાર કરવા માટે તમને રાખવાની વ્યવસ્થા કરાવી. ખર્ચ માટે તેમણે સો રૂપીઆ ડાકટર સાહેબને આપવા માંડયા પરંતુ આ દવાખાનું ધર્માદા હોવાથી અને કોઇપણ મનુષ્ય કે દર્દી પાસેથી પૈસા લેવાની અમારા ધર્મમાં મનાઇ હોવાથી અમે તે લેવા ના પાડી. એટલે તેણે તેટલા પૈસા મિશન ફંડમાં ભર્યા અને તમારે અહીં રહેવા માટે બીજી પરચુરણ સગવડો કરી. પછી તેઓ ગયા; પરંતુ જતી વખતે એક સીલ કરેલી નાણાંની થેલી અને એક પાકીટ ડાકટર સાહેબને આપતા ગયા છે...."

"તે કયાં છે? તે કયાં છે? લાવો." હું તરતજ બોલી ઉઠયો. મને ખાત્રી થઇ કે આ ગૃહસ્થ તે પ્રતાપરાયજ. તેમનો કાગળ વાંચવાની ઉત્સુકતા મારા અંતરમાં એટલી બધી વધી ગઇ કે હું તેને મહામુશ્કેલીએ પણ ખાળી ન શકયો. તરતજ હું લગભગ બેઠો થઇ ગયો.

"શાંત થાઓ. શાંત થાઓ." મને પાછો સૂવાડતાં તે ભલી નર્સ કોમળ સ્વરે બોલી—"તમે અધીરા ન થાઓ. જ્યાં સુધી તમારૂં શરીર અને ચિત્ત જોઇએ તેવું સ્વસ્થ ન થાય ત્યાંસુધી એ કાગળ તમને ન આપવો એવી તે ગૃહસ્થે ભલામણ કરેલી છે. તમને ગયા પાંચ

દિવસમાં ત્રણ દિવસ ૧૦૪ાા ડીગ્રી તાવ આવ્યો હતો અને બે દિવસ સન્નિપાત રહ્યો હતો. આજે તમારી પ્રકૃતિ કાંઇક સ્વસ્થ લાગે છે. જો કાલ સુધી તમે આજ પ્રમાણે શુદ્ધિમાં રહેશો ને તબીયત સુધરતી જશે તો..... ”

“ શું હું ભારે જોખમ ભરેલી માંદગીમાં છુ ? ”

“ ના. ના. તેવું કાંઇ નથી. તમારા પગનુ હાડકુ ભાંગ્યું હતુ ને ચામડી ફાટીને બહાર નીકળ્યું હતુ. પણ હવે દવાથી તેમજ પાટા બાંધ્યાથી તે ઘણેજ સુધારા પર છે. તમે કોઇ વાતે ગભરાશો નહિ. ”

“ તો પછી તે કાગળ મને કેમ નથી આપતા ? ”

“ પરંતુ તે મારી પાસે નથી. ડાક્ટર સાહેબે તે બંને વસ્તુ ઝેરી દવાના કબાટમાં મૂકી છે. તેઓ કાલે આવશે તે વખતે કાઢી આપશે...તમને કોઇ ચંપાવતી કરીને સગું છે ? ” તે બાઇએ અત્યંત નરમાશથી બ્હીતે બ્હીતે પૂછ્યુ.

“ચંપાવતી” એ શબ્દ સાંભળતાંજ મારા હૃદયમાં તીર વાગ્યું હોય એવી વેદના થઇ. ન સમજાય એવી, ન કલ્પાય એવી વિચિત્ર લાગણીઓ તે વખતે મારા અંતરમાં ઉભરાઇ આવી. મે આંખો બંધ કરી દીધી “ઓ ચંપા! ઓ ચંપા! ” એવો ઉદ્‌ગાર મારા મુખમાંથી નીકળી પડયો.

દોઢ બે મિનિટ પછી મે આંખો ઉઘાડી એટલે તે નર્સ બાઇએ કહ્યું-- “ મને માફ કરજો—મે તમને આ દુઃખદ સ્મરણ કરાવીને ત્રાસ આપ્યો તે—તમે તમારા સન્નિપાતમાં એવુંજ કાંઇક નામ બોલતા હતા તેથી મે જાણ્યુ........”

“ હા. હા. હા. ચંપા !....ચંપા !....” હું પળવાર બબડયો અને પછી કહ્યું— “ બાઇ, ચંપાનું સ્મરણ મને દુઃખદ નથી. એના જેવી સુખદ ને હૃદયાનંદકારી મને આ દુનિયામાં બીજી એકે વસ્તુ નથી. She is my beloved—એ મારી હૃદયદેવી છે.” Beloved—હૃદયદેવી એ શબ્દો સાંભળીને તે નર્સ બાઇના મુખ પર એકાએક ભાવો બદલાયા. મારા પ્રત્યે ન વર્ણવાય એવી મમતા, અનુકંપા તેના હૃદયમાં પ્રગટી હોય એમ મને તે પરથી સમજાયું. તેનુ અંગ્રેજ હૃદય Love–Love beloved, એ શબ્દો અને એ શબ્દોમાં રહેલી લાગણીઓના ભંડાર કેમ ન સમજી શકે ? અને હું તો મારા સન્નિપાતમાં હૃદયદેવીનું નામ બબડયો હતો એટલે મારી પ્રેમોર્મિ વિષે તેને વિશેષજ શ્રદ્ધા અને માન ઉપજ્યાં હતાં. પાછળથી મને ખબર પડી કે ભૂતકાળમાં એક દિવસ એ બાઇએ પણ એવીજ લાગણીઓ અનુભવી હતી.

પળવાર ચંપાવતીના મધુર વિચારો કરતો અને મીઠા સ્વપ્ન અનુભવતો હુ આંખો મીંચી પડી રહ્યો. પછી એકાએક જાગી ઉઠીને તે બાઇને પૂછ્યુ—“ બાઇ, પેકીન અહીથી કેટલું દૂર છે ? ”

“ પોણી બસો માઇલ. ” તેણે તરતજ જવાબ આપ્યો: “ અહીંયી પુંગચાઉ ગામ સુધી પંદર માઇલની સડક છે. પુંગચાઉથી નાની રેલ મારફતે સાન્યુ જંકશને પહોચાય છે ત્યાથી ટીન્સ્ટીન થઇને પેકીન જવા માટે મોટી રેલ્વે મળે છે. ”

“ કૃપા કરી મને પેકીન જલદી પહોંચાડવાનો બંદોબસ્ત નહિ કરી આપો ? ”

મેં કહ્યું—" હું મારાં સંબંધીઓને મળવાને બહુજ અધીરા થઇ ગયો છું.

" તે બધું ધીમે ધીમે થશે. એક બે દિવસમાં તો તમારી પ્રકૃતિ ઘણી સુધરી જશે. પછી તમે એ વિષે ડાકટર સાહેબને વાત કરજો. હજુ તો તમારે પેલા ગૃહસ્થનો પત્ર વાંચવાનો છે."

" હા. તે વાચવાને પણ હું અત્યંત આતુર છુ."

" તે તમને કાલે મળશે."

એ 'કાલ' સુધીનો એટલે બીજે દિવસે પુ ગચાઉથી ડાકટર સાહેબ આવી પહોચ્યા ત્યાર સુધીનો સમય મે કેવી રીતે વીતાડયો, કેટલી મુશ્કેલીથી, કેટલી અકળામણથી પસાર કર્યો તેનું યથાસ્થિત વર્ણન અશકય છે. સાંજે નર્સબાઇએ મારા પગનો પાટો છોડયો, અને થયેલા ઘાને દવાનાં પાણી વડે ધોઇને મલમ વગેરે ચોપડી ફરી બાંધ્યો તે વખતે મને ઘણુજ દર્દ થયું હતું. રાતના મને ઘણો વખત બીલકુલ નિદ્રા આવી નહિ. વિચારોએ મારા મગજને ઘેરી લીધું હતું. ઘણી મોડી રાત્રે મને ભાંગીતૂટી ઉંઘ આવી—તેમાંથી હું સવારે દવાખાનાની બહાર મોટરનું ભૂંગળું વાગ્યું તેનાજ અવાજથી ઝબકીને જાગી ઉઠયો.

---

## પ્રકરણ ૧૦૩ મુ.

### પેલો પત્ર

મારા ઓરડામાં પ્રવેશ કરીને ડાકટર સાહેબે મારી નાડ હાથમાં ઝાલી. તેમની ઉમ્મર આશરે પોણોસો વરસની હશે. માથાના તેમજ દાઢીના વાળ ધોળા થઈ ગયા હતા. ચામડી પર કરચળી પડી હતી. તેમનું નામ ઓલ્ડ થોમસ સાહેબ હતું.

મારી નાડના ધબકારાની ગણત્રી કરીને તેનાથી સંતોષ પામી આનંદ પ્રદર્શિત કરતા થોમસ સાહેબે કહ્યું—" I congratulate you, my friend, we never expected that you will recover so immediately (તમારી પ્રકૃતિ આટલી બધી જલદી સુધરી તેને માટે અભિનંદન આપું છુ. અમે આશા રાખી ન હતી.)"

" નર્સબાઈએ તો એમ કહ્યું કે હું કાંઈ ભારે માંદગીમાં ન હતો !" મેં પૂછ્યું.

" નર્સે જે કાંઇ કહ્યું તે ઠીક કર્યું છે. જે કાંઇ આવ્યું હતું તે બધુ ગયું છે. અને હવે તમારે માથે કાંઇ જોખમ નથી."

" મારે પેકીન જવું છે."

" ચાર પાંચ દિવસ પછી તમે જઈ શકશો. એટલા વખતમાં તમને ઘણો આરામ થઈ જશે."

" હું આપનો ઉપકાર કદિ ન ભૂલીશ. હવે મને મારો કાગળ આપવા કૃપા કરશો?"

ડાકટરસાહેબે મારે માટે દવા લખી આપી અને તે કાગળ નર્સને આપ્યો તેમજ મારી સારવાર કરવામાં અગત્યની ધ્યાનમાં રાખવા લાયક સૂચનાઓ તેને આપી. પછી એક કબાટ ઉઘાડી તેમાંથી એક પૈસાની થેલી અને બંધ કરેલું પાકીટ લાવી બને મારા

હાથમાં મુકયાં. મેં એક ક્ષણનોયે વિલંબ કર્યા વગર પાકીટ ફાડીને પત્ર કાઢયો.

"પ્રિયમિત્ર,

આ પત્ર તમારા હાથમાં આવશે તે વખતે તમારી તબીયત ઘણીજ સુધરી ગયેલી હશે. કદાચ તમે બીલકુલ તંદુરસ્ત થઇ ગયા હશો. એટલે તમે પેલી ઉંડી નદીના કિનારા પરથી અહીં મિશનરી દવાખાનામાં કેવી રીતે આવ્યા તે જાણવાની તમને ઉત્સુકતા થશે. કદાચ સારવાર કરનાર બાઇએ તેમજ ડાકટરસાહેબે તમને કેટલીક હકીકત કહી પણ હશે. છતાં તે અધુરી તો હશેજ, તેથી હું તમને ટુંકમાં કહી જાઉં:

તે ઉંડા નાળાંને કિનારે ભુસકો મારતાં તમે પડયા તમારો પગ છટકી ગયો અને શરીરનું વજન કઢંગી રીતે એક પગ પર આવવાથી, ખડક સાથે અથડાઇને તમારા પગનું હાડકું ભાંગ્યું. તમે મૂર્છિત થયા. મેં તમારો રક્તસ્રાવ બંધ કરવાને બન્યા તેટલા પ્રયત્નો કર્યા. હાડકું ઠેકાણે લાવી પાટો બાંધ્યો. આસપાસના જંગલમાંથી ઘા બાજરીયું શોધી લાવ્યો. તે ચોંટાડી ફરી પાટો બાંધ્યો. તમારી મૂર્છા ન ઉડી. કારણ કે શરીર પર થયેલા ઘાની પેઠે હૃદયનો ઘા પણ તમારી મૂર્છાનું કારણભૂત થયો. તમારા હૃદયમાં સજ્જડ દહેશત પેસી ગઇ હતી. હું આશા રાખુ છું કે આ કાગળ વાંચતી વખતે તમે દહેશતને બીલકુલ હાંકી કાઢીજ હશે.

"તમને મૂર્છિત દશામાં ત્યાંજ મૂકીને હું એક ઉંચી ટેકરી પર ચઢયો, ત્યારે ઘણે દૂર એક જંગલી ભીલ કોઈ ઝાડ નીચે ખાડો ખોદતો દેખાયો. મોટેથી બરાડા પાડીને મે તે ભીલને પાસે બોલાવ્યો. તે દોડતો આવ્યો. મેં તેને પૈસાની લાલચ આપીને તેમજ ચમત્કાર બતાવી ભૂતનો ધાક દઇને તમને ઉંચકવામાં મને મદદ કરવા સમજાવ્યો. મહામહેનતે તે કબુલ થયો. તે પોતાના એક બીજા ભાઇબંધને તેડી લાવ્યો બંનેની મદદથી મેં તમને યાચાઉપું ગામમાં મિશનરી ઇસ્પીટાલમાં આણ્યા. બાકીનું તમને ખબરજ હશે

"ઘણા ઘણા વિચારો અને કડવા અનુભવોને અંતે મેં એમ નક્કી કર્યું. છે કે હવે આપણે બે જણાએ સાથે રહેવું —હરવું ફરવું—શ્રેયસ્કર નથી. શત્રુઓએ પોતાની જાળ ઘણે લાંબે સુધી બિછાવી દીધી છે. મેં કદિ ધાર્યું નહોતું કે જ્ઞાનમઠના મહંતો અને બાવાઓ આટલા અધઃ ખટપટી અને કીનાખોર હશે. તમને આ ગામમા લાવતી વખતે રસ્તામાંજ એક પ્રસંગ એવો બની ગયો કે જેથી મારે તમને પૂછયા વગર ને તમારી સંમતિ વગર આ બાબતમાં નિર્ણય કરી નાખવો પડયો છે. એ પ્રસંગ આખો વર્ણવવાની જરૂર નથી. તમે સહજ કલ્પી શકશો. આપણે બને સાથે રહીએ તેમા પકડાઇ જવાનો વધારે સંભવ છે. એથીજ હું તમારી છેવટની વિદાય લીધા વગર છૂટો પડું છું. તેટલા માટે તમે મનમાં ખોટું લાવશો નહિ

"પ્રિય બહાદુરભાઇ, જે મહાન ઉદ્દેશ લક્ષમાં રાખીને આપણે આપણું સાહસ કાર્ય શરૂ કર્યું હતું, અને જેને ખાતર આપણે આપણા જીવનમાં કદિ ન વિસરાય એવો લાંબો ને જોખમ ભરેલો પ્રવાસ શરૂ કરેલો, તે ઉદ્દેશ, શકય તેટલે અંશે પરિપૂર્ણ થયેલો હોવાથી હવે આપણે બંનેએ ભેગા રહેવાની કાંઇ ખાસ અગત્ય

નથી. હવે તમે મારી નોકરીમાંથી છૂટા છો. તમે સ્વતંત્રપણે જ્યાં જવું હોય ત્યાં જઈ શકશો. પણ તમે જ્યાં જાઓ ત્યાં અને જ્યાં ફરો ત્યાં અત્યંત સાવધ રીતે વર્તજો. જરા પણ શંકા પડે એવું, જ્ઞાનમઠની યાત્રાનું તલ સરખું પણ નિશાન તમારા શરીર પર રહેવા દેશો નહિ જ્ઞાનમઠના બાવાઓ ડંસીલા સાપ સરખા છે એ યાદ રાખજો. ભૂલેચૂકે પણ નજરે પડયા કે પકડાયા—તો જીવતા છૂટવાના નથી એ ધ્યાનમાં રાખજો

"હવે તમારે વેશાંતરની જરૂર નથી. તમે તમારા સ્નેહી સંબંધીઓને મળવાને ઉત્સુક હશો. તમને તમારા પ્રિયજનને મળવાની તીવ્ર ઉત્કઠા લાગીજ હશે. પરંતુ, તેને મળવા માટે તમે પેકીનમાં ન જશો. તમે તેને શાંઘહાઇમાં બોલાવજો, એવી મારી સલાહ છે. મારી પેઠે તમારે પણ ચીનાઇ રાજ્યમાં રહેવું હવે કોઇ રીતે સલામત નથી. શાંઘહાઇ અગ્રેજોને તાબે છે એટલે ત્યાં તમને ભય ઓછો રહેશે. છતાં મારી ખરી સલાહ તો એવીજ છે કે ચીન દેશની નજીકમાં પણ તમારે ન રહેવું પણ જેમ બને તેમ જલદી આ દેશ છોડી હિંદુસ્થાન જતા રહેવું, એમાંજ લાભ ને સલામતી છે.

"તમે તમારી નોકરી દરમ્યાન મારી સાથે અત્યંત સ્નેહથી અને પૂર્ણ ઇમાનદારીથી વર્ત્યા છો. મેં તમારી પાસેથી જેટલી આશા રાખી હતી તેના કરતાં તમે ઘણું વધારે કરી બતાવ્યું છે. તમારીજ ખંત અને અમૂલ્ય સહાયથી મને મારા અશકય જેવા કાર્યમાં આટલી બધી સફળતા મળી—એ માટે હું તમારો સદાનો ઋણી છું. મેં તમને આપેલો આર્થિક બદલો તમારી સેવાના પ્રમાણમાં કશી વિસાતમાં નથી. તમારાથી છૂટા પડતાં મને અત્યંત દર્દ થાય છે. ઉપસ્થિત થયેલા સજોગોએ ફરજ પાડી ન હોત તો હું કદિયે તમારો સાથ ગુમાવત નહિ. હજીયે તમે ને હું કોઇક જગાએ અચાનક ભેગા થઇ જઇશું એમ મારૂં મન સાક્ષી પૂરે છે.

છેવટે, તમે તમારા પ્રિયજનના સહવાસમાં સુખી થાઓ. આનદથી દિવસ નિર્ગમન કરો એવી મારી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. થેલીમાંના પૈસા તમારા માર્ગ વ્યય માટે છે "



## પ્રકરણ ૧૦૪ મું.

### પ્રિયતમાની પ્રાપ્તિ.

પત્રને છેડે સહી ન હતી. પણ તે કોણે લખેલો છે તે સમજતાં મને વાર ન લાગી. આખો વાંચીને મને બહુ દુઃખ થયું. પ્રતાપરાય મને આમ અચાનક છોડી જશે એમ મેં સ્વપ્નેયે ન ધારેલું. ગમે તેવા ગંભીર, સાહસિક અને ભેદી હોવા છતાં તેમના પ્રત્યે મને ઘણુંજ માન તથા પ્રેમની લાગણી ઉપજી હતી. મારા માલિક–મારા શેઠ–હોવા છતાં તેમણે મારા પ્રત્યે જે માયાળુ અને મિત્રતાની લાગણી રાખી હતી તે મારાથી કદિ વિસરાય એવી ન હતી. ફરીવાર કોઇક સ્થળે

તેમનો મેળાપ થઇ જાય અને હું તેમનું ગુપ્ત શરનામું મેળવી લઉં એવી ઉત્કટ અભિલાષા મારા અંતરમા જાગ્રત થઇ.

દિવસે દિવસે મારી પ્રકૃતિ સુધરતી ગઇ. પાંચેક દિવસ પછી હું ડાક્ટર સાહેબની રજા લઇને મિશનરી દવાખાનું છોડી જવા તૈયાર થયો. મને જતો જોઇને-મારો સુખદ સહવાસ તૂટતો હોવાથી તે દવાખાનાની સ્નેહાળ નર્સબાઇને ઘણું લાગી આવ્યુ. તેને યોગ્ય શબ્દમાં આશ્વાસન આપી મારી સારવાર માટે ઉપકાર માની તેમજ તે દવાખાનાના ફંડમાં યથાશક્તિ ભેટ આપીને હું ચાલી નીકળ્યો. પુંગચાઉ આવીને ટ્રેનમાં બેઠો. ત્યાંથી સાન્ચુ આવી ટીન્સ્ટીન થઇને બીજા ત્રણ દિવસમાં શાંઘહાઇ જઇ પહોંચ્યો. ત્યાં એક સારી વીશીમા મુકામ કરીને—પહેલું કામ મેં શું કર્યું હશે? બોલ વાંચક, તું શું ધારે છે?

પેકીંન તાર મોકલ્યો!

હા. બરોબર છે. પેકીનમાં રહેતી મારી હૃદયેશ્વરી ચંપા અને તેના બહેન બનેવી ઉપર તાર મોકલ્યો, તેમાં જણાવ્યું કે–હું મારા પ્રવાસમાંથી સુખરૂપ આવી પહોંચ્યો છું અને અહીં શાંઘહાઈમાં તમારી વાટ જોઉં છું; તમે તરતજ મને આવી મળો; વગેરે.

બપોરે હું જમી પરવારીને શહેરમાં ફરવા નીકળી પડયો. વાંચનારને યાદ હશેજ કે શાંઘહાઈમાંજ શેઠ મનજીભાઇની પેઢીમાં મેં મારા એક લાખ રૂપીઆ જમે કરાવ્યા હતા. હું સીધો ત્યાંજ ગયો. મને જોતાંવારજ મનજીભાઇ એકદમ આશ્ચર્યચકિત થયા, ને હરખથી મારા તરફ દોડી આવ્યા. મારા બંને ખભા પકડી લઇને જોરથી દાબી ઉમળકાથી બોલ્યા—"ઓહો! બહાદુરસિંહ, તમે આવી પહોંચ્યા? કયારે આવ્યા? તમને અચાનક જોઇને મને ભારે અચબો થાય છે. આજેજ સવારે અમે તમારા વિષે વાત કરી હતી. તમને ગયાને પાંચ છ મહિના થઇ ગયા એટલે—"

"એટલે તમને એમજ લાગ્યું હશે કે હું તો કયારનો પહોંચી ગયો હઇશ. કેમ ખરૂં ને?" મે હસતાં હસતાં તેમને પૂછયું.

"ના. ના. એમ તો શુ ધારે?" મનજીભાઇએ કહ્યું—"મને માત્ર એમજ લાગ્યું હતુ કે તમે પેલા જાદુગર ડાકટર સાથે કોઈ અજાણ્યા મુલકના અજાણ્યા રસ્તા પર ભટકતા હશો કે કોઇ જંગલની ઝાડીમાં અથડાતા હશો. સાચું કહું છું. મને એમ લાગવાનું કારણ એજ કે હું તે ડાકટરને સારી પેઠે ઓળખું છું."

"આપની ધારણા કાંઇ ખોટી નથી. શહેરમાં તેમજ જંગલોમાં પણ મારે પુષ્કળ રખડવાનું થયું હતુ" મેં જવાબ આપ્યો.

"કાંઈ ફીકર નહિ. પણ તબીયત તો સારી છેને?"

"હાજી. પ્રભુ કૃપાથી મારૂં શરીર આરોગ્ય છે. બીજા નવીન શું સમાચાર છે?"

"બીજા સમાચાર?—તો છે—બહુજ આનંદના—તમારે માટે—ખાસ કરીને—" મનજીભાઇ કકડે કકડે બોલ્યા. મારી ઉત્સુકતા જાગ્રત થઇ.

"હેં, એવુ તે શું છે?"

"તે હુ તમને હમણાં નહિ કહુ. મારી સાથે ઘેર ચાલો."

પેઢી પર રૂપીઆ આપલેનું કામ પતાવીને તેમજ મારે મારા ખાતામાંથી કેટલાક પૈસા ઉપાડવા હતા તે ઉપાડીને અમે બને, હું અને મનજીભાઇ તેમને ઘેર ગયા. તે વખતે બપોરની ચ્હાનો વખત થયો હતો. મે અને મનજીભાઇએ સાથે બેસી ચ્હા પીધી. તેમનાં પત્નીએ મારી આગતા સ્વાગતા કરીને તબીયતના સમાચાર પૂછ્યા. ચ્હાનો કાર્યક્રમ ખલાસ થતાં મેં મનજીભાઇને કહ્યું—" હવે કહો, શા આનંદના સમાચાર છે ? "

મનજીભાઇ હસી પડયા. તેમણે કાંઇ ઉત્તર આપ્યો નહિ. મારી ઉત્સુકતામાં વધારો થયો. મેં આગ્રહપૂર્વક પૂછયું ત્યારે તેમણે માળે જવાનો દાદર મને બતાવીને કહ્યું—" આ દાદર ચઢીને માળે જાઓ એટલે તમને સમાચાર મળશે."

હું વિચારમાં પડયો. કાંઇ સમજાયુ નહિ. માળે જવુ કે નહિ ? મનજીભાઈ મશ્કરી કરે છે કે શું? કિંકર્તવ્યમૂઢ બની મે તેમની સામે જોયા કર્યુ એટલે તેમણે ફરીથી મને માળે જવાનુ કહ્યું

અંતે હુ ઉઠયો. દાદરનાં પગથીયાં આમતેમ સાવધ નજર રાખીને ચઢવા લાગ્યો. બધા પગથીયાં ચઢી ઉપર આવ્યો. એક નાનકડા દિવાનખાનામા મારો પ્રવેશ થયો. ત્યા મે શું જોયું ? ત્યાં શું જોઇને ચમકી દિઙ્મૂઢ બન્યો ?

દિવાનખાનાની વચ્ચે મૂકેલા ગોળ મેજની આસપાસ ચાર ખુરશીઓ મુકેલી હતી. તેમાંની દાદર તરફની ખુરશીના ઉપર એક યુવતિ બેઠી બેઠી રૂમાલ ગુથતી હતી તેનું ચિત્ત તેના ગુથણ કામમા બીલકુલ પરોવાઈ ગયુ હતું. દાદર ચઢતાં મારા પગલાનો જરાયે અવાજ કે ઘસારો થયો ન હતો. એટલે તે સુંદરી અત્યંત નિશ્ચિંત મને પોતાના કાર્યમાં તલ્લીન બની રહી હતી.

મને તેનું મુખ દેખાતુ ન હતું, છતાં તેના શરીરનો ઘાટ, બેસવાની લઢણ, માથાના વાળ અને અંબોડાની રચના પરથી હું તેને ઓળખ્યા વગર ન રહ્યો.

" કોણ ? ચંપા ? " કરીને મેં દાદરના પગથીઆમાંથીજ તેને બૂમ પાડી.

તે યુવતિ ચમકી. પાછું ફરીને જોયું. આશ્ચર્યચકિત થઇ ઉઠી–બોલી—"તમે ? તમે કોણ ? બહાદુરસિંહ ? "

અમને બંનેને રોમાંચ થયો. પરસ્પર ઉત્તર આપવાની શી જરૂર હતી ? હાથમાંનો સોયો ને રૂમાલ જેમ પડે તેમ પડી જવા દઇને તે મારા તરફ દોડી આવી. હું પણ તેની સામે ગયો. અને પ્રિયવાંચક, એ અદબી હોય તો માફ કરજે, અમે પળવારમાં અન્યોન્યની બાથમાં સંકળાઇ ગયાં !

× × × ×

લાંબા સમયના વિરહ પછી થતી પ્રિયજનોની અચાનક મુલાકાતનું તાદૃશ વર્ણન કોણ કરી શકયું છે ? વાંચનાર ! મારા પોતાના સબંધમાં બનેલા એ અદ્ભુત પ્રસંગનુ સચોટ વર્ણન આપવાનું મારે પણ અશકય છે તેથી હુ તેનો પ્રયત્ન કરવાનુંયે માંડી વાળું છુ.

અણુધારી મુલાકાતથી ઉપજેલા આશ્ચર્ય અને હરખના ઉભરાને શાંત પડવા દઇને અમે છૂટા પડી એક બારી પાસે બે ખુરશી માંડી બેઠા. ચંપાએ મને બધી વાત સમજાવીને કહી:–" ધનસુખલાલના એક મિત્રની પુત્રીના લગ્ન બાંટુ ગ શહેરમાં થવાના હોવાથી તેઓ તથા બહેન

ત્યાં ગયાં છે. મને તેમની સાથે જવાની લગ્ન જેવા પ્રસંગમાં ભાગ લેવાની જરાયે હોંસ ન હોવાથી મેં સાથે જવા ના પાડી. પેકીનવાળા ઘરમાં મને એકલીને મૂકીને જવું ઠીક ન લાગવાથી તેઓ મને અહીં મૂકી ગયાં છે મનજીભાઇના વહુ લક્ષ્મી કાકી સાથે મારે ઘણા વખતથી સારી માયા છે. તેઓ મારી સ્વર્ગસ્થ માતાની બહેનપણી થાય છે. તેમનો મારા પર ઘણોજ પ્રેમ છે. મને પણ તેમની સાથે રહેવું બહુ ગમે છે...મારા બહેન બનેવી એક બે દિવસમાં આવી પહોંચશે...તેની સાથે હું પેકીન પાછી જવાની હતી પણ હવે તમે આવી પહોંચ્યા છો એટલે...."

"જવાનો વિચાર માંડી વાળ્યો કે શુ ?"

"હા. હવે હુ પેકીન પાછી જવા ઇચ્છતી નથી. હવે મારે જે જોઇતું હતું તે મને મળી ગયું...."

એમ કહી ચંપા મારી તરફ જોઈ નેત્રો નચાવતી હસવા લાગી. ધીમે ધીમે અમે વાતોએ ચઢયાં. તે દરમ્યાન ચંપાએ મારી ગેરહાજરીમાં શું શું કર્યું હતું, શીશી ચીજોનો ત્યાગ કર્યો હતો, ગાયન, વાદન છોડી દીધું હતું, કોઇપણ જાતના ઉત્સવમાં ભાગ લેતી નહતી, રોજ બેવાર મારી રક્ષાને માટે અંતરથી પ્રભુ પ્રાર્થના કરતી હતી—તે બધું કકડે કકડે પણ વિગતવાર રસપૂર્વક કહી સંભળાવ્યુ. મારા સિવાય અન્ય કોઇને નહિજ પરણવું એવો પોતે નિશ્ચય કરેલો તે, તથા એ નિશ્ચયને લીધે પોતાની બ્હેન જોડે એને કેટલીકવાર તકરાર થતી તે પણ એણે મને જણાવ્યુ. એ બધું સાંભળીને મારી છાતી કેટલી ફુલી આવી હશે, મને મારે પોતાને માટે કેટલુ બધું અભિમાન ઉપજ્યું હશે, તેની કલ્પના વાંચકેજ કરી લેવી.

---

## પ્રકરણ ૧૦૫ મું.

### ચીન છોડયું

એ દિવસ પછી ધનસુખલાલ અને તેની પત્ની લગ્નમાંથી આવી પહોંચ્યા. તેઓ બંને મને પ્રવાસમાંથી આવી પહોંચેલો જોઈને આશ્ચર્ય અને આનંદમાં ડૂબી ગયાં. ચંપાવતીને હવે કોઇ રીતે પરણાવવીજ જોઈએ એવી માન્યતાથીજ તેની બ્હેન તેની સાથે તકરાર કર્યા કરતી હતી. હું આવી પહોંચ્યો હોવાથી હવે તેને તકરાર કરવાનું કારણ રહ્યું ન હતુ. તે બંને જણાએ મનજીભાઈ સાથે વિચાર કરીને એક સારો દિવસ લગ્ન માટે નક્કી કર્યો અને પોતાના મિત્રો તથા સગાં વહાલાંને તે શુભ પ્રસંગે હાજરી આપી શોભામાં વૃદ્ધિ કરવાના પત્રો પણ લખી દીધા.

પ્રિય વાંચક !

મારા લગ્નનો વિષય મારે પોતાને માટે તો અત્યંત મહત્વનો તેમજ રસીલો હોવા છતાં તેનું લંબાણ વર્ણન વાંચીને તને તો કંટાળોજ આવશે, એમ હું ખાત્રીથી માનું છું. તે લગ્ન દરમ્યાન ખાસ કાંઇ પ્રસંગો બન્યા ન હોવાથી તેનું સવિસ્તર વર્ણન આપવાની જરૂર પણ નથી.

અમારા લગ્ન થયા પછી અમે લગભગ એક મહિનો શાંઘહાઇમાં રહ્યા. રમત ગમત, આનંદોત્સવ, નાટકો અને ઉજાણીઓ વડે અમે ખૂબ કલ્લોલ કર્યું. પછી ધનસુખલાલ પોતાનો ધંધો પેકીનમાં હોવાથી તે તરફ ચાલ્યા ગયા. મને ઘણો સમય પરદેશમાં રહેવાથી માતૃભૂમિ તરફ આવવાની ભારે ઉત્કંઠા લાગી રહી હતી. એટલે મનજીભાઈની રજા લઈને, માર્ગવ્યય માટે જોઈએ એટલું દ્રવ્ય સાથે રાખી હું મારી સહધર્મચારિણીને લઈને સ્ટીમરમાં નીકળી પડયો.

સ્વદેશમાં આવીને કોઈની ખાસ નોકરી કરવાની કે મુદત સાચવવાની ન હોવાથી ધીમે ધીમે મોજ કરતા કરતા પ્રવાસ કરવો એવો અમે વિચાર કર્યો હતો. તેથી અમારી સ્ટીમરે બ્રહ્મદેશને કિનારે જ્યાં પહેલવહેલું બન્દર કર્યું ત્યાં અમે ઉતરી પડયા અને શહેરમાં જઈ એક સારી હોટલમાં મુકામ કર્યો. આખો દિવસ એક મોટર ભાડે કરીને શહેરમાં તમામ જોવા લાયક સ્થળો તથા વસ્તુઓ જોઈ નાખ્યા. સાંજે એક બરમીઝ યુવતિનો નાચ હતો તે જોઇને રાત્રે નવેક વાગે મુકામ પર આવ્યા. દિવસના થાકને લીધે તરતજ અમે નિદ્રાવશ થયા.

બે કલાક પછી લગભગ મધ્યરાત્રિના સમયે હું ઉંઘમાંથી એકદમ જાગી ઉઠયો. જોઉં છું તો મારી આખી ઓરડી ધૂમાડાથી ભરાઇ ગઇ હતી. મારી પાસેના બીજા કોચ પર ચંપાવતી ગાઢ નિદ્રામાં હતી. મેં તેને ઢંઢોળી જાગ્રત કરી. અમારી બંનેની છાતી ધૂમાડાને લીધે ગુંગળાઈ ગઇ હતી. થોડી વાર સુધી તો સમજ પણ ન પડે કે ધૂમાડો શાથી થયો છે. અંધારામાં કશું દેખાતું નહતું. ચંપાવતી તો રડવા જેવી થઇ ગઇ. તેને આશ્વાસન આપી મેં ઉઠીને તપાસ કરી તો એક ખૂણામાં કાંઇક બળતું—ધુંધવાતું—જણાયું. તરતજ મેં બારણું ઉઘાડી નાંખ્યું અને હોકારા પાડી હોટલના બીજા ઉતારૂઓને તથા માલિકને જાગ્રત કર્યા. કેટલીકવારે સમજાયું કે મારા ઓરડાના બારણાંની ઉપર જાળીયાંમાંથી કોઇક માણસે બળતાં છાણાં ઓરડીમાં નાંખ્યા હતા. મેં પ્રથમ તે હોટલના માલિકને ખૂબ દબડાવીને પૂછ્યું. પરંતુ તે કાંઇ ખુલાસો આપી ન શકયો. તેને પોતાને અમારા ઉપર આવો સીતમ ગુજારવાનું કાંઇ કારણ નહતું. તેણે પણ હોટેલના નોકરો વગેરેમાં ખૂબ તપાસ કરી કેટલાકને ધમકાવ્યા અને નોકરમાંથી વગર પગારે કાઢી મૂકવાનો ડર બતાવ્યો ત્યારે એટલું માલમ પડયું કે રાત્રે સાડાઅગીઆર વાગે એક નાકકટ્ટો ચીનો હોટલમાં ચ્હા પીવા માટે આવ્યો હતો. અને તે વખતે નોકરો ઝોકાં ખાતા હોવાથી તે કોણ જાણે કયાં ગુમ થઇ ગયો તે સમજાયું નહિ. પાછળથી બીજા એક નોકરે કબૂલ કર્યું કે મેં એ માણસને અમુક બારી કુદીને નાસી જતાં જોયો હતો.

દરમ્યાન આગ તો હોલવી નાંખી હતી. આ બધું ધાંધલ થવામાં હોટલના માલિકનો કાંઇ વાંક ન હતો છતાં મેં તેને સખત ધમકી આપી. ખરૂં કારણ શું હતું તે હું તરતજ સમજી ગયો. ચંપાવતી પણ તે સમજી હતી કારણ કે અમારા લગ્ન પછી મેં જ્ઞાનમઠની યાત્રાની સર્વ હકીકત તેને વિસ્તાર પૂર્વક કહી હતી. એ પવિત્ર સંસ્થાના બાવાઓ આટલા કીનાખોર અને

ક્રૂર હશે, એવો અમને જરાયે ખ્યાલ ન હતો.

બીજે દિવસે સવારના પહોરમાંજ અમે હોટલવાળાનું બીલ ચુકવીને તે શહેર છોડી જવા નીકળી પડયા. આ વખત અમે પ્રયાસ દરમ્યાન ઘણીજ સાવધાની રાખી હતી. જે આગબોટમા અમે બેસવાના હતા, તેમા અમારા સિવાય બીજા કેટલા અને કોણ કોણ ઉતારૂઓ છે તેની ચોક્કસ તપાસ કર્યા પછીજ તેમાં પગ મૂકયો. અમે ટીકીટો તો ઠેઠ રંગૂન સુધીની લીધી હતી પરંતુ તેના પૈસા નકામા જવા દઈને પણ અમે વચમાંજ અચાનક એક પાસેના બંદરે ઉતરી પડયા. જેથી અમારી પૂંઠે કોઈ માણસ પડેલો હોય તો તે ભૂલથી દોરવાઈને આગળ ચાલ્યો જાય.

અમે ગામમાં જઈને એક બ્રાહ્મણને ત્યાં મુકામ કર્યો. તેણે અમુક પૈસા પહેલેથી લઈને અમને પોતાના ઘરના પાછપાછના ભાગમાં બે ઓરડીઓ કાઢી આપી. તેમાં સામાન મૂકી તાળું દઈને અમે ફરવા ચાલ્યા ગયા. દોઢ બે કલાક પછી પાછા આવીને જોઇએ છીએ તો અમારી બધી ટ્રંકો, પેટીઓ, પોટલાંઓ ખુલ્લાં! તેમાંનો બધો સામાન—કપડાં લત્તાં ચોપડીઓ શીશીઓ વગેરે વસ્તુઓ ઓરડામાં આમતેમ અસ્તવ્યસ્ત પડેલી. અમારી નાણાંથેલી પણ એક ઠેકાણે છૂટી પડી હતી. તેમાંથી કેટલીક નોટો તેમજ રૂપીઆ બહાર ગબડી પડયા હતા મે તરતજ તે ઉપાડી લીધા. અને પૈસા ગણી જોયા. તો આશ્ચર્યની વાત છે કે—તેમાથી એક પાઇ પણ ઓછી થયેલી માલમ પડી નહિ! ચંપાવતીએ બધો સામાન તપાસી જોઈને કહ્યું—કે સામાનમાંથી કાંઇપણ ચીજ ગઈ હોય એમ લાગતું નથી.

મેં તરતજ તે ઘરના માલિકને બોલાવ્યો અને તેને બધી હકીકત કહીને અમારી ટ્રંકો ફોડવાનું કામ કોણે કર્યું તેની તપાસ કરવાનો હુકમ આપ્યો. તે વિશેષ કાળજીપૂર્વક તપાસ કરે એવા ઉદ્દેશથી મેં અમારૂં કાંઇ ગયુ નહતું છતાં મારા અમુક ખાનગી અમૂલ્ય કાગળીઆ ચોરાયા છે તે શોધી આપ; નહિ તો તારી સામે કામ ચલાવીશ, એવી ધમકી પણ આપી. તે બાપડાએ અડધોપોણો કલાક સુધી પુષ્કળ શોધ કરી. બધા નોકરોને બોલાવી તડકાવ્યા. પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહિ. અંતે જાણે કંઇક નવીન યાદ આવ્યું હોય તેમ મારી પાસે આવીને બોલ્યો—"હાં. હાં. એક વાત હું ભૂલી ગયો. તમારા ગયા પછી એક ચીનો મુસાફર મારી પાસે આવેલો. તેણે એક રાતના ઉતારા માટે એક ઓરડી માંગી હતી, તેથી મેં તમારા ઓરડાની પાછલી બાજુની ઓરડી તેને ઉઘાડી આપી હતી. પરતુ અત્યારે તે માણસ પોતાની ઓરડીમા નથી. તેમજ તેનો કાંઇ સામાન પણ નથી. તે મારૂં ભાડુંયે આપ્યા વિના નાશી ગયો લાગે છે...."

"તે ચીનાનું નાક કપાયલુ દેખાતુ હતુ?" મેં પૂછયું.

"હા. હા. તેજ તેજ. તમે તેને કોઇક ઠેકાણે જોયો હશે?"

"ના. તે અમને રસ્તામાંજ સામો મળ્યો હતો." એમ કહી મેં તે નાકકટ્ટા ચીનાની વાતને ટુકે પતાવી. અમુક માણસ મારી પૂંઠે પડયો હતો એવુ તે ઘરવાળાને જણાવવાની મને ઇચ્છા નહતી.

તોયે મે કંઇ કંઇ બહાનાં કાઢી તેને

તેજ રાત્રે ત્યાંથી ગુપચુપ મુકામ ઉઠાવી નીકળી પડવાનો નિશ્ચય કર્યો. રાતના બાર વાગ્યા પછી બે ચાર મજુરોને બોલાવી મેં બધો સામાન સ્ટેશને પહોંચાડાવ્યો. સીધા રંગુન જવાને ગાડી મળતી હતી. તે રાતના અઢી વાગે ઉપડતી હતી. ઘરવાળાના પૈસા ચૂકવી આપી હું અને ચપા બે વાગે સ્ટેશન પર આવી પહોંચ્યા.

સેકન્ડ કલાસની ટીકીટો કઢાવી, ટ્રેનની વાટ જોવા લાગ્યા. હું આસપાસ બધે બારીક નજર રાખ્યાજ કરતો હતો. રખેને પેલો નાકકટ્ટો આજ વખતે આવી ચઢે અને મારાવાળીજ ટ્રેનમાં પોતે પણ ચઢી બેસે, એવો મને ભય હતો. ગાડી આવી. અમે તેમાં ચઢી બેઠાં. ગાર્ડે સીસોટી પાડી અને ટ્રેન ઉપડી. તેજ વખતે મે પેલા નાક કટ્ટા ચીનાને દરવાજા પરના એક ટીકીટ કલેકટર સાથે રકઝક કરતો જોયો. મારા હૃદયમા ખૂબ આનંદ ઉપજ્યો—હાશ ! આખરે મારો શત્રુ ગાડી ચૂકી ગયો હતો !



## પ્રકરણ ૧૦૬ મું.

### રંગુનમાં

બીજે દિવસે સવારે અમે રગુન સ્ટેશને ઉતર્યા. નાકકટ્ટો ચીનો પાછળથી આવશે તોયે હવે તે આવા મોટાં શહેરમાં કોઇપણ રીતે મારો પત્તો મેળવી શકશે નહિ એવી મને ખાત્રી હતી. તેથી હું રંગુન શહેરના રસ્તાઓ પર તેમજ બજારોમાં મોજથી વિનાસંકોચે ફરવા લાગ્યો. એકવાર હું એક મોચીની દુકાને મારા જોડા સંધાવવા માટે ઉભો હતો એટલામાં એક ભાડુતી ગાડી તેની પાસેનીજ દુકાન આગળ આવીને ઉભી. તેમાંથી એક ગુજરાતી ગૃહસ્થ નીચે ઉતર્યા, તેણે મારૂ ધ્યાન ખેંચ્યું—હું ચમકયો. "કોણ પ્રતાપ....?" એવા શબ્દો હું બોલવા જતો હતો એટલામાંજ તેમણે નાકપર આંગળી મૂકીને મને બોલતો અટકાવ્યો. તેઓ મારી પાસે આવ્યા અને આસપાસ ઘણે દૂર સુધી ન સંભળાય એવે ધીમે અવાજે બોલ્યા—

"કહો, કેમ છો ? બહાદુરભાઇ ! તબીયત તો સારી છે ને ?"

"હા. આપની કૃપાથી સર્વ કુશળ છે." મેં ઉત્તર આપ્યો અને પૂછયું—"પરંતુ આપ કયાંથી ? હું તો ધારતો હતો કે તમે હજુ પેકીનમાંજ રહેતા હશો!"

"પેકીનમાં ? ના રે ના. હવે મારાથી પેકીનમાં તો શું રહેવાય ? માથે મોત ભમતું હોય તોજતો. એ કમબખત બાવાઓ મારા ધારવા કરતાં વધારે ફીનાખોર માલમ પડયા છે. અલબત, મને ઘણી ઘણી રીતે વેશાંતર કરતાં આવડે છે. પરતુ તે વડે તે લોકોને છેતરતાં પહેલાં પણ છએક માસ વીતી જવા જોઇએ."

અમે ધીમે ધીમે વાતોએ વળગ્યા. મેં તેમને ચંપાવતી સાથે થયેલા મારા લગ્નની બધી હકીકત વિસ્તારથી કહી. તે સાંભળીને તે બહુ રાજી થયા. હું તો

તેમના આવી રીતે અચાનક મેળાપથીજ ઘણો આનંદમાં આવી ગયો હતો. મેં તેમને મારી સાથે મુકામ પર આવી ચંપાવતીની મુલાકાત લેવાની પણ સૂચના કરી. પરંતુ તેમણે તેમ કરવા ના પાડી. છેવટે મેં પૂછ્યું—

"ત્યારે હવે તમે કયા જાઓ છો?"

"અમેરિકા." પ્રતાપરાયે અવાજ અત્યંત ધીમો પાડીને ઉત્તર આપ્યો— "ચીનનાં હવા પાણી હાલ ઘણો વખત સુધી મારા શરીર તથા મારી પ્રકૃતિને માફક આવે એમ નથી, તેથી મેં અમેરિકા જઈ થોડો વખત ગાળવાનુ નક્કી કર્યું છે. ત્યાં હું જ્ઞાનમઠમાંથી મેળવેલ જ્ઞાનભંડારના સિદ્ધાંતો પર પ્રયોગો કરીશ તેમજ તેની સિદ્ધિ પ્રાપ્ત કરવાને મથન કરીશ. જ્ઞાનમઠના અદ્ભુત સિદ્ધાંતોનો પ્રચાર અમેરિકાના અમુક પ્રદેશમાં કરવાનો મારો વિચાર છે."

"ત્યારે તમે પાછા ચીનમાં તો નહિજ જવાના હો?" મેં સામાન્ય ઉત્સુકતાથી પૂછ્યું.

"નહિ શા માટે? ત્યાં તો હું જરૂર જવાનો. પણ—" તેઓ બોલતાં અટકી ગયા. પછી મારો હાથ પકડી કહ્યુ— "ચાલો ચાલો, તમે મારી સાથે ગાડીમાં. મારે સ્ટેશન પર જવું છે. આપણે રસ્તામાં વાત કરીશુ."

જરાયે આનાકાની વગર મેં તેમની સૂચના માન્ય રાખી. ગાડી ચાલવા લાગી એટલે મે ધીમે સાદે કહ્યું–" ડાકટરસાહેબ, એક ખાનગી વાત કહેવાની છે

" એક કપાયલા નાકવાળો ચીનો કેટલાયે વખતથી મારી પાછળ મંડયો હોય એમ લાગે છે. તેણે એકવાર મારો પ્રાણ લેવાનો પણ પ્રયત્ન કરી લીધો. દૈવની કૃપાથીજ હું બચવા પામ્યો છુ. મારી ગેરહાજરીમાં તેણે એકવાર મારી ટ્રંકો પણ ફોડી......."

"સાચું પૂછો, તો બહાદુરભાઇ, મને આમાં જરાયે નવાઇ નથી લાગતી. આવુ થવાની મેં તો આશાજ રાખી હતી. હજુ તમે ચાલાક અને હિંમતવાન હોવાથી આટલાયે બચી ગયા. બીજો નબળો પોચો હોત તો તેની છાતી પણ બેસી ગઇ હોત અને દહેશતમાં ને દહેશતમાંજ તે મરણ પામ્યો હોત. તમારી પેઠે મારી ઉપર——મારી મિલકત ઉપર તેમજ મારા જાન ઉપર હુમલા થઈ ગયા છે. એ હુમલા કરનારનો મુખ્ય હેતુ જે વસ્તુઓ આપણે જ્ઞાનમઠમાંથી ઉઠાવી લાવ્યા છીએ તે પાછી મેળવવાનો છે."

"મને પણ એમજ લાગે છે, કારણ કે એકવાર તો મારો બધો સામાન પુટયો હોવા છતાં તેમાંથી એક પાઇ પણ ગયેલી માલમ પડી નથી." મે અનુમોદન આપ્યું.

"પરંતુ જ્યારે તે આ વસ્તુ પ્રાપ્ત કરી શકશે નહિ ત્યારે અંતે તે આપણા જીવ પર આવશે એમાં કાંઈ શક નથી. તેટલાજ માટે આપણે બંનેએ ઘણો કાળ સુધી અજ્ઞાતવાસમાં રહેવાનુ છે. હું અમેરિકા જાઉં છુ તેનું પણ કારણ એજ છે. ચીના સંન્યાસીઓ ખરેખર મહાપાપી, દુષ્ટ, ઘાતકી અને ખુન્નસથી ભરેલા હોય છે."

એમ વાતોમાં સ્ટેશન આવી પહોંચ્યું. અમે ભાડુતી ગાડીમાંથી ઉતરી, ગાડીવાળાને ભાડુ ચુકવી આપી સ્ટેશનમાં દાખલ થયા ત્યા જોઉં છું તો પ્રતાપ-

રામના જૂના નોકર લાહોવાન સાથે તેમનો સામાન ક્યારનો સ્ટેશન પર આવી ખડકાયલો હતો. લાહોવાનને કેટલીક સૂચના આપી અમે પ્લાટફૉર્મ પર આમ તેમ હીંડવા લાગ્યા. થોડીવારે ગાડી આવી પહોંચી. પ્રતાપરાય તેના સેકન્ડ કલાસના એક ડબ્બામા ચઢી બેઠા ગાડી ઉપડવાની તૈયારી હતી તેવામાં પ્રતાપરાયે મારો હાથ દબાવીને કહ્યું—"બહાદુરભાઈ, બહુ સંભાળીને રહેજો, અને ચેતીને ચાલજો. પેલા સેકન્ડ કલાસ વેઇટીંગ રૂમના દરવાજા તરફ નજર કરો. જૂઓ એ તો ન હોય ?"

મે ધીમે ધીમે નજર ફેરવી ત્યાં જોતાંજ હું ચમકયો તૂટેલા નાકવાળો ચીનો તે જગા પર એક ખૂણામાં ઉભો હતો અને અમારા બંનેના તરફ ચોરટી નજર નાંખી રહ્યો હતો. તેને જોઇને હું ફીકકો પડી ગયો, તે પરથીજ પ્રતાપરાયની ખાત્રી થઇ કે તેજ તે માણસ હતો.

ગાર્ડની સીસોડી વાગી અને ગાડી ઉપડી. પેલો નાકકટ્ટો હજુ તેજ સ્થાને કુકડુ વળીને ઉભો રહ્યો. મેં અને પ્રતાપરાયે દોડતી ગાડીએ પરસ્પર છેલ્લાં વંદન કરી લીધા. પછી હું શહેરમાં બીજે કોઇ ઠેકાણે ફરવાનો વિચાર માંડી વાળી સીધોજ મારા મુકામ પર આવી પહોંચ્યો. ત્યાં ચંપા અંત્યત ઉત્સુકતાથી મારી વાટ જોઇ રહી હતી. તેને મેં પ્રતાપરાયની મુલાકાત વિષે તેમજ નાકકટ્ટાની અચાનક ભેટ વિષે વાત કરી, તે પરથી અમે બીજેજ દિવસે રંગુનથી મુકામ ઉપાડવાનો ઠરાવ કર્યો.

બીજે દિવસે ઉપડનારી ડાક સ્ટીમરની ટીકીટો કઢાવીને. અમે રંગુન છોડી કલકત્તા આવ્યાં. હવે પૂરેપૂરા બ્રિટીશ સામ્રાજ્યમાં દાખલ થઇ ગયેલા હોવાથી અમારી ઉપર તે બાવાનુ કાંઈ ચાલવાનું નથી એમ મને લાગ્યુ. એક સારા લત્તામાં ઘર ભાડે રાખીને હું ચંપાવતી સાથે આનંદથી રહેવા લાગ્યો. રાધવા કરવા માટે એક વૃદ્ધ બ્રાહ્મણ રસોઇયાને મેં રાખી લીધો હતો તેમજ વાસણ માંજવા વગેરે બીજાં પરચુરણ કામો કરવા માટે એક આસામી નોકર તથા એક દાસી રાખ્યા હતાં. એટલે મારી પ્રિય ચંપાને કાંઈજ તસ્દી લેવી પડતી ન હતી. મેં મારાથી બને તેટલું સુખ તેને આપવાનો પ્રયત્ન માંડયો. બીજે ત્રીજે હંમેશ અમે સાથે નાટકચેટક જોવા જતાં. એમ લગભગ પંદર સોળ દિવસ નીકળી ગયા. મે એક કૂતરો પાળ્યો હતો તે રાતના ઘરની આસપાસ ચોકી કરતો.

એક દહાડો સાંજે બહારથી ફરીને અમે ઘણા મોડા ઘેર આવ્યા. રસોઇયાએ અમારા વાળુની તૈયારી કરી ભાણાં પીરસી રાખ્યા હતાં. પરંતુ એક લોકપ્રિય હોટેલમાં કેસરીઆ શિખંડ તથા મસાલેદાર પુરીનો સાજે અમે બંનેએ પેટપુર સ્વાદ કાઢેલો હોવાથી અમને ભૂખ નહતી. રસોઇઓ અમારે માટે દુધના પ્યાલા ભરી દિવાનખાનામાંજ ટેબલ પર મૂકી ગયો. દરમ્યાન મારો કૂતરો આખો દિવસ કાંઇ ખાવાનું ન મળ્યાથી ભૂખાળવો બની ગયો હતો. તેણે ટેબલ પર કુદકો મારી દુધના પ્યાલામાં મ્હોડું માર્યું. અમને જરાયે ક્ષુધા ન હોવાથી અમે કુતરાને હાંકવાની-તેને દુધ પીતો અટકાવવાની -તસ્દી પણ ન લીધી. પણ આશ્ચર્યની વાત છે કે તે કુતરાએ અડધું દુધ પીધું

ન પીધું એટલામાંજ તેને તમ્મર આવ્યાં. તે ટેબલ પરથી ઉથલી પડયો અને જમીન પર કેટલોક વખત તરફડીઆ મારી મરણ પામ્યો. એ જોઇને અમે બંને ચમકી ગયાં.

કાંઇક પણ કાવતરૂં થયું છે એમ હું તરતજ સમજી ગયો. રસોઇયો તે વખતે પોતાની ઓરડીમા જઇ ચુપચુપ સૂઇ ગયો હતો હું તરતજ તે દુધના પ્યાલા ઉપાડીને સરકારી દવાખાનાના ડાકટરને મળવા ચાલ્યો. ડાકટર સાહેબે બાકીનું દુધ તપાસી અભિપ્રાય આપ્યો કે તેમાં સ્વાદ વગરનું પણ કાતિલ વિષ મેળવેલુ છે ત્યાથી સીધો હું પોલિસ થાણાં પર ગયો એ ત્રણ કોન્સ્ટેબલ લાવીને મેં રસોઈયાને તથા નોકરોને પરહેજ કરાવ્યાં. જ્યારે પોલિસ તરફથી ઘણી દમદાટી તેમજ ત્રાસ આપવામાં આવ્યો ત્યારેજ તે વૃદ્ધ રસોઇયાએ ખરી વાત કબુલ કરી:-બે દિવસ પર એક ચીનો તેને આ વિશ્વાસઘાતનું કામ કરવા માટે કસમ લેવરાવી રૂા ૧૦૦) ની નોટ બદલામાં આપી ગયો હતો.

ઉપલા બનાવથી બ્રિટીશ સામ્રાજ્યમાં પણ મારી હસ્તી સલામત નથી એમ મારી ખાત્રી થઇ ગઇ. તેથી જ કલકત્તાનુ ઘર જેમ બને તેમ જલદી સમેટી લઇને હવે હું અહીં આવીને રહ્યો છું. અહીં એટલે ક્યાં તે જાણવાની, પ્રિય મિત્ર, તને ઘણીજ ઉત્સુકતા થશે. પણ તને તેથી કાંઇ લાભ નથી. લાભ હોય તોયે હું તને જણાવી શકતો નથી એ માટે તું મને માફ કરજે. અહીં રહેતાં મને–આ લખતી વેળા–દોઢ વરસ વીતી ગયું છે અને તે દરમ્યાન કોઇ જાતનું અનિષ્ટ થયું નથી એ જાણીને તને આનંદ થશે. વળી હું અહીં એકલો છું એમ પણ માનીશ નહિ. મારી સતત સહચરી પ્રિયતમા ચંપાના સુખદ સહવાસને લીધે મને સ્વર્ગનાં સુખની પણ વાંછના થતી નથી એમ લખું તો તું મને વહુઘેલો ધારીશ મા; ને હમણા તો એણે એક રૂપાળા ગૌરવર્ણા પુત્રને જન્મ આપીને મારા આનંદને પરિસીમાએ પહોંચાડયો છે. મારી માલમિલકતોનું વર્ણન તો મેં આગળ આપીજ દીધું છે, દોસ્ત મનંત!

આજથી છ મહિના ઉપર મારી સ્થિતિ એક ભીખારી જેવી હતી. ચીનના ગંદા શહેરોની સાંકડી ગલીઓમા હું નોકરી માટે ફાંફાં મારતો હતો અને એક દિવસ તો વીશીવાળાને મારા એક ટંકના ભોજનના પૈસા આપવાના મારી પાસે નહતા. આજે મારી સ્થિતિ છેકજ બદલાઇ ગઇ છે. પણ મારા એ સ્થિત્યંતરના કારણભૂત થનાર ડા. પ્રતાપરાયને સંભાર્યા વગર અમે પતિપત્ની એક પણ દિવસ પસાર કરી શકતાં નથી એ તું ખાત્રીથી માનજે.

ભાઇ મનંતરાય, ઉપર પ્રમાણે મેં મારી સવિસ્તર હકીકત લખી મોકલી છે. તે બહુજ લાંબી છે, તે લખતા મને ભારે શ્રમ પડયો છે, તેમજ તે વાચતાં તને પણ ઘણો સમય લાગશે જ. પરંતુ મારી આખી કહાણી વાચી ગયા પછી પણ જો તને એમ લાગે કે એ સમય વ્યર્થ ગયો નથી તો બસ, એટલેથીજ મને મારો શ્રમ સાર્થક થયો છે એમ સંતોષ થશે.

એજ. વિશેષ શું લખું ? તારા તરફના સમાચાર મને વખતોવખત જાહેર પત્રો દ્વારા જણાવતો રહેશે તો ઉપકૃત થઇશ."

લી૦ તારો બાળમિત્ર

બહાદુરસિંહ

# ઉપસંહાર

"કેવો ચમત્કારિક વૃત્તાંત છે!" આખું લખાણ વંચાઇ રહેતાં ડા. મનંતરાયે ઉદ્ગાર કાઢયો.

"છે તો ચમત્કારિક. એમાં કાંઇ શક નથી. પણ એ ચમત્કારોના સંતોષકારક ખુલાસા એમાં આપી દીધા હોત તો ઠીક." મેં ઉત્તર આપ્યો:—"એટલે અંશે મારા હૃદયમાં તો અતૃપ્તિ રહી ગઇ."

"એ સાચી વાત છે!" ઇંદુકર વચમાંજ બોલી ઉઠયો—"પણ એ બાપડો બહાદુરસિંહ પણ શું કરે? ડા. પ્રતાપરાયથી તે અચાનક અને દીલગીરી ભરેલી રીતે છૂટો પડી ગયો એટલે લાચાર! જે જ્ઞાન એને પોતાને ન મળ્યુ તે એ આપણને કેવી રીતે આપી શકે?"

"તમે ગમે તેમ કહો પરંતુ મને તો એમ ચોકકસ લાગે છે કે ખુદ બહાદુરસિંહે કેટલીક વાર્તા આમાં છૂપાવેલી છે. ખાસ કરીને ચીના મહંતોને લગતી કેટલીક વાતો, તેમની ચાલચલગત અને આત્મશકિતના સંબંધમા કેટલીક વિગતો એણે લખવા ધારેલી, પરંતુ પાછળથી વિચાર ફરી જતાં તેણે તે લખ્યું નથી." મનંતે પોતાની બુદ્ધિ કસીને અનુમાન બાંધી રજૂ કર્યું.

મેં તેના અનુમાનને ટેકો આપ્યો:—"તમારી ધારણા ઘણે અંશે મારી માન્યતાને મળતી આવે છે. પણ હવે તો એ બધી વિગતોને માટે મી. બહાદુરસિંહનો પત્તો મેળવવો અને તેમની મુલાકાત લેવી એજ એક ઉપાય છે."

"તે કામ આપણા ઇંદુકર ભાઇનું." મનંતરાયે ઇંદુના પ્રત્યે જોઇ કહ્યું—"તમને હવે હું એ કામ સોંપું છું. આ પુસ્તકનો હસ્તલેખ ખોળી આપ્યા બદલ, કહો હું તમને શું આપું?" એમ બોલતાં તેમણે સો રૂપીઆની એક નોટ ખીસામાથી કાઢી.

"બસ આટલુંજ?" હું મનંતરાય તરફ જોઇ હસીને બોલ્યો—"એ તો બહુ ઓછું! મીસ્ટર મનંતરાય, ઇંદુકરે શોધી આપેલા આ હસ્તલેખને છપાવી પ્રગટ કરતા તમે તેમાંથી હજારો રૂપીઆ કમાશો. તેમાંથી થોડો પ્રમાણસર ભાગ તો એને આપશોને?" એમ કહી હું હસી પડયો.

"કંઇ નહિ. કંઇ નહિ. ધેટ વિલ બી સફીશટ" ઇંદુકર બોલી ઉઠયો અને તેણે લાબો હાથ કરીને મનંતરાયે ધરેલી નોટ સ્વીકારી લીધી.

"ચાલ, ત્યારે દોસ્ત ઇંદુ, આ સો રૂપીઆ મળ્યા તેના નામ પર કંઇ ચ્હા પાણી ચેવડો થઇ જવા દે મારા પેટમાં કુરકુરીઆં બોલવા લાગ્યાં છે—ને પછી તારી આ હસ્તલેખ શોધવાની શી યુક્તિ સમજાવ જોઇએ." વાત સાચી હતી. લગભગ સાત સાડાસાત કલાક અમે તે હસ્તલેખ વાંચતા બેઠા હતા તે દરમ્યાન અમે કાંઇજ ખાધુ ન હતું. માત્ર એકવાર બપોરના નિયમ પ્રમાણે મનંતરાયના નોકરે ત્રણ કપ પાતળી—પાણી જેવી—ચ્હા લાવીને મૂકી હતી. તેને અમે યોગ્ય ઇન્સાફ દીધો હતો. તેજ માફ. પછી તો તે હસ્તલેખમાંની વાર્તાનો રસ એવો લાગ્યો કે ખાવાપીવાનું અને બગાસા ખાવાનું પણ અમે વિસરી ગયા. કેટલીક વખત સુધી તો બહાદુરસિંહ અને પ્રતાપરાયની સાથે અમે પણ લામા-

સરાઇની ગુફાઓમાં અથડાતા હોઇએ એવુંજ અમને લાગ્યું હતું. દોઢ બે કલાક થયા મને ખૂબ તરસ લાગી હતી પરંતુ વાર્તાના રસમાં મને તેનું સ્પષ્ટ રીતે ભાન થયું ન હતું. ભાન થયું હોત તોયે વાર્તાનો રસ તૂટવા દઇને હું પાણી પીવા ઉઠત કે કેમ તેયે શંકા છે.

થોડીવારમાં ઈંદુકરના ઓર્ડરથી ચ્હા બીસ્કીટ અને ચેવડો આવ્યાં. સાથે સાથે ત્રણ પ્લેટ આઇસક્રીમ પણ મંગાવી લીધું. તે સર્વનો નિકાલ કરીને અમે કલેજું ઠંડું કર્યું.

પછી ઇંદુકરે મનતરાયને પોતાના નોકરને બોલાવવા કહ્યું. તેમણે ટેબલ પર પડેલી ઘંટડી વગાડી. ધોંડુઘાટી તરતજ આવી હાજર થયો. ઈંદુકરે તેને અમારા ત્રણેની સામે સ્થિર ઉભા રહેવાનું કહ્યું. તેણે તેમ કર્યું એટલે બ્રહ્માંડના ભેદનો હસ્તલેખ તેની સામે ધરીને પૂછયું:—
"અલ્યા, સાચું બોલજે. આ ચોપડો પેલા ભૈયાને વેચતાં તને કેટલા પૈસા ઉપજ્યા હતા?"

તે ચોપડો જોઇને ધોંડુ પ્રથમ તો ચમકયો હોય એમ લાગ્યું. પણ તેણે તરતજ જવાબ આપ્યો–"નહિ નહિ મી કશાલા............"

"ચૂપ રહે હરામખોર! સાચું બોલ. નહિ તો હમણાંજ તને પોલિસમાં સોંપું છું." ઇંદુએ ડોળા કાઢીને ધાંટો પાડયો.

એટલે પેલો ગેંગેંફેંફેં થઇ ગયો. તેણે પ્રથમ તો બીજો ઉડાવતો ઉત્તર ગોઠવવાના ફાંફા તો માર્યા, પણ ઈંદુકરના રૂવાબથી તે આખરે અંજાઇ ગયો. ને ગભરાયો પણ ખરો. તેણે તે હસ્તલેખ લગભગ અઢી શેર કાગળનો પોથો, એક ચેવડાવાળા ભૈયાજીને વેચીને માત્ર સવા ત્રણ આના મેળવ્યા હતા, એમ છેવટે માલમ પડી આવ્યું.

"ને એવું તેં શા માટે કર્યું અલ્યા?"

"મલા બીડી ઓઢણ્યાચી તલપ લાગલેલી હોતી આણી માઝયા કડે દીડકી એકહી નવ્હતી!"

ઇંદુકરે મનંતરાય તરફ જોઈ કહ્યું—

"જોયું? સાહેબ, આ અજાણ્યા અને હલકા પગારના નોકરો ઘરમાં રાખ્યાનું પરિણામ!"

ધોંડુ મહિના દોઢ મહિનાથીજ મનતરાયને ત્યાં આવી નોકરીમાં રહ્યો હતો. રત્નાગિરિથી તાજોજ મુંબાઇમાં આવેલો હતો. તેને બ્રહ્માંડનો ભેદ જેવા અમૂલ્ય હસ્તલેખની શી કીંમત? બીડી માટે પૈસા મેળવવાને તેણે તે લેખ પસ્તીના ભારણમાં વેચ્યો!

"મને ચોપાટી પરથી મળેલો આ કાગળ." એમ કહી ઈંદુકરે સમજાવવા માંડયું—"એમાં જે પીળા ડાઘા પડયા છે તે ઉપરથી તમે જોઇ શકશો કે તેમાં કોઇ લહેરી જીવડાએ દાળ કે ચેવડો ખાધો છે. એ કાગળ ચોપાટીની રેતીમાં કયાંથી આવ્યો, તે હું તરતજ સમજી ગયો. બીજે દિવસે હુ ચોપાટી પર દાળ ચેવડો વેચવા આવનાર એકેએક ભૈયાજીને મળ્યો. દરેકની પાસે કેવા કેવા કાગળ છે તેની તપાસ કરી. ત્યારે પાંચ સાત ભૈયામાંથી એક જણ પાસેથી મને મુદ્દો મળ્યો. તેનું નામ રઘુનંદન. તેણે મને બધી વાત કહી. મેં તેને બમણા પૈસા આપ્યા. જેટલા કાગળ તેણે સવાત્રણ આના આપી ખરીદ્યા હતા તેના મે તેને સવાત્રણ રૂપીઆ આપી

આખો લેખ પાછો મેળવ્યો. સારે નસીબે હું બહુજ વેળાસર જઇ પહોંચ્યો. જો બે ચાર કલાક પણ મોડું થતે તો આ અમૂલ્ય લેખમાંના થોડાં ઘણાં પાનાનાં પડીકાં બધાઇ ગયાં હોત."

મનતરાયે પોતાના નોકરને ખૂબ ધમકાવ્યો. ફરીવાર આવી મૂર્ખાઇ કરશે તો પકડાવી દેવાની ધમકી આપી બીડી પીવા માટે જોઇએ તો રોજ પૈસો બે પૈસા માંગી લેવાની રજા આપી

પછી અમે સૌ છૂટા પડયા. છૂટા પડતી વખતે મનંતરાયે પુનઃ ઇંદુકરને મી. બહાદુરસિંહના ગુપ્ત રહેઠાણ સંબંધમાં ગુપ્ત તપાસ ચલાવવાની ભલામણ કરી. મારો દોસ્ત ઇંદુકર હજુ તે તપાસ ચલાવી રહ્યા છે પણ કાંઇ પત્તો નથી.

અને એ પત્તો લાગે, બહાદુરસિંહનો નિવાસ માલમ પડે, અને તેની અદ્ભુત રસીલી કહાણી વિષે બીજી કાંઇ વધુ વિગતો જાણવાની મળે ત્યાંસુધી તો, પ્રિય વાચનાર, તને પણ

**મારા રામ રામ છે!**

